શેઠ દેવચંદ લાલભાઈ-જૈન પુસ્તકોદ્ધારે-ગ્રન્થાંક: ૪૩.

(જૈન-ગૂર્જર સાહિત્યોદ્ધારે-ગ્રન્થાંક: ૬.)

# શ્રી આનન્દ-કાવ્યમહોદધિ.

(પ્રાચીન-જૈનકાવ્યસંગ્રહ.)

## મૌક્તિક ૬ ઠું.

સંગ્રાહક અને સંશોધક,

જીવણચંદ સાકરચંદ ઝવેરી.

પ્રકાશક,

શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુ૦ ફંડ માટે,

નગીનભાઈ ઘેલાભાઈ ઝવેરી. મુંબાઈ.



વીરાત્ ૨૪૪૪. વિક્રમ ૧૯૭૪. ક્રાઇસ્ટ ૧૯૧૮.

આવૃત્તિ ૧લી. પ્રતિ ૧૦૦૦.

વેતન રૂ. ૦-૧૨-૦

Published at the Office of

**Sheth Devchand Lalbhai Jain Pustakoddhar Fund,**

**426 Javeri Bazar Bombay,**

BY

**Naginbhai Ghelabhai Javeri.**

Printed by

PARIKH DEVIDAS CHHAGANLAL,

AT

THE "DIAMAND JUBILEE" PRINTING PRESS-AHMEDABAD.

# THE ANAND-KAVYA-MAHODADHI.

*( A Collection of Old Gujarati Poems )*

## PART VI.

COLLECTED AND EDITED BY

**Jivanchand Sakerchand Javeri**

PUBLISHED BY

**Naginbhai Ghelabhai Javeri,**

a trustee.

SOLD BY

The Librarian

**Sheth Devchand Lalbhai J. P. Fund.**

C/o. Sheth Devchand Lalbhai Dharmashala,

Badekha Chakla, Gopipura-SURAT.



**1918.**

Re. 0-12-0

કાવ્યસાગરમાં વિહરી, કલ્લોલોમાં પછડાઈ, સસ્નેહ અનેક મૌક્તિક એકત્ર કરી, માળા ગુંથી, સજ્જનકંઠ માટે તૈયાર કરી. પણ, માળાને પરિપૂર્ણરીતે કંઠમાં સજી અન્યોને આકર્ષવા, એ કર્ત્તવ્ય રસપ્રજ્ઞોનુંજ છે. જેમ કમળને–કાવ્યને વિકસિત–પ્રકાશમાં આણવાનું કાર્ય તો સૂર્યનું–સુજ્ઞોનું–પંડિતોનું જ છે. વારિ–કવિ કે સંગ્રાહક તો માત્ર કમલ–કવિતાનો પોષ–ઉત્પાદ કે સંગ્રહ જ કરી શકે છે!

જીવન.

---

અમારો અંક ૧૪ મો "આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક પહેલું" મુંબાઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ સેકન્ડરી સ્કૂલ લાયબ્રેરી માટે મંજૂર કર્યું છે.

વઠિયાચૂંકો ગોધૂમનો રોટલો, ક્ષુધિતપણું તો જાયજી;
કથામૃતને પીવું પ્રીતે, અમૃત પીતાં કેણ ધરાયજી!

નળાખ્યાને કવિ ભાલણ.

સાંગોપાંગ સુરંગ વ્યંગ અતિશે ધારો ગિરા ગુર્જરી,
પાદેપાદ રસાળ ભૂષણવતી થાઓ સખિ ઉપરી;
જે ગિર્વાણગિરા ગણાય ગણતાં તે સ્થાન એ લ્યો વરી,
થાઓ શ્રેષ્ઠ સહુ સખિજનથકી એ આશા પૂરો હરિ!

ભટ્ટ પ્રેમાનન્દ.

## ક્રમકોષ્ટક.

# स्मरणपत्रिका.



સ્વર્ગસ્થ સાક્ષર રણજીતરામ વાવાભાઈ મહેતાની જૈનઐતિહાસિક અને કાવ્યસાહિત્ય તરફ સમાનભાવવાળી પ્રીતિને લીધે એમના સરખા ગૂજરાતની ઉત્તરોત્તર વૃદ્ધિ સંબંધી નિરંતર ચિંતન કરનાર એક પરમ ઉત્સાહી નિપુણ વિદ્વાનની સલાહ અને ઉત્તમ માર્ગસૂચનનો દુર્લભ લાભ અમને મળતો હતો, તે માટે અમારી કૃતજ્ઞતાની એંધાણી તરીકે આ છઠ્ઠા મૌક્તિક જોડે, આવી નિરભિમાની અને ઉચ્ચ આશયોવાળી વ્યક્તિનું નામ જોડી અમે સાર્થક થઇયે છિયે.

જીવણચંદ સાકરચંદ ઝવેરી.
સંગ્રાહક અને સંપાદક.

જ્ઞાનપચમી, ૧૯૭૪.

वीतरागद्वेषक्रोधाय नमः

## મુખબંધ.

અમારા તરફથી અત્યાર સુધીમાં સંસ્કૃત, માગધી, અંગ્રેજી, અને આવા કાવ્યોના ગુજરાતી ગ્રન્થો પ્રસિદ્ધ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, કે જે પ્રયાસવડે આ ગ્રન્થને અમો તરફથી બહાર પડતા ગ્રન્થોમાં "ગ્રન્થાંક ૪૩મા" (જૈન ગુર્જર–સાહિત્યોદ્ધારે ગ્રન્થાંક ૨૮) તરીકે પ્રસિદ્ધ કરી પ્રજા સન્મુખ મૂકતા ભાગ્યશાળી થયા છીએ.

આગમવાચનાદાતા, આગમોદ્ધારક, સાક્ષરશિરોમણિ પંન્યાસ **શ્રીઆણંદસાગરગણિના** ઉપદેશથી આ ફંડ ઉત્પન્ન થયેલું હોવાથી તેઓનું નામ ચિરંજીવ રહે, એવા ઇરાદાસહ આવા કાવ્યોના સંગ્રહનું નામ **"શ્રીઆનંદકાવ્યમહોદધિ"** રાખવામાં આવ્યું છે.

આમાં આવેલાં જૂદા જૂદા રાસાઓની અસલ મૂલ પ્રતિયો આપવા માટે નીચે દર્શાવેલી વ્યક્તિયોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

રૂપચંદ કુંવરની પ્રતો માટે—

બાળબ્રહ્મચારી આચાર્યશ્રી વિજયકમળસૂરિ અને અમદાવાદના પ્રસિદ્ધ ડહેલાના ઉપાશ્રયના પુસ્તકભંડારના કાર્યવાહકોનો.

નળદમયંતીની પ્રતો માટે—

બાળબ્રહ્મચારી આચાર્યશ્રી વિજયકમળસૂરિ, ડહેલાના ઉપાશ્રયના ભંડારના કાર્યવાહકોનો, અને સુરત ગોપીપુરાના શ્રીમન્મોહનલાલજી જૈનજ્ઞાનભંડારના કાર્યકર શેઠ ફકીરચંદ નગીનચંદ ઝવેરીનો.

શ્રીશત્રુંજયઉદ્ધારરાસ,–પૂર્વે છપાયેલી એક પ્રતિકૃતિ ઉપરથી લેવામાં આવ્યો છે.

પ્રુફો વગેરે કાર્યમાં મદદ કરવા માટે શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ શ્રીબુદ્ધિસાગરસૂરિ, આચાર્ય શ્રીકૃપાચંદ્રસૂરિ, પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, પોપટલાલ કેવળચંદ શાહ અને પુરોહિત પુર્ષોત્તમ [illegible] શર્માનો આભાર માનું છું.

સાક્ષરશ્રી ડાહ્યાભાઇ **પીતાંબરદાસ** દેરાસરી Bar-at-Low અને રા. રા. **મોહનલાલ દલીચંદ** દેશાઇ B. A. LL. B. નો, ગ્રન્થની શોભામાં વધારો કરનારા ઉપોદ્ઘાત અને કવિવર નયસુંદરજીનું ચરિત્ર તથા રૂપચંદ કુંવરનો સાર નામના લેખો લખી મોકલવા માટે ખરેખર આભારી થયો છું.

દિલગીરીસહ લખવું પડે છે કે, ફંડના કાર્યવાહકોમાંથી **શેઠ કેશરીચંદ રૂપચંદ ઝવેરીને,** ફેબ્રુઆરી સને ૧૯૧૬ માં, કેટલાક અનિવાર્ય કારણોને વશ થઇ ટ્રસ્ટીપણામાંથી મુક્ત થવું પડ્યું છે.

સાક્ષરશ્રી દેરાસરી ઉપોદ્ઘાતના અંતમાં જણાવે છે કે "(૧) કાવ્યમાં કેટલાંક જૂનાં પાઠાંતર રદ ગણીને તે બદલ નવાં મૂક્યાં છે અને (૨) કેટલીક જગોએ તો જૂનાં રૂપ હતાં તે સુધારવાની છૂટ લીધી છે" ઇત્યાદિ.

આમાં (૨)જી વાત કેટલેક અંશે સાચી છે. કારણકે કેટલેક ઠેકાણે જૂનાં રૂપોજ આપવામાં આવ્યાં છે અને કેટલેક ઠેકાણે સુધારીને નવા પણ આપવામાં આવ્યાં છે, જે રાસ વાંચતાં સ્હેલાઇથી સમઝાઈ જાય તેવું છે. આમ થવામાં બે કારણો છે. પ્રુફો જુદે જુદે હાથે સુધારવામાં આવ્યા અને પ્રેસકોપી કરનારે કેટલેક ઠેકાણે કોપી નવી ઢબથી બનાવી દીધી, તેમજ ડહેલાની પ્રતો ઉપરથી કોપી કરવામાં આવી, તે પ્રતો પાછી આપતાં પાછી ત્યાંથી પાછી મળવામાં ડહેલાના ઉપાશ્રયના બારણા કાર્યવાહકોમાં અંદર અંદર કાંઇ ભિન્નતા ઉત્પન્ન થવાથી બંધ થઇ ગયા. આથી અન્ય પ્રતો સાથે રાખી પ્રુફો વખતે કામ લેવાથી આવો ક્રમ ઉપસ્થિત થયો.

પરંતુ (૧)લી વાત જે "કાવ્યમાં કેટલાંક જૂનાં પાઠાંતર રદ ગણીને તે બદલ નવાં મૂક્યાં છે" તેમ સાક્ષરશ્રી લખે છે પરંતુ તેમ જરા પણ કરવામાં આવ્યું નથી. માત્ર ઉપર જણાવેલી ગડબડ થવાથી કેટલોક સામાન્ય ફેરફાર થઇ ગયો છે જે આ સાથે ઉદાહરણો આપી

જતાવું છું. આથી વાંચકોને સમજી શકાશે કે કેવા પ્રકારનો ફેરફાર ન છૂટકે કર્યો છે–થયો છે.

આ વિના પ્રાચીન ગૂર્જરાતી ગ્રન્થો માટે આપણા ગૂર્જરસાક્ષરોમાં બે પ્રકારના મતો પડેલાં છે, અને તેમાંથી સામાન્ય વાંચકો પોતપોતાને અનુકૂળ આવતાં ગમે તે મતમાં ભળી જાય છે. આથી અમે દરેક વાંચકવર્ગને અનુકૂળ ખોરાક તો પૂરો શી રીતે પાડી શકીએ એ વાત વાંચકોએ લક્ષ બહાર કાઢવી જોઈએ નહિ.

(૧) એક મત એવા પ્રકારનો છે કે પ્રાચીન પ્રતોમાં જે પ્રમાણે લખ્યું હોય તેજ પ્રમાણે છાપવું–છપાવવું અને (૨) બીજો એવો છે કે તેને સુધારી દરેક સામાન્યવર્ગ પણ વાંચે તેવી રીતે ચાલુ રૂપોમાં છપાવવું. આ બેમાંથી અમે કોને રાજી કરી શકીએ ? અર્થાત્ બંનેને તો નજ કરી શકીએ !

મૂલપ્રતિમાં એક પાઠ હોય અને બીજી પ્રતિયોમાં બીજા પાઠ હોય તેનાં ઉદાહરણો.–મોટા ભાગના પાઠભેદો નીચે ટીપમાં આપ્યા છે પરંતુ સામાન્ય પાઠભેદો જોકેજ ( ) આવા કોંસમાં દર્શાવ્યા છે. અહીં જોકે કરસમાં આપ્યા છે તે મૂલપ્રતિના અને કોંસમાં આપ્યાં છે તે અન્ય પ્રતિના સમજવા.

| પાનું. | ચોપાઈ. | પદ. | |
|---|---|---|---|
| ૨૧૯ | ૪૯ | ૪ | બારવાર જ્યોં કિમ (કિહાં) છાંડી ? |
| | ૫૨ | ૪ | દયું પવિત્ર મુગટ (અમ્બા!) [illegible] |
| ૨૩૦ | ૬૪ | ૪ | [illegible] (અહે) [illegible] |
| | ૬૫ | ૩ | શુદ્ધિ (સિદ્ધિ) [illegible] |
| ૨૩૩ | ૭૦ | ૩ | [illegible] (જાણે), |
| ૨૫૧ | ૪૮ | ૨ | [illegible] |
| [illegible] | ૮૪ | ૨ | [illegible] |
| [illegible] | ૮૬ | [illegible] | [illegible] |

| પાનું. | ચોપાઈ. | પદ. | |
|---|---|---|---|
| ૩૮૦ | ૧૦૦ | ૩ | **સા પ્રતિ** (પ્રાપતિ) વિણુ તે સુણજ્યો સુંદરિ, |
| | ૧૦૧ | ૪ | **તો** (તુમ્હ) સઘળીં પરિ ફાવ્યાં. |
| અંતભાગમાં | | | **નલચરિત્રે** (નલોપાખ્યાને) |
| | | | **સાંડિલ્યસુદેવ** (દ્વિજ) |
| ૩૮૪ | ૩૫ | ૨ | પ્રભાતિ **વીહવા** (વીવાહ) કાજ; |
| | ૩૬ | ૧ | ઇતિ **મંત્રણું** (મંત્રણ)......, |
| ૩૯૨ | ૧૦૦ | ૩ | અંગિત **નર્મ** (મર્મ) વચનેં કરી, |
| ૪૦૧ | ૧૮૫ | ૪ | લહિસ્યે **તે** (જે) સસનેહજી! |
| ૪૦૪ | ૨૮ | ૩ | **માત** (પિતા) ભ્રાતા પતિ જોઇ, |

મૂલપ્રતિમાં જે પાઠ વા શબ્દ ન હોય અને બીજી પ્રતિયોમાં હોય તેનાં ઉદાહરણો.—એ શબ્દો કૌંસ ( ) માં આપવામાં આવ્યા છે, પરંતુ અત્રે કૌંસમાં બ્લેક ટાઇપમાં દેખાડ્યાં છે.

| પાનું. | ચોપાઇ. | પદ. | |
|---|---|---|---|
| ૩૭૬ | ૫૪ | ૧ | ભીમરાય સુત **(સ્યું)** છે વિજયી, |
| ૩૭૮ | ૮૩ | ૧ | હવે વળી **(તસ)** દરશન દેખશું, |
| ૩૮૨ | ૧૪ | ૧ | પ્રિયંગુયંજરી માતાયે **(ઇસી)**, |
| ૩૮૫ | ૪૫ | ૩ | મનમાંહિ **(અતિ)** અસમંજસ જાણી, |
| ૩૯૧ | ૯૩ | ૩ | સો પણિ અતિ વિસ્મિત **(મનિ)** હુઇ, |
| ૩૯૨ | ૧૦૮ | ૪ | **(વળી)** ઘણું ઘરે નલ–નારી. |
| ૩૯૪ | ૧૧૯ | ૧ | જંબૂ **(દ્વિપ)** માંહિં જિમ બીજુ, |
| ૩૯૯ | ૧૬૨ | ૪ | નિજ કુટુંબનિં **(તિં)** નડીઉંજી. |
| ૪૦૦ | ૧૭૭ | ૩ | દમયંતી **(એ)** સતીશિરોમણી, |
| ૪૦૪ | ૨૪ | ૨ | રખે કરો **(એ)** અનુસય કદા; |
| ૪૧૧ | ૯૮ | ૪ | અતિ આદરિ મનસ્યું **(મિં)**.... ૦ |
| ૪૧૫ | ૧૨૯ | ૩ | રાજભાર **(સિરિ)** દેઈ શ્રુતશીલ, |

આ મૌક્તિક સંપૂર્ણ છપાઈ તૈયાર થઈ ગયા પછી શ્રીનળ-દમયંતીરાસની એક ચોથી પ્રતિ, સાહિત્યપ્રેમી શ્રીમાન્મુનિ **શ્રીજિન-વિજય મહારાજે** પાટણના શ્રીવાડીપાર્શ્વનાથના પુસ્તક ભંડારની મેળવી આપી હતી જે માટે તેઓશ્રીનો આભારી છઉં. પરંતુ તે છપાઇ ગયા પછી મળેલી હોવાથી તેનો ઉપયોગ કરી શકાયો નથી, તેમજ તેને તપાસી જોવાનો સમય પણ ઉપલબ્ધ થઈ શક્યો નથી.

એકાદશી; સેન્ડ હર્સ્ટ રોડ,<br>મુંબાઈ તા. ૧૨-૧૧-૧૯૧૭.<br>ધનતેરસ, ૧૯૭૩.

**જીવણચંદ સાકરચંદ ઝવેરી.**<br>સંગ્રાહક અને સંશોધનકર્ત્તા.



# ઉપોદ્‌ઘાત.

" સરસ્વતીનું પીએર જૈન લોકોને ત્યાં છે " એમ સહજ પરિહાસમાં કહેવાય છે. પીએરમાં જેમ કન્યાને પાળી પોષી, અલંકૃત કરી, લાડ અને જાપતામાં ઉછેરાય છે, તેમ જ એના વર્તનની શુદ્ધિ જાળવવા ખાસ કાળજી રખાય છે, તે જ પ્રમાણે જૈન ભંડારોમાં પુસ્તકોની કાળજી રખાય છે. સહજ પરિહાસ એટલા જ પુરતો છે કે ગ્રંથોનો ઉપયોગ થતો નહિ. નહિ, પોતે તેને પ્રગટ કરતા, નહિ બીજાઓને પ્રગટ કરવા દેતા. આથી જ કવીશ્વર દલપતરામે, સ્વર્ગવાસી કિન્લોક ફૉર્બ્સના ગુણાનુવાદ ગાતાં સરસ્વતીને માટે બળાપો કર્યો છે કે "પાટણ કેદ પડી હતી, અકળાઈ થઇ અંધ." પરંતુ જૈન બંધુઓની ગ્રંથોના સંરક્ષણ સારૂ એવી કાળજીને લીધે જ આજ સેંકડો વર્ષ થયા છતાંએ સુરક્ષિત ગ્રંથો લભ્ય થાય છે. વળી સુભાગ્યે જૈનમતાવલંબીઓની માન્યતામાં પણ ફેર પડ્યો છે. પોતાના ભંડારના ગ્રંથો પ્રગટ થાય અને એમનું રસાસ્વાદન કરવાનો લાભ જૈન, તેમ જ જૈનેતર બધાને મળે એવી ઉદાર ભાવના તેમનામાં પ્રગટ થઇ છે. આવા કામમાં દ્રવ્યની જરૂર હોય છે. परोपकाराय सतां विभूतयः એ વિચારે આવા પરમાર્થ માટે દ્રવ્યનો વ્યય કરનાર સત્પુરૂષો પણ નીકળી આવ્યા છે. **સ્વ. શેઠ દેવચંદ લાલભાઇના** સ્મરણ અર્થે જૂનાં પુસ્તકોનો ઉદ્ધાર થવાનો યોગ બની આવ્યો છે. દૂધમાં સાકર ભળે તેમ **પંન્યાસજી શ્રીઆનંદસાગર ગણિની** શુભ પ્રેરણાથી મર્હુમ શેઠનાં કુળરત્નોએ સારી રકમ આપીને ગુજરાતી વાંચકવર્ગને આભારી કર્યો છે. આ પ્રમાણે આનંદના સાગરની પ્રેરણાથી આ કાવ્યાનંદનો મહોદધિ ઉદ્દભવ્યો છે. આ કાવ્યાનંદસાગરમાંથી મૌક્તિકો પસંદ કરી કરીને પ્રજા સમક્ષ મૂકાય છે. આનંદથી જ ઉદ્દભવેલા કાવ્યાનંદમહોદધિનાં મૌક્તિક આનંદદાયી હોય એ કહેવાની જરૂર નથી. કાવ્ય રસિક પુરૂષો—ઝવેરીઓને–સારૂ ઝવેરીએ પસંદ કરેલાં મૌક્તિક આબદાર અને આનંદદાયી હોય એમાં કહેવું શું ? અત્યાર સુધીમાં પાંચ મૌક્તિકોનો સંગ્રહ

થઈ આજે આ છઠ્ઠું મૌક્તિક પ્રજા સન્મુખ રજૂ કરવામાં આવે છે. મિત્રોની ઇચ્છાથી અનેક વ્યવસાય અને કૌટુંબિક આધી વ્યાધીઓ-માથી કડકે બચકે ચોરી લીધેલી ક્ષણોનો આ છઠ્ઠા મૌક્તિકને સારૂ ઉપોદ્ઘાત લખવામાં સદ્ઉપયોગ કરવા હું ભાગ્યશાળી થયો છું.

આ મૌક્તિકમાં ( ૧ ) **રૂપચંદ કુંવર રાસ** ( ૨ ) **નળ દમયંતી રાસ** અને ( ૩ ) **શ્રી શેત્રુંજય ઉદ્ધાર રાસ** એટલાં કાવ્યોનો સમાવેશ કરાયેલો છે.

આ સઘળાં કાવ્યો ધર્મના અંગનાં હોઇને તેનો હેતુ બર લાવ-વામાં કવિએ કચાશ રાખી નથી. " વીક્રમ ચરિત્ર કરતાં સ્રી ચરિત્ર વધે " એ વાત સાબિત કરતાં રૂપચંદનો જન્મ, નાનપણ, કેળવણી, પરાક્રમ અને છેવટે સહુથી ઉપયોગી તેની ધર્મસાધના અને ભક્તિ વર્ણવી છે. રસની જમાવટ એવી છે કે આરંભ કર્યા પછી પૂરૂં કર્યા વગર કાવ્ય હાથમાંથી મુકવું ગમે નહિ.

**શ્રીમદ્ વ્યાસ ભગવાનની** મનોહર વાણીથી કોણ મોહ પામ્યું નથી ? એમની સાદી, સરળ અને રસમય બાનીએ ઘણા ઘણા કવિજનોને પણ મુગ્ધ કર્યા છે. તેમણે **નલોપાખ્યાનની** મનોહ-રતાથી મોહીને પોતાની વાણીમાં તેને ફરી વર્ણવ્યૂ છે. **નળોપાખ્યા-નના** વસ્તુ ઉપરથી સંસ્કૃતમાં કાવ્યો રચાયાં છે, જેમાં **શ્રી હર્ષનૂં નૈષધ** મૂખ્ય છે. કાવ્યો સિવાય નલોપાખ્યાન ઉપરથી ગદ્યગ્રંથો, નાટક અને ચંપૂ પણ અસ્તિત્વમાં આવ્યૂ છે. માત્ર સંસ્કૃત કવિયો જ નહિ, પણ પ્રાકૃત લખનારા જૂના ઘણા કવિયોએ પણ નળાખ્યાનને પોતપોતાની વાણીમાં પુનઃ પુનઃ ગાયૂ છે. દરેક જાતના સાહિત્યસરમાં અવગાહન કરનારા જૈન કવિયોને પણ આ વસ્તુ મનોહર લાગ્યૂ છે. **મેઘરાજ**, **નયનસુંદર**, **માણેકસૂરી**, **રૂષિવર્ધન**, **હર્ષરત્ન** એમ ઘણાએ પોતે જુદૂં જુદૂં નામ આપીને સંસ્કૃતમાં અગર પ્રાકૃતમાં–ગુજરાતીમાં–નળાખ્યાન રચ્યાં છે. જૈનેતર કવિયોમાં **ભાલણ** અને **પ્રેમાનંદનાં** રચેલાં નળાખ્યાન ઉપલબ્ધ થાય છે.

મહાયતિ માણિક્યસુરીએ રચેલા નલાયન[1] નામના મહાકાવ્યને અવલંબીને વાચક શ્રી નયસુંદર પોતાની સુંદર ખાનીમાં નમસ્કારાત્મક મંગળાચરણ વડે પોતાના નળદમયંતી રાસનો આરંભ કરે છે. પ્રથમ વસ્તુની પ્રૌઢતા અને પોતાની અયોગ્યતાનો ઉલ્લેખ કરીને, સરસ્વતી અને ગુરૂ વગેરેને વિનવીને કહે છે કેઃ—અવસર્પિણીના ચોથા આરામાં–પંદરમા જીનવર શ્રીધર્મ અને સોળમા તીર્થંકર શ્રી શાંતિ એ બન્નેના સંધીકાળમાં અમરાવતીના જેવું નિષધ નગર હતું. વીરસેનાએ સેવા કરાયલો વીરસેન રાજા ત્યાં રાજ્ય કરતો હતો. સુંદર ગુણે ભરી ગુણસુંદરી તેની રાણી હતી. તેના કૂળરત્નાકરમાં ચંદ્રમા રૂપ નળરાજા ઉદ્ભવ્યો હતો. પ્રજા સર્વ પ્રકારે સુખી હોઇ આપસમાં સ્નેહથી રહેતી હતી. તે કાળે માગ્યા મેહ વર્ષતા; ધરતી પુષ્કળ ધાન્ય આપતી; ગાય ભેંસો ઝાઝું દૂઝતી; બારે માસ ફળ વૃક્ષો ફળતાં; કોઇને એકે પ્રકારની ભીતિ તો હતી જ નહિ; કોઇએ સ્ત્રીનૂં સંતાન મરતૂં નહિ; ત્યાં સોનૂં જ કપાતૂં; ધ્વજામાં જ દંડ હતો; બંધન વેણીનૂં જ થતું; વિવાહ સમયે જ પાણી ગ્રહણ થતે; કઠણતા કુચમાં જ; શ્યામતા કેશકલાપમાં જ; વક્રતા ભવાંમાં જ; ચાપલ્ય સ્ત્રીઓના નેત્રમાં જ હતું; હાર શિવાય ક્યાંએ છિદ્ર નહોતૂં. સોગટા બાજી શિવાય માર શબ્દ વપરાતો જ નહિ. તરનાર પકડવા જ હાથની મુઠ્ઠી વળાતી. દીવામાં જ સ્નેહની હાની થતી. સોળ વર્ષની વયના નળરાજાના રાજ્યમાં પ્રજા આ પ્રમાણે સમૃદ્ધિવાન અને સુખી હતી. કોઇ પણ માણસ જીન ધર્મની નીતિનો લોપ કરતૂં નહિ. એક સમયે વર્ષાકાળમાં નળરાજા પોતાની ઇંદ્રસભા જેવી પરિષદ્ ભરીને ઉંચા માળ ઉપર બેઠો હતો તેવામાં તેણે કેટલાક તાપસોને આવતા જોયા. રાજાએ અનુચરો મોકલી એમનૂં સ્વાગત કરાવી તેમને પોતાની પાસે તેડાવ્યા. રાજા અને મંત્રીએ તેમના પાદકમળને પ્રણામ કરીને તેમનું આગમન કારણ પુછ્યૂં. તાપસો રાજાને આશીર્વાદ દઇને બોલ્યા કે પૂર્વે શ્રી ઋષભ ભગવાનની સાથે દીક્ષા લેનાર કચ્છ અને મહાકચ્છ નામના

---

1 આ ગ્રંથ ભાવનગરની એક સંસ્થા તરફથી છાપવો શરૂ થયો છે.

રાજાના અમે વંશજો છીએ. ગંગા તીરે ભરતેશ્વર મહારાજે ભરાવેલી નયનાનંદ ઉપજાવતી શ્રી ઋષભ ભગવાનની સુવર્ણ મૂર્ત્તિને અહોનિશ પૂજીએ છીએ. થોડા કાળથી ત્યાં ક્રૌંચકર્ણ નામનો રાક્ષસ આવી અમને ઉપદ્રવ કરે છે. એને આપે વારવો ઘટે છે. નળરાજાને પરાક્રમ કરવાનો ઉમંગ થઇ રહ્યો હતો તેવામાં આ ધર્મકાર્ય આવી પડવાથી ઘણો આનંદ થયો. તાપસોને દીલાસો દઇને વળાવ્યા અને પોતે સૈન્ય લઇને ક્રૌંચકર્ણ ઉપર ચઢી, તેની સાથે તુમુલ યુદ્ધ કરી તેનો નાશ કરી પોતાની નગરીમાં પાછો આવ્યો ત્યારે ત્યાં જયજયકાર થઇ રહ્યો.

એક સમય નળરાજા વનક્રીડા કરવા પધાર્યો ત્યાં એક પંથી દીઠો. પૂણ્યશ્લોક રાજાનાં દર્શન કરૂં ધારી પંથી રાજા પાસે આવ્યો. રાજાએ વિવેકથી એની મુસાફરીને અંગે જોએલાં કૌતુકને સંબંધે પૂછતાં પંથીએ કહ્યું કે મહારાજ, મૂલ્ય ન થઇ શકે એવા નર, સ્ત્રી અને રત્ન જ્યાં નીપજે છે એવા વિદર્ભ દેશમાં હું જઇ ચઢયો હતો. ત્યાંની રાજધાનીનું નામ કુંડિનપૂર અને રાજાનું નામ ભીમ છે. પુષ્પમતી રાણી પદ્મિની છે. તેને દમયંતી નામે દુહિતા છે. હું એક વડની છાયામાં બેઠો હતો એટલામાં મેં તૂરીના શબ્દ સાંભળ્યા. જોઉં છું તો પાલખીમાં બેસીને સહસ્ત્ર દાસીઓથી વિંટાયલી કુંવરી હું બેઠો હતો તે તરફ આવતી હતી. પુરૂષ માટે હું ત્યાંથી ખશી ગયો પણ મને તેણે દીઠો અને પરદેશી પંથી જાણી દાસી મોકલી પોતાની પાસે તેડાવ્યો. યાત્રાની હકીકત પૂછી અને મને કહ્યું હે બંધવ! નિષધ રાજાનો કુંવર નળ નામે રાજા પૃથ્વિ ઉપર ઈંદ્ર રૂપે જ અવતર્યો છે. એણે પોતાની અદ્‌ભૂત કીર્ત્તિ બધા જગતમાં ફેલાવી છે. એ કામદેવ જેવો રૂપવાન છે. એણે ક્રૌંચકર્ણ નામના નિશાચરને હણ્યો છે. માગધોને મોંએ એનાં વખાણ સાંભળીને મારૂં મન એની સ્નેહજાળમાં પડ્યૂં છે. તેં એ રાજાને દીઠા છે? મેં કહ્યૂં બ્હેન! નળના દર્શનનો લાભ મને મળ્યો નથી. હું એજ દિશામાં જતો હોવાથી હવે જરૂર એનાં દર્શન કરીશ. આ સાંભળીને એ કન્યાને હર્ષ થયો. મારૂં સ્વાગત કર્યૂં; અને ભાઉં અપાવ્યૂં અને કહ્યૂં કે જ્યારે નળને મળો ત્યારે મને ભૂલી ન

જશો. મહારાજ ! એ કન્યાનું વર્ણન મારાથી થઈ શકે એમ નથી. દેવકન્યા પણ એના જેવી નથી. એના સુંદર ભાલમાં સ્વાભાવિક ચંદ્રમાનું એંધાણુ છે. જો આ કન્યા આપને મળે તો આખી પૃથ્વિને આનંદ થાય. મારો આશીર્વાદ છે કે તમારા મનોરથ ફળે અને તમારા બન્નેનું લગ્ન થાય. આમ કહીને પંથી રજા લઇને ત્યાંથી ગયો.

જેમ ત્યાં દમયંતીને તેમ જ અહીં નળરાજાને વગર નિહાળ્યે નેહ ઉત્પન્ન થઇ તેવી જ તાલાવેલી લાગી. કશી વાતમાં એનું ચિત્ત ચોંટે નહિ. રાતદિવસ દમયંતીનું જ ધ્યાન. એના વગર સઘળો સંસાર સુનો જણાવા લાગ્યો. શું પ્રેમનું પ્રાબલ્ય ! એકેક ઇંદ્રિની લાલસાથી જ પ્રાણી હેરાન થાય છે; સ્પર્શ સુખની લાલસાથી મત્ત ગજરાજ બંધન પામે છે; જીહ્વા સ્વાદના મોહથી માછલાં પ્રાણ ખૂવે છે; ઘ્રાણેંદ્રિના છંદને લીધે જ ભ્રમર કમળમાં પૂરાઇ હાથીની સુંઢમાં સપડાઇ પરિણામે પ્રાણ ગુમાવે છે; નયનાનંદમત્ત પતંગીયું પરવશ થઈ દેહ પ્રજાળે છે; કવિ કહે છે કે એક ઇંદ્રિયસુખનો આમ સંતાપ છે, તો જેની પંચેંદ્રિય પરવશ થઇ પડેલી એવા પ્રાણીની કેવી દુર્દશા ? આ પ્રમાણે દમયંતી અને નળ એકબીજાનું ચિંતવન કરતાં સતાં વિરહજ્વાલામાં સેકાતાં હતાં.

તેવામાં આસો શુક્લપક્ષમાં અઠ્ઠાહીના નવરાત્રિના ઉત્સવ ઉપર શારદા દેવી પોતાના હંસ ઉપર આરૂઢ થઇને સખીઓ સહવર્તમાન મેરૂ પર્વત સિદ્ધાયતન જિનેશ્વરની વાંદના કરવા પ્રધાર્યા; તેણે કનકાચલ શિખરપર જઇને સિદ્ધાયતન જિનેશ્વરજીને વાંદ્યા. ત્યાંથી પાંડુક વન જઇ સિદ્ધાયતન જિનેશ્વરજીની સાશ્વત મૂર્ત્તિના પાદકમળની પૂજા કરી. ત્યાં હસી રમીને બધી દેવીઓ પાછાં જવાનું કરતી હતી તે વખત બીજી દેવીના વાહને શારદાદેવીને જણાવ્યું કે માજી ! આપનો વાહન બાલચંદ્ર હંસ પોતાની સોમકળા નામની હંસીની સાથે કમળજળમાં ક્રીડા કરે છે અને અહીં હાજર નથી. શારદાદેવીને આથી ક્રોધ ચઢ્યો, એટલામાં જ ક્રીડાથી શ્રમિત રક્તનયનવાળો હંસ હાજર થયો. તીર્થ

ભૂમિમાં કામવાસના અનુસરવાને લીધે તું અને તારી હંસી જાઓ ભૂમિપર પડો એવો દેવીએ શ્રાપ આપ્યો. બહુ કાલાવાલાથી કૃપાળુ થઇ દેવીએ અનુગ્રહ કર્યો કે જા, મહીમંડળના કોઇ રાજાનું દૂતપણું કરવાથી તારા શાપનો અંત આવી તું પુનઃ સ્વર્ગમાં આવીશ. પોતાની હંસીને આશ્વાસન કરતો હંસ કહેવા લાગ્યો કે તું ફીકર કરીશ નહિ. ગરૂડનો પ્રપૌત્ર મારો ઇષ્ટમિત્ર છે તેનાથી મેં સાંભળ્યું છે કે નૈષધના નળરાજા અને કુંડીનપુરની દમયંતી વચ્ચે ઘણો સ્નેહ સ્ફૂરી તેઓ એક બીજાને માટે ઝૂર્યા કરે છે. હું તેમનું દૂતત્વ કરી શાપનો અનુગ્રહ મેળવીશ અને આપણે સુખે સજોડે સ્વર્ગે સિધાવીશું. બાલચંદ્ર, સોમકળા અને બીજા હંસો ઉડતા ઉડતા નળરાજા પોતાનો વિરહ સમાવવા વનક્રીડા સારૂ આવ્યો હતો ત્યાં આવ્યાં.

શ્વેત કપુરનો જ બનેલો હોય નહિ એવા, દુધથી ભરેલો ક્ષીરસાગર હોય નહિ એવા, મહાદેવના અટ્ટહાસનો સમુહ હોય નહિ એવા, મોતીના હારનો ઢગલો જ હોય નહિ એવા, તપાવી શુદ્ધ કરેલા રૂપાનો જ હોય નહિ એવા, ચંદ્રનાં કિરણો જ હોય નહિ શું એવા, દુધથી ભરેલા દક્ષિણાવર્તી શંખ જેવા, દહીંના રાશિ જેવા અને શેષનાગની કાંચળી જેવા બાલચંદ્ર હંસને જોઇને નળરાજા ઉલ્લાસથી નિરખવા લાગ્યો. રાજાના મનમાં હેત આવ્યું. હંસ ઉડીને રાજાના હાથ ઉપર બેઠો, અને રાજાને આશીર્વચન સહિત તેનાં વખાણ કરવા લાગ્યો. નળની ઇચ્છા હંસને પોતાની પાસે રાખી લેવાની થએલી જાણીને એણે પોતાની વલ્લભાનું કષ્ટ વર્ણવ્યું. હંસીએ પણ વિનતિ કરી કે અમારા સ્વામીને છોડી દ્યો. પૂણ્યશ્લોક નળ દયાર્દ્ર થઇને બોલ્યો, હું જીવહત્યા કરનારો નથી. એટલામાં આકાશવાણી થઇ કે હે રાજા! હંસ તારૂં શુભ કરશે. રાજા અને હંસ મિત્ર બન્યા અને રાજાના કહેવાથી અથ ઇતિ વાત હંસે કહેવા માંડી.

હંસ કહે કુંડીનપુરના શ્રી ભીમરાજા એક સમયે વસંત ઋતુમાં પોતાની રાણી સહિત વનમાં ગયા; ત્યાં કોઇ વાંદરીને પોતાનાં બચ્ચાંની સાથે ગેલ કરતી જોઇને ગ... સંતાનને અભાવે બહુ ફીકર

થઇ. રિષભદેવની પદસેવના કરનાર ચક્રેશ્વરી માતાની આરાધના કરવાથી તેણે વર આપ્યો કે કાલે સવારે દમનક નામે રૂષિ આવશે તેનાથી તારી અભિલાષા પૂર્ણ થશે. બીજે દિવસે રૂષિ પધાર્યા; તેમણે આવીને "ધર્મલાભ" એમ કહ્યું. રાજાએ એમનો બહુ સત્કાર કર્યો. રૂષિની વચન સિદ્ધિથી રાણીને એક પુત્રી અને ત્રણ પુત્ર થયા. પુત્રી દમયંતી નાની ઉમ્મરમાંથી જ મોટી વિદુષી થઇ, એણે વ્યાકરણ, કોષ, સાહિત્ય, ગણિત, વેદાંત, પુરાણ, પિંગળ, ભરતશાસ્ત્ર ગાન, નૃત્ય, સંગીત, આયુર્વેદ વગેરેનો ઉત્કૃષ્ટ અભ્યાસ કર્યો. નાની ઉમ્મર છતાં નવે તત્વ અને છએ આવશ્યક ક્રિયાઓ શિખી અને ખરેખરી વિરતિવાળી શ્રાવિકા બની રહી. એના સ્વરૂપની સુંદરતાનું વખાણ કરવું શક્ય નથી. નળરાજા ઘણો પ્રસન્ન થયો અને એની સાથે શી રીતે લગ્ન થાય એમ ચિંતવન કરવા લાગ્યો. હંસે ખાત્રી આપી કે હું ત્યાં જઇને તારા ગુણાનુવાદ ગાઇને એ તને જ પરણે એમ કરીશ. પોતાની હંસી ગોમકળાને ખોળામાં મુકીને હંસ કુંડીનપુર ગયો. દમયંતીની રમવાની વાડીમાં પોતે આકાશમાંથી ઉતર્યો. અલૌકીક પક્ષિને જોઇને દમયંતી લોભાઇને એને પકડવા ગઇ. હંસ ધીરે ધીરે, પકડાય નહિ અને છેટું પડે એ નહિ, એમ આગળ ચાલ્યો. ઘણે દૂર જઇને એકાંત આવ્યું એટલે ઉભો રહ્યો અને નળનાં વખાણ કર્યાં. દમયંતી મૂળે મોહિત તો હતી જ. એની નળ પ્રાપ્ત કરવાની લાલસાની પરાકાષ્ટા થઇ. જરૂર નળની પાસે જઇને એને તારો મોહ લગાડું એવું દમયંતીને કહીને હંસ ત્યાંથી વિદાય થયો.

ભીમરાજાને કુંવરી ઉંમર લાયક થઇ છે એવું જણાતાં એણે સ્વયંવરની તૈયારી કરી. નળને પણ તેડાવ્યો. દમયંતીએ પણ છાનુંમાનું કહેણ કહાવ્યું. સ્હેજો સાંભળીને નળને ઘણો આનંદ થયો. એણે લાવલશ્કરની સજાઇ કરી સ્વયંવરમાં જવા નીકળ્યો. નર્મદા કાંઠે એનો પડાવ હતો તેવામાં કલહપ્રિય નારદ સ્વર્ગમાં પધાર્યા. ઇંદ્રની સાથે વાત કરતાં એમણે દમયંતીનાં વખાણ કર્યાં અને સ્વયંવરની વાત કરી. આ સાંભળીને ચાર દેવ દેવસભામાંથી ઉઠીને જવા તત્પર થયા. ઇંદ્ર, અગ્નિ,

વરૂણ અને યમ એમ ચારે દેવતા નર્મદા કાંઠે નળના પડાવ આગળ આવ્યા. તેમણે નળને જોયો, નિરખતાં જ તેઓ નિરૂત્સાહી બન્યા. શું કરવું એનો વિચાર કરતાં એમ ઠર્યું કે નળ ઉદાર છે, માટે એને યાચવો અને પોતાનું દૂતપણું કરવા એની પ્રાર્થના કરવી. નળ આગળ પ્રત્યક્ષ થઇ તેમ કરતાં નળને ઘણો ક્ષોભ થયો. પણ પરમાર્થ કરવો, દેવનું કાર્ય કરવૂં એમ નિશ્ચય કરીને દૂતત્વ કરવાની હા કહી. નળ કુંડીનપુર ગયો. એનું આતિથ્ય કરીને વાડીમાં ઉતાર્યો. દમયંતીએ ખાનગી સરભરા કરાવી એક કિન્નર યુગલ ભેટ કર્યું. નળનું મન નિરાશાથી બળીને ખાખ થતું હતૂં, પણ વચનના બંધાયલા તેણે દૂતત્વને સારૂ દમયંતી પાસે જવાનું ધાર્યું. દેવોએ આપેલી અદ્દષ્ટિકરણની ક્રિયા કરીને પોતે અદશ્ય થઇને અંતઃપુરમાં ગયો. દાસીઓથી વિંટાયલી દમયંતીને જોઇને બહુ જ ખિન્ન થયો. એને લાગ્યું કે અરે! હું હતભાગીને આ કન્યારત્ન સુખેથી પરણત તેમાં દેવો કાં અંતરાયરૂપ નિવડ્યા? ક્યિા જન્માન્તરને પાપે એમણે આ શત્રુકર્મ કર્યું? મોહથી મુગ્ધ બની ગએલો છતાં પણ નળ પોતાનું વચન ચૂક્યો નહિ. દમયંતી આગળ ઘણે પ્રકારે ચતુરાઇથી ચારે દેવોનું દૂતત્વ કર્યું પણ ફાવ્યો નહિ. ખૂદ નળ જ બીજાનું દૂતત્વ સ્વીકારી મારી અવગણના કરે છે એમ દમયંતીના મનમાં ધાત થયો. કુંવરી અચેત થઇ ગઇ, નળને બહુ સંતાપ થયો. રૂદન કરતી દમયંતીની ક્ષમા માગી. દમયંતીએ નળને ઓળખી કાઢ્યો. આ નળ જ છે ધારીને લજ્જા સાગરમાં નિમગ્ન થઇ ગઇ. નળ અને દમયંતીનું દૂતત્વ કરી યોગ કરાવવાથી સરસ્વતીના શાપથી મુક્ત થયેલો બાલચંદ્ર હંસ તે જ ક્ષણે તેમની પાસે આકાશમાંથી ઉતરી આવ્યો! એણે દેવનું દૂતત્વ કરતાં વૈદર્ભીને ગભરાવવા જેવાં વચન કહેવાને માટે નળને ઠપકો આપ્યો. દમયંતીને આસ્વાસન કર્યું અને સમજાવી કે દેવ કોઇ દિવસ બલાત્કાર કરે જ નહિ. તું મનસા વાચા નળને વરી ચૂકી છે તો પરપત્ની તરફ દેવ નજર પણ નહિ નાંખે. કાલે સ્વયંવરમાં તું નિશ્ચિંત નળને જ વરજે. નળે પણ દમયંતીની ક્ષમા માગી અને પોતાને ઉતારે પરવર્યો. ઇંદ્રનો

પ્રેરેલો નૈગમેષી દૂતત્વનો પરિણામ જાણવાને વાટ જોઈ રહ્યો હતો તેને અથઇતિ સમાચાર કહ્યા. સંતોખાઇને એ ઈંદ્રની પાસે ગયો.

બીજે દિવસે સ્વયંવરના મંડપની રચના અદ્ભૂત બની હતી. દેશદેશના રાજાઓ બિરાજમાન થયા હતા. નળ પણ પોતે ત્યાં આવ્યો. નળની સાથે જ નળના જેવાં રૂપ ધારણ કરીને ચારે દેવ ત્યાં આવ્યા. ઈંદ્રાદિક દેવ આવ્યા એટલે બીજા ઘણા દેવો પણ ત્યાં આવ્યા. બધા દેવો અને રાજાઓનાં કૂળ–પરાક્રમ વગેરે કોણ કહેશે એવી ભીમરાજાને ચિંતા થતાં ઈંદ્રની ઇચ્છાથી દેવી સરસ્વતી ત્યાં હાજર થઇ ગયાં. તેણે એક પછી એક દેવોનાં ચરિત્ર વગેરે કહી સંભળાવ્યું. દમયંતી સાંભળીને ચાલે એટલે સરસ્વતી બીજાની આગળ ઉભાં રહે. દેવો અંતરિક્ષ રહેનારા અને અનિમેષ હોય છે એ નિશાનીથી હું ખરા નળને ખોળી કાઢીશ એવો દમયંતીએ સંકલ્પ કર્યો હતો. આખરે તેણે ખરા નળને વરમાળા આરોપી અને જય જયકાર થઇ રહ્યો ! ક્ષુદ્ર રાજાઓએ તકરાર કરવાનું મન કર્યું, પણ ઇંદ્રે કોપ કરીને શાપ આપ્યો કે જે કોઇ નળદમયંતીનું મનથી પણ અહિત ઇચ્છશે તેનું માથું ફાટી જઇને તે તુરત મરણ પામશે. દેવોએ નળને વરદાન આપ્યાં અને સ્વર્ગે સિધાવ્યા. કુંડીનપુરાધીપે નળ–દમયંતીનું લગ્ન બહુ ધામધૂમથી કર્યું. નળ પોતાની નવોઢાને લઇને પોતાને નગર ગયો.

રસ્તામાં કાયોત્સર્ગ કરતા તાપસને દીઠા. તાપસ ઉગ્ર તપે જલીને પોતાનાં કર્મોનું છેદન કરતા હતા. પૂર્વે દમયંતી રાણી હોઇ ચોવીસે તીર્થંકરોની મૂર્તિઓને એણે રત્નતિલક સ્નેહપૂર્વક ચોડ્યાં હતાં. એ પુણ્યે કરીને આ જન્મમાં એના ભાલમાં સ્વાભાવિક ચંદ્રમા હતો એ વૃત્તાંત એ તાપસે કહ્યું. આમ વનલીલા જોતાં જોતાં એઓ પોતાની રાજધાનીમાં પહોંચ્યા.

આ તરફ સ્વયંવરમાંથી પાછા ફરતા દેવોને કલિનો ભેટો થયો. મનુષ્ય દમયંતીને પરણે અને દેવ નિર્મુખ જાય એ સાંભળી કલિ ઘણો ગુસ્સે થયો. એણે એ યુગલને હેરાન કરવાને પ્રતિજ્ઞા લીધી. દેવોએ એને વાર્યો પણ એ એકનો બે થયો નહિ. ઉલટું પ્રતિજ્ઞા કરી કે ન-

ળનું નિકંદન કર્યા શિવાય સ્વર્ગમાં પગ નહિ મુકું. ત્યાંથી પોતે આર્યાવર્તમાં નળની નગરી સમિપ આવ્યો. પણ ત્યાં સઘળાં જનો શુભ રીતે જૈનધર્મ પાળતાં. પરમેશ્વરની મૂર્તિની સત્તર તરેહથી ત્રણે કાળ પૂજા થતી. લોકો શીળવાન અને તપની ભાવનાવાળા હતા. ઠેર ઠેર પ્રવચન સૂત્રના પાઠ થઇ રહ્યા હતા. આમ હોવાથી કલિને રહેવાને સ્થળ મળ્યું નહિ અને શહેરની બહાર એક બેહડાંના વૃક્ષમાં વાસ કરીને નળને શી રીતે હેરાન કરૂં એમ ચિંતવતો રહ્યો. જૈનધર્મરક્તવીરના રાજ્યમાં કલિને પેસવાનો લાગ ફાવ્યો નહિ. આખરે એક દિવસ સંધ્યાકાળે પગ પ્રક્ષાળતાં આંગળીની વચ્ચેનો પ્રદેશ કોરો રહી જવાથી તેમાં કલિ પેશી ગયો.

કલિના પ્રવેશથી તેના પરિવાર—જૂગાર—જૂઠ—છળ—કપટ—ચોરી વગેરેને નળના શરીરમાં પેસવાની આજ્ઞા કરી. આ દુઃખપ્રદ દિવસથી નળને જૂગાર રમવાની ઇચ્છા થઇ.

નળને કુબેર નામનો ઓરમાન ભાઈ હતો; એ ભાઇની સાથે એણે વારંવાર દ્યૂત રમવા માંડયું. દ્યૂતનો ચડસ એટલો વધ્યો કે એણે દમયંતીની પાસે જવાનું પણ ઓછું કર્યું. એક દિવસ જ્યારે પોતે દમયંતીને ખિન્ન, અલંકાર રહિત જોઇને ક્ષોભ પામીને તેની સખી કેશિનીને પુછ્યું કે મારી વલ્લભાની સ્થિતિ આમ કેમ છે? પોતે પણ દમયંતીને બહુ બહુ સ્નેહપૂર્વક પુછ્યું, ત્યારે તેણે કહ્યું કે દ્યૂત નામની મારે હાલમાં નવી સ્વપત્ની થઇ છે. કેશિની કહે આપે દમયંતીને ઉવેખીને તેનો આદર કર્યો છે, પણ એ મહા ભયંકર છે, વારવધૂની પેઠે એ નિર્લજ્જ છે. એનું નામ નગ્નકરણી એટલે જે એને પડખે ચઢે તેને નગ્ન કરી મૂકે એવી છે. એ સ્વજનથી વિરોધ કરાવે છે, દુનિયાંમાં અપયશ ફેલાવે છે. એની સાથે સઘળાં દુર્વ્યસન સંકલાયલાં છે. એના આવવા પછી એક પછી એક સઘળાં દુર્વ્યસન આવી માણસ ખુવાર થાય છે. આમ નમ્રતાથી કહીને પુરાણોમાં કહેલો કદ્રૂની સ્રીનો વૃત્તાંત કહી સંભળાવ્યો. કેવી રીતે એણે પોતાની બહેન વનિતાની જોડે સૂર્યના ઘોડાના પૂંછડાના રંગ સંબંધે વાચાદ્યૂત કર્યું હતું,—કેવી રીતે શરત

બઠી હતી,–કેવી રીતે વનિતા હારી, કેવી રીતે દાસત્વ સ્વીકારવું પડયું અને કેવું કષ્ટ પડયું એ રસભરી રીતે કહી સંભળાવ્યું. ભેગાભેગું રોજ એકેકો નાગ ભક્ષણને સારૂ ગરૂડને આપવાની બોલી થઇ અને એક નાગનો પ્રાણ ઉગારવાને જીમુતવાહન નામના નાગે કેવી રીતે પોતાના શરીરનું અર્પણ કર્યું તે કહ્યું. આવી હૃદયદ્રાવક કથા અને વાણીવડે નળ પીગળ્યો અને એણે દ્યૂતક્રીડા છોડી દીધી.

પણ દુર્વ્યસનની પીડા એમ સહજમાં ટાળી ટળતી નથી. કેટલેક કાળે નળે ફરી રમવા માંડયું; એકવાર એ પોતાનું સરવસ્વ હાર્યો. જેમ જેમ હારતો ગયો તેમ તેમ એણે બહુ હઠીલાઇથી રમવા માડયું. છેવટે એણે દમયંતીની હોડ કરી. અરે દૈવ, આખરે એ પણ હાર્યો! નળને પોતાનું રાજ્ય છોડીને જવાની આજ્ઞા થઈ! દમયંતીએ પોતાનાં બાળકો બાહુક નામના સેનાનીની સાથે વિદર્ભ મોકલ્યાં. નળરાજા બળવાન હતો. મોટા રાક્ષસને વિદાર્યો હતો તો કુબેરની શી વિશાત હતી કે એની પાસેથી બળે રાજ્ય લે. પણ વચન પાળનાર નળ સત્યની ખાતર રાજ્ય છોડીને નિકળ્યો. પોતે બળહીન થયો નથી એ બતાવવા એક કોસના છઠ્ઠા ભાગ જેટલો રોપેલો સ્તંભ એકલો ઉખાડી કાઢી, પાછો રોપી દીધો, અને દંપતી આગળ ચાલ્યાં. રસ્તે મળેલા ભીલની જોડે સંગ્રામ કરી તેમને નસાડયા. રથ વગેરે જોઇને વખતે બીજા લૂંટવા આવે અને દમયંતીને તકલીફ પડે ધારી રથ પડયો મૂકી બન્ને જણાં પગે ચાલતાં આગળ ગયાં. આગળ ચાલતાં સોનાનાં કપોત નજરે પડયાં. તેમને વેચીને ધન મેળવીશું ધારી તેના ઉપર પોતાનું ઉત્તરીય નાંખ્યું. વસ્ત્ર લઇને પંખી ઉડી ગયાં. રસ્તે ચાલતાં દમયંતીએ પોતાને પિયેર જવાની વિનતિ કરી. તેને ખૂશ રાખવા નળે હા કહી. એટલામાં રાત્રિ પડતાં અંધકાર ફેલાઈ ગયો અને એક વિશાળ સરોવર આવ્યું. પાણી પીને ત્યાં જ સુખે રહીશું, ધારી ત્યાં રહી ગયાં. રાત્રિના અંધકારમાં નળના મનમાં તુરંગ આવે છે કે દમયંતી ન હોય તો મને એકલાને અડચણ પડે નહિ. સ્ત્રીની રક્ષા કરવી અને પોતાનો નિર્વાહ કરવો એ બે વાનાં એને અશક્ય ભાસ્યાં. વળી જરૂર પડયે

યુદ્ધ પણ કરવું પડે ધારી દમયંતીને છોડી દેવાનું નક્કી કર્યું. દમયંતીને વિનવી કે આ કમળદળની શય્યામાં તું સુઇને નિરાંતે ઉંઘ. વિશ્વાસુ દમયંતી પતિ વચનથી જીવનવરનું ભજન કરીને નિર્ભ્રાંત ઉંઘી ગઇ. ક્ષણે ક્ષણે ઝબકી ઝબકીને જાગી ઉઠી મને તજશો નહિ એમ કહેતી. છેવટે નળે પહેરેલું અર્ધું વસ્ત્ર પહેરી, પોતાના માથા નીચે નળનો હાથ લઇ, નચિંત થઇને ઉંઘી ગઇ. મારો અપવિત્ર હાથ દમયંતીના સ્પર્શને યોગ્ય નથી કહી નળે ધીરેથી પોતાનો હાથ કાઢી લીધો. નાશી જવાની તીવ્ર ઇચ્છા થવાથી ચીર ફાડવાની મતિ સૂઝી. અહીં કવિ કીયો હાથ ચીર ફાડે એને માટે બન્ને હાથ વચ્ચે સંવાદ કરાવે છે. પરિણામે ચીર ફાડી છૂટો થયો અને પોતાની જાંગ ચીરી-લોહી વડે દમયંતીના ચીર ઉપર લખ્યું કે ફલાણો ફલાણો રસ્તો વિદર્ભનો છે, ત્યાં જવું. ત્યાં ન પરવડે તો સાસરે જજો. આમ કરીને ત્યાંથી ચાલ્યો. પરંતુ સ્નેહમૂર્ત્તિ દમયંતીને તજીને તેનાથી જવાયું નહિ. પુનઃ પુનઃ પાછો ફરીને નિદ્રાવસ્થિત દમયંતીને નિહાળતો જાય અને પાછો આવે એમ આખી રાત્રિ ગાળીને છેક સવારે ત્યાંથી આંધળીઆં કરીને ચાલી નીકળ્યો. આડફેટે રસ્તે થઇને જતાં નળ બળતા દવ આગળ આવી ચઢ્યો. કર્કોટક નાગવાળો વૃત્તાંત અહીં બન્યો. કર્કોટકના દંશથી વિકૃત અને વિરૂપ બની ગએલો નળ ફરતો ફરતો વનિતા નામની નગરીમાં જઇ ચઢ્યો. નગરીમાં તેજ કાળે એક મદમસ્ત હાથી છૂટીને ત્રાસ વર્ત્તાવતો હતો. પોતાના બળ અને ચાતુર્યવડે હાથીને પકડીને વશ કરવાથી એને રાજા રૂતુપર્ણ પાસે લઇ ગયા. એણે પોતાનું નામ કુબ્જ કહ્યું અને નળની રાજ તજવાની હકીકત કહી. રાજા રૂતુપર્ણને નળ સાથે મૈત્રી હોવાથી એ સાંભળીને કષ્ટ થયું. રૂતુપર્ણને ત્યાં તેનો મિત્ર બનીને નળ કુબ્જ રૂપે મનમાં દમયંતીનું ચિંતવન કરતો સતો રહ્યો.

નળના ત્યાગ કરીને ગયા પછી કેટલીક વારે દુઃસ્વપ્ન થવાથી દમયંતી ઝબકીને જાગી ઉઠી. દુઃસ્વપ્નની અસર મટાડવાને પતિમુખ નિરખવાની લાલસાથી નળ સુતો હતો તે પડખે જોયું. જોતાં નળને ન દીઠો એટલે ચકિત મૃગલીની પેઠે ઉઠીને નળને ખોળવા મંડી. ઠેર

ઢેર ખોળીને થાકી રૂદન કરવા લાગી. આંખ લ્હોતાં નળે લખેલો લેખ દૃષ્ટિયે પડ્યો તે વાંચીને જાણ્યું કે નળે પોતાનો ત્યાગ કર્યો. પિયેર જવાની પતિઆજ્ઞા વાંચી કુંડીનપુરને રસ્તે ચાલી. આગળ ચાલતાં અજગરના મોંમાં પગ પડ્યો. છેક ગળા સુધી અજગરે ગળી એટલે મરણ કાળ પાસે આવ્યો ધારી "ધર્મ શરણુ" એમ કહેતામાં કોઇ ભીલ ત્યાં આવી ચઢ્યો. એણે અજગરનો વધ કરીને એને મૂકાવી. દમયંતીની રૂપ સમૃદ્ધિપર મોહિત થએલા ભીલે એને પોતાને અનુસરવાનું કહ્યું. દમયંતી બેબાકળી થઇ ગઇ અને એની વિવિધ પ્રકારે વિનતિ કરી, આખરે બલાત્કારે અત્યાચાર કરવાનો અભિલાષી પોતાના ઉપર ધસી આવતાં ધર્મરતા દમયંતી ઇંદ્રિની પ્રાર્થના કરવા લાગી. ઇંદ્રે તરત જ પોતાનું વજ્ર મોકલી એને બાળીને ખાખ કરી નાંખ્યો. દુરાચારી પણ ઉપકાર કરનારના મૃત્યુથી દીલગીર થએલી સતી પંચ પરમેષ્ટીનું નામોચ્ચારણ કરી ત્યાંથી આગળ ચાલી. રસ્તે મળેલા વણઝારાઓથી નિરાંત વળી એટલામાં કાંઇક કૌતુક થવાથી વણઝાર વિખરાઇ ગઇ અને એકલી સતી આગળ ચાલી. આગળ જતાં એક મુની મહારાજ મળ્યા. એમણે એને શ્રી શાંતિનાથની મૂર્તિ ઉપજાવીને આપી અને એની પૂજા કરતાં એક ગૂફામાં રહેવાનો બોધ કર્યો. બિચારીએ ત્યાં પાંચસે દિવસ ગાળ્યા. એક દિવસ ચારણી યતિ આકાશ માર્ગે ઉતરી આવ્યા અને દમયંતીને કુંડીનપુર જવાની આજ્ઞા કરી. દમયંતી પિયેર જવા નીકળી. રસ્તામાં પોતાની માસીની નગરી ચંપાપુરી આવી ત્યાં ચંદ્રમની મામીએ એને ઓળખ્યા વગર આશ્રય આપ્યો અને ત્યાં થાળે પડી.

અહીં ભીમરાજાના પ્રેરેલા નળનો શોધ કરનારા ઘણા પૈકી સુદેવ ચંપાપુરી આવી પહોંચ્યો અને નળના અદૃશ્ય થયાની હકીકત જણાવી. સુદેવે સતીને દીઠી અને ઓળખી. પરિણામે બધાને જાણ થઇ અને માસીએ સુખે પિયેર પહોંચતી કરી. આમ સતી પોતાનાં સ્વજનોને પ્રાપ્ત થઇ. નળની શોધ માટે એણે ચોતરફ માણસો મોકલ્યાં.

પોતાની પત્નીને તજવાને માટે પશ્ચાત્તાપ કરતો નળ દુઃખમાં

દિવસ નિર્ગમતો હતો તેવામાં સુદેવ ત્યાં આવી ચઢ્યો. તેને મોઢે દમયંતીની હકીકત સાંભળીને એને દુસહ દુઃખ થયું. સુદેવને ઋતુપર્ણની સભામાં લઇ ગયો અને દમયંતીની હકીકત ત્યાં પુનઃ ગવરાવી પોતાને ત્યાં લઇ જઇને એવું આતિથ્ય કર્યું. પોતે નળનો ખાસ સંબંધી છે એવી સુદેવના મનમાં કલ્પના ઉઠે એમ વર્ત્યો. જતી વખતે સુદેવને મૂલ્યવાન ઘોડા આપ્યા. ભેગો ભેગો પોતાના ધારણ કરેલા કુબ્જ નામે દમયંતીને સંદેશો કહાવ્યો કે ફિકર કરશો નહિ સઘળૂં સારૂં થશે. સુદેવ ફરી કુંડીનપુરી પહોંચ્યો.

સુદેવનો કહેલો સંદેસો તેમજ બધી હકીકત સાંભળીને દમયંતીને નક્કી લાગ્યું કે, રખેને નળનું સ્વરૂપ કશાને યોગે પલટાયું હોય અને એ કુબ્જ જ નળ હોય. ભીમરાજાએ ઘણું સમજાવી કે બીજાને આશ્રયે રહેલો કુરૂપ કુબ્જ નળ હોય જ નહિ. પણ દમયંતીને ખાતર જમા થઇ કે એ નળ જ છે. અને તેની તપાસ થવી જ જોઇએ. છેવટે રાણીએ તોડ કાઢ્યો અને ભીમરાજાથી છાનોમાનો દૂત મોકલવાનું નક્કી કર્યું. મસલત કરીને ઠેરવ્યું કે દૂતે ત્યાં જઇને એમ કહેવું કે પિતાની આજ્ઞાથી અને ખાસ આગ્રહથી દમયંતી ફરી સ્વયંવર કરે છે. કુબ્જને અશ્વમંત્ર ખબર છે કે નહિ એ તપાસવા દૂતે જે દિવસે પહોંચે તેને બીજે દિવસે જ સ્વયંવર છે એવું કહેવાનું ઠરાવ્યું. દૂત કુબ્જકને ગયો અને પોતે રસ્તે તાવે હેરાન થયો માટે મોડો પહોંચ્યો એવું બહાનું કાઢીને સ્વયંવરની વાત કરી.

પોતાની માદા ઉપર બીજાની નજર જણાતાં તિર્યકયોનિને પણ ઝાળ ઉઠે છે, તો નળને દમયંતીને પુનર્લગ્ન કરનાર છે સાંભળીને અસહ્ય વેદના થાય એમાં શું પુછવું ? એના માન્યામાં જ ન આવ્યું પણ દૂતને રાજા પાસે લઇ ગયો. ઋતુપર્ણ જવાને માટે ઉત્કંઠિત થયો પણ સમય બહુ જ ટૂંકો છે અને શી રીતે જવાય એ વિમાસણમાં પડ્યો. કુબ્જે ખાત્રી આપી કે હું એક દિવસમાં લઇ જઇશ. રાજા ચાર સેવકો અને કુબ્જ જવા તૈયાર થયા. કુબ્જે હયશાળામાંથી ઘોડા લઇને રથ તૈયાર કરાવ્યો અને કુંડીનપુરીને પંથે પડ્યા.

---

નદી નાળાં, ખાડા, ટેકરા, રેતી કશાને ન લેખવતાં રથ વાયુ વેગે જતો જોઇ રૂતુપર્ણ આનંદ પામ્યો. એવામાં રૂતુપર્ણનું ઉત્તરીય પડી જવાથી રથ રાખવાનું કહ્યું. કુબ્જ કહે રથ વસ્ત્ર પડ્યું ત્યાંથી પચીસ જોજન ચાલ્યો ગયો છે. રાજા આશ્ચર્ય પામ્યો અને પોતાને અશ્વમંત્ર શિખવવાની પ્રાર્થના કરી. પોતાને ગણિત વિદ્યા આવડે છે એની સાથે અશ્વમંત્રની અદલાબદલી કરવાનું કહી, કુબ્જને ગણિત વિદ્યા શિખવી. નળે એક વૃક્ષ ઉપરનાં પાંદડાં ગણી જોઇ પોતાને વિદ્યા આવડી એનો નિશ્ચય કર્યો અને રૂતુપર્ણને અશ્વમંત્ર શિખવ્યો—એ વિદ્યા એકઠી થવાથી કળિ એના શરીરમાં વાસ કરી શક્યો નહિ. ત્યાંથી નીકળીને જતાં કળિ અને કુબ્જ વચ્ચે વાતચીત થઇ અને કળિએ એને ન સંતાપવાનું વચન આપ્યું અને પોતે નિર્માણ કરેલે સ્થાનકે જઇ રહ્યો. આ બધું નળ અને કળિ શિવાય બીજું કોઇ દેખતું ન હોતું. પછી રૂતુપર્ણ અને કુબ્જ રથે બેસી કુંડીનપુરી સવાર થતાં થતામાં પહોચ્યા. ત્યાં સ્વયંવરનો કશો સમારંભ ન જોતાં કુબ્જને આનંદ થયો અને રૂતુપર્ણ છોભો પડ્યો; એમના આવવાની વાત જાણીને ભીમરાજાએ પોતાના મહેલમાં આણ્યા. એકાએક છડી સ્વારીએ ક્યાંથી પધાર્યા વગેરે કુશળ પૂછતાં કુબ્જે જ કહ્યું કે સ્નેહ હોય ત્યાં સમારંભ શા? આપની સાથે આનંદમાં થોડા દિવસ વ્યતિત કરવા પધાર્યા છે.

દમયંતીને કુબ્જ આવ્યાની ખબર થતાં જ એને આનંદ થયો. એણે પોતાની માતાને કહ્યું, જૂવો કુબ્જને અશ્વમંત્ર ખબર છે. નળ શિવાય કોઇ એ જાણતું નથી. નક્કી એ નળ જ છે. એની પરીક્ષા કરી નક્કી કરવું જોઇએ. પોતાની સખી કેશિની સાથે પોતાનાં છોકરાંને કુબ્જ પાસે મોકલ્યાં. છોકરાંને જોઇ કુબ્જને ઘણો આનંદ થયો. એ કહે મારા સ્વામીનાં છોકરાં છે માટે મને ઘણું હેત આવે છે. એણે છોકરાંને રમાડ્યાં. કેશિની કહે સુદેવને મોંઢે તમારી કીર્ત્તિ અમે સાંભળી છે. નળની પ્રતિ તમારા સ્નેહ અને નળની સાથેમાં તમારા નિકટ સંબંધને લીધે ભૈમીને તમને જોવાની ઘણી ઇચ્છા છે. તમે 'સૂપપાક' બનાવો છો. નળ પણ કરતા. ભૈમીની ઇચ્છા છે કે જો તમે ચાખવાને આપો તો તે ચાખીને એને આનંદ થાય. કુબ્જે તૈયાર

કરી અને દમયંતીએ રસોઇ ચાખીને નક્કી કર્યું કે નળ શિવાય કોઇથી આવી રસોઇ થાય જ નહિ, માટે જરૂર એ નળ જ છે. પછી ભીમ-રાયની આજ્ઞા લઇ કુબ્જને અંતઃપુરમાં તેડાવ્યો. કુબ્જ અને દમયંતી વચ્ચે વાર્ત્તાલાપ થયો. કુબ્જ કેમે કર્યો પોતે નળ છે એ માને નહિ. કેશિનીને આથી ગુસ્સો ચઢયો અને એણે કુબ્જને ઘણાં કઠણ વચન કહ્યાં અને છેવટે એ પણ કહ્યું કે પોતાની સખી હવે પ્રાણત્યાગ કરશે. કેશિનીના ઉપાલંભનો પ્રત્યુત્તર આપવા કુબ્જ જતો હતો તેવામાં આકાશવાણી સંભળાઇ. એ વાણીએ કહ્યું કે હે રાજા ! વાળીને ઉત્તર આપશો નહિ. દમયંતી સતીશિરોમણિ છે. તમે પ્રગટ થાઓ અને સુખમાં દિવસ નિર્ગમો. એ સાંભળીને કુબ્જ ટહાડો પડયો. એણે કર્કોટક નાગે આપેલાં વસ્ત્ર જે બીલામાં મૂકી છાંડયાં હતાં તે કાઢીને પરિધાન કર્યાં. તેજ ક્ષણે નળ પોતાના અસલ રૂપમાં પલટાઇ ગયો ! બધે હર્ષ હર્ષ વ્યાપી રહ્યો ! વિઘ્ન દૂર થઇ આનંદની હેલીઓ ચાલી !

નળ દમયંતીનો પુનઃ યોગ થવાથી સખી કેશિની જે વિદ્યા-ધરી હતી તે પોતાના લોકમાં જવા તત્પર થઇ. નાગે આપેલાં પોતાનાં વસ્ત્ર નળે કેશિનીને આપ્યાં. એ લઇને એ આકાશ માર્ગે વિદ્યાધરના લોકમાં ગઇ. પોતાના પતિને એ વસ્ત્ર પહેરાવતાં તેની વેદના મટી અને વિદ્યાધરોમાં પણ આનંદ ફેલી રહ્યો. એ લોકો નળને નિરખવાને ભૂલોકપર આવ્યા.

નળે ચતુરંગણી સેના લઇને દિગ્વિજય કર્યો. ચારે દિશાએ એને જય અને યશ પ્રાપ્ત થયો. પોતાના ભાઈની તરફ દૂત મોકલતાં એની બુદ્ધિ પણ નિર્મળી થઇ હોય એમ જણાયું. એણે નળનું રાજ્ય પાછું આપવાનું કહ્યું. પરંતુ નળને વિચાર પડયો કે મારાથી રાજ્ય પાછું કેમ લેવાય. વિદ્યાધરો કહે રાજ્ય તમારૂં છે પણ એ ભાઇ છે માટે અરધું રાજ્ય આપીને અરધું લો. પણ રતુપર્ણે કહે મેં તમને ગણિત વિદ્યા શિખવી છે. એ અક્ષવિદ્યાને જોરે તમે દ્યૂતમાં જરૂર ફાવશો, માટે જેમ એણે રાજ્ય જીત્યું છે તેમ તમે પણ રમો અને જીતીને લો. છેવટે કુબેરને તેડાવી બન્ને ભાઇ રમત રમ્યા. નળની જીત થઈ અને એણે રાજ્ય પુનઃ સંપાદન

નળે પોતાના નગરમાં પ્રવેશ કર્યો. ત્યાં તેને પુનઃ રાજ્યાભિષેક થયો. કુબેર-પુષ્કરને એણે યુવરાજ પદે સ્થાપ્યો. નળ અને દમયંતીએ સુખે રાજ કર્યું. તીર્થ યાત્રા કરી. સાધુસમાગમ કર્યા.

નળને સુખે રાજ કરતાં સતાં એક દિવસ કોઇ નાટકી આવ્યો એણે પોતાની પાસેના ભૂંડની પાસે અદ્ભૂત ખેલ કરાવ્યા. નળે ખેલ જોયો. ખેલ પૂરો થવા આવ્યો એટલે ભૂંડને વાચા થઇ અને તેણે નળને ઐહિકવસ્તુના મોહમાં પચી રહેવાને માટે નિભ્રંછ્યો. નળની આંખનાં પડળ ખૂલી ગયાં. એવામાં આકાશ વાણી થઇ કે હે નળ! આ ભૂંડ તારો પિતા વીરસેન છે, અને તને શિખામણ આપવા આવ્યો છે. આથી નળનું મન દુનિયાં પરથી ઉઠી ગયું. એવા સંયોગમાં ત્યાં એક મુનિ પધાર્યા. એમનો ધર્મોપદેશ સાંભળીને નળે રાજ્યનો ત્યાગ કરી પોતે વનમાં પધાર્યો. ત્યાં મહાબળ વિદ્યાધર, રૂતુપર્ણ રાજા, કુબેર, સુતશીળ મંત્રી, સેનાપતિ અને દયમયંતી સહ વર્તમાન એણે દીક્ષા લીધી.

નળે તપ આદર્યું. એના તપની પરીક્ષા કરવા ઇંદ્રે અપ્સરા મોકલી. દુર્ભાગ્યે નળ પોતાનું ધ્યાન ચૂક્યો, પણ પછી ભાન આવતાં વધારે સાવધાન અને દઢતાવાળો થયો. એણે પુનઃ તપનો આરંભ કર્યો. ચારે આહાર તજી દીધા. બધી ધર્મક્રિયાઓ કરી આ દેહ તજી દીધો.

પોતાના પુણ્ય પ્રભાવે નળ દેવલોકમાં ધનદ દેવનો અવતાર પામ્યો અને દમયંતી પણ ધનદ દેવની વલ્લભા થઇ. જૈનધર્મ, ક્રિયાઓ, આચાર, વ્રત, સદ્ભાવના, શીળ અને સત્યના પ્રભાવે આવાં આવાં દુઃખો અને સંકટો જઇને સારો પરિણામ આવ્યો.

આ પ્રમાણે સંવત ૧૬૬૫ ના પોશના શુકલ પક્ષની અષ્ટમીએ **નયસુંદરે** પોતાનો **નળદમયંતી** રાસ પૂર્ણ કર્યો.

આગળ કહ્યું છે કે વાચક શ્રી **નયસુંદરનો નળદમયંતી** રાસ એક ધર્મના અંગનું કાવ્ય છે. તેમાં પગલે પગલે જૈનધર્મની મહત્તા, તેના આચાર અને ધર્મક્રિયાઓનું બળ, ઉપયોગિતા અને ફળનો બોધ કરવામાં આવ્યો છે. જ્યાં જ્યાં યોગ્ય જણાય ત્યાં ત્યાં વાંચ-

નારના મનમાં ધર્મનું રહસ્ય ઠસાવવાનો પ્રયત્ન કર્યો છે, તેમ કેટલેક અંશે ફલીભૂત પણ થયો છે. સારૂં થયું તે સત્કર્મના પરિણામે જ થયું એમ સમજાવવામાં બિલકુલ મણા રાખી નથી. દરેક ધર્મના અંગના ગ્રંથમાં એમ જ હોય.

મૂળ **નળોપાખ્યાન**ના વસ્તુની સાથે આ કાવ્યના વસ્તુને સરખાવી જોતાં વાંચનારને ઘણો જ તફાવત જણાશે. ગુજરાતીમાં આ વિષય ઉપર ઘણાં કાવ્યો લખાયાં છે એ પૂર્વે કહ્યું જ છે. તેઓ પૈકી કવિ **ભાલણ** અને ભટ્ટ **પ્રેમાનંદ**નાં કાવ્યો ઘણાં વંચાયલાં છે. એટલે એમના કથાભાગની સાથે આ કાવ્યના કથાભાગને બિંદવીને તે ક્યાં ક્યાં જુદો પડે છે એ વર્ણવાની જરૂર જણાતી નથી. **મેઘરાજ**નું નળાખ્યાન આ જ ગ્રંથમાળામાં પૂર્વે બહાર પડી ગએલૂં છે, એટલું જ નહિ પણ આ કાવ્યમાં ઠેકાણે ઠેકાણે તેઓમાંથી ઉતારા આપી કેટલીક સરખામણી કરવાની સંશોધનકારે મહેનત લીધી છે. આમ હોવાથી પિષ્ટપેશણ કરવાનો યોગ જ નથી. આવી વસ્તુસ્થિતિમાં અમે આ કાવ્યનો સંક્ષિપ્ત-માત્ર સારરૂપ—અહેવાલ આપ્યો છે, એ વાંચવાથી જણાયૂં જ હશે કે આ કાવ્યમાં અનેક પ્રસંગ નવા જ ઉમેરેલા છે.—

આવા ફેરફાર ધર્મના અંગના ગ્રંથોમાં તેમની આવશ્યક્તાને ભાવે સાધારણ છે. **બૌદ્ધજાતકકથાનક** એનો જાણવા લાયક દાખલો છે. પોતાના પૂર્વ જન્માંતરોની હકીકત કહેતાં **શ્રીબુદ્ધભગવાને** રામાયણની કથાનો ઉપયોગ પણ કર્યો છે. રામાયણના વસ્તુને તેમાં તદ્દન ફેરવી નાંખ્યું છે. રામ અને સીતા ભાઇ બ્હેન હોઇ પોતે **શ્રીબુદ્ધભગવાન** રામ રૂપે અને **યશોધરા** સીતા રૂપે જન્મ્યાં હતાં!

એક કાવ્ય તરીકે **નળદમયંતી** રાસને તપાસતાં કહેવું પ્રાપ્ત થાય છે કે જો કે એ ઘણા ઉંચા પ્રકારનું કાવ્ય નથી, પરંતુ મનોરંજક અને રસભર્યું છે. ઠેરઠેર શબ્દ ચમત્કૃતિયો માલમ પડે છે. લાંબા લાંબા અનુપ્રાસો અને રસભર્યાં વર્ણનો કવિનો ભાષા ઉપરનો કાબુ દર્શાવે છે અને વાંચનારને આનંદ ઉપજાવે છે. જો કે કેટલીક જગાએ

લંબાણને લીધે કેટલીક ક્ષતિ થાય છે પણ એ લંબાણ કવિના મનમાં રહેલી ઉદ્દેશ–ધર્મબોધ–ને લીધે હોઇ ક્ષંતવ્ય છે. વાચક **શ્રી નયસુંદરની** ભાષા સમગ્ર રીતે જોતાં સાદી અને પ્રાસાદિક છે; છતાં કવિએ કોઇ કોઇ જગાએ શબ્દો બનાવવાની છૂટ લીધી છે.

સત્તરમા સૈકાના બીજા તે કાળના ગ્રંથોમાં મળી આવે છે તેવી જ બલ્કે સ્હેજ વધારે જૂના જેવી–આ કાવ્યની ભાષા છે. જૂનાં રૂપો ઠીક જળવાઇ રહ્યાં છે. વિભક્તિના પ્રત્યયો જેવા કેઃ–અનાર્યહ, રયણુકી, **હુતી**, અવરહશું, તુમચે, તુમ**ચી**, અમ**ચી**, ભવચા, ચરણુરી, સમુદ્રહતણા, ગરુડહતણા એ આપણું ધ્યાન ખેંચે છે. અછે, છિ, પૂર્જસિ, ઉપજિસે, લહિસ્યે, પાલેવા, પામેશો, હોસિ, હુંસ્યઇં, હુસિ, મરાયેસિ, બેસીજે વગેરે રૂપો વિચારણીય છે–આ વિષયમાં દીલગીર થવા જેવું છે કે કાવ્યમાં કેટલાંક જૂનાં પાઠાન્તર રદ ગણીને તે બદલ નવાં મૂકયાં છે અને કેટલીક જગાએ તો જૂનાં રૂપ હતાં તે સુધારવાની છૂટ લીધી છે. કેટલાક પૃષ્ટને અંતે આપેલી ટીકાથી આ વાત સમજાય છે. ભવિષ્યમાં પ્રગટ થતા ગ્રંથોમાં આવી છૂટ ન લેવાય એ ઇષ્ટ છે. એમ ન થયું હોત તો વખતે વધારે જૂનાં અગર વધારે સંખ્યામાં એવાં રૂપો મળી આવત.

આ પ્રમાણે જૈન ધર્માવલંબીઓમાં ધર્મશ્રદ્ધા વધારે એવું, જૈનેતર જનોને કાવ્યાનંદ આપે એવું, ગુજરાતી વાચકવૃંદને સત્તરમા સૈકાની અને એથીએ જૂની ગુજરાતીના સ્વરૂપનું ભાન કરાવે એવું અને ભાષારસિક પુરૂષોને મનન કરવા યોગ્ય વિષય પૂરો પાડતું આ મૌક્તિક પ્રસિદ્ધ કરીને સ્વર્ગવાસી શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધારક ફંડે બધાનો ધન્યવાદ પ્રાપ્ત કર્યો છે.

અમદાવાદ. } કાલાભાઈ પીતાંબરદાસ દેરાસરી.
૩૦–૯–૧૭.



નમો વર્દ્ધમાનવીરાય.

# કવિવર નયસુંદર.

## કર્ત્તાના સમયની સ્થિતિ.

આપણે મધ્યકાલીન કે જૂની ગૂજરાતીનો યુગ વિક્રમ પંદરમા શતકથી તે સત્તરમા સૈકા સુધીનો લઇએ તો નયસુંદરની કૃતિઓ (સં. ૧૬૩૬ થી ૧૬૬૯ની છે તે) આ યુગના કાવ્ય સાહિત્યમાં આવે છે.આ યુગમાં વિશેષ ભાગે ધાર્મિક સાહિત્ય જોવામાં આવે છે અને ખાસ કરીને 'જૈન' સાહિત્ય તો જૈન શબ્દથી ધ્વનિત ધાર્મિક તત્ત્વથી ઓતપ્રોત હોય જ.

આ યુગના સમય દરમ્યાન ગૂજરાતની રાજ્યસ્થિતિ જોઇશું તો સ્પષ્ટ જણાશે કે વાઘેલા વંશનો અંત આવતાં મુસલમાનોએ અનેક ચડાઇઓ યુદ્ધ અને આક્રમણ કરી સ્થાનિક રજપૂત રાજ્યને અસ્તવ્યસ્ત કર્યું, મંદિરો-જૈન, શૈવ કે વૈષ્ણવને જમીનદોસ્ત કર્યાં, તેના સુંદર પથ્થરો-કારીગિરીના નમૂનાઓ મસીદો બાંધવામાં વપરાયાં, રાજ્યવ્યવસ્થા બદલાઇ અને તેથી ગૂર્જરદેશના ભાગલા પડયા ને પાટનગરો બદલાયાં. મૂગલ શહેનશાહતમાં તો અનેક સૂબાઓ એક પછી એક ટુંક વખતના ગાળા પછી આવવા લાગ્યા અને અંતર્વિરોધ સૂબા સૂબા વચ્ચે અને દિલ્હીના અમીરો ને સૂબા વચ્ચે રહેવાથી ગૂજરાતને અત્યંત સહેવું પડયું. આવી રીતે ગૂજરાતની સ્થિતિ છિન્ન ભિન્ન થઇ ગઇ, જાનમાલની સલામતીને માટે લોકોને પગલે પગલે ભય રહેવા લાગ્યો, વેપારમાં એક સ્થળેથી બીજે સ્થળે માલ લઇ જવામાં કે મંગાવવામાં લૂંટારૂઓના ત્રાસથી અનેક પ્રતિબંધો આવ્યા. આ છતાં પણ જૈનસાધુઓ નિઃસંગ અને નિષ્પ્રતિગ્રહ રહી ચોમાસા સિવાય વર્ષના આઠ મહિનામાં ગ્રામાનુગ્રામ પાદવિહાર કરી ચાતુર્માસમાં એક ગામમાં સ્થિતિ રાખી સાહિત્યને અખંડિત પ્રવાહધારાએ પોષી ઉપજાવી ખિલાવતા આવ્યા છે એ પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ સમગ્ર જૈનસાહિત્યની આલોચના કરતાં સહેજે જણાઇ આવે છે.

આપણા જીવનચરિત્રનાં નાયકના સમય કાળમાં દિલ્હીની ગાદીએ મહાન્ સામ્રાટ્ અકબર બાદશાહ હતો. તેની કાર્યદક્ષતા, પ્રજાપ્રીતિ, મહા આશયથી પ્રેરિત પ્રકૃતિ અને રાજકુશળતાને લઇને સમગ્ર દેશમાં આસ્તે આસ્તે શાંતિ પ્રસરી હતી અને ગૂજરાતમાં પણ સ્થિરતા પ્રાપ્ત થઇ હતી. (ઇ. સ. ૧૫૭૩ થી ઇ. સ. ૧૭૦૦ સુધી) પરંતુ અશાંતિને પ્રથમ જડમૂળથી હઠાવી પછી શાંતિ લાવવામાં જે પરિશ્રમ સેવવો પડે છે તે ઘણો મજબૂત અને વિપત્તિવાળો હોય છે. તેથી સમય ઘણો લાગે છે અને લોકો ઠરીઠામ બેસી શકતા નથી.

અમદાવાદના સુલ્તાનોએ ઘણાં રાજ્યો લઇ લીધાં હતાં અને ગૂજરાતનાં કુલ ૨૫ પરગણાં બનાવ્યાં હતાં. અકબર બાદશાહે નવીન પદ્ધતિ દાખલ કરી (સને ૧૫૮૩), કે જેથી તે ૨૫ માંના ૯ જે રાજ્યોની પાસેથી ખુચવી લીધેલાં હતાં તેઓને પાછાં સોંપ્યાં એટલે કે જાલોર અને જોધપુરને રજપુતાનામાં નાંખ્યાં, નાગોર અજમેરમાં અને મુલ્હેર તથા નંદરબાર ખાનદેશમાં જોડયાં, મુંબઇ, વસઇ અને દમણ પોર્ટુગીઝ પાસે રહેવા દીધાં અને દંડરાજપુરી (જંજીરા) નિઝામશાહી-દક્ષિણ અહમદનગરના રાજ્યને સોંપ્યાં. બાકીના ૧૬ માં ૭ નામે સિરોહી, ડુંગરપુર, અને વાંસવાડા કે જે હાલ રજપૂતાનામાં છે, કચ્છ, સુંથ (રેવાકાંઠાનું) અને રામનગર (હાલનું ધર્મપુર સુરત પરગણામાંનું) તે તેઓના હિંદુ રાજાઓના હાથમાં ખંડણી આપવાની સરતે રહેવા દીધાં. બાકીના ૧૦માં દીલ્હિથી મોકલેલ અમલદારો રાજ વહીવટ કરતા. આમાંના (સુરત. પાટણ, અમદાવાદ, ગોધ્રા, ચાંપાનેર, વડોદરા, ભરૂચ અને રાજપીપલા-નાંદોદ-આ ગુજરાતના ખરા ભાગમાં આવેલ હતા, અને સોરઠ અને નવાનગર તે હાલના કાઠિયાવાડ દ્વિપકલ્પમાં હતા.)

અકબરને ગૂજરાત ઉપર શાંતિ પ્રસાર કરવામાં ઘણી મહેનત પડી હતી. ગૂજરાતની રાજધાની આ સમયે અમદાવાદ હતી. ઇ. સ. ૧૫૭૨ (સં. ૧૬૨૯) માં તે શહેરના કોટમાં બાર ભાગ હતા; અને કોટ બહાર બીજા ભાગ હતા; રેશમ તથા કસબકિનારી ને લાખ એના મોટા ધંધા ચાલતા અને સરકારી ઉપજ ૧૫૦ લાખની હતી. અમીરોની એક ટોળીના તેડાવ્યાથી અકબર બાદશાહ સન ૧૫૭૨ના

નવેંબરની ૧૮ મીએ અમદાવાદ આવ્યો ને અમીરો તાબે થવાથી તેણે ગૂજરાતને પોતાના મોટા રાજ્યનો સુબો કીધો ને ત્યાં સુબેદાર નીમ્યો. જો કે સહેલથી શહેર તાબે થયું તો પણ દશ વર્ષના ગાળા પછી ત્યાં પૂરો બંદોબસ્ત થયો હતો. (ઇ. સ. ૧૫૮૩-સં. ૧૬૩૦ કે જે વર્ષમાં આપણા કવિએ અમદાવાદ રહીને શત્રુંજય રાસ રચ્યો છે.) અકબર થોડાક મહિના નહોતો તેવામાં (૧૫૭૩ ઇ. સ.) બંડખોર મિરઝાંઓ કેટલાક અમીરો સાથે અમદાવાદ સામા આવ્યા; બે વર્ષ પછી મુઝફ્ફર હુસેન મિરઝાએ બીજા ઘેરાએ શહેર લીધું હતું ને ૧૫૮૩માં મુઝફ્ફરે (અમદાવાદના છેલ્લા બાદશાહે) અમદાવાદનો કબજો કરી સોનું ઝવેર ને કપડાંનો નાશ કીધો, પણ અકબરના એક ચઢતા અમીર મિરઝાખાને એણે બાદશાહી ફોજની સરદારી કરી સરખેજ આગળ લડાઇ આપી મુજફ્ફરને હરાવી ભગાડ્યો (૧૫૮૪-૨૨મી જાન્યુઆરી). એ મિરઝાખાન તે ખાનખાનાન કહેવાયો ને એણે લડાઇને ઠેકાણે બાગ બનાવી તેનું ફતેહબાગ એ નામ રાખ્યું. એ ફતેહ પછી કોઇ કોઇ વાર ફિસાદ હુલ્લડ થયલાં તે સિવાય અમદાવાદને સો ઉપર વરસમાં બહારનો ઉપદ્રવ નહોતો ને તે મુગલાઇ રાજ્યનું તવંગર શહેરોમાંનું એક ગણાતું." પૃ. ૪૧૩-૧૪ ગૂજરાત સર્વ સંગ્રહ.

**તત્કાલીન સાહિત્ય ક્ષેત્ર.**

આવી અશાંતિ અને શાંતિના મધ્યકાળમાં જૈન ગૂર્જર સાહિત્ય અસ્ખલિત વ્હેણમાં વહ્યું છે. શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરી સોળમી સદીને પોતાના Milestones of Gujarati Literature માં પ્રાયઃ નિર્વંશ (barren) જણાવે છે કારણ કે તે સમયમાં જૈનેતર કવિઓ ત્રણજ નામે વસ્તો, વચ્છરાજ, અને તુલસી થયા એવું તેઓ જણાવે છે. કવિ જે સદીમાં કનિષ્ટ અને અલ્પ સંખ્યામાં થાય તે પ્રાયઃ નિઃસંતાનની ઉપમાને પામે એ સ્વાભાવિક છે કારણ કે ફુલ પરથી બીજનું મૂલ્ય થાય છે. આના કારણમાં તેઓ જણાવે છે કેઃ—'ગૂજરાતના સુબાઓ ધીમે ધીમે દીલ્હીના પઠાણની કેંદ્રભૂત સલ્તનત કે જે સ્વતઃ શિથિલ થતી જતી હતી તેનાથી સ્વતંત્ર થતા હતા. આ રાજકર્તાઓમાંનો સૌથી વધારે સત્તાવાળો સુલતાન મહમદ બેગડો હતો. તેણે પણ સત્તા ગુમાવી અને

તેથી રાજકીય અરાજકતા આવી. અકબરે ગૂજરાત સને ૧૫૭૩ માં જીત્યું પરંતુ તે વખતે પણ આંતરીક ઝઘડાઓની સ્થિતિનો અંત લાવી ન શકાયો. સમય એટલો બધો પ્રતિકૂળ હતો કે કવિતાનો કોમળ રોપો ઉગી કે પોષાઇ ન શકયો અને આપણને માત્ર ત્રણજ કવિઓ પ્રાપ્ત થયા કે જેણે આ સદીને 'તદ્દન નિર્વંશ' એ દોષવાળા અભિધાનથી મુક્ત કરી. તેઓ વસ્તો, વચ્છરાજ અને તુલસી હતા."

વિશેષ શોધ થયા પછી જણાયું છે કે વૈશ્ય કવિ નાકર તે ઇ. સ. ૧૭મા સૈકાનો નહિ પણ સોળમા સૈકાનો (સંવત્ ૧૫૫૦-૧૬૩૨) હતો અને વિષ્ણુદાસ પણ ૧૬ માનો હતો. (સંવત્ ૧૬૩૦ તે ૧૬૭૩) (જુઓ બૃહત્કાવ્યદોહન ભાગ ૮ માની પ્રસ્તાવના.) નાકરને એક minor હલકી પંક્તિનો કવિ રા. કૃષ્ણલાલે ગણ્યો છે, પણ રા. જાની કહે છે કે 'કવિ નાકર સર્વથા પ્રેમાનંદની અર્થાત્ પ્રથમ પંક્તિના ગુર્જર કવિની બરોબરી કરી શકે એવો નથી, તો પણ તે બીજી પંક્તિના કવિઓમાં નિઃસંશય ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાને યોગ્ય ગણાય ખરો." મતલબકે ઇ. સ. સોળમી સદીમાં માત્ર અલ્પશક્તિવાળા કવિઓ પાક્યા છે એમ નથી.

જૈન સાહિત્યમાં ઉક્ત ઇ. સ. ૧૬મી સદીમાં પણ અનેક કવિઓ થયા છેઃ—નામે નેમિકુંજર, પુણ્યપ્રભાવ, ધર્મસમુદ્ર, હર્ષકલશ, ઉદયભાનુ, સારંગ, હર્ષસાગર, સુમતિમુનિ, પાર્શ્વચંદ્ર, દર્શનકવિ, દેવશીલ, દેવિદાસ-દ્વિજ, ઇશ્વરસૂરિ, ગુણમેરૂ, પુણ્યરત્ન, ભીમ-ભાવસાર, મંગલમાણેક, પુણ્યસાર, પ્રીતિવિજય, ભાવરત્ન, કુશળલાભ, હીરકલશ, સિદ્ધિસૂરિ, સોમવિમલસૂરિ, હેમરાજ, વિદ્યાકમલ, સહેજસુંદર, નર્ષેદાચાર્ય, વિનયસમુદ્ર, વિનયસાગર, વિજયશેખર, જયવંતસૂરિ, સમયસુંદર, વિમલચારિત્રસૂરિ, વિજયગણિ, વિજયદેવ, લાવણ્યસમય, લાવણ્યરત્ન, લાવણ્યકીર્તિ, લાભમંડન, રત્નસિંહસૂરિ, સાધુકીર્તિ, વચ્છરાજ, વગેરે આ લેખકને ચોવડે આવ્યા છે. તેમાં તે સદીના આધારભૂત અને શક્તિવાળા કવિઓ લાવણ્યસમય (જેની કૃતિઓ સં. ૧૫૪૩ થી સં. ૧૫૮૭ સુધીની મળી આવે છે), સહેજસુંદર (કૃતિઓ સં. ૧૫૭૨થી ૧૫૮૫), કુશળલાભ (કૃતિઓ

સં. ૧૫૧૭થી ૧૫૨૪ ), સોમવિમલસૂરિ ( સં. ૧૫૧૫ થી ૧૬૩૩ ), અને આપણા કવિ નયસુંદર છે. નયસુંદરના સમકાલીન તથા પશ્ચાદ્ ગામી શ્રાવકકવિ ઋષભદાસ કે જેની કૃતિઓ સં. ૧૬૬૨થી તે ૧૬૮૭ સુધીની મળી આવે છે તે ઇ. સ. સત્તરમી સદીનો પ્રબળ આધારભૂત કવિ છે કે જેના વિષે આ લેખકે સવિસ્તર લખેલો નિબંધ જૈન કૉન્ફરન્સ હૅરલ્ડના ઐતિહાસિક ખાસ અંકમાં પ્રસિદ્ધ થયો છે, અને જે લેખ સુરતની પાંચમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌માં મોકલાયો હતો.

ઉપરોક્ત કવિઓ પૈકી નયસુંદરના સમકાલીન જૈન કવિઓ ભાવ-રત્ન ( કૃતિ—કનક શ્રેષ્ઠીરાસ સં. ૧૬૩૦ ), ભીમ ભાવસાર ( શ્રેણિકરાસ સં. ૧૬૨૧ ), પુણ્ય-રત્ન (સનત્કુમાર ૧૬૩૭ અને બીજો નેમિરાસ), કુશલલાભ (માધવાનલ ૧૬૧૬, ઢોલામારૂ ૧૬૧૭, તેજસાર ૧૬૨૪ ), સોમવિમલસૂરિ (શ્રેણિકરાસ ૧૬૩૦, ધમ્મિલરાસ ૧૬૧૫, ક્ષુલ્લકકુમાર ૧૬૩૩), સુમતિકીર્તિ (ધર્મપરીક્ષા રાસ ૧૬૩૫), રત્નસાર (સાગર શ્રેષ્ઠિ-કથા ૧૬૪૫ ), વિજયશેખર ( યશોભદ્ર ૧૬૪૩ ), વચ્છરાજ ( પંચતંત્ર ૧૬૪૮), વિદ્યાકમલ (ભગવતી ગીતા), વિજયદેવ (નેમિનાથ ૧૬૫૭), નર્બુદાચાર્ય ( કોકશાસ્ત્ર ચોપઇ ૧૬૫૬ ) અને સમયસુંદર ( ૧૬૫૮–૧૬૯૬ સુધીમા અનેક કૃતિઓ કરનાર ) આદિ છે. આ સર્વ ટુંકમાં જણાવેલું છે. જૈન ગૂર્જર કવિઓનો સવિસ્તાર ઇતિહાસ લખવાની ઉત્કંઠા અને તૈયારી છે તેમાં બધી હકીકતો મૂકવામાં આવશે. હમણાં તો આટ-લાથી પણ કેટલોક ખ્યાલ સારા પ્રમાણમાં આવી શકે તેમ છે.

શાંતિ સામ્રાજ્યમાં કાવ્યપ્રવાહ સતત્ અને વેગથી વહે અને અશાંતિમાં સ્થંભે એવો કંઇ સાર્વત્રિક નિયમ નથી. અશાંતિમાં જે અંતઃક્ષોભ, જુસ્સો, શરીરની નાડીઓના અને ખાસ કરી હૃદયના તીવ્ર ધબકારા મનુષ્યને વ્યાપી રહે છે તે તેટલા અંશે શાંતિના સમયમાં નહિ વ્યાપે. ભાસનાં નાટકો જોઇશું તો રાજ્યમાં અનેક ઉપદ્રવો થયા, ઉપશમ્યા, જાગ્યા તેવા સમયમાં તે ઉદ્ભવ્યાં છે એમ દરેકની નાન્દિ તપાસતાં જણાશે. જર્મન તત્ત્વજ્ઞ નિત્સે યુદ્ધના મામલામાં કવિતાનો જોસબંધ ફુવારો ઉડે છે એવું માનનાર છે, તો કાવ્યનો પ્રેરક શાંતિનો સમય છે, અથવા અશાંતિ કાલ છે—એવા બંને વિકલ્પો વિચારવા યોગ્ય છે.

કાવની કૃતિઓ.

જૈન ગૂર્જર સાહિત્યમાં આ કવિ એક રત્ન સમાન છે એવું તેની કૃતિઓ પરથી સ્પષ્ટ જણાય છે. અત્યાર સુધી તેની કૃતિઓ ઉપલબ્ધ છે તેનાં નામ નીચે પ્રમાણે છે:—

+ ૧. રૂપચંદ કુંવર રાસ. રચ્યા સં. ૧૬૩૭ માર્ગશીર્ષ શુદિ ૫ રવિવાર. વીજાપુરમાં.

+ ૨. શત્રુંજય (સિદ્ધાચલ) ઉદ્ધાર રાસ સં. ૧૬૩૨?)૮ આશો શુદિ ૧૩ મંગલવાર અમદાવાદમાં.

+ ૩. સુરસુંદરી રાસ સં. ૧૬૪૬ જેઠ શુદિ ૧૩.

+ ૪. નલદમયંતી રાસ સં. ૧૬૬૫ પોશ શુદિ ૮ મંગલવાર.

૫. શીલરક્ષા પ્રકાશ રાસ સં. ૧૬૬૯ ભાદ્રપદમાં.[1]

૬. પ્રભાવતી.

આ ૭ કૃતિમાંની નંબર ૧, ૨ અને ૪ આજ મૈક્તિકમાં પ્રસિદ્ધ થયેલ છે. નં. ૩ આનંદ કાવ્યમહોદધિના ત્રીજા મૌક્તિકમાં પ્રસિદ્ધ થયેલ છે. તે પ્રસિદ્ધ થયેલ છે તેથી તેની સામે +આવું ચિન્હ મૂકવામાં આવ્યું છે. નં. ૫ તે પ્રવર્તક મુનિશ્રી કાન્તિવિજયજીના ભંડારમાં મારા જોવાંમાં આવેલ છે અને તેની પ્રત મારા દ્વારા ગૂજરાતી સાહિત્ય પરિષદ્–સુરતમાં તેના પ્રદર્શનમાં મોકલવામાં આવી હતી. વિશેષમાં તેની પ્રત ખંભાતના અને પાટણ નં. ૪ ના ભંડારમાં છે એમ તેમની ટીપ પરથી જણાય છે. પ્રભાવતી (રાસ) નામની નં. ૬ની કૃતિ ક્યાં ઉપલબ્ધ થઇ શકે તેમ છે તે હજુ સુધી જણાયું નથી તેમ તેનો રચ્યા સંવત્ પણ પ્રાપ્ત થઇ શક્યો નથી. આ પ્રકટ કરનાનું આ ગ્રંથના

---

૧. શીલરક્ષા (શીલ શિક્ષા) રાસની પ્રશસ્તિ આ પ્રમાણે છે:—
ગચ્છ તપાગચ્છ ધનરત્ન સૂરીસ હિ, પંડિત શ્રી ભાનુમેરૂ ગણિ સીસ હિ,
તસ વિનયી નયસુંદરે હોઇ કરજોડી કહઈ ઉવઝાઇ હિ,
સીલવતહ તણા નિત નમું પાય હિ ૧૫ સીલ.
દેવસુંદર સૂરિ પાટિ પ્રધાન હિ, સૂરિવરિ વિજયસુંદર વિજયમાન હિ,
તાસ આદેસ લહી કરી...
કંઠિ વિર શાખા રચ્યું એ રાસ હિ, સોલ ઉગણ્ણો તિરઈ ભાદ્રપદ
માસ હિ. ૧૬ સીલ.

પ્રસિદ્ધકર્ત્તાએ જાહેર ઘણા સમયથી કર્યું છે. મને પ્રભાવતીપર કર્ત્તાની એક નાની સઝાય મળી આવી છે. તેમાં છેવટે એવું જણાવ્યું છે કે
"બોધિબીજ વિમલ તિમ અનુાદન પ્રભાવતિ જિનભક્તિ કરેવિ,
નયસુંદર સંતત ગુણ ગાવતિ, પાવતિ પુણ્યનિચય તિણિ ખેવિ–૬."

આ ઉપરાંત સંસ્કૃતમાં સારસ્વત વ્યાકરણપર વૃત્તિ રચનાર નયસુંદર નામક કર્તા છે તે કદાચ આ હોય.

**કવિનો પરિચય-ગુરૂ પરંપરા.**

કર્ત્તાનો પરિચય ઉપરોક્ત કૃતિઓની પ્રશસ્તિઓ એક બીજા સાથે મિલાવી તેની મીમાંસા કરતાં જે થઇ શકે તેમ છે તે બીજી હકીકત સહિત અત્ર નિવેદન કરવામાં આવે છે. કર્ત્તા પોતે ચંદ્રગચ્છના તપાગચ્છના વૃદ્ધ તપાગચ્છની પરંપરામાં ઉતરી આવેલા છે. વૃદ્ધ તપાગચ્છના સ્થાપક જગચ્ચંદ્ર સૂરિના શિષ્ય વિજયચંદ્રસૂરિ છે અને વૃદ્ધ તપાગચ્છ એ મૂલ તપગચ્છની શાખા છે કે જે તપગચ્છના સ્થાપક તે જગચ્ચંદ્રસૂરિ છે. જગચ્ચંદ્રસૂરિ એ ચૈત્ર(વાલ) ગચ્છીય દેવભદ્ર સૂરિના શિષ્ય; અને ચૈત્ર-(વાલ) ગચ્છના સ્થાપક ધનેશ્વરસૂરિ.

આ ધનેશ્વરસૂરિ [૨]ચંદ્રગચ્છમાં એક મહાન્ આચાર્ય થઇ ગયા છે. તેમણે ચિત્રપુર (હાલના ચિતોડ)માં સાતશો દિગંબર જૈનોને પ્રતિબોધ્યા અને ચિત્રપુરમાં મહાવીર સ્વામીની પ્રતિષ્ઠા કરી. તેમણે સ્થાપેલા ગચ્છનું નામ તે ચિત્રપુર ગામમાં થયેલો તે પરથી ચૈત્ર(ચૈત્રવાલ) ગચ્છ પડયું. તેમના શિષ્ય ભુવનચંદ્ર (ભુવનેન્દ્ર) સૂરિ અને [તેના શિષ્ય] દેવભદ્રસૂરિ થયા. તેમના ત્રણ શિષ્યો:-તેમાં પ્રથમ [૩]જગચ્ચંદ્રસૂરિ થયા

---

૨ ચંદ્રગચ્છ—સ્થાપક ચંદ્ર નામના આચાર્ય કે જે વીરાત્ ૬૨૦ ની આસપાસ થયા.

૩ જગચ્ચંદ્ર સૂરિ—તે તપગચ્છની પટ્ટાવલિમાંના વીરપ્રભુથી ૪૩ મા સોમપ્રભસૂરિની પાટે ૪૪ મા થયા. પટ્ટાવલિમાં જણાવ્યું છે કે:—'મુનિ સમુદાયને ક્રિયાશિથિલ જાણી ગુરૂની આજ્ઞાથી વૈરાગ્ય રસમાં સમુદ્રરૂપ ચૈત્રગચ્છીય થી દેવભદ્રોપાધ્યાયની સહાય લઈને ક્રિયામાં ઉગ્રતા વાપરવાથી 'હીરલા' જગચ્ચંદ્રસૂરિ એ પ્રસિદ્ધ નામ પડયું.

કે જેમણે સં. ૧૨૮૫ માં વિદ્યાપુરી (વીજાપુર)માં શુદ્ધ ક્રિયાથી તપ આદર્યો (યાવજ્જીવ આચામ્લ-આયંબિલ વ્રત વિદ્યાપુરમાં લીધું) તેનાથી તપ (પા) ગચ્છની સ્થાપના થઈ.

એમ કહેવામાં આવે છે કે જગચ્ચંદ્રસૂરિ દેવભદ્રના મુખ્ય ત્રણ શિષ્યમાંના એક હતા.

---

કેટલાકના કથા પ્રમાણે આઘાટપુરમાં બત્રીશ દિગમ્બરાચાર્યો સાથે વિવાદ કરતાં હીરાની પેઠે અભેદ્ય જણાયાથી રાજાએ 'હીરલા' જગચ્ચંદ્રસૂરિ એ નામ આપ્યું. તથા યાવજ્જીવ આચામ્લ તપનો અભિગ્રહ ગ્રહવાથી બાર વર્ષે 'તપા' નામનું બિરૂદ મેળવ્યું. આ રીતે ૧ નિર્ગ્રંથ ૨ કૌટિક, ૩ ચંદ્ર, ૪ વનવાસી, ૫ બૃહદ્‌ગચ્છ અને ૬ ઠું તપાગચ્છ એ નામની અનુક્રમે પ્રવૃત્તિ થઇ. ને તપગચ્છના સ્થાપક જગચ્ચંદ્રસૂરિ થયા પણ કર્ત્તાએ પોતાના રૂપચંદ રાસની પ્રશસ્તિમાં તેમનું નામ આપ્યું નથી, પણ તપગચ્છના સ્થાપક તરીકે દેવભદ્ર ઉપાધ્યાય જણાવ્યા છે. આના પ્રમાણમાં ધર્મસાગરકૃત સુધર્મગચ્છ પરીક્ષા જણાવે છે કેઃ

વીર થકી અવધારો મને, વરસ ચતરસેં પંચાવને;
ચિત્રાવાલ થકી નીકળ્યા, તપાગચ્છ નામે સાંભળ્યા. ૧૧૭

यतः-बारस पंचासीए, छंडिय निय निय गुरूण मज्झायं,
विज्जापुरनयरंमिय तवा मयं देवभद्दाउ ॥ १

વિ. સં. ૧૨૮૫ માં પોતપોતાના ગુરૂની મર્યાદા છોડી, એટલે ચૈત્રવાલ ગચ્છના જે આચાર્યો તેની મર્યાદા તોડી-ચૈત્રવાલ ગચ્છ થકી અલગ થઇ વિજાપુર નગરમાં દેવભદ્ર થકી તપામત પ્રકટ થયો.

વળી ચૈત્રગચ્છીય શ્રી દેવભદ્રના શિષ્ય જગચ્ચંદ્રસૂરિ હતા એમ પણ ઉલ્લેખ મળી આવે છે છતાં તે સોમપ્રભની પાટે ૪૪ મા તરીકે કેમ આવ્યા તે સંબંધી નિર્ણય કરવામાં એક પટ્ટાવલિ (હેરલ્ડ માસિકના ઐતિહાસિક અંકમાં પ્રગટ થયેલ) જણાવે છે કે બીલડી નગરીમાં સોમપ્રભને દેવભદ્ર, જગચ્ચંદ્રસૂરી અને દેવેંદ્રે વાંદ્યા, ત્યારે સોમપ્રભે ઘણા ગચ્છના આચાર્યોની સાક્ષીએ સં. ૧૨૮૩ માં જગચ્ચંદ્રસૂરિને સ્વગચ્છમાં લઇ પોતાની પાટપર સ્થાપન કર્યા.

પરંતુ આ સાથે જણાવવાનું કે કર્તાએ નલદમયંતીની પ્રશસ્તિમાં જગચ્ચંદ્રસૂરિનો ઇશારો અવશ્ય કર્યો છે અને તેને દેવભદ્રના ત્રણ શિષ્યોમાંના પ્રથમ સૂરિ જણાવ્યા છે. પણ સાથે ક્રિયાના ઉદ્ધારક તો દેવભદ્રને જણાવ્યા છે.

૪ દેવેન્દ્રસૂરિ—નવીન કર્મગ્રંથ, ત્રણ ભાષ્ય, ધર્મ રત્ન પ્રકરણ સવૃત્તિના કર્તા. તેમણે ૧૩૦૨માં ઉજ્જયિનીના મોટા શેઠ જિનચંદ્રના બે પુત્રો નામે વિરધવલ અને ભીમસિંહને જૈન દીક્ષા આપી. અને પહેલાને સં. ૧૩૨૩ (કોઇ ૧૩૦૪ જણાવે છે) આચાર્ય પદવી આપી તેમનું નામ વિદ્યાનન્દસૂરિ (કે જેમણે નવું વ્યાકરણ બનાવ્યું છે) આપ્યું ને બીજાનું ધર્મકીર્ત્તિ નામ આપી ઉપાધ્યાય પદ આપ્યું. દેવેન્દ્રસૂરિ માલવ દેશમાં સં. ૧૩૨૭ માં સ્વર્ગવાસ પામ્યા. (જુઓ તપગચ્છ પટ્ટાવલિ). દેવેન્દ્રસૂરિ (દેવસૂરિ) ના મદનેંદુસૂરિ અને તેનાં મુનિદેવસૂરિએ સં. ૧૩૨૨ માં શાંતિનાથ ચરિત રચ્યું હતું કે જેના પરથી મુનિભદ્રસૂરિએ બીજું શાંતિનાથ ચરિત સં. ૧૪૧૦ માં રચ્યું.

૫ વિજયચંદ્રસૂરિ—મૂળ પ્રસિદ્ધ ગૂજરાત—મંત્રિવર્ય વસ્તુપાલને ત્યાં હિસાબ લખનાર મ્હેતા હતા. ખંભાતમાં વસ્તુપાલને સ્ત્રી અનોપદેએ એવો આગ્રહ કર્યો કે દેવભદ્ર ઉપાધ્યાય પાસે તેને દીક્ષા લેવરાવી મહેતાને ઋણમુક્ત કરવો. આથી વસ્તુપાલે વિનતિ કરવાથી દેવભદ્રે દીક્ષા આપી. પછી આચાર્યપદ આપવાની વિનતિ અનોપદેએ દેવભદ્રને કરી. ગુરૂને તે પદ માટે તેમની યોગ્યતા સંબંધે સંદેહ હતો. આખરે આચાર્યપદ આપવામાં આવ્યું અને દેવેન્દ્રસૂરિએ પ્રથમ આચાર્યપદ લીધું હોવાથી તેનો ભક્તિભાવ વિજયચંદ્ર કરવા લાગ્યા. વિજયચંદ્ર ખંભાતમાંજ વર્ષોવર્ષ મોટા ઉપાશ્રયમાં રહેવા લાગ્યા. જૈન સાધુને એકજ ગામમાં વર્ષોવર્ષ રહેવું એ શાસ્ત્ર વિરૂદ્ધ છે, એ પર દેવેન્દ્રસૂરિએ વખતો વખત ધ્યાન ખેંચ્યું છતાં તે પર લક્ષ ન દેવાયું. દેવેન્દ્રસૂરિ ખંભાત આવ્યા. પણ મ્હોટો ઉપાશ્રય વિજયચંદ્રે રોકેલ હોવાથી તેમ વિજયચંદ્ર તેને મૂકી નાના ઉપાશ્રયે જાય તેમ ન હોવાથી

સૂરિથી વૃદ્ધ તપાગચ્છ નામની શાખા થઇ, અને તેથી દેવેન્દ્રસૂરિનો ગચ્છ લઘુ તપાગચ્છ કહેવાયો. વૃદ્ધ તપાગચ્છ એ વૃદ્ધ શાલિક—વૃદ્ધ પોશાલિક ગચ્છનું અને લઘુ તપાગચ્છ એ:લઘુ શાલિક—લઘુ પોશાલિક એનું ટુંકું નામ છે. આમ મુખ્ય તપગચ્છના બે ભાગ પડ્યા.

વિજયચંદ્રસૂરિના શિષ્યો નામે વજ્રસેન, પદ્મચંદ્ર અને ક્ષેમકીર્ત્તિ થયા. ક્ષેમ કીર્તિસૂરિએ ૪૨૦૦૦ શ્લોક પ્રમાણુની બૃહત્કલ્પસૂત્ર પર [૬]વૃત્તિ—ટીકા રચી છે. તેમના શિષ્ય હેમકલશસૂરિ, અને તેમના [૭]રત્નાકરસૂરિ થયા કે જેણે રત્નાકર ગચ્છ સ્થાપ્યો.

---

દેવેન્દ્રસૂરિ નાના (લઘુ) ઉપાશ્રયે—પોષધશાલામાં ઉતર્યા. વિજયચંદ્ર દેવેન્દ્રને વંદન કરવા પણ ન ગયા, તેમ કેટલીક વિધવિધ પ્રરૂપણા જેવી કે વૈદક ક્રિયા, મંત્રતંત્રાદિ કરવાની કરી. આથી વિજયચંદ્રના અનુયાયી વિજયચંદ્ર વૃદ્ધ ( મોટા ) પોશાળ—શાલા—ઉપાશ્રયમાં રહેતા હોવાથી વૃદ્ધ શાલિક કહેવાયા અને તેના ગચ્છનું નામ તે પડ્યું. દેવેન્દ્ર લઘુ પોશાલમાં તે વખતે રહેતા હોવાથી તેમનો ગચ્છ લઘુ કહેવાયો. લઘુ કહેવાયો છતાં તે ગચ્છની પરંપરામાં અનેક વિદ્વાન, સમર્થ, મહાન્ સાધુઓ થયા. જેવા કે મુનિસુંદર, સોમસુંદર, હીરવિજય વગેરે વગેરે. અને તેનો પ્રવાહ પણ અવિરત અત્યાર સુધી વહે છે. વૃદ્ધતપ ગચ્છનો પ્રવાહ અત્યાર સુધી હોય એમ જાણમાં નથી. વિશેષ માટે જુઓ ઋષભદાસકૃત હીરવિજયસૂરિ રાસ. આનિક પમુ. પૃ. ૨૫૮—૨૬૩.

૬. આ વૃત્તિનો રચના—સંવત્ ૧૩૩૨ છે. તેની પ્રત લીંબડી ભંડારમાં છે. તેના ૪૨૦૦૦ શ્લોકમાં આદિના ૪૬૦૦ શ્લોક મલયગિરિકૃત છે અને બાકીના ક્ષેમકીર્તિના છે.

૭. રત્નાકરસૂરિ એ પ્રસિદ્ધ આત્મનિંદારૂપ હૃદયદ્રાવક રત્નાકર પંચવિંશતિ—પચીશીના કર્તા. તેના સંબંધમાં કર્તા નયસુંદરે પોતે શત્રુંજય ઉદ્ધાર રાસમાં જણાવ્યું છે કેઃ—

સંવત તેર એકોતરે શ્રી ઓસવંશ શૃંગારરે,
સાહા સમરો દ્રવ્ય વ્યય કરિ, પંનર દશમો ઉદ્ધારરે. ૮૧

તેમની પાટે અનુક્રમે [૮]જયતિલકસૂરિ થયા કે જેને ધરણેન્દ્રે પ્રત્યક્ષ દર્શન આપ્યાં હતાં. તેમની પાટે થયેલા રત્નસિંહસૂરિને [૯]અહમદશાહ પાતશાહે વંદન કરી માન આપ્યું.

પછી તેમની પાટે અનુક્રમે રત્નપ્રભ, મુનિશેખર, ધર્મદેવ, જ્ઞાનચંદ્ર, અભયસિંહસૂરિ (તપસ્વી) થયા-(તેના જયતિલકસૂરિ ?)-ત્યાર પછી અનુક્રમે ઉદયવલ્લભ, જ્ઞાનસાગર, લબ્ધિસાગરસૂરિ-(શ્રીપાલ કથાના કર્તા સંવત ૧૫૫૭ પોશ શુદિ ૮ સોમ) અને તેના ધનરત્નસૂરિ થયા (જુઓ વૃદ્ધ પોશાલિક પટ્ટાવલિ). તેમના અમરરત્નસૂરિ અને તેજરત્ન-

---

પ્રતિમા ભરાવી ભાવસ્યુ નવા શ્રી આદિ જીણંદરે,
બીજઈ શીખરે થાપીયા પ્રાસાદ દીઠઈ આણંદરે. ૯૨
શ્રીરત્નાકર સૂરીસરૂ વડગચ્છ શૃંગારરે,
સાંમી ઋષભ થાપીયા સમરે સાહ ઉધારરે. ૯૩

આ રીતે સમરાશાહે શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર સં. ૧૩૭૧ માં કર્યો તે વખતે રત્નાકરસૂરિએ ઋષભદેવની પ્રતિષ્ઠા કરી હતી. આ સં. ૧૩૭૧માં ઉદ્ધાર થયો તે નક્કી વાત છે કારણ કે વિવિધ તીર્થ કલ્પમાં જણાવ્યું છે કેઃ—

वैक्रमे वत्सरे चन्द्रहयाग्नीन्दुमिते सति
श्री मूलनायकोद्धारं साधुः श्री समरो व्यधात् ॥

૮ જયતિલકસૂરિ—તેને કર્તા રત્નાકરસૂરિના અનુક્રમે શિષ્ય કહે છે, અને તેના શિષ્ય રત્નસિંહ જણાવે છે, પણ વૃદ્ધપોશાલિક પટ્ટાવલિમાં રત્નાકરસૂરિના શિષ્ય રત્નસિંહ-તેના રત્નપ્રભ, તેના મુનિશેખર, તેના ધર્મદેવ તેના જ્ઞાનચંદ્ર, તેના અભયસિંહ સૂરિ અને તેના જયતિલકસૂરિ એમ જણાવેલ છે. શ્રીપાલ કથાના રચનાર લબ્ધિસાગર તેની પ્રશસ્તિમાં રત્નસિંહને જયતિલકના શિષ્ય કહે છે અને રત્નસિંહની પટ્ટાવલિમાં ઉદયવલ્લભાદિને મૂકે છે (પીટર્સન રિપોર્ટ ૩-પૃષ્ઠ ૨૨૦) મલયસુંદરી ચરિત્ર તથા સુલસા ચરિત્રના કર્તા જયતિલકસૂરિ બીજા છે ને તે આંચલગચ્છમાં થયેલા છે.

૯ અહમદશાહ—આ અહમદ પહેલો (સને ૧૪૧૧-૧૪૪૧) ગૂજરાતનો પ્રસિદ્ધ રાજા અને અહમદાબાદ નગરનો સ્થાપક.

સૂરિ થયા. અમરરત્નસૂરિની પાટે[10] દેવરત્નસૂરિ થયા કે જેના સમકાલીન તરીકે કર્તા નયસુંદર ગણિએ પોતાની નલ દમયંતી અને શીલરક્ષા પ્રકાશ સિવાયની બધી કૃતિની રચના કરી છે. નલદમયંતી અને શીલરક્ષા પ્રકાશ રચતી સમયે પટ્ટપરંપરામાં દેવસુંદરસૂરિ અને તેના વિજયસુંદર વિદ્યમાન હતા.

નયસુંદર ગણિ ઉક્ત ધનરત્નસૂરિના બીજા બે શિષ્ય નામે માણિક્યરત્ન ઉપાધ્યાય અને ભાનુમેરૂ ઉપાધ્યાય હતા તે પૈકીના ભાનુમેરૂના શિષ્ય થાય. પણ નલદમયંતી રાસની છેવટની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે માણિક્યરત્ન એ જ્યેષ્ટ ઉપાધ્યાય છે અને તેના લઘુ બંધુ નયસુંદર છે. પરંતુ [11]બધી પ્રશસ્તિનો સમન્વય કરતાં તેમ

---

૧૦ દેવરત્નસૂરિની પાટે જયરત્નસૂરિ-તેના ભુવનકીર્તિસૂરિ (સ્વર્ગવાસ ૧૭૧૦)-તેમના રત્નકીર્તિ (જન્મ સં. ૧૬૭૯ અને સ્વર્ગવાસ સં. ૧૭૩૪) અને તેના ગુણસાગરસૂરિ અનુક્રમે થયા.

૧૧ સરખાવો-પૃ. ૨૭૯.

શ્રી વૃદ્ધ તપોગણ ગચ્છપતિ, ધનરત્ન સૂરિંદ નમોયતિ,
સુવિનેય તાસ ભાનુમેરૂ ગણિ, બહુકૃપા લહી તે પૂજ્યતણી.
માણિક્યરત્ન વાચક વરો, લઘુ બાંધવ તસુ નયસુંદરો. ૩૮

પૃ. ૪૩૫. શ્રી ધનરત્ન સૂરીશ્વર તણા, શિરસ સકલગણ સોહામણા;
શ્રી ભાનુમેરૂ વિબુધ ગુણરાજ, વંદે સીઝે વંછિત કાજ. ૩૧૪
તસ અમેય શીસ દો ભાય, માણિક્યરત્ન જેષ્ટ ઉવઝાય;
મહા તપેશ્વર મુનિવર રાય, પરમભાવિ વંદુ તસુ પાય. ૩૧૫
નયસુંદર લઘુ બંધવ તાસ, વાણી થાપિ વચન વિલાસ;

આ પરથી ફલિત થાય છે કે માણિક્યરત્ન કર્તાના જેષ્ટ બંધુ હતા, અને તે ઉપરાંત તે પણ કર્તાના ગુરૂ ભાનુમેરૂના શિષ્ય હતા; જ્યારે રૂપચંદ રાસની પ્રશસ્તિમાં પૃ. ૬૬૯મે જણાવેલું છે કે—

શ્રી ધનરત્ન સૂરીશ્વર શિષ્ય, અંગે ગુણ સોહે નિશિ દીશ, . ૧૮
વિજયવંત વંછિત સુખકાર, શાસન શોભ વધારણહાર.
સુખ્ય વિખ્યાત સદ્ગુરૂ તણા, માણિક્યરત્ન વિબુધ ગુણ ઘણા.૧૯

થળે સ્થળે પોતે કરેલા ઉલ્લેખોથી સ્પષ્ટ રીતે એ જણાય છે કે નયસુંદર એ ભાનુમેરૂ ઉપાધ્યાયના શિષ્ય નિઃસંદેહપણે હતા. માણિક્ય રત્ન કદાચ સંસારાવસ્થામાં નયસુંદરના વડિલ ભાઇ હોય. ભાનુમેરૂકૃત ચંદન બાલા સઝાય હાથ લાગી છે તે આ ભાનુમેરૂ લાગે છે

આ રીતે નયસુંદરના ગચ્છ, ગચ્છની પટ્ટપરંપરામાં થયેલા આચાર્યો-સૂરિઓ અને પોતાના ગુરૂ વગેરેનો ટુંકમાં પરિચય કર્યો. તેઓ સાધુ હોવાથી સંસારપક્ષમાં પોતે કઇ જ્ઞાતિના, અને ક્યાંના રહેવાસી હતા એ વગેરેનો ઉલ્લેખ પોતે કોઇ કૃતિમાં કર્યો નથી તેમજ તેમના કોઇ શિષ્ય પ્રશિષ્યે તેમનું ચરિત્ર આલેખ્યું નથી તેથી તે સંબંધે કંઈ જાણી શકાયું નથી.

**શિષ્ય-શિષ્યા.**

નયસુંદરના શિષ્ય કોણ હતા તે માલૂમ પડ્યું નથી પણ જણાવતાં આનંદ થાય છે કે તેને એક શિષ્યા હેમશ્રી નામે સાધ્વી હતા કે જેણે કનકાવતી આખ્યાન સં. ૧૬૪૪ના વૈશાખ શુદ ૭ને મંગલવારને દિને પદ્યબદ્ધ રચેલ છે એ વાત આપણા ચરિત્ર નાયકની ગુરૂ

---

ગુરૂશ્રી ભાનુમેરૂ બુધરાય, તસ પદપંકજ મધુકરપ્રાય,
લઘુ વિનયી નયસુંદર વાણિ, છઠ્ઠો ખંડ ચડ્યો પરમાણિ. ૨૦

આ પરથી જણાય કે ભાનુમેરૂ માણિક્યરત્નના શિષ્ય હતા.

આથી વિશેષ ચોક્કસ આધાર કવિએ પોતાના ગુરૂનું નામ અંત-બહિર્લાપિકોથી રૂપચંદ કુમાર રાસના પૃ. ૧૩૦ મે આપેલ ચોપાઇથી જણાવ્યું છે કેઃ—

ભાવ ભગતે પ્રણમી ગુરૂચંદ્ર, નુખતાં ગુણ લહિયે આનંદ,
મેધાવી મહિમા મનોહાર, રૂપચંદ્ર ગુણમણિ ભંડાર. ૪
પદ અક્ષર પહિલે અભિધાન, તે ગુરૂ વંદી દયા નિધાન.
નયધર કવિ છઠો ખંડ કહે, સુંદર સુપ્રસ્તાવજ લહે. ૫

આમાં પહેલી કડીનાં ચારે ચરણનો પહેલો અક્ષર લેતાં ભાનુમેરૂ એ પોતાના ગુરૂનું નામ હતું તે સ્પષ્ટ થાય છે. (તેજ પ્રમાણે જુઓ પૃ. ૬ ની કડી ૩૩-૩૪-૩૫ ને નલ દમયંતીના દરેક પ્રસ્તાવની શરૂઆત.

તરીકેની વિદ્વત્તા અને પ્રતિભામાં ઉમેરો કરે છે. જૈન ગૂર્જર કવિઓ જેટલા થયા તેમાં આ હેમશ્રી સિવાય એક પણ કવયિત્રી જણાઇ નથી. કનકાવતી આખ્યાનની પ્રશસ્તિનો ભાગ આ પ્રમાણે છેઃ—

એણીપરિ નેહ પાલઇ નરનારી, તે નેહનું પરિમાણ,
જુનમલ ઇસા જન જુ એહવા, તુ કાજઇ ધરમ સુજાંન. ૩૬૨
વૃધ તપાગછ મંડન દિનકર, શ્રી ધનરત્ન સૂરીરાય,
અમરરત્ન સૂરી પાટ પટોધર, ભાનુમેરૂ સિષ્ય કહઇવાય. ૩૬૩
ગુણુ ગણધર પંડીત વઇરાગી, નયસુંદર રૂષિરાય,
વાચકમાંહિ મુખ્ય ભણીજઇ, તસ સિષ્યણી ગુણગાય. ૩૬૪
કથામાંહઇ કહઉ રસાલ, કનકાવતી સંબંધ,
કનકાવતી આખ્યાંન રચઉ મઇ, સુઅલાં સરસ સબદ્ધ. ૩૬૫
સંવત ૧૬ સુઆલઇ સંવચ્છરિ, વૈસાખ વદિ ગુરુવાર,
સાતમઇ દનિ શુભ મુહરતઇ યોગઇ રચઉ આખ્યાંન એ સાર.૩૬૬
ભણઇ ગુણઇ સંભલિ જે નાર, તેહ ઘરિ મંગલચ્યાર,
હેમશ્રી હરખઇ તે બોલઇ, સુરવ સંયોગ સુસાર. ૩૬૭

**પ્રવાસઃ—**

અખંડ વિહાર કરવાની સાધુને માથે જૈનધર્મની આજ્ઞા હોવાથી એક સ્થળેથી બીજે સ્થળે વિહાર કરતાં *વીજાપુર, અમદાવાદ, આદિ શત્રુંજય સ્થળે પ્રવાસ કર્યો છે એ તેમની કૃતિપરથી નિઃશંક છે.

**કાવ્યનો હેતુ.**

જૈનસાધુઓમાં અનેક પ્રતિષ્ઠાપાત્ર કવિઓ થયા છે અને વૈરાગ્યયુક્ત નિઃસંગ જીવન તેમની સાહિત્ય પ્રવૃત્તિનું સતત અને મહાન્ પ્રેરકબળ હતું. આવા પ્રતિષ્ઠિત કવિમાંના એક આપણા જીવનચરિત્રના

*વીજાપુર–પૂર્વે સાબરમતી નદી, ઉત્તરે લાટાપલ્લી (લાડોલ), દક્ષિણે સુરખા, રણાસણ વગેરે તેનું સંસ્કૃત નામ વિદ્યાપુર યા વિજયપુર છે. આ અતિ પ્રાચીન શહેર હતું. હાલ ગાયકવાડ નીચે છે. અત્રે નયસુંદર કવિ વડીપોશાળમાં ઘણાં વર્ષો રહ્યા છે, કે જે પોશાળ હાલ પદ્માવતીના દેરાસરનો ઉપાશ્રય છે તે તરીકે વિદ્યમાન છે. નયસુંદરની પરંપરામાં ફતેહસુંદર (૧૮૮૯ માં), તેના બુદ્ધિસુંદર, તેના રૂપસુંદર (વિદ્વાન્ મુનિ સં. ૧૯૩૫ લગભગ) તેજ પોશાળમાં વાસ કરી રહ્યા હતા.' તે ઉપાશ્રય ત્યાંના દેસાઈ દશા પોરવાડોનો અસલથી છે. જુઓ વિજાપુર વૃત્તાંત પૃ. ૧૦ અને ૨૪

નાયક છે. તેઓ સાધુ-મુનિ હોવાથી કાવ્યાદિ રચવામાં તેમનો ઉદ્દેશ ઉદરનિર્વાહ અર્થે હોયજ નહિ એ સહેજે કલ્પી શકાય તેમ છે. શોખ, સાહિત્ય રસિકતા અને ઉપદેશ આપવાની શિરપરની જવાબદારીજ કાવ્ય લેખનના હેતુઓ છે. તે જણાવે છે કેઃ-

ચતુર ચમત્કરિવા ચિત્તમાંહિ, એ મેં ગ્રંથ રચિઓ ઉછાંહિ-
નલદ. રાસ.

રૂપચંદ ગુણવંત કુમાર, વિલસી ભોગ તજ્યો સંસાર,
બોલું તેહનો સરસ રાસ, એહવો મુજ મન થયો ઉલ્લાસ.
પૃ. ૫ રૂપચંદ રાસ.

કવણ સતી સા હુઇ સુરસુંદરી કિમ રાખ્યું તિણે શીલ,
શ્રી નવકાર મંત્ર મહિમાયે કિમ સા પામી લીલ,
ચરિત તાસ પવિત્ત પભણેશું વંદી જિણ ચઉવીસ,
શ્રી શ્રુતદેવી કેરે સાનિધિ પૂરો મનહ જગીશ.
સુરસુંદરી રાસ. પૃ. ૨૫૬

આગેરે જિણે પ્રભુ પૂજિયા, જિયા તેહથી પાપ,
આરાધતાં અરિહંતને, સવિ ટળ્યા મનસંતાપ.
મહાસતી દમયંતી હવી, તિણે ભજ્યા શ્રી ભગવાન,
વનમાંહિ વેલાઉલ થયો, જબ ધરિઓ નિરમળ ધ્યાન.
વનમાંહિ એકલડી પડી, સા ચઢી દુર્જ્જન હાથે,
પાતક ટળ્યાં સાજન મિળ્યાં, જબ કૃપા કરી જગનાથે.
કુણ હવી દમયંતી સતી, નળરાય જેહનો કંત,
રાજિઓ ભારત અર્દ્ધનો, મહીમાંહિ યશ મહંત.
સુરલોકે ઇંદ્રે વખાણિયો, પાતાળે પન્નગરાજે,
પરિહરિ પ્રેમ પ્રિયા તણો, થયો દૂત દેવહકાજે.
સહી સત્યસંગર એહવો, જગમાંહિ અવર ન કોઇ,
સિત છત્ર કીરતિ મંડળે, ઝગમગે જેહની જોઇ.
જેહની રે કીરતિ કામિની, કવિમુખ કરી આવાસ,
ખેલે નિરંતર તિહાં રહી નવ નવા રંગ વિલાસ,
× × × ×

અનુસરી *તેહને સુખે કરી, અમ્હે જોડશું ગ્રંબંધ,
મનરંગ એહવો ઊપનો, બોલશું પુણ્ય પ્રબંધ,
નલદમયંતી રાસ. પૃ. ૧૭૨–૧૭૩

**કવિની લઘુતા.**

નલદમયંતી રાસ સિવાયની સર્વ કૃતિઓ કર્તાની સ્વતંત્ર છે અને તેમાં રૂપચંદ કુમાર રાસની કૃતિ એવી સુંદર છે કે તે કોઇ પણ સાહિત્યને શોભાવે તેમ છે. ભાષા સરલ, સુંદર સંસ્કારી અને પ્રૌઢ છે. તે રચતાં પોતાની લઘુતા કવિ જણાવે છે અને અગાઉના કવિજનને નમસ્કાર કરે છેઃ—

૧ હું છું મૂઢ માનવીબાળ, સુપ્રસન્ન હો સુગુરુ દયાળ. ૩૨

* * * *

આગે કવિજન હુઆ અપાર, તે સર્વેને કરી જુહાર.
વિબુધ સંત જાણી ઉપકાર, કૂડું હોય ત્યાં કરજો સાર. ૩૬
જુઓ પૃ. ૬.

૨ હું મૂરખ માનવી અનજાણ, જે બોલ્યો તે માત્ર પ્રમાણ. ૨૩
જે જગ વિબુધ સંત કવિપતિ, કરજોડી તસ કહું વીનતિ,
અસહ વચન જે જાણો અહીં, તે તમે સૂધો કરજો સહી. ૨૪
જુઓ પૃ. ૧૬૯

વિશેષમાં મૂલ સંસ્કૃત ગ્રંથના ભાવાનુવાદરૂપે નલદમયંતીના રાસ રચતાં મંગલાચરણ-પ્રસ્તાવમાં કવિ લખે છે કેઃ—

કિહાં સતી પુણ્ય શ્લોક કીરતિ કિહાં માહરી મતિ,
ઉતકીર્ણ મુક્તાફળ વિષે, ગુણ તણી પરે હું ગતિ.
કહો મંદ કિમ કવિ યશ લહે, કિમ ચડે પર્વતે પંગુ,
તુલણાએ કહો કિમ તોલિયે, વર સાલિ સરીખું કંગુ.
નિજ બુદ્ધિ સારૂ બોલતાં, હસતા રખે કવિ સોય,
પંખિયા નિજ ભાષા વદે, તસ કરે વારણ કોય?

એટલે કે ક્યાં પુણ્ય શ્લોક નલરાયની (વિશાલ) કીર્ત્તિ, અને ક્યાં મારી (અલ્પ) મતિ. (આતો એમ બને છે કે) મારી ગતિ એ વીંધેલા મોતીમાં પરોવેલા દોરાના જેવી છે. (એટલે કે મૂલ ગ્રંથ

* આદ્ય ગ્રંથકાર-માણિક્યચંદ્ર સૂરિ.

પરથી આ ભાષાનુવાદ છે તેમાં–કરેલા માર્ગમાં પ્રવેશ કરવામાં કંઈ પણ નવાઈ નથી.) જે મંદ છે તે કવિ જેવા સમર્થ થવાનો યશ કેવી રીતે પામી શકે? (નજ પામી શકે–કેવી રીતે કે) પાંગળો શું પર્વતે ચડી શકે? શું ઉત્તમ ડાંગર–ભાત કાંગની તુલનામાં–બરોબરીમાં ભેળી શકાય? નહિજ. આતો પોતાની બુદ્ધિ અનુસાર બોલાય છે, માટે કવિજનો રખે તમે હસતા! એટલે હસતા નહિ. જેવી રીતે પંખીઓ પોતાની ભાષા બોલે છે પણ તેને વારનારૂં–અટકાવનારૂં–મના કરનારૂં કોઈ નથી તેમ.

આમ છતાં સરસ્વતી માતાનો આશ્રય–આધાર સ્વીકારવા સાથે તેને પોતાના કાવ્ય માટે પ્રશસ્ત અભિમાન હતું:–

સુણજો સુઅણ સરસ શુભવાણિ, આણિ પ્રેમ અપાર.,
કહે કવિજન વિશેષે વારૂ તે સરસતિ આધાર.

સુરસુંદરી રાસ પૃ. ૨૫૬

રૂપચંદ કુમારના રાસને પોતે શ્રવણ સુધારસ–સાંભળવામાં અમૃત રસ આપનાર એવું નામ આપ્યું છે.

બોલું સરસ તેહનો રાસ, એહવો મુજ મન થયો ઉલ્હાસ.
+ + + +
માંગ વચ્છ વર તૂઠી આજ, તાહરાં સકલ સીઝશી કાજ,
તાહરે વદન કર્યો મેં વાસ, રચજે શ્રવણ–સુધારસ રાસ.
અભિનવ સરસ કથા કલ્લોલ, વેધક મુખમંડણ તંબોળ,
બોલે બોલ સકળ નિર્મળા, આપી વિબુધરંજની કળા. પૃ. ૫
શ્રવણ સુધારસ રાસ પવિત્ર, સાંભળજો રૂપચંદ ચરિત્ર.
× × × ×
રૂપચંદ સુકથા–કલ્લોલ, સાંભળજો સહુ કરી નિરોળ, પૃ. ૭.
ખંડખંડ વાણી–વિસ્તાર, ભણતાં સુણતાં હર્ષ અપાર,
નવરસ કવિ નયસુંદર વાણિ,...ખંડ પહોતો પરમાણ.

પૃ. ૧૯–૩૨–૬૫–૯૨–૧૨૯,

**કવિનો કાવ્યશાસ્ત્રનો અભ્યાસ.**

કવિ પોતે કાવ્ય, રસ, તેનાં અંગો, કથા આદિની ઉપયોગિતા, લક્ષણોનો સારો અભ્યાસી હતો. કાવ્ય શું–એના સંબંધમાં તે કહે છે કે;–

કવિત કવિત કરી સહુકો કહે, કવિત ભાવ તો વિરલા લહે,
સોઈ કવિત જેણે દુસ્મન દહે,–પંડિત જન પરખી ગહગહે. ૩૭. પૃ. ૬

આ ધ્યાનમાં રાખી વિશેષમાં કયે છે કેઃ—

શારદ માત વસિ મુજ અંગિ, કરવું કવિતા રૂડે રંગિ,
સુણતાં સરસ સુવેધક બોલ, હર્ષ તણા વધશે કલ્લોલ. ૩૮

રાસ શું કહેવાય તેપણ લક્ષમાં રાખી શારદાને સંબોધે છે કેઃ—

તાહરે વદન કર્યો મેં વાસ, રચને 'શ્રવણ સુધારસ' રાસ. ૨૪
અભિનવ સરસ કથા–કલ્લોલ, વેધક સુખમંડણ તંબોળ;
બોલે બોલ સકળ નિર્મળા, આપી વિબુધરંજની કળા. ૨૫

પોતાના આ રાસને ચાર ખંડમાં વહેંચી પહેલાં શૃંગાર રસપૂરી છેલ્લે શાંત રસ સ્થાપી ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થની સિદ્ધિ કરી 'શ્રવણ સુધારસ' એવું સુનામ કવિ પોતે અર્પે છે.*

રસ નવ છે–વીર, શૃંગાર, અદ્‌ભુત, રૌદ્ર, વ્રીડનક–ભયાનક, બીભત્સ, હાસ્ય, કરૂણ, અને પ્રશાંત–શાંત. *આ રસોનું જ્ઞાન કવિને સુગમ હતું અને તેમાંના શૃંગાર અને શાંત એ બંને રસનું મિશ્રણ આ રાસમાં ઘણું સુઘટિત આ મુનિકવિએ કર્યું છે. આ નવે કાવ્યરસનું સંક્ષિપ્ત વર્ણન જૈન આગમ–સિદ્ધાંતમાંના એક નામે અનુયોગદ્વારમાં કરેલું છે તેમાંથી શૃંગાર અને શાંત રસ અત્ર ઉલ્લેખિયે તો અપ્રસ્તુત નહિ ગણાય.

રસ એટલે જેનો અનુભવ અંતરાત્મા કરે ને, તે તે સહકારી કારણસન્નિધાનથી ઉદ્‌ભૂત થયેલ એક પ્રકારનો ચેતોવિકાર, કારણ કે કહ્યું છે કે—

---

* પ્રથમ શૃંગાર રસ થાપિયો, છેહે શાંતરસે વ્યાપિયો,
બોલ્યા ચાર પદારથ કામ, શ્રવણ સુધારસ રાસ સુનામ. પૃ. ૧૭૦

* वीरो सिंगारो अब्भुओ अ रोद्दो अ होइ बोधव्वो ।
वेलणओ बीभच्छो हासो कलुणो पसंतो अ ॥
અનુયોગદ્વાર સૂત્ર પૃ. ૧૩૫ (દે. લા.)
शृंगार हास्य करुणा रौद्र वीर भयानकाः ।
बीभत्साऽद्भुतशान्ताश्च नव नाट्ये रसाः स्मृताः ॥

**बाह्यार्थालम्बनो यस्तु, विकारो मानसो भवेत् ।**
**स भावः कथ्यते सद्भिस्तस्योत्कर्षो रसः स्मृतः ॥**

આ નવ કાવ્યરસ–નાટ્યરસમાં શૃંગાર રસનું લક્ષણ આ છેઃ—

**संगारो नाम रसो रतिसंजोगाभिलास संजणणो।**
**मंडण विलास विव्वो अ हास लीलारमण लिंगो ॥**

જે રસ રતિસંયોગના અભિલાષને ઉત્પન્ન કરનાર હોય, જેમાં મંડન એટલે કંકણાદિ આભૂષણથી વિલાસ–રમ્ય નયન વિભ્રમાદિ તથા કામવિકાર હાસ્ય, લીલા અર્થાત્ કામસહિત ગમન, ભાષણ આદિ રમણીય ચેષ્ટા, રમણ આદિ ચિન્હ સુપ્રતીત છે તેનું નામ શૃંગાર રસ.

આનું ઉદાહરણ તેમાં એ આપ્યું છે કેઃ—

**महुर विलास ललिअं हियउम्मादणकरं जुवाणाणं।**
**सामा सद्दुद्दामं दाएती मेहलादामं ॥**

શ્યામા એટલી સ્ત્રી મધુર એટલે રણકાર કરતા મણિકંકણના સ્વરના માધુર્યવાળું, વિલાસથી લલિત એટલે મનોહર, હૃદયને ઉન્માદ ઉપજાવનાર અને શબ્દોદ્દામ એટલે મોટો શબ્દ કરતું એવું મેખલાદામ-રસના સૂત્ર (કમરપર બાંધવાનું પ્રાચીન આભૂષણ) યુવાનોને બતાવે છે.

શાંતરસનું લક્ષણ એ જણાવ્યું છે કેઃ—

**निद्दोस मणसमाहाण संभवो जो पसंतभावेण।**
**अविकार लक्खणो सो रसो पसंतोत्ति ॥**

નિર્દોષ–હિંસાદિ દોષ રહિત મનનું જે સમાધાન તેમાંથી જે રસ પ્રશાન્તભાવે ( ક્રોધાદિનો પરિત્યાગ કરી ) ઉત્પન્ન થાય છે તે અવિકાર લક્ષણ વાળા રસને પ્રશાન્ત કહે છે.

ઉદાહરણઃ—

**सब्भाव निव्विगारं उवसंत पसंत सोमदिट्ठिअं ।**
**ही जह मुणिणो सोहइ मुहकमलं पीवरासिरीअं ॥**

( કોઇ માણસ પ્રશાન્તવદન મુનિને જોઇને બીજાને કહે છે કે ) હે! જો! મુનિનું સદ્‌ભાવથી નિર્વિકાર, ઉપશાંત પ્રશાંત અને સૌમ્ય દષ્ટિવાળું, અને ઉપચિત–ઉપશમરૂપી લક્ષ્મીવાળું મુખકમલ શોભે છે!

આ પરથી જણાશે કે શૃંગારમાં સ્ત્રીવિલાસ અને પ્રશાંતમાં વૈરાગ્યનું પ્રધાનત્વ હોય છે. આ રૂપચંદ કુમાર રાસમાં રૂપચંદ કુમારે સ્ત્રીઓ મેળવી તેઓ સાથે કરેલા કામવિલાસ પ્રથમ આવે છે અને ત્યાર પછી વૈરાગ્ય થતાં સ્ત્રી સહિત ભગવતી દીક્ષા લઇ નિઃસ્પૃહ ત્યાગી તે બને છે. આ રસમાં કવિની કલ્પનાશક્તિનો અચ્છો ખ્યાલ આવે છે. આખી વસ્તુ ( plot ) પ્રાયઃ કલ્પિત છે. વસ્તુનો સમય પ્રસિદ્ધ પરદુઃખ-ભંજની અને અનેક લોક વાર્તાઓના નાયક ઉજ્જયિની-ના વિક્રમાદિત્ય રાજાના સમયમાં કવિએ મૂક્યો છે અને તે વખતે થયેલા જૈન પ્રભાવક મહાત્મા સિદ્ધસેન દિવાકરનો ટુંક ઐતિહાસિક વૃત્તાંત મૂકી તેમની પાસે રૂપચંદ કુમારની પોતાની કલ્પિત વ્યક્તિને દીક્ષા લેવરાવી છે. તે પરથી કવિ પોતે જણાવે છે કેઃ—

કેતો ચરિત્ર માંહેથો ચરી, કેતો કહ્યો સ્વબુદ્ધે કરી;
કેતી વાત સુણી તે કહી, અધિકું ઓછું ખાંમું સહી ! પૃ. ૧૭૦

કેટલુંક ( કતિપય ) ચરિત્ર ચરિત્રમાંહેથી કહ્યું છે અને કેટલુંક ચરિત્ર સ્વબુદ્ધિથી-કલ્પિત કર્યું છે, કેટલુંક સાંભળેલું દાખલ કર્યું છે. તો તેમાં ઓછું વધતું થયું હોય તો ક્ષમા માગું છું ( ખામું છું ). આમાં ચરિત્રમાંથી કંઇ લીધું છે એમ જણાવ્યું છે તો રૂપચંદ કથા કે ચરિત એવો સંસ્કૃત કે પ્રાકૃતમાં એકે ગ્રંથ હોય એવું જૈનગ્રંથાવળિમાં માલૂમ પડતું નથી. એમ લાગે છે કે આ રાસમાંનું માત્ર સિદ્ધસેન દિવાકરનું ચરિત્ર કોઇ ગ્રંથ કે ચરિત્રમાંથી લીધું છે એમાં શક નથી. તેમજ ( પોતાના સુરસુંદરી રાસમાં ) સુરસુંદરીની કથા પણ કવિની પોતાની કલ્પનાનુંજ ફલ જણાય છે.

આડકથા કવિ શા માટે મુખ્ય કથામાં કહે છે તે માટે જણાવ્યું છે કેઃ—

'કવિ કહે આડકથા માંહિ કથા, શ્રોતા રખે કહો કો વૃથા;
ચૌદ સહસ ઉત્તરાધ્યયન દાય, જોજો અધ્યયને સંજવદાય (?)

ઉત્તરાધ્યયન કે જે પવિત્ર આગમ-જૈનશાસ્ત્ર છે તેમાં પણ આડ-કથા આવે છે તો પછી કવિને પણ મુખ્ય કથામાં આડકથાની ઉપયોગિતા જણાય છે.

વિશેષમાં આખો પ્રબંધ કોઇ ગ્રંથમાંથી લઇ તેમાંથી પોતાનું કાવ્ય રચવામાં કવિ તે મૂલગ્રંથના આધાર સાથે બીજા ગ્રંથોમાંથી ઉપયોગી હકીકત તેમજ શ્રવણે સુણેલી કથાઓની પણ ગુંથણી કરે છે. આવી ગુંથણી નિર્દોપ છે એટલુંજ નહિ પણ આવશ્યક છે અને તેથીજ પંડિતોએ પ્રબંધને 'શતમુખ' કહેલ છે. આ માટે આપણા કવિએ પોતાનો નળદમયંતી રાસ નલાયનોદ્ધાર અથવા કુબેર-પુરાણને જોઇને રચેલ છે એટલુંજ નહિ પણ તે રચવામાં નેમિચરિત્રાદિ ગ્રંથોનો તેમજ ભિન્ન ભિન્ન કથાઓ શ્રવણગત થઇ તેનો આધાર લીધો છે એ જણાવતાં સાથેજ તે કહે છે કેઃ—

એ મિં અભિનવ મંગલકાર, ગ્રંથ નલાયન પેખી સાર,
તેમાંહિ જે પરિં છિ અધિકાર, રચિઓ રાસ સો સેઇ અનુસાર,
નેમિ ચરિત્રાદિકમાંહિ વળી, કાંઇ એક ભિન્ન કથા સંભલી,
માહરૂ દોષ રખે કો લહિ, પ્રબંધ શતમુખ પંડિત કહે !

**વિવિધ ભાષાજ્ઞ–બહુશ્રુત કવિ.**

કવિની કૃતિઓમાં સંસ્કૃત અને પ્રાકૃત સુભાષિતો અને અવતરણો જોવામાં આવે છે–આખો નલદમયંતી રાસ મૂલના સંસ્કૃતગ્રંથનો ભાષાનુવાદ છે અને તેમાં હર્ષના નૈષધનો પણ આધાર લીધો છે, રૂપચંદ કુમાર રાસમાં યોગિનીનો વેશ લેનાર વિક્રમચરિત્રની સ્ત્રીના મુખમાં હિંદીભાષા કવિએ મૂકી છે–હિંદીભાષાના અવતરણ મૂકયા છે (દાખલા તરીકે પૃ. ૨૨૬–૨૨૭), ઉર્દુબેત પણ પૃ. ૨૦૬૫૨ મૂકેલી છે, કબીરનાં પદોનો ઉલ્લેખ કર્યો છે (પૃ. ૭૮, ૧૫૮). આ પરથી એ સ્પષ્ટ છે કે આપણા કવિને માતૃભાષા ગૂજરાતી ઉપરાંત સંસ્કૃત, પ્રાકૃત, હિંદી, અને ઉર્દુ ભાષાનો અભ્યાસ અવશ્ય હતો. હમણાં નલદમયંતીની એક પ્રત શ્રીમાન્ મુનિવર્ય મહારાજશ્રી જિનવિજયજી પાસે જોવામાં આવી તેમાં તો અનેક હિંદી પ્રાચીન કવિઓનાં કાવ્યો સુભાષિત તરીકે અવતાર્યાં છે. આ સર્વ પ્રસિદ્ધ થઇ શકયાં નથી એટલી દિલગીરી.

આ પરથી તેમજ અનેક લોકકથાને સુંદર આકારમાં મૂકેલ છે,–હિંદુ પુરાણમાંથી વાતો દૃષ્ટાંત માટે લીધી છે (પૃ. ૨૮૬ સુરસુંદરી

રાસ)-ફળીશદિ તેમજ જૈન ગ્રંથકારોનાં અવતરણો ઉતાર્યાં છે તે પરથી કવિ બહુશ્રુત હોવો જોઈએ એ સ્પષ્ટ છે, ભાષાપર તો તેનો ઘણો જબરો કાબુ હતો. સ્વતંત્ર કૃતિઓમાં તેની ભાષા સરલ, સચોટ, વેગથી વહેતી, અર્થ અને ભાવથી સંસ્કારિત અને પ્રૌઢ છે. નલદમયંતી ભાષાંતર હોવાથી તેની ભાષા ક્લિષ્ટ, પરિશ્રમ આપે તેવી અને થંભતી લાગે તેમ છે, પણ પરિશ્રમ લઇ તેનો અર્થ સમજતાં જણાશે કે કવિએ સંસ્કૃતમાંથી ગૂજરાતી ભાષામાં જે અવતરણ કર્યું છે તે પોતાની ભાષાપરના સિદ્ધ અંકુશને લઇને સફલ થયું છે.

કહેવતોનો ઉપયોગ.

'અસલ જ્યારે નિશાળ કરતાં દુનિયા, અને જડ પુસ્તક કરતાં જીવન્ત વાણી એ વિશેષ અંશે કેળવણીનાં સાધન હતાં, ત્યારે કહેવતોનો મહિમા ઘણો હતો.' આવી કહેવતો-ઉખાણાં આપણા કવિએ કેટલેક સ્થળે યોગ્યતાથી વાપરેલ છે તે વીણી શકાય તેમ છે, અને તે નીચે અત્ર આપેલ છે. આ પરથી તે તે કહેવતો કવિના સમય કરતાં જૂની સિદ્ધ થાય છે એટલુંજ નહિ પણ તે કહેવતોને જે જનસમાજે પોતાના ડાહપણ કે મૂર્ખાઈ ભરેલા અનુભવના પાક રૂપે ઘડી હશે તે ગૂર્જર જનસમાજ પણ ઘણો પુરાણો જણાશે. "દરેક જનસમાજની કહેવતો તે એના ડહાપણનાં-કોઈક કહે છે મૂર્ખાઈનાં-અને અમને લાગે છે બંનેનાં-ચોસલાં છે. મહાન્ કાવ્ય અને તત્ત્વજ્ઞાનના ગ્રંથો એ જનસમાજના કવિવરો અને વિદ્વાનો રચે છે, પણ એની કહેવતો તો એ જનસમાજના પોતાનાજ મગજમાં ઘડાઈને બહાર આવે છે. આમ કહેવતો ઉપર અમુક વ્યક્તિની નહિ પણ આખા જનસમાજની માલેકી હોવાથી, એ જનસમાજને ખાસ વહાલી લાગે છે, અને જે દોષો એ જનસમાજ કવિવરોની કૃતિઓમાં સહન કરતો નથી તે કહેવતોમાં ઉદાર દિલે સહી લે છે. દાખલા તરીકે જે નિર્મળતા અને સુઘડતા કાવ્ય નાટકાદિકમાં જોઈએ છે તે કહેવતોમાં જોઈતી નથી. કહેવતની કિંમત અને સામર્થ્ય જનસમાજના વિશાળ અનુભવનો સાર સંક્ષિપ્ત અને સચોટ શબ્દોમાં કેવો ઉતારવામાં આવે છે તે ઉપરજ આધાર રાખે છે. આથી એક જૂના અંગ્રેજ લેખકે

કહેવતમાં ત્રણ ગુણની આવશ્યકતા બતાવી છે—short-ness, sense and salt-' અર્થાત્ કહેવત સંક્ષિપ્ત હોવી જોઇએ, અર્થ ભરી હોવી જોઇએ અને એમાં 'મીઠું' હોવું જોઇએ. જેના શબ્દના વાણાતાણા ઘટ્ટ ન હોય પણ ઢીલા હોય, જેમાં અર્થ કસદાર ન હોય. અર્થાત્ જેમાં જીવનનો વિશાળ અને ઊંડો અનુભવ ઉચ્ચારાતો ન હોય, અને જે મોળી હોય, તેવી વાણી કહેવતરૂપ બની શકતી નથી. વળી કહેવત લોકપ્રિય થવામાં, સહજ ઝડઝમક અને અનુપ્રાસ, તેમજ મનુષ્ય-સ્વભાવની મનોહર મૂર્ખતાનું પ્રદર્શન પણ સાહાકારી થાય છે." (વસન્ત સં, ૧૯૬૭ આશ્વિન. પૃ. ૨૮૬). કવિએ વાપરેલી કહેવત નીચે પ્રમાણે છે;—

૧ જિણ સુવર્ણે તૂટે કર્ણ,
કહો શું કીજે સોઈ સુવર્ણ. પૃ. ૩૪

૨ નવિ ખીજવિયે જે રાઉલાં,
તે છોરૂ રઆડિયાં ભલાં. પૃ. ૩૫

૩ ધણ ખેપેં હું પરણિશ નહીં,
પ્રાણે પ્રીતિ ન હોવે સહિ. પૃ. ૩૫

૪ ગહિલી પરગટ કિમ પરણિયે,
શુંકીને શી પરે ગળજિયે. પૃ. ૩૯

૫ કેકટ ઝાળજ સોના તણી,
જળમાંહિં નાખીજે શ્યા ભણી? ૧૫. પૃ. ૩૯

૬ લાલચ પુરૂષ કરે અમ ભણી,
દૂર રહે તો થાય રેવણી. ૫૨ પૃ. ૪૩

૭ નાયકે હા પાડી તેહશું,
વ્હાલું ને વૈદે ઉપદિશ્યું. ૬૧ પૃ. ૪૪

૮ *પોકળ હાથ હોએ જેહનો,
લોક સહુ કિંકર તેહનો. ૧૭ પૃ. ૪૯

૯ આગે સોનું ને સરહું,
એ ઊખાણો દેખ. ૩૪ પૃ. ૫૪

*જેનો હાથ પોલો, તેનો જગ ગોલો.

સસાનો પણ નહીં ત્રીજો જિમ,
તે કુંવર ન કહે ના ટાળી. ૧ પૃ. ૧૦૦

૨૩ એક દુઃખ ને આવે હાંસું.
એ ઊખાણો થાય. ૬૯ પૃ. ૧૦૬

૨૪ પન્નગ સઘળે વાંકો થાય,
પણ બિલમાંહિ સરલો જાય. ૧૦ પૃ. ૧૧૪

૨૫ રૂપચંદને એ પરે મિળી,
જિમ સાપે છછુંદરી ગળી. ૧૨ પૃ. ૧૧૫

૨૬ લંકાનો ગઢ લીધો આજ,
વાત મનાવી સોઇ વરરાજ. ૧૫ પૃ. ૧૧૫

૨૭ પૂછો કહું પ્રત્યુત્તર તિશો,
નાચણ પેઠિ ઘુંઘટ કિશો? ૨૧ પૃ. ૧૧૬

૨૮ જો જો કામજ છોડી તણું,
આપમાંહિ કણ ખોટું ઘણું. ૩૪ પૃ. ૧૨૫

૨૯ એવી સતી મૂળગી નાર,
મીની જઇ આવી કેદાર. ૪૦ પૃ. ૧૨૬

૩૦ એહ જો ચાલી એહવે માગ,
પાણીમાંથી પ્રગટી આગ. ૪૩ „

૩૧ પહેલાં પોતે મ્હેલી ધૂળ,
અસળી પેટ ઉપાસું શૂળ. ૪૨ પૃ. ૧૪૩

૩૨ દો અસિ એક કોસેં કિમ રહે,
કિમ દો ભાનુ એકઠા વહે. ૨૩ પૃ. ૨૫૯

૩૩ દૂધમાંહી ત્રુહિ પૂતરા (પોરા),
તિમ સજ્જન તે સજ્જન ખરા. ૩૮ પૃ. ૨૮૭

૩૪ મોટા બોલ ઢોલ સમ પોલા,
એ ઉખાણા સાચારે. ૧૪ સુરસુંદરી. પૃ. ૨૭૮

૩૫ વાડ ચીભડાંને જો ખાય,
તાસ ધણી કિહાં રાવે થાય. ૩૧ „ પૃ. ૨૮૮

૩૫ કહે એ બોલ નહીં તુમ લાગ,

પાણીથી કિમ પ્રગટે આગ. ૩૫ „ પૃ. ૨૮૯

તા૦ ક. આમાંની કહેવત નંબર ૧૯-૨૪-૨૭ સાથે સરખાવો શામળભટ્ટ કે જેણે રાવણ મંદોદરી સંવાદમાં રાવણે સીતાને આપવી કે નહિ તે વિષે જૂદી જૂદી નાતના તથા ભાતના લોકોના અભિપ્રાય આપ્યા છે તેમાં ગૂજરાતી કહેવતોનો રસપ્રદ ઉપયોગ કર્યો છે; તેમાં અત્ર ઉતારેલી કહેવતો પૈકી નીચેની જોવામાં આવે છેઃ—

૧૯ કણબી—સતિ સીતા જોખમ કરિ જાશે, ન બાધો પુંખ હથેળી બળી. ૭૦.

૨૪ કણબી—લાવ્યા શું આપવાને, એક હસવું ને બીજી હાણી. ૨૭

[ રાવણ—લલાટ લખેલ ટળે નહિ, તો નીચ થઇ નમવું કશું,
ગુણવંતી તુજને ગમ નહિ, એક હાણ બીજું હસું. ૧૬ ]
૨૭—ભવઇયો-લૂટાશે લંકાની લક્ષ્મિ પાવૈને શું ચડશે પાનો,
સત્ય કહેતાં રીઝો કે ખીજો, નાચવું ત્યાં ઘુંગટો તે શાનો?

## નયસુંદર અને પ્રેમાનંદ.

નયસુંદર પ્રસિદ્ધ શ્રાવક-કવિશ્રી ઋષભદાસ કરતાં પૂર્વજન્મા અને તેમના સમકાલીન હતા. ગૂર્જર કવિશ્રી પ્રેમાનંદ કે જેને કવિ શિરોમણી કહેવામાં આવે છે તેની પૂર્વે અને સમકાલે ઋષભદાસ થયા તે બંનેની પૂર્વે-વિક્રમ સતરમા સૈકાના પ્રારંભમાંજ પ્રેમાનંદ જેવાજ સમર્થ કવિ નયસુંદર થયા. પ્રેમાનંદની બાની રોચક, મોહક અને મનોહારક કહેવાય છે તેનું કારણ તેનામાં યથાર્થ વર્ણન કરવાની શક્તિ છે. કોઇ પ્રસંગનો આબેહૂબ ચિતાર આપી મન આગળ તાદૃશ્ય ચિત્ર ખડું કરવામાં જે બુદ્ધિ કૌશળ અને હૃદય વેગ જોઇએ તે નયસુંદર અને પ્રેમાનંદ બંનેમાં દેખાય છે. મનોભાવનું આલેખન કરવામાં તો ઉચ્ચતર શક્તિ નામે પ્રતિભા-સર્જન શક્તિની ખાસ જરૂર રહે છે. આ બંને કવિઓની તુલના કરી એક બીજાની સરસાઇ કે ન્યૂનતા બ-

તાવવા માટે અત્ર સ્થાનનો અભાવ છે; છતાં એકંદરે અપક્ષદ્રષ્ટિથી જોતાં જણાય તેમ છે કે નયસુંદર કોઇ કોઇ બાબતમાં પ્રેમાનંદને ટક્કર પણ મારી શકે તેમ છે અને ઘણી બાબતોમાં તેની સમાન કક્ષામાં ઉતરે છે. તોપણ આ કથનમાં ઉદાહરણ માત્ર રૂપે કહીએ તોઃ—

(૧) પ્રેમાનંદનું નળાખ્યાન તેમાં દમયંતીએ કરેલો વિલાપ 'વૈદર્ભી વનમાં વલવલે' અને ત્યાર પછીનું કડવું બંને પ્રસિદ્ધ છે. આ સાથે સરખાવોઃ—

(૨) નયસુંદર—નળ દમયંતી રાસના પૃ. ૩૪૦ માં દમયંતીનો વિરામ વિલાપ અને સુરસુંદરી રાસમાં સુરસુંદરીનો વિલાપ ઢાળ ૮ પૃ ૨૭૩ ઢાળ ૯ પૃ. ૨૭૫ ત્રીજું ચોક્તિક.

બીજા નમુના 'ભોલાં રૂપે માનવી, સસે ન વાસે સોય' થી શરૂ થતું સ્ત્રી વર્ણન પૃ. ૭૯–૮૨. શૃંગાર (વિલાસાનંદ) પૃ ૮૯,

જેવી રીતે 'મહા કવિ પ્રેમાનંદમાં રહેલી પ્રશંસનીય કાવ્યશક્તિ અને લોક રૂચિને પોષે એવાં, કવચિત સામાન્ય અને કવચિત્ ઉચ્ચ રસથી જમાવેલાં ઉત્કૃષ્ટ આખ્યાનો રચવાની પ્રતિભા અને કલા. વસ્તુ ભેદ જન રૂચિ અને પાત્ર વિવેકથી તેમજ રસની ઝમાવટની ચાતુરી પર લક્ષ રાખી વસ્તુની કરેલી ખીલવણીમાં રહેલું જ્ઞાન, બુદ્ધિ, કલા, ચાતુર્ય, અનુભવ અને અવલોકનની તેજસ્વિતા સવિશેષ આકર્ષક છે અને એજ ગુણો તેને નિઃસંશય ગુર્જર કવિઓમાં અગ્રપદે શોભાવે છે' એમ હોય તો નયસુંદર તેજ ગુણોથી ઉત્તમ પંક્તિનો કવિ થઇ –રહી શકે તેમ છે.

**નળ દમયંતી રાસ એક ભાષાંતર તરીકે—.**

નળ દમયંતી રાસમાં પુણ્ય શ્લોક નળ રાજા કે જેના સંબંધે [૧૨]શ્રી હર્ષ નામના પ્રસિદ્ધ સંસ્કૃત કવિએ 'નૈષધકાવ્ય' નામનું મહા

૧૨ જુઓ ભારતી લબ્ધ પ્રસાદ બુધ, શ્રી હરષ સરિખા જેહ
કવિતારે કીરતિ જેહની, નવ તૃપ્તિ પામ્યા તેહ. ૧૩ પૃ. ૧૭૩
શ્રી હર્ષ સંબંધમાં જુઓ સરસ્વતી અકટોબર ૧૯૧૫ નો અંક પૃ. ૨૪૬ પર 'મહાકવિ શ્રી હર્ષ' એ નામનો લેખ. શ્રી હર્ષ કન્નોજના રાજા

કાવ્ય રચી વિદ્વદ્વર્ગમાં નામના મેળવી છે, તેનું વૃત્તાંત છે. દમયંતી તેમની રાણીનું નામ છે. આ રાસની કૃતિ માણિક્યચંદ્ર સૂરિ કૃત નલાયન ( અથવા કુબેર પુરાણ ) નામના ગ્રંથને અનુસરીને કર્તાએ રચી છે તે પરથી કહી શકાય કે તે સ્વતંત્ર નહિ પણ અનુવાદ છે. તે નલાયન ગ્રંથ ઉપલબ્ધ થયો નથી તેથી તે ગ્રંથની સાથે આ અનુવાદ સરખાવી કેવી કુશળતાની રાસકારે કાર્ય કર્યું છે, કેવી પ્રતિભા અનુવાદક તરીકે વાપરી છે, ભાષામાં ઉતારતા પોતાના તરફથી ક્યાં નવીન તત્ત્વો ઉમેરવામાં આવ્યાં છે તે, તેમજ મૂળ ગ્રંથ કયા ગ્રંથને આધારે રચવામાં આવ્યો છે, તેમાં શું શું આપવામાં આવ્યું છે તે અત્યારે કળી શકાય તેમ નથી. મૂળ ગ્રંથમાં જૈન અને જૈનેતર બંને હકીકતનું સંમિશ્રણ કરવામાં આવ્યું હતું, અને તેમાં નવે રસથી પૂર્ણ સો સર્ગ હતા એવું રાસકાર જણાવે છે:—

માણિક સૂર મહાયતિ, તિણેં કર્યો નળાયન ગ્રંથ,
નવ રસ પયોધિ વિલોવવા, કરે થયો જો સુરમંથ. ૧૪
સ્વ સમય ને પર સમયનો, એકત્ર જિહાં અધિકાર.
શત સર્ગ જેહના વાંચતાં, ઉલ્લાસ થાય અપાર, ૧૫
અનુસરી તેહને મુખે કરી, અમ્હે જોડશું સંબંધ,
મન રંગ એહના ઉપના, બોલશું પુણ્ય પ્રબંધ. ૧૬ ૫.-૬૩

---

જયચન્દની સભામાં સભાપંડિત હતા. તેની માતાનું નામ મામલ્લદેવી અને પિતાનું નામ હીર હતું. તેમણે કવિ તરીકે નૈષધ કાવ્ય બાવીસ સર્ગ વાળું બનાવ્યું છે કે જે એટલું બધું ઉત્તમ છે કે ત્રણ ઉત્તમ કાવ્યમાં તેને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે, અને દર્શન શાસ્ત્રના પંડિત તરીકે તેણે ખંડન ખંડ ખાદ્ય નામનો ગ્રંથ બનાવ્યો છે તે દર્શનનો ઘણો અદ્ભુત અને કઠિન ગ્રંથ છે. ભોજરાજકૃત સરસ્વતીકંઠાભરણમાં નૈષધના શ્લોક ઉદાહરણમાં આપવામાં નથી આવ્યા અને ભોજનો સમય ૧૦૨૬ થી ૧૦૮૩ ઈ. સ. માં સ્થિર કરવામાં આવ્યો છે તેથી અને મમ્મટે પોતાના કાવ્ય પ્રકાશમાં નૈષધના શ્લોક ઉદાહરણ તરીકે આપ્યા નથી એ પરથી શ્રી હર્ષ ભોજ અને મમ્મટ પછી એટલે ૧૧ મી સદી પછી થવાનું સિદ્ધ થાય છે, ડાક્ટર બુહલરે અનેક પ્રમાણોથી સિદ્ધ કર્યું છે કે શ્રી હર્ષ બારમી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન હતા. આ જ સમય કનોજના રાજા જયચંદનો છે.

સુભાગ્યે મૂલગ્રંથ નામે નલાયન અથવા કુબેરપુરાણની પ્રશસ્તિ પીટર્સનના ત્રીજા રિપોર્ટના પૃ. ૩૫૭મે પ્રસિદ્ધ થયેલી છે; તેથી તે ગ્રંથ અલભ્ય નથી એમ સિદ્ધ થાય છે. તેમાં કવિ વીતરાગ, ભારતી, વાક્પ્રપંચતું જયમંગલ ઇચ્છી કુબેરનો જયજણાવી નૈષધની આ પ્રમાણે સ્તુતિ કરે છેઃ—

सुस्निग्धै र्नवदुग्ध मुग्ध मधुरैः शुभ्रैर्यशोभिर्जग-
द्यश्चक्रे कलिकाल कल्मषमषी विक्षेपिभिर्निर्मलं ॥
स श्रीमानलकापते र्भगवतः पूर्वावतारः कृती ।
नित्यं मंगल मातनोतु भवतां राजा नलो नैषधः ॥
मध्ये धर्मस्य शांतेश्च चतुर्थे च तथारके ।
वीरसेन सुतो राजा नलो राज्यमपालयत् ॥

છેવટે દશસ્કંધ અને શત સર્ગવાળો તે ગ્રંથ પૂર્ણ કરતાં જણાવે છે કેઃ—

एतत्क्रिमण्य नवमं नवमंगलांकं,
साहित्यसार विदुषा कविना कृतं यत् ।
तस्यार्थ कर्ण नलिनस्य नलायनस्य,
स्कंधो जगाम दशमः शमसंभृतोयं ॥
उत्पत्ति दौत्यवर विह्वर शील शूचा ।
संयोग राज्यभव निर्वहणाभिधेयाः ॥
स्कंधा भवंति दश यस्य नलायनस्य ।
पूर्णं तदेतदधुना धनदप्रसादात् ॥
—शतसर्ग नलायनं समाप्तं सर्वग्रंथसंख्या ॥ ४७२४

આ ગ્રંથ સાંભળવા પ્રમાણે કોઇ મુનિ સંશોધન કરી પ્રકટ કરે છે. તેમ થયે સાહિત્યમાં એક સારા ગ્રંથની વૃદ્ધિ થશે અને આ રાસની ભાષાંતર તરીકેની કિંમત આંકવામાં આવશ્યક નિવડશે. આમાં મૂલ કર્તાની પ્રશસ્તિ નથી તેથી તેમનાબીજા ગ્રંથોની પ્રશસ્તિ પરથી આ માણિક્ય ચંદ્રસૂરિનો પરિચય આપણે મેળવીશું.

**મૂળ ગ્રંથકાર માણિક્યચંદ્ર સૂરિ.**

તેણે ૬૪ સર્ગવાળો પાર્શ્વનાથ ચરિત્ર નામનો ગ્રંથ દેવકૂપક (હાલનું દીવબંદર)માં સંવત્ ૧૨૭૬ માં દિવાલીએ સંપૂર્ણ કર્યો છે અને તેની પ્રશસ્તિમાં પોતાની પરંપરા નીચે પ્રમાણે આપી છેઃ—

કોટિકગણની વજશાખા (કે જે વજ્રસૂરિના નામ પરથી ઉદ્ભવી છે.) ના રાજગચ્છમાં આદ્ય પ્રદ્યુમ્નસૂરિ થયા. તે પ્રખર વાદી હતા અને તેમણે એક રાજાની સમક્ષ દિગંબરોને વાદમાં હરાવ્યાં હતા. તેના પટ્ટધર તાર્કિક શ્વેતામ્બર ગ્રામણી અભયદેવસૂરિ હતા કે જેણે વાદમહાર્ણવ નામનો મહાન્ ગ્રંથ રચ્યો છે. તેના શિષ્ય ધારાધીશ પ્રખ્યાત મુંજરાજાની સમક્ષ વાદીઓને જીતનાર જિનેશ્વરસૂરિ, (ધન્નેશ્વરસૂરિ–પંડિત હરગોવિન્દદાસ જણાવે છે. સુરસુંદરી ચરિયમ્ પ્ર. પૃ. ૬) તેનાઅજિતસેનસૂરિ, તેના તાર્કિક વર્દ્ધમાનસૂરિ, તેના સિદ્ધાંતપટુ **શીલભદ્ર**, તેના પટ્ટે કવિ ભરતેશ્વરસૂરિ, તેના પટ્ટે વૈરસ્વામી કે જે જ્યોતિઃશાસ્ત્રમાં કુશલ હતા તે થયા. તેમના તાર્કિક 'નેમિચંદ્રસૂરિ થયા અને તેના સાગરેંદુ (સાગરચંદ્ર) થયા અને તેમના શિષ્ય આના કર્તા શ્રી માણિક્યચંદ્રસૂરિ થયા.

આ પાર્શ્વનાથ ચરિત્ર કેવી રીતે રચવામાં આવ્યું તેના સંબંધમાં આગળ ચાલતા એ જણાય છે કે ભિન્નમાલ વંશમાં (શ્રીમાલ વંશમાં) મેહિલનો પુત્ર વીર અને તેનો પુત્ર વર્દ્ધમાન થયો કે જે રાજા કુમારપાલ અને અજયપાલ રાજાની સભામાં ભૂષણરૂપ હતો. તેને પોતાની આદૂનામની પત્નિથી ત્રણ પુત્રો નામે ત્રિભુવનપાલ, મલ્હ અને દેહડ થયા હતા. આમાંના દેહડનો પુત્ર પલ્હણ સુકવિ હતો. એક વખત દેહડ પોતાના ઉક્ત કવિ પલ્હણ પુત્રને સાથે લઇ માણિક્યચંદ્ર સૂરિ પાસે જઈ કહેવા લાગ્યો કે "આપની ગુરૂ પરંપરામાં જે પૂર્વજ પ્રદ્યુમ્ન સૂરિએ ચોરાશી વાદીઓને જીત્યા, અને તેના શિષ્ય જે અભયદેવસૂરિ તેમણે વાદ મહાર્ણવ નામનો તર્કનો ગ્રંથ રચ્યો છે તેઓના આમ્નાયમાં રહી આપે પણ સદ્ગ્રંથ રચવામાં સ્વશક્તિ સ્ફુરાવી પરોપકાર કરવો ઘટે છે"—આ પ્રાર્થનાથી વશ થઇ માણિક્યચંદ્રે પાર્શ્વનાથ ચરિત્ર ગ્રંથ સં. ૧૨૭૬ માં (રસર્ષિ રવિ સંખ્યાયાં સમાયાં દીપપર્વણિ) રચ્યો. (પીટર્સન ત્રીજો રીપોર્ટ. પૃ. ૧૫૭)

બીજો ગ્રંથ કાવ્યપ્રકાશ સંકેત નામનો સં. ૧૨૪૬ (રસ વક્ત્ર ગ્રહાધીશ વત્સરે માસિ માધવે) ના ચૈત્ર માસમાં રચ્યો કે જેનો આધાર મમ્મટના કાવ્ય પ્રકાશને પોતાની ટીકા સહિત બહાર પાડનાર વામનાચાર્ય શાસ્ત્રીએ લીધો છે. (જુઓ મુંબઇ સરકારની કાવ્ય પ્રકાશની આવૃત્તિ. આ કાવ્ય પ્રકાશ બી. એ. ના અભ્યાસક્રમમાં ઘણાં વર્ષો થયાં મુંબઈ યુનિવર્સિટીએ રાખેલ છે) આ ગ્રંથની પ્રશસ્તિમાં પોતે જણાવે છે કે એક વિદ્વાન તરીકે વિખ્યાત પામું તે અર્થે નહિ, વિદ્વાનોમાં માન મેળવવા ખાતર નહિ, પણ મારી અનુસ્મૃતિ માટે, જડ-મંદબુદ્ધિની ઉપકૃતિ માટે અને ચિત્તના વિનોદ અર્થે આ ટીકા રચી છે. (પીટર્સન ત્રીજો રિપોર્ટ પૃ. ૩૨૦ અને ફુટનોટ સુરસુંદરી ચરિયમ્-પ્રસ્તાવના પૃ. ૬.)

ત્રીજો ગ્રંથ દશ સ્કન્ધ અને સો સર્ગવાળો **નલાયન** અથવા કુબેરપુરાણ તેમણે બનાવેલ છે કે જેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે.

આ સિવાય ચોથો ગ્રંથ **શાંતિનાથચરિત્ર** સંસ્કૃતમાં આ રાજગચ્છીય કર્ત્તાએ રચેલો છે અને તેની એક પ્રત પાલીતાણામાં વીરબાઇ પાઠશાળામાં મોજૂદ છે (મુનિભદ્રકૃત શાન્તિનાથચરિત્રમ્. પ્રસ્તાવના પૃ. ૧૭)

**નલદમયંતીપર ગ્રંથો—**

નલદમયંતી સંબંધે જૈન તેમજ જૈનેતર કથાઓ અનેક રચાયેલી છે. જૈનકથા (ઉપરોક્ત કુબેરપુરાણ સિવાય) હેમચંદ્રના ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર પર્વ ૮ સર્ગ ત્રીજામાં, અને મલ્લધારી દેવપ્રભસૂરિના સંસ્કૃત પાંડવચરિત્રમાં મળી આવે છે. આ બંને ગ્રંથ મૂળમાં છપાયેલ છે એટલુંજ નહિ, પરંતુ હેમચંદ્રના ઉક્ત પુસ્તકનું ગૂજરાતી ભાષાંતર પણ પ્રકટ થયેલ છે, અને ઉક્ત પાંડવ ચરિત્રમાંના નલદમયંતી ચરિત્રનું ગૂજરાતી ભાષાંતર ચરિતાવળીમાં પૃ. ૧૮૧-૨૬૧ માં (પ્ર૦ જૈનધર્મ પ્રસારક સભા] પ્રસિદ્ધ થયું છે.

વળી જૈન ગ્રંથાવળીમાં ૧ દમયંતી ચરિત્ર, ૨ દમયંતી ચંપુવૃત્તિ-૧૦૦૦શ્લો.-પ્રબોધ માણિક્ય કૃત, ૩ દમયંતી ચંપૂવૃત્તિ-૮૮૦૦-જયસોમસૂરિ શિષ્ય ગુણવિજયગણિ કૃત [ સં. ૧૫૯૦ આસપાસે ], ૪ દમયંતી ચંપૂટિપ્પન-૧૯૦૦ ( આ પ્રબોધ માણિક્ય-જયસોમ-ગુણવિજય શિષ્ય ચંડપાલ કૃત, ૫ દમયંતી પ્રબંધ ( ગદ્ય ), ૬ દમયંતી પ્રબંધ ( શ્લોકબદ્ધ ), ૭ નલકથા, ૮ નલોદય કાવ્ય-૨૫૦-રવિદેવ કૃત, ૯ નલોદય ટીકા-૧૪૦૦-આદિત્યસૂરિ કૃત, ૧૦ નલવિલાસ નાટક-હેમચંદ્રસૂરિ શિષ્ય રામચંદ્રસૂરિ કૃત, ૧૧ નળાયન-જ્ઞાનસાગર ( સં. ૧૭૨૦ આસપાસ ) કૃત-આ પુસ્તકોનાં નામ દૃષ્ટિપથે આવે છે. વળી એમ પણ એક સ્થળેથી જણાય છે કે જૈન નૈષધકાવ્ય પણ થયું છે અને તે રાજગચ્છની વજશાખાના કોટિક ગણમાંના અભયદેવસૂરિના શિષ્ય અને અજિતસેનસૂરિના ગુરૂ જિનેશ્વરસૂરિએ ( સં. ૧૦૫૦ લગભગ ) રચ્યું છે.

ગૂર્જર જૈન કવિઓ પૈકી સમયસુંદર અને મેઘરાજે નયસુંદર પછી નલદમયંતીપર રાસ રચ્યા છે ખરા, પણ સાથે કહેવાનું કે એક કવિ નામે ઋષિવર્દ્ધને નયસુંદરની પહેલાં સં. ૧૫૧૨ ચીતોડમાં નલદવદંતી રાસ બનાવ્યો છે. વિશેષમાં હર્ષરત્ને કરેલો રાસ પણ નોંધાયો છે.

જૈનેતર કથાઓ પૈકીનું મૂળ મહાભારતના એક પર્વમાં હોવા ઉપરાંત હર્ષના નૈષધમાં નળનું ચરિત્ર પ્રસિદ્ધ છે. નૈષધ કાવ્યપર જૈનાચાર્યે જિનરાજે ' જિનરાજી ટીકા ' કરી છે. ગૂર્જર ભાષામાં કવિવર્ય પ્રેમાનંદ અને ભાલણ કવિએ પદ્યબદ્ધ નલાખ્યાન બનાવેલાં પ્રસિદ્ધ છે.

રોમલકૉઝ કૉર્ટ પાસે
મુંબઈ,
૧૫ ઑક્ટોબર ૧૯૧૭.

વિનીત
મોહનલાલ દલીચંદ દેશાઇ.
બી. એ. એલ્ એલ્. બી.

## સુધારો-વધારો.

**કવિનો પરિચય ગુરૂપરંપરા**—આ સંબંધે આગળ જે કહેવાઇ ગયું છે તેમાં વિશેષ હકીકત એ મળી આવે છે કે:—**રત્નસિંહ** સૂરિ સંબંધે સંસ્કૃત બૃહત્પૌશાલિક પટ્ટાવલિમાં જણાવ્યું છે કે સં. ૧૪૫૨માં સ્તંભતીર્થમાં મહાઉત્સવ કરી જયપુંદૂ (જયતિલક) સૂરિએ રત્નસિંહને સૂરિપદ આપ્યુ. રત્નસિંહ સૂરિએ શત્રુંજય પ્રાસાદમાં પ્રતિષ્ઠા કરી. સુલતાન અહમદશાહે સં. ૧૫૦૯ માઘ શુદિ ૫ ને દિને તેમના પગની પૂજા કરી. તેમના ત્રણ મહા શિષ્યો નામે હેમસુન્દર, ઉદયવલ્લભ અને જ્ઞાનસુંદર હતા તે ઉપરાંત અન્ય શિષ્યો નામે શિવસુન્દર ગણિ મહોપાધ્યાય, ઉદયધર્મ (વાક્ય પ્રકાશ ગ્રંથના કર્ત્તા સં. ૧૫૦૭) અને **ચારિત્રસુંદર** (મહિપાલ ચરિત, કુમારપાલ ચરિત આદિના કર્ત્તા) હતા. [ જુઓ કુમારપાલ ચરિતની પ્રસ્તાવના. ] ચારિત્રસુન્દર પોતાના કુમારપાલ ચરિતની પ્રશસ્તિમાં જણાવે છે કે રત્નાકર સૂરિના પટ્ટપર અનુક્રમે યોગીન્દ્ર ચૂડામણિ **અભયસિંહ** થયા અને તેમની પાટે જયપુન્દ્ર-જયતિલક સૂરિ થયા તેમની પાટે રત્નસિંહ સૂરિ ( વાદીને જીતનારા ) થયા, કે જેના અનેક શિષ્યોમાંના એક **ચારિત્ર સુંદર** ગણિ થયા કે જેણે શુભચંદ્ર ગણીની અભ્યર્થનાથી કુમારપાલ ચરિત નામનું દશ સર્ગવાળું મહાકાવ્ય પોતાના વિદ્યાગુરૂ જયમૂર્ત્તિ પાઠકની સ્તુતિ કરવા સાથે પૂર્ણ કર્યું.

આજ રત્નાકર ગચ્છમાં થયેલા **મંગલધર્મ** નામના કવિએ ગૂર્જર ભાષામાં **મંગલ કલશરાસ** સં. ૧૫૨૫ માં રચેલો છે તેમાં પ્રશસ્તિ એ આપી છે કે:—

ચંદ્રગચ્છિ **દેવભદ્ર** ઉવઝાય, તિણિ ઉદ્ધારીઉ ક્રિયા સમુદાય.
રયણાયર ગચ્છિ ગુરૂ ગુણભૂરિ, જયતિલક જયતિ કહુ સૂરિ. ૨૬
રયણસિંહ સૂરિ મુનિવર થાટિ, ઉદયવલ્લભ સૂરિ તેહના પાટિ
જ્ઞાનસાગર સૂરિ ગચ્છાધીશ, જયવંત ભવિયાં પૂરઇ જગીસ. ૨૭
મુનિવર વાચક શ્રી ઉદયધર્મ, જાણિઉ આગમ શાસ્ત્રહ મર્મ,
તાસ પસાઇ ફલઇ કર્મ, જ્ઞાનરૂચિ ભણઇ **મંગલધર્મ**. ૨૮
મંગલકલશ તણી ચઉપઇય, સંવત પંનર પંચવીસઇ હુઇય.

( કુલ પદ્ય ૩૨૯ સાગર ભં૦ પાટણ )

## કવિની કૃતિઓ સંબંધે વિશેષ.

આપણે ઉપર જણાવી ગયા કે નલદમયંતીરાસ સિવાયની કર્ત્તાની સર્વે કૃતિઓ સ્વતંત્ર છે. કર્ત્તાની કૃતિ નામે સુરસુંદરી રાસ એ જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્ર માલાના પ્રથમ પુષ્પ તરીકે પ્રાકૃતમાં પ્રસિદ્ધ થયેલા, ધનેશ્વર મુનિકૃત સુરસુંદરી ચરિત્ર પરથી લખાયેલ નથી કારણકે બન્નેનાં વસ્તુ જૂદાં છે. જૈનધર્મ પ્રસારક સભાએ પ્રસિદ્ધ કરેલ ચરિતાવળીમાં સુરસુંદરી ચરિત્ર છે તેનું વસ્તુ આપણા કર્ત્તાના સુરસુંદરી રાસ સાથે બરાબર મળતું છે. પ્રસ્તાવના પરથી ગણાય છે કે ઉક્ત ચરિતાવળીમાંનું તે ચરિત્ર પંડિત શ્રી વીરવિજય ( વિક્રમની ઓગણીશમી સદીના અંતમાં થયેલા )ના કરેલા રાસ (રચના સંવત ૧૯૦૨) ઉપરથી ગુજરાતી ભાષામાં લખવામાં આવ્યું છે. વીરવિજયનો સુરસુંદરી રાસ ઘણું કરી અમદાવાદની વિદ્યાશાળાએ પહેલાં પ્રસિદ્ધ કર્યો હતો, પણ મને હાથ લાગ્યો નથી તેથી તેમાં તેનું વસ્તુ કયા ગ્રંથમાંથી લીધું છે તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે નહિ તે હમણાં નથી જણાયું. નયસુંદરે પણ કોઇ તેવા ગ્રંથનો ઉલ્લેખ કર્યો નથી; એક બીજા ગૂર્જર જૈન કવિ નામે ધર્મ. વર્દ્ધને સં. ૧૭૩૬માં સુરસુંદરી અમરકુમાર નામનો રાસ રચ્યો છે તે પણ આ બંને રાસને મળતી કથાનો જ હોવો જોઇએ.

નયસુંદરના શત્રુંજય ઉદ્ધાર નામના ઘણા ટુંકા રાસ સંબંધી એટલું જણાવવું યોગ્ય છે કે સં. ૧૩૮૫માં જિનપ્રભ સૂરિએ બનાવેલા બૃહતતીર્થ કલ્પમાં શત્રુંજયના થયેલા સોળ ઉદ્ધારનું વર્ણન છે. ઉદયરત્ને પણ ઉદ્ધારનો રાસ સં. ૧૭૬૯માં રચેલ છે. શત્રુંજય ( પાલીતાણામાં આવેલા પર્વત)નું માહાત્મ્ય ઘણા સમયથી ઘણું છે, અને તેના માહાત્મ્યને લઇને જ તેના પર થયેલા આક્રમણ યા કાલદોષને અંગે થયેલી મંદિરોની જીર્ણ સ્થિતિ દૂર કરવા ઉદ્ધારની આવશ્યકતા સિદ્ધ થઇ છે. શત્રુંજય સંબંધી ધનેશ્વરસૂરિનો શત્રુંજય માહાત્મ્ય નામનો ગ્રંથ પ્રખ્યાત છે, અને તે પરથી હંસરત્ને સંક્ષિપ્ત ગ્રંથ સંસ્કૃત ગદ્યમાં રચેલો પ્રસિદ્ધ થઇ ગયો છે. તે સિવાય તે પર કલ્પ જોવામાં આવે છે. ગૂર્જર ભાષામાં પણ શત્રુંજય રાસ મહિમાસુંદર કૃત, શત્રુંજય તીર્થમાલારાસ—અમૃતવિજય કૃત સં. ૧૮૪૦, સિદ્ધાચલરાસ

—સમયસુંદર કૃત સં. ૧૬૮૬ શત્રુંજય તીર્થરાસ જિનહર્ષ કૃત સં. ૧૭૫૫ વગેરે છે.

તા. ૩૦–૪–૧૮. મોહનલાલ દ. દેશાઇ.

× × × ×

હવે કવિના રૂપચંદ કુમાર રાસમાં શું વસ્તુ ( Plot ) છે તેની કથા માંડીએ તે પહેલાં જરા મનને આનંદ આપવા કવિ, કથા અને શ્રોતા સંબંધે થોડાં વચનો અત્ર મૂકીએ છીએ.

કવિ.

'હરિજનને શાનો સંસાર, ખરી વાતમાં શાનો ખાર,
કથ્યું કથે તે શાનો કવિ, શીખી વાત તે શાની નવી?
'કવિ સાચો, ભોળો જન ભાટ, વાળંદ વેશ્યા ને કૃત્રિમ ઠાઠ,
એટલાં વાનાં માને જેહ, મૂરખનો મહિપતિ કહિયે તેહ.
'વેદપઠન કવિચાતુરી, સઘળી વાત છે સહેલ,
કામદહન મનવશકરણ, ગગનચઢણ મુસ્કેલ.
'છાની ન રહે વાતો જે નવી, છાનો ન રહે કહેવાયો કવિ.
'રીઝે કવિતા કરતો કવિ, રીઝે વાત સુણતાં નવી.—શામળ.

કથા.

ताः कथास्तानि गीतानि तानि शास्त्राणि नर्म्म तत् ।
कुर्वन्ति सुहृदस्तस्य दीप्यते येन मन्मथः ॥
—गुणभद्रः

શ્રોતા.

જે શ્રોતાજન મંડળી, વક્તા સન્મુખ દત્ત.
ચંદ્ર થકી અમૃત ઝરે, કૈરવ વન પ્રત્યક્ષ.
મૂરખ શ્રોતા આગળે, વક્તાનો ઉપદેશ,
પાઠક વચન સુણી કરે, વૃથા ચિત્તમાં ક્લેશ.
અંધા આગે આરસી, કર્ણ બધિર પુર ગાન,
મૂરખ આગળ રસ કથા, એ ત્રણે એકજ તાન.—વીરવિજય.
જિમ નારી સોળે શૃંગાર, આગળ વિફળ અંધ ભતાર,
તે ભણી તુમે ચતુર છો સહુ, જાણ પ્રતે શું કહિયે બહુ?
નિદ્રા વિકથા છાંડિ દૂર, એક ચિત્તે સહુ આણંદપૂર,
રૂપચંદ સુકથા કલ્લોલ, સાંભળજો સહુ કરી નિરોળ.
—નયસુંદર.

मिथ्याग्रहाहिना दष्टं सद्धर्मामृतपानतः ।
आश्वासयन्ति विश्वं ये तान् स्तुवे यतिनायकान् ॥

## રૂપચંદ કુમાર રાસનો સાર.

ખંડ ૧—સમૃદ્ધિવાન્ માલવદેશ પ્રસિદ્ધ છે. [ આના સંબંધમાં કંઇક જણાવીએ તો આ દેશ અતિ પ્રાચીન છે. મહાવીર સ્વામીના સમયમાં ઉજ્જયિનીમાં ચંડપ્રદ્યોત રાજા રાજ્ય કરતો હતો. અશોક પછી સંપ્રતિ રાજા થયો. વિક્રમાદિત્યના સમયમાં અવન્તિ યા ઉજ્જૈન તેની રાજધાની હતી. પછી બે રાજધાની થઇ—માંડુ અને ઉજ્જૈન. કોઇ રાજા માંડુમાં તો કોઇ અવન્તિકા—ઉજ્જૈનમાં રહેતો. અશોક પછી ગુપ્ત રાજા થયા. તેના વંશનું રાજ્ય ઇ. સ. ૪૦૯ સુધી રહ્યું, પછી હૂણ જાતિએ ત્યાં રાજ્ય કર્યું. ત્યાર પછી કનોજના રાજા હર્ષવર્દ્ધનનું રાજ્ય થયું. આ સમય સુધીમાં બૌદ્ધધર્મનું જોર ભારતમાં ઘણું હતું. તદનન્તર માલવામાં પરમાર રાજાઓના રાજ્યનો પ્રારંભ થયો. તેમાં મુંજ, ભોજ આદિ મોટા મોટા પ્રતાપી રાજા થયા. યશોવર્માના સમયનો એક સંસ્કૃત શિલાલેખ એક મસીદમાંથી મળી આવ્યો છે. તેમાં જણાવ્યા પ્રમાણે અણહિલ્લ પટ્ટણના રાજા જયસિંહે ચડાઇ કરી તેને હરાવ્યો અને માલવાપર પોતાનો અધિકાર કર્યો. માલવામાં પરમારવંશનું રાજ્ય ૧૩૦૦ ઇ. સ. સુધી રહ્યું. હમણાં પણ માલવામાં કોઇ જગાએ પરમારોનું રાજ્ય છે. પરમાર પછી અલાઉદ્દીન ખીલજીએ માલવા જીત્યું. ત્યારપછી મુસલમાન સુબેદાર સ્વતંત્ર થયા અને સન ૧૪૦૧ થી સન ૧૫૬૯ સુધી રાજ્ય કર્યું, તેમાં નાસિરૂદીન અને દિલાવરખાં ગોરી વધારે પ્રસિદ્ધ થઇ ગયા. બહાદુરશાહ નામના ગુજરાતના સુલતાને કેટલાક દિવસ સુધી માલવાપર રાજ્ય કર્યું. ત્યાર પછી શેરશાહ આવ્યો, ને તે પછી અકબરના હાથમાં માલવા આવ્યું. આરંગઝેબના સમયમાં જયપુરના રાજાઓને આધીન હતું. થોડો વખત નિજામનો પણ ત્યાં અધિકાર રહ્યો. ૧૭૫૦ સનમાં બાલાજી બાજીરાવ પેશવાને દીલ્લીના

બાદશાહ તરફથી માલવાના અધિકારની સનંદ મળી. ત્યાર પછી પેશવા તરફથી રાણાજી સિન્ધિયા માલવાનો અધિપતિ થયો. હજુ પણ સિન્ધિયાના હાથમાં છે. આમ અનેક ક્રાંતિમાંથી (એક વખતનો કહેવાતો બાણુલાખ માળવો એવો) માલવદેશ પસાર થયેલ છે, તેથી પ્રાચીન ભવ્યતા છિન્ન ભિન્ન થઇ છે તેમાં સંદેહ નથી. હમણાં માલવાની ભાષા હિન્દી, મરાઠી, ગુજરાતી અને મારવાડીનું મિશ્રણ છે કે જેને માલવી ભાષા કહે છે. તે ભાષામાં હજુ સુધી કોઇ ગ્રંથ લખાગો નથી, પરંતુ વેપારીના ચોપડા લેણદેણના લેખ વગેરે તેમાં લખાય છે. જૈન મારવાડી વાણીઆ આ દેશમાં મોટા દુકાનદાર છે. જુઓ સરસ્વતિ નવે. ૧૯૧૫.]

આ દેશની રાજધાની ઉજ્જયિની નામની મહાનગરી છે (હિંદુઓની સાત પવિત્ર પુરીઓમાં આ એક છે. તેનાં અનેક નામ છેઃ—જેવાં કે અમરાવતી, અવન્તિકા, કનકશૃંગ, કુમુદ્વતી, કુશસ્થલી, પદ્માવતી, પ્રેતકલ્પા, શિવપુરી, વિશાલા વગેરે. મહાકાલ મંદિર ને સિપ્રા નદીના માહાત્મ્યથી આની પવિત્રતા હિંદુ માને છે. પહેલાં ત્યાં દશહજાર મંદિર હતાં એવું કહેવામાં આવે છે, પરંતુ હમણાં કેવલ બે હજારથી પચીસસો દેવસ્થાન રહ્યાં છે. પુરાણું ઉજ્જૈન એકપાદ નામના સ્થળ ને નદીના વચ્ચેના ખંડેરથી જણાય છે. ત્યાં કાલિકાદેવીની એક પ્રતિમા અને રાજા ભર્તૃહરીની ગુફા છે. ગુફાની રચનાપરથી જણાય છે કે તે બૌદ્ધ યા જૈનમઠ હતો. તેની પાસેથી કેટલીક જૈન મૂર્તિઓ મળી આવી છે. ખંડેરમાંથી મોટી ઈટો દોઢફૂટ લાંબી પહોળી ને ત્રણ ચાર ઇંચ જાડી તેમજ પુરાણા સિક્કા મળી આવે છે. એવું માલુમ પડે છે કે આ નગર કોઇ બે હજાર વરસ પહેલાં ભૂકંપથી નષ્ટ થયું હશે.)

અત્ર હરસિદ્ધ માતાનું સ્થાન છે. (હરસિદ્ધ દેવી હમણાં પરમાર રજપૂતોની કુલદેવી ઓળખાય છે. હમણાંનું તેમનું મંદિર બિલકુલ નવું છે. એવું માલૂમ પડે છે કે તેનું પૂર્વનું મંદિર તોડી નાંખવામાં આવ્યું હતું. એમ કહેવામાં આવે છે કે રાજા વિક્રમ અને શાલિવાહન બંને આ દેવીની પૂજા કરતા હતા. આના હમણાંના મંદિર પાસે એકકૂવો

છે તેમાં એક નાનો સ્તંભ (ખાંસો) છે તેમાં ઘણું સુંદર બારીક કોતરકામ છે ને તેપર સંવત્ ૧૪૪૭ લખ્યો છે.)

વળી ત્યાં મહાકાલનું મંદિર છે (આનું મંદિર હમણાં પણ છે. તે બહુ પ્રાચીન છે. તેની જગાને હમણાં 'કોટ' કહે છે. તેને પહેલાં ચારે બાજુ મોટી દિવાલો હતી અને દિવાલોની પાસે પાણીના મોટા કુંડ હતા. એક તરફ હરસિદ્ધિ માતાનું તળાવ છે. સાંભળવામાં એવું આવે છે કે આ મંદિર રાજા વિક્રમે બંધાવ્યું છે. કવિ કાલિદાસે પણ પોતાના ગ્રંથોમાં આ મંદિરની, તેની આસપાસના રાજભવનોની અને અહીંના રાજાઓની પ્રશંસા લખેલી છે. આ મંદિરના ચોકમાં મોટી મોટી ધર્મશાલાઓ અને પાઠશાલાઓ હતી. મહા-પંડિતો શાસ્ત્રી અને જ્યોતિષી અહીં વસતા હતા. સાધુસંન્યાસી પણ આવી રહેતા હતા. દૂરદૂરથી વિદ્યાર્થીઓ અહીં વિદ્યાભ્યાસ માટે આવ્યા કરતા હતા. હિન્દુરાજાઓના મહેલ પણ અહીં હતા. હમણાં સુધી તેનાં ચિન્હ મળે છે. એક બે જગાએ બૌદ્ધમૂર્તિઓ પણ દેખવામાં આવે છે. ઇ. સ. ૧૨૩૦ માં અલ્તમશ સુલતાને ઉજ્જૈનપર ચઢાઇ કરી તમામ મંદિર તોડી નંખાવ્યાં હતાં, મૂર્તિઓને ખંડિત કરી નાખીને આ મંદિર પણ તોડ્યું, આસપાસની દિવાલો પાડી નંખાવી (અને તે દિવાલોનાં કંઇ ચિન્હ હજુ છે.), મહાકાલની મૂર્તિના કકડા દિલ્હી લઇ ગયો, મુસલમાનનું જોર વધ્યું ને મંદિરને સ્થાને મસ્જીદ બંધાવી. પાસે મહેલ બંધાવી તળાવમાં ફૂવા ખોદાવ્યા. ઘણો વખત મહાકાલની યાત્રા બંધ રહી. પછી બાલાજી બાજીરાવના આધિપત્ય તળે તેનો નીમેલો એક શેણવી બ્રાહ્મણ સુબેદાર ત્યાં નિમાયો અને તેણે મહાકાલ અને હરસિદ્ધ માતાનાં મંદિર બંધાવવાનો હુકમ આપ્યો. આ બંને મંદિર તેના સમયના-સન ૧૭૪૫ માં બન્યાં કે જે હાલ મોજૂદ છે.)

અને ત્યાં સિદ્ધવડ છે. (પ્રયાગમાં જેમ અક્ષયવડ તેમ ઉજ્જૈનમાં સિદ્ધવડ પ્રસિદ્ધ છે. તે સિપ્રા નદીના કિનારે એક સુંદર ઘાટપર મોજૂદ છે. તેની સામે સિદ્ધનાથ મહારાજની મૂર્તિ છે. સ્થાન રમણીય છે. ત્યાં જલ અથાગ ભર્યું છે, ને વિશાલ ઘાટ મોટા મોટા થયા છે.

અહીં હિંદુ લોકો પિતૃગણ તૃપ્ત કરવા મુંડન અને પિંડદાન કરે છે. ત્યાં એક ધર્મશાળા છે. કાર્તિક શુદ ૧૩-૧૪ ને દિને અહીં મોટો મેળો ભરાય છે. અહીંથી જરા દૂર કાલભૈરવનું મંદિર છે અને પાસે સરકારી સેન્ટ્રલ જેલ છે.)

અહીં વિક્રમ રાજા રાજ્ય કરતો હતો. તે રાજાની વિખ્યાતિ 'પરદુઃખભંજન' તરીકે સર્વત્ર ફેલાયેલી હતી. ત્યાં મહાજનમાં મુખ્ય એવા ધનદત્તશેઠને ધનસુંદરી નામની ભાર્યાથી ત્રણ પુત્ર થયલા. તેમાં જ્યેષ્ઠ પુત્રનું રૂપદેવ, વચલાનું ગુણદેવ અને કનિષ્ઠનું ગુણચંદ્ર એ નામ હતું. પિતાએ આ ત્રણેને રૂપ અને ગુણથી ભરેલી કન્યાઓ પરણાવી. ત્યાર પછી ચોથા પુત્ર–આપણા ચરિત્રના નાયક રૂપચંદ્રનો જન્મ થયો.

ખંડ ૨—જન્મોત્સવ ઘણા ઉત્સાહથી સમસ્ત નગરને નોતરી કર્યો અને પાંચ વર્ષની ઉમરે નિશાળે વિદ્યાગ્રહણ અર્થે રૂપચંદ્રને મોકલ્યો. ત્યાં લેખન, વાચન, સાહિત્ય,–શબ્દશાસ્ત્ર, વ્યાકરણ–નામમાળા, કાવ્યોમાં ચંપૂ, નૈષધ, નાટકો–શકુંતલા, સુમુરારિ, શાટક, કર્પૂરમંજરી, શૃંગારમાં અમરૂશતક, તર્ક, ન્યાય, પિંગલ, છ ભાષા, અઢાર લીપિ, ગણિતમાં લીલાવતી વગેરેનું શિક્ષણ લીધું. [ અહીં કહેવું જોઇએ કે વિક્રમ રાજા પછી થયેલા હર્ષકૃત નૈષધ, કર્પૂરમંજરી (રાજશેખરકૃત), અમરૂશતક વગેરેનો અભ્યાસ વિક્રમરાજાના સમયમાં મૂકેલા નાયકને કરાવવો એ anachronism–સમયવિરોધ છે. ] ભણીગણી કળા મેળવી યુવાન્ થયો એટલે પિતાએ ઘણા ઉત્સવથી રૂપસુંદરી નામની કન્યા સાથે રૂપચંદને પરણાવ્યો.

ખંડ ૩—વિક્રમ રાજાનો એક માંડલિક રાજા કનોજનગરીનો રાજા ગુણચંદ હતો તેને અનેક રાણીમાંની મુખ્ય પટ્ટરાણી ગુણસેનાથી થયેલી સોહગ (સૌભાગ્ય) સુંદરી નામની કન્યા હતી. આ માંડલિક એકદા સહકુટુંબ ઉજ્જેણીમાં આવી રહ્યો. પુત્રીને માટે જુદો આવાસ હતો અને ત્યાં તે પોતાની સોળે સખી સહિત ક્રીડા કરતી હતી. એવામાં એકદા કોઇ નારીના રૂદનનો અવાજ સાંભળતાં તે રાજકન્યાએ તે શામાટે રૂએ છે તેની તપાસ પોતાની દાસી મારફત કરાવી, તો

જણાયું કે તેણીને પ્રસવકાળ થતો નથી. આ પરથી વિચાર કર્યો કે પરણવાથી પ્રસવદુઃખ થાય છે. આથી કૌમાર્યવ્રતજ આમરણાંત સેવવાનો નિશ્ચય કર્યો. આમ કરતાં જ્યારે ચૌદ વર્ષની યુવાન્ કન્યા તે થઇ ત્યારે પિતાએ મનમાન્યો સ્વામી મેળવવા કહેતાં 'પરાણે પ્રીતિ થતી નથી માટે તેમણે કંઇ લગ્નની વાત ઉચ્ચારવી નહિ' એવો રોકડો જવાબ તેણીએ પરખાવ્યો. સોળવર્ષની ભરજુવાન કન્યા થઇ ત્યારે પૂરી મદનવશ બની. સહેવાય નહિ તેમ કોઇને કહેવાય નહિ એવું થયું. આ વાત સખી શ્રીમતી જાણી ગઇ. રાત્રીએ સોહગ-સુંદરી ગોખમાં બેસી નગર નિહાળતી હતી તે વખતે એક ધનપતિના આવાસમાં સુંદર નાટક થતું જોયું. ચિત્ત ચંચળ બન્યું પણ સખી શ્રીમતીએ 'રમણવગર ગીત-નાચ જોવાં વૃથા છે' એમ જણાવી તેને મુંગી બનાવી. છતાં ચિત્તની અસ્થિરતા શમી નહિ અને ગોખ પર દિવસાનુદિવસ જઇ નાટક જોવાની લાલચ તજી ન શકી. સખીએ કોઇ ચતુર પતિનું ગ્રહણ કરવાનું કહેતાં સુંદરીએ ચતુર પતિની દુર્લભતા જણાવી. આથી બંને વચ્ચે મતભેદ ચાલ્યો. શ્રીમતીએ સ્ત્રીચરિત્રની વાત ઉજ્જેણીના રાજા વિક્રમના પુત્ર વિક્રમચરિત્ર સંબંધીની સંભળાવી. (આ આડકથા પણ મુખ્ય કથા વિક્રમરાજાના સમયની હોઇ અદ્‌ભૂત રસ પૂરે છે.) 'વિક્રમ રાજા વિદેશમાં વિક્રમચરિત્રની મા સાથે લગ્ન કરી તેને તજી ઉજ્જેણીમાં આવ્યો. પાછળથી વિક્રમચરિત્ર ઉજ્જેણીમાં આવી રાજાના અનેક માણસોને અને રાજાને ખુદને છેતર્યા. રાજાએ પોતાના પુત્રને ઓળખી આનંદ દર્શાવ્યો, અને તેનું અદ્‌ભૂત ચરિત્ર જોઇ 'વિક્રમચરિત્ર' એ નામ રાખ્યું. રાજસભામાં રાજાએ પોતાના પુત્રના ચરિત્રપાસે લોકમુખે કહેવાતા અદ્‌ભૂત સ્ત્રીચરિત્ર કંઇ નથી અને જો સ્ત્રીચરિત્ર તેના કરતાં ચડી જાય તો એવું સાબીત કરનાર કોઇ છે? હોય તો બતાવી આપે એ માટે નગરમાં દાંડી પીટાવી. આવામાં એક સુદંતનામના શેઠની મનમોહિની નામની ચતુર કન્યાએ આ વાત જાણી પોતાની સખીને જણાવ્યું કે રાજા મૂરખ છે અને કાંઇપણ જાણતો નથી. સ્ત્રીચરિત્ર પાસે વિક્રમચરિત્ર કદી પણ

ચડી ન જાય. આ વાત રાજાના એક માણસે જાણી રાજાને કહી. રાજાએ તેણીના માગવા મુજબ પાલખી મૂકી બોલાવી અને પોતાને મૂર્ખ કહેવા માટે ઠપકો આપ્યો એટલે તે કન્યાએ જણાવ્યું કે 'મહિલાચરિત્ર અગમ્ય છે અને તેની સરસાઈ કોઇથી થઇ શકે તેમ નથી' આના વિશેષ સમર્થનમાં તેણીએ એક આહિરી–ભરવાડણની વાર્તા જણાવી કે–"ધનુરો નામના ગામમાં ઢોલુ આહિર–ભરવાડ વસતો હતો તેને ઢોલડી નામની યુવાન સ્ત્રી હતી. ઢોલો પરગામ જતો એટલે તેની સ્ત્રી પોતાના યાર સાથે રમતી. એકદા ગામમાં નાટક જોતાં જોતાં એક સુંદર નાટકીઆપર તેણી મોહી પડી અને તેને ઘેર બોલાવી પોતે ખીર રાંધી જમાડવા માટે થાળી પીરસી. બારણાં બંધ કરી જેવો તે જમવા બેસે છે તેવામાં તેણીના યારે આવી કમાડ ઠોકયાં. નાટકીઆને તલસરાંના ઢગલામાં સંતાડયો,અને યારને ઘરમાં લીધો. યાર સાથે વાતચીત કરતાં યારે ખાવાનું માગતાં રાખ બતાવી. ત્યાં તેનો ધણી ઢોલો આવ્યો, એટલે યારને એક ખુણામાં સંતાડયો. ધણી ભૂખ્યો થયો હતો પણ ખાવાનું માગતાં કાંઇ નથી એમ સ્ત્રીએ કહ્યું. ધણીએ ખીર ખોળી કાઢી ત્યારે સ્ત્રીએ કહ્યું એતો નૈવેદ્ય છે તેથી તે દેવને ધરવા માટે છે. ધણી હતો ભૂખ્યો એટલે ખાવા બેઠો એટલામાં નાટકીઓ ભૂખ્યો ભૂખ્યો ફુંકી ફુંકી તલ ખાતો હતો તે આખરે ભાગ્યો તેની પાછળ યાર પણ નાઠો એટલે ધણી વિમાસણમાં પડયો. સ્ત્રી નાસનારા પ્રત્યે હાથ જોડી બોલી ઉઠી 'અરે મારા–દેવ, મારો દોષ નથી છતાં તમે શા માટે તજી જાઓ છો ?' આમ કરી ધણીને સમજાવ્યો કે આ તમે નૈવેદ્ય ખાવાથી મારી ભક્તિથી ઇશ્વર પાર્વતી સ્વયંદેહે આવ્યા છતાં ચાલી ગયા. માટે મહાદેવની મહાપૂજા ભણાવી હોય તો તેઓ ફરી પાછા આવે. ધણી તે માટે જોઇતું દ્રવ્ય મેળવવા વિદેશમાં ગયો–દશાર્ણપુરના દશાર્ણભદ્ર રાજા પાસે નોકર રહી ધન મેળવ્યું. ત્યાં વીર પ્રભુ સમોસર્યા. તેમની વાણી સુણી તેણે ત્યાં દીક્ષા લીધી." આ પ્રમાણે વાત સાંભળીને વિક્રમ રાજાએ મનમોહિનીને વિક્રમચરિત્ર સાથે પરણી તેને છેતરી પોતાનું સ્ત્રી ચરિત્ર બતાવવા કહ્યું. મનમોહિની તેની સાથે પરણી, (વણિક અને ક્ષત્રિયનાં

લગ્નથી થતાં જોડાં જૈન કથાઓમાં ઘણાં આવે છે. ) એટલે રાજાએ ચોકીવાળા અને જ્યાંથી ક્યાંય પણ જઈ ન શકાય એવા ભોંયરામાં રાખી કહી દીધું કે તેણી જો ત્યાં રહ્યા પછી વિક્રમચરિત્રથી એક પુત્ર પ્રસવે તો તે ખરી. ભોંયરામાં એક સળી પણ મંચરે તેમ ન હતી; માત્ર શ્વાસને પૂરતી હવા માટે એક નાની જાળી મૂકી હતી અને તેની પાસે એક દાસી ચોકીદાર તરીકે રાખી હતી. તેણીએ આ દાસી સાથે વાર્તા કહી પ્રીતિ કરી લીધી. એક વખત દાસીને સવાલાખ રૂપીઆની કિંમતની વીંટી આપી. 'પોકળ હાથ હોએ જેહનો, લોક સહુ કિંકર તેહનો '–એટલે કે જેનો હાથ પોલો, તેનો જગ ગોલો એ કહેવત અનુસાર દાસી તદ્દન આજ્ઞાધીન બની. તેણીની દ્વારા પાનમાં, ભોંયરાસુધી સુરંગ કરવાની વિનતિ લખી તેનું પાનબીડું પોતાના પિતાપર મોકલ્યું. પિતાએ એક ધવળગૃહ ભોંયરાથી કેટલેક છેટે બંધાવી ત્યાંથી ભોંયરા સુધીની સુરગ ગુપ્ત રીતે કરાવી. આ માર્ગે મનમોહિની યોગિની વેશમાં જઇ વીણા હાથમાં લઇ વગાડતી. ગૃહ પાસે કોઇપણ ન આવી શકે તે માટે સેવકો મૂકી પિતાપાસે ભોજને સ્વાગત અર્થે જમાઇ વિક્રમચરિત્રને બોલાવ્યો. તેની સાથે તેનો મિત્ર મંત્રીશ્વર-પુત્ર હરિદત્ત હતો. વણિક્ પુત્રીએ યોગિની વેશમાં વીણા વગાડી કુમારને મુગ્ધ કર્યો. કુમાર મિત્રસહિત પુનઃ પુનઃ આવવા લાગ્યો. આખરે પિતાની શરમ મૂકી ન શકાય માટે વનમાં જઇ પ્રેમયાચના સ્વીકારવાનું કહેતાં ત્રણે જણ વનમાં ગયા.

'કુમાર અને તેનો મિત્ર વન જતાં બહુ થાકી ગયા એટલે પ્રેમવશ થયેલા ચિત્તને શરીરને થયેલા થાકથી પ્રેમયાચના કરવાનું યોગ્ય ન લાગ્યું. તેથી યોગિનીની રજા લઇ ગામમાં શરીરનો થાક ઉતારવા માટે ગામના એક હજામને ત્યાં જઇ શરીરની ખૂબ ચંપી કરાવી સ્નાન કર્યું. પછી જરા ઉંઘ લીધી. આ વખતે વણિકપુત્રીએ સામેના દૂધવાળીના ઘરમાં જઇ તેને ધનથી સંતોષી તેના વસ્ત્રથી મહિયારીનો વેશ લીધો. દૂધને સાકર સહિત કઢી અમૃતરસ જેવું મધુર બનાવી તે લઇ તેઓ બંને બહાર નીકળે એ સ્થાને બેઠી. સાંજનો સમય થતાં તેઓ જ્યાં બહાર આવ્યા કે દૂધ પી

જોવાનો આગ્રહ કર્યો. પીધું–સ્વાદ લાગ્યો–બહુ પીધું. પીને સોનૈયા આપી ચાલી જવા જાય છે એટલે કુમારીએ જણાવ્યું કે રાક્ષસનો ભય અત્ર બહુ છે અને જે રાત્રે બહાર નીકળે છે તેને તે ભખી–ગળી જાય છે. અંતે દૂધારીને ત્યાં ' હસતાં ને રોતાં પ્રાહુણો ' એમ કરી કુમાર રાત રહ્યો.

' બીછાવેલા પલંગપર પોઢેલા કુમારની પગચંપી કરવા કુમારી આવી. પરસ્ત્રીના સ્પર્શ સામે વાંધો લેતા કુમારને જણાવી દીધું કે પોતે કુંવારી છે અને કુમારમાં મોહી પડી છે. આમ પ્રેમજાળમાં ગૂંથાયેલા કુમારે આખરે તેણીની સાથે ગાંધર્વવિવાહ કર્યો. ભોગવિલાસ કરતાં કુમારીએ કુમારની મુદ્રિકા ચાલાકી કરી લઇ લીધી. સંસર્ગથી ગર્ભ રહ્યો. સવારે ઉઠી મિત્ર સાથે મેલાપ કર્યો ત્યારે મિત્રે જણાવ્યું કે યોગિનીની ખબર કાઢી તો કયાંય માલૂમ પડી નહિ–તેણીને કોઇ ઓળખતું પણ નથી. આતો 'વિવાહ વચ્ચે થયું નાતરૂં ' એ રમણીય મુંઝવણમાં કુમાર વિમાસીજ રહ્યો. દૂધારીને રસોઇ કરવાનું કહી પોતે હમણાં તે ગામ જોઇ આવશે એવું જણાવી ગામ જોવા બંને નીકળી પડયા.

'ગામમાં ફરતાં એવી વાત સાંભળી કે ત્યાં કામસેના કરીને એક ગણિકા છે તેણીએ એક બિલાડી રાખી છે. તે વેશ્યાએ એવું બિરૂદ લીધું હતું કે જે કોઇ તેણીની સાથે પાસાએ રમીને ત્રીજી વખતનો પાસાનો દાવ નાંખ્યા પહેલાં તેણીની પાસે બિલાડી દીવોધરીને ઉભી રહે છે, તેની પાસેથી દીવો હાથમાંથી નંખાવી દીએ તે નર પાસે પોતે ગણિકા દાસી થઇને રહે અને પોતાનું બધું ધન આપી દે, નહિતો તે નરને બંધિવાન કરી તેનું સઘળું પડાવી લે. આ હોડમાં પડનારા અનેકને હરાવી બંધિવાન કર્યા હતા. આ સુણતાં કૌતુકી કુમારે હારજીતનો પાસો તે વેશ્યા સાથે ખેલવા વિચાર કર્યો. રમત ચાલી અને ત્રીજો દાવ નંખાયો ત્યાં તુરતજ તેના હાથમાં વેશ્યાએ બેડી નાંખી દીધી અને બંને જણ બંદિવાન થઇ ગયા, કારણકે રમતના રસમાં બિલાડીના હાથમાંથી દીવો નંખાવી દેવાયો નહિ. આમ બંને બંધનમાં પડયા.

' અહીં દૂધારી વાટ જોઇ થાકી એટલે ગામમાં તપાસ કરતાં

આખરે ખબર મળી કે વેસ્યા ઘેર બંને બંધાયા એટલે પોતે પુરૂષવેશ ધારણ કરી વિક્રમરાજાનો પોતે સેવક છે એવા ઢોંગમાં વેસ્યાને લોકની સમક્ષ પાસાની રમત રમાડી. ત્રીજો દાવ થયા પહેલાં તેણે પાસે રાખેલા એક ઉંદરને છૂટો મૂક્યો કે બિલાડી ધડ દઇને દીવો મૂકી દઇને ઉંદર પાછળ દોડી ગઇ. વેસ્યા મહાત થઇ. બંધાયેલા બધાને છોડાવી બંનેને સાથે લઇ અવંતિપુરિ તરફ આવવા પ્રયાણ કર્યું. તે નગરી પાસે આવી કે પોતે તો એક રાજસેવક છે તેથી વેસ્યાપર જે જીત થઇ છે તે કુમારેજ કરી છે એવું પ્રસિદ્ધ થવું યોગ્ય છે એમ કહી પોતાને કંઇ કામ છે એ મિષે તેમની પાસેથી જવાની રજા લીધી.

'બંને નગરીમાં જઇ રાજા વિક્રમને મળ્યા. વિક્રમચરિત્રની વેસ્યાપરની જીતની ખ્યાતિ બધે પ્રસરી. કુમારી મનમોહના સુરંગદ્વારા ભોંયરામાં આવી સમય ગાળવા લાગી. પૂરે દહાડે પુત્રનો પ્રસવ થયો એટલે દાસીએ વિક્રમરાજાને વાત કરી. રાજા ક્રોધાયમાન થઇ કુમારીને કુલખંપણ કહી નિંદવા લાગ્યો. કુમારીએ સ્પષ્ટ સમજાવી દીધું કે પોતે પોતાની પ્રતિજ્ઞા અક્ષરશઃ પાળી છે અને એ સિદ્ધ કરવા કુમાર વિક્રમચરિત્રને બોલાવ્યો પછી પૂર્વ વૃત્તાંત સંભળાવ્યો કે

'ધુર માંડી યોગિનીશું પ્રીતિ, તેહના પિતાતણી ધરી ભીતિ,
ચંદ્રપુરી વન લેઇ ગયા, તેહની કિંપિ ન આણી દયા.
એકલડી મ્હેલી વનમાંહિ, નગરીમાંહિ ગયા ઉછાહિં.
દૂધારી ઘર પીધાં દૂધ, વાસો રહ્યા વિવાહ ત્યાં કીધ.
બહુ પ્રેમે દૂધારી વરી, તેહશું રમત ઘણી નિશિ કરી,
પ્રભાતે પુહતા વેશ્યાવાસ, તું સુખાં તિણે પાડ્યા પાસ.
તિહાંથી કુણે મુકાવ્યા દેવ, તે અહિનાણ કહે સવિ હેવ,
વળિ મુદ્રિકા આગળ ધરી, વદી રાય એ વહૂના ચરી.'

સર્વ એંધાણ સહિત બધી વાત મળતી આવી એટલે વિક્રમરાય હેરત પામી ગયો. સ્ત્રીચરિત્રની બધા કરતાં જબરાઈ છે એ નિશ્ચય થયો. 'વહુ' ને તેના પતિ સાથે આનંદ સહિત સુખ ભોગવવાની આશીષ રાજાએ આપી. દંપતી સરખી વય, સરખો સંયોગ

પામી ગૃહસુખ માણુવા લાગ્યા.' (આ વિક્રમચરિત્રની વાત પરથી મુંબઇ ગુજરાતી નાટક મંડળીએ વિક્રમચરિત્ર નામના નાટકનો પ્રયોગ કર્યો છે. આ વાત સંબંધી ભારત લોક કથાના બીજા ભાગમાં કથા આપી છે તે જોઇ જવા વાચકને ભલામણ છે.)

આ પ્રમાણે સ્ત્રીચરિત્રની વાત શ્રીમતિ દાસીએ સૌભાગ્યસુંદરીને અનુક્રમે કહી સ્ત્રી મનમાં ધારે તે કરી શકે છે એટલે કે તેમ કરવામાં સ્ત્રીને કોઇ કિંચિન્માત્ર સણસણુ એટલે ચું કે ચાં કરે તેમ નથી એમ
૬૮ સમજાવ્યું. હવે સૌભાગ્યસુંદરી શું કરે છે તે જોઇએઃ—

ખંડ ૪—સુંદરી કહેવા લાગી કે મૈત્રી યા પ્રીત તો એવા ચતુર સાથે બાંધવી જોઇએ કે પ્રાણજતાં પણ આપણા નામને બદનામી ન આપે. એવો પુરૂષ પરીક્ષા કરી મળી આવે તોજ તેને વરૂં. અત્યંત કામવશ થઇ હતી પણ દાસી ધીરજ આપતી ગઇ. આખર સોળ શૃંગાર સજી પાનબીડું લઇ કોઇ પુરૂષને લાવવા દાસી ચૌટે ગઇ. રાત્રિ બેપ્હોર વીતેલી હોવાથી સર્વત્ર શાંતિ પથરાઇ હતી. કોઇ મળ્યું નહિ. રાજા રાત્રિની નગરચર્ચા જોવા નીકળી પડ્યો હતો. તેણે દાસીને જોઇ કે તુરતજ તે વિચારમાં પડ્યો. દાસીએ બીડું હાથમાં આપી પોતાની બાઇ બોલાવે છે એમ કહી આશ્ચર્યચકિત અને કૌતૂહલી રાજાને દાસી સુંદરીના આવાસે ત્રીજે માળે લઇ ગઇ. બારી પાસે ઉભો રાખ્યો. હિંડોળાપર બેઠેલી સુંદરીએ રાજા સામી સમસ્યા કરી. પહેલાં ફુલની કર્ણિકા (ડાંડલી) હાથમાં લીધી પછી જમણો હાથ બતાવ્યો. પણ રાજા એમાંથી એકેનો ભેદ સમજી શક્યો નહિ. પછી કુમારીએ હાથમાં વીણા લીધી. પછી જાંઘ દેખાડી, હાથમાં ફુલદડો લીધો. હાથેથી મુખમાં લઇ નાકથી તે સુંઘતી ગઇ, પછી છેવટે તે દડાને ભોંપર મૂકી હસી. આમાંની એકપણ સમસ્યા રાજા ન સમજ્યો તે નજ સમજ્યો એટલે સુંદરી કળી ગઇ કે તે ચતુર પુરૂષ નથી એટલે દાસીને ત્યાંથી તેને લઇ જવા જણાવ્યું. મહારાજનાં દર્શન કરી પોતાની બાઇ સુખી થઇ—હવે પધારો એમ દાસીએ કહી રાજાને રવાના કર્યો. રાજા આવ્યો તો આવ્યો પણ સુંદરીના સંકેત ન સમજાયા એટલે

વિલખો થઇ મહેલમાં જઇ તે સંકેત ઉકેલવા વિચાર કર્યો–કોઇ ચતુર ત્યાં જવાનો, સંકેત ઉકેલી તે સ્ત્રીના રંગ પૂરવાનો–માટે તે સર્વ બાબતની બરાબર તપાસ કરવા પોતાના અંતરંગ જનોને સોળસખી સહિતની તે નારીનો આવાસ બતાવી સર્વ શુભ ગિના થાય તે જણાવવા કહ્યું.

સુંદરી વિહ્વળજ રહી. તે રાત્રિ ખાલી ગઇ. બીજી રાત્રિએ તેણી અને દાસીએ ગોખમાં બેસી વાતો કરવી શરુ કરી. દાસીએ કહ્યું કે પોતે કોઇ ચતુર લાવી શકે તેમ નથી માટે બાઇ કહે તે લાવી આપે. બાઇએ કહ્યું કે ' જો સામે તંબોળીનું હાટ છે ત્યાં અનેક જન પાન લેવા આવે છે અને જાય છે, પણ એક વિલક્ષણ પુરૂષ હમેશાં ચારઘડી રાત્રિ ગયા પછી ત્યાં આવી પાન બરાબર જોઇ તપાસી ચુંટી ખરીદે છે અને તેના એક મુઠી દામ આપે છે એમ હું હમેશાં ગોખમાંથી જોઉં છું. આજે પણ તે આવશે એટલે તને કહીશ. તું ત્યાં જઇને ગમે તેમ સમજાવી પટાવી તેને તેડી લાવ.' આપણો ચરિત્રનાયક રૂપચંદ કુમાર પાન અને પુષ્પોનો શોખીન હતો તેજ ઉપર પ્રમાણે કરતો હતો. આ રાત્રિએ સુંદર વેશમાં આવ્યો. પાન લઇ નિકળ્યો કે શ્રીમતિએ સોળપાનનું કરેલું બીડું આપી પ્રેમ ભર્યાં વચનોથી તેને સંતોષી રૂપચંદના અનેક પ્રશ્નોનું સમાધાન કરી સૌભાગ્યસુંદરીના પાસે ત્રીજે માળે તેને લઇ આવી. (આ બંને વચ્ચેનો સંવાદ ઘણો રસભર્યો છે.)

રૂપચંદે આ સુંદરીનું અથાગ સ્વરૂપ (કે જેનું સુલલિત વર્ણન કવિએ મોહક બાનીમાં કર્યું છે–કે જે વર્ણન કોઇપણ ઉંચા કવિના વર્ણન સાથે ટક્કર મારે તેમ છે) જોઇ મુગ્ધ બન્યો. કામિનીએ પહેલા સંકેત કાન સાથે કર લગાડવાનો કર્યો એટલે કુમારે તેની સામું સોનૈયા બતાવ્યા. કુંવરી હર્ષિત થઇને જમણો હાથ બતાવ્યો તેના પ્રતિ કુમારે તેણીનો કામ-મદન સમજી જઇ પોતે નીચું જોઇ રહ્યો. કુંવરીએ હાથમાં વેણિ લીધી એટલે કુંવરે માથે હાથ મૂક્યો. જ્યારે કુંવરીએ જંઘા બતાવી એટલે કુમારે ખભા દેખાડયા. પછી કુમારીએ સુગંધી પુષ્પનો દડો લઇ ઉર સાથે ચાંપી મુખ આગળ રાખી સુંઘી

ફુર ફૂંક્યો. આ જોઇ તેના ઉત્તરરૂપે કુમારે કેડપરથી પછેડી છોડીને તેના ઉભા બે કડકા ફાડીને આગળ નાખી દીધી. છેવટે કુમારીએ ફરીથી થુંક્યું ત્યારે કુમારે મસ્તકથી સોપારી લઇને ફૂંકી. આમ ગૂઢ પ્રશ્નોત્તરી અરસ્પરસ એક બીજાએ કરી મનના અંતરભાવ જાણી લીધા. કુમારી કુમાર પાસે આવી પગે પડી અને તેનું સ્વાગત કરવા લાગી. આજ તેણીનો જન્મ સફળ થયો-મનના ઘણા વખતથી ધારેલા મનોરથો ફળ્યા-પૂર્વભવનો સ્નેહી ચતુર સ્વામી મળ્યો.

કુમારીએ તેના શરીરને તેલમર્દન કરી, સુગંધી નીરથી નવરાવી, શીતળ ચંદન ચર્ચી તેની સાથે ગાંધર્વવિવાહથી લગ્ન કર્યાં. પછી મિષ્ટાન્ન અરસ્પરસ જમાડી પાનબીડાં લઇ પાટીવાળા પલંગપરની તળાઇ પર સુગંધી વાતાવરણમાં રહી પ્રીતિગોષ્ટી બંને કરવાં લાગ્યા. એક બીજાનાં નામ જાણી એક બીજા સમસ્યા કરી ઉકેલવા લાગ્યા. પછી વિલાસ કરવાની ક્રીડા ચાલી. (આ વિલાસાનંદનું વર્ણન કવિએ શૃંગારરસથી પૂર્ણ કર્યું છે તે છલકાતું, અને મનોહર છે.) મીઠાં મધુરાં વચનો સુધામય માની બંનેએ પીધાં પણ વાત તો એકે થાઇ નહિ-ઘણીવાત અધૂરી રહી. પ્રભાત થવામાં વાર નથી એટલે રજા લેવાનો સમય આવ્યો. વિયોગ અસહ્ય હતો છતાં છૂટા પડ્યા વગર છૂટકો નહોતો. બને તેમ વહેલાં મળવા અને હૃદયની વાત કોઇને ન કહેવા બંનેએ નિર્ધાર કર્યો. કુમારે રડતી બાળાનાં આંસુ લૂંછી રજા લીધી. ઘેર આવ્યો ત્યાં તેની સ્ત્રી રૂપસુંદરી વાટ જોતી હતી. તેને જણાવી દીધું કે મિત્રમંદિર કામ હોવાથી પોતે ત્યાં રોકાયો હતો. આંખમાં ઉંઘ હતી એટલે ઘેર સૂઇ રહ્યો. આવામાં નૃપસેવકોએ તો શેઠના લઘુસુતની આ વાત રાજાને સવિસ્તર જણાવી દીધી.

ખંડ ૫—સવારે રાજાએ પ્રધાનને ધનદત્ત શેઠના ચારે પુત્રોને સ્વતઃ જઇ બોલાવવા આજ્ઞા કરી. પ્રધાન આવતાં શેઠે આદર સત્કાર કરી બેસાડ્યા. રાજાનું તેડું આવ્યું જાણી વાણોતર સમસ્યામાં સમજી ગયા. બેચાર ચોટામાં ગયા. વાણીઆએ હડતાળ પાડી અને મહાજન બધું ભેગું થયું. (અત્ર મહાજનમાં દોસીમહાજન, નાણાવટી મહાજન,

સોની મ., ફડીઆ મ., વડીઆર મ., ઝવેરી મ., ગાંધી મ., સુતરીઆ મ. એવા પ્રકાર પાડી તે દરેકમાંના વાણીઆનાં નામ કવિ આપે છે તે જરા જાણવા જેવા છે કે તે પરથી સમજી શકાય કે કવિ-સમયમાં કેવાં નામ પડતાં હતાં.) બધા શેઠને ત્યાં આવ્યા. પ્રધાનની આજ્ઞા શિર ચડાવી શેઠ વિવિધ વસ્તુ ભેટ માટે લઇ રાજા પાસે ચાલવા નિકળ્યા. આગળ શેઠ, પાછળ મહાજન. શેઠના ચારે પુત્રો સાથે લેવાની આજ્ઞા હતી એટલે પોતાની દુકાને ગયા ત્યાં ત્રણ પુત્ર બેઠા હતા એટલે તેમને સાથે લીધા. લાજથી ચોથાની ગેરહાજરી માટે પ્રધાન બોલી ન શકયો. બધા રાજસભામાં આવ્યા. મહાજન જોઇ રાજાએ આવવાનું કારણ પૂછતાં નગરશેઠ સાથે પ્રભુનાં દર્શન કરવા આવેલ છે એમ મહાજનનું કહેવું થતાં તેને પાન બીડાં દઇ રવાના કર્યું. પછી રાજાએ ધંધો, લક્ષ્મી, કુટુંબ પરિવાર વગેરેની પૃચ્છા શેઠને કરી અને છેવટે ચોથો પુત્ર કયાં છે? તે અતિ સ્વરૂપવાન છે તો પોતાને જોવાની હોંશ છે માટે બોલાવો એમ રાજાએ મંત્રીને આજ્ઞા કરી. ઉંઘમાંથી ઉઠી રૂપચંદ કુમાર આખરે રાજા આગળ આવ્યો એટલે શેઠને રજા આપી; શેઠ ને મહાજન સ્વસ્થાને ગયા.

રાજા પ્રથમ રૂપચંદપ્રતિ મિત્ર તરીકે અત્યંત વ્હાલ બતાવી અંતઃપુરમાં લઇ ગયો. રસોઇ મજાની જમાડી પોતાના વિશ્વાસમાં લેવાનો પ્રયત્ન કર્યો. પછી તેને સવાલ કર્યા કેઃ—જેને ઘેર તમે એકવાર ગયા ને રહી કોણ હતી? તેણે કરેલી બધી સમસ્યાઓનો શું ભાવાર્થ છે? કુમારે 'નન્નો એક હોય સો હરે' એવું વિચારી પોતે તે અર્થ કરી શકે તેમ નથી એ અર્થનું જણાવ્યું કેઃ—

'અમો દિગંતોલ વાણિયા, ઓછા વણિકતણા પ્રાણીઆ
કરી વિવિધ પરિના વ્યાપાર, જૂઠા સાચા લવી અપાર,
એણી પરિ ઘરના નિર્વાહ કરે, તો તેહને એ કિમ સાંભરે?'

નૃપે મિત્ર થઇ અસત્ય ન બોલવા જણાવ્યું. શામદામ ભેદથી ભૂપાળે વાત કઢાવવા અનેક ઉપાય કર્યા પણ 'સમાકા તીન પાંઉ' એની પેરે કુંવરની ના તે ના જ રહી. દંડભેદના ઉપાયમાં ' ઉરે મારે

ટાંગી મર્મપ્રહાર કરી મારી નાંખશે' એવું કહી ધમકાવ્યો. માર આપ્યો પણ કુંવરતો તેનો તેજ રહ્યો. એટલે રાજા તેને એક હાથમાં પકડી પોતે ઘોડાપર બેસી નગર બહાર લઇ જવા ચાલ્યો. લોકમાં હાહારવ થયો. ફરી હડતાલ પડી. શેઠ, સગાં સંબંધીના શોકનો પાર રહ્યો નહિ. રાજા પાસે મહાજન જતાં રાજાએ ગાન્યું નહિ અને જ્યાં કુંવરીનો આવાસ હતો ત્યાં રૂપચંદને લઇ ગયો. રાજકુંવરી અને તેની દાસી આ જોઇ રહ્યાં. હિંમત રાખી કુમારને માર પડતો નિરખી કુંવરીએ દાસીને કહ્યું કે સાકરવાળા દુધથી ભરેલા કચોળાને કુંવર સામે રાખી તેને પછી મુંગા મુંગા ઉકરડે નાખી દે. તે પ્રમાણે દાસી કરી આવી. રાજાએ જોયું એટલે કુંવરને કહ્યું કે હવે જો તું આનોજ અર્થ કહે તો છોડી મૂકું. કુંવરે જણાવ્યું 'આટલી બધી સભા છે છતાં કોઇને નથી પૂછતા ને મને શાને પૂછો છો? હું જો જાણતો હોઉં તો આટલો માર ખાઉં? અગાઉથીજ કહી દઉંને?' વાત હઠે ચડી. દાસી શ્રીમતિ પોતાની બાઇને હવે કહે છે 'કે વગર મફતનો શું કામ માર આ પુરૂષરત્નને ખવરાવો છે?—ત્યારે સૌભાગ્ય સુંદરીએ દાસીને કહ્યું કે 'જમણા હાથમાં એક સોનૈયો ને બે મુક્તાફળ રાખી ને ડાબાહાથમાં અગ્નિ રાખી બહાર જઇ કુમારને બતાવ. આ પ્રમાણે દાસીએ કર્યું કે રાજાએ જણાવ્યું કે આ વળી શું કર્યું? એટલુંજ કહી દે તો બધું માફ કરૂં. અણસમજ્યું શું કહેવાય?—એમ કુમારે જવાબ આપ્યો કે રાજા અતિ કોપાયમાન થયો. સૂળી રોપાવી પોતે અંતઃપુરમાં ગયો; પણ કુમાર એકનો બે ન થયો. પ્રેમની કસોટીની હદ છેલ્લી આવી પહોંચી તોપણ એકરૂપતા કુમારે રાખી.

લોકમાં હાહાકાર થયો—પિતા ભાઇ સ્ત્રીઓ વગેરે અત્યંત શોકમાં ડૂબ્યા—નિશ્ચેતન થયા. આખરે મહાજન વગેરેએ સંપ કરી પ્રધાન પાસે જઇ રાજાને સમજાવવા કહ્યું. પ્રધાને રાજાને વિનાદોષે બાળને મારી ન નંખાવવા વિનતિ કરી—રાજાને જે જાણવાની ઇચ્છા હશે તે જો તે જીવતો હશે તો એને એ કહેશે. પ્રધાને તે બાબતનો જામીન થઇ રાજા પાસેથી રૂપચંદને છોડવાની આજ્ઞા મેળવી મુક્ત

કર્યો. સર્વલોક તથા કુટુંબીજન હર્ષ પામ્યા. મારનો દુખાવો આવળના પાંદડામાં શરીરને ત્રણ દિવસ ભરી દૂર કર્યો અને રસાંગ વગેરે ઔષધ સેવી કુમાર અસલ સ્થિતિમાં આવ્યો. પ્રધાને રાજાને એમ સમજાવ્યો કે જો તેની કુંવરી રૂપચંદને પરણાવે તો તેની પાસેથી બધી સમસ્યાના બધા અર્થ પામી શકાશે એટલે રાજાએ મદનમંજરી નામની સ્વપુત્રીને કુમાર સાથે વરાવી.

હવે સૌભાગ્યસુંદરી શૂલીના સમાચાર સાંભળી મૂર્છા પામી હતી તે શુદ્ધિમાં આવી. પછી સ્વામીની મુક્તિના ખબર સાંભળી હર્ષિત થઇ તેની સાથે પાણિગ્રહણ કરવાનો વિચાર કર્યો. કુમાર પૂર્વવિલાસને સંભાળતો હતો અને અહોનિશ તે સુંદરીનું ચિંતવન કરતો હતો. સુંદરીએ સાનંદ સાલિંગન પંચાંગ પ્રણામ સહિત પ્રિયને પત્ર લખી દાસી શ્રીમતિ સાથે મોકલાવ્યો. (આ પ્રેમપત્ર પ્રેમની ઉત્કટતા સૂચવે છે.) તેમાં દર્શનલાભ દઇ સંગમોત્સુકાને સંતોષવાનું આમંત્રણ આપ્યું—આનો ઉત્તર કુમારે પણ તેવાંજ પ્રીતિવચનોથી પૂર્ણ પત્રથી આપીને જણાવ્યું કે 'મુજને વીસારો રખે, હૈયાથી ક્ષણમેવ, તે ઉપાય રચશું વળી, વહિલા મિલશું હેવ.' આથી સુંદરીનું મન સંતોષાયું.

કુમારની પત્નિ અને રાજા વિક્રમની પુત્રી મદનમંજરી પિયુની પાસેથી સમસ્યાના અર્થ કઢાવવાની પેરવી રચે છે. એકદા સ્વામીના વૈમનસ્યનું કારણ પૂછે છે. કુમાર તે વાતને ઉડાવે છે એટલે ધીરજ દઇને તેણી જણાવે છે કે 'પૂર્વ પ્રેમ સાંભરતો હશે, નહિતો કાંઇ મારાપર મન ન રાખો એમ બને? ગમે તેમ હોય, પણ હુંયે તમારી એક દાસી છું તો આપે આપની સોળેકળામાંની એક કળાતો મારા પ્રત્યે ધરવી જોઇએ.' રૂપચંદ સમજી ગયો કે આ પણ ઓછી નથી—જબરી છે. આથી તેણે આનંદ પામી વર માગવા કહ્યું, એટલે પિતાનો સંદેહ નિવારવાની યાચના કરી. આથી ધર્મસંકટ આવ્યું—સાપે છછુંદર ગળી તેવું થયું. આખરે વિમાસી તેણીના પિતાને સાચેસાચી વાત કહેવા પોતે બંધાય છે. આ રીતે 'લંકાનો ગઢ જીતનારી' કુંવરીએ પ્રધાનને વધામણી

આપી. પ્રધાને રાજાને વાત કહી એટલે કુંવરને બોલાવ્યો. કુમારે લોક સમક્ષ પ્રકટ વાત કરી કે:–પહેલાં તેણીએ કર્ણપર હાથ મૂક્યો એ પરથી એમ બતાવ્યું કે પોતે કનોજ્જા–કનોજ રાજાની પુત્રી છે; મેં ધન બતાવી જણાવ્યું કે હું ધનદત્તશાહનો પુત્ર છું. તેણીએ પાછો હાથ દેખાડ્યો–એનો ભાવાર્થ એ કે મને હાથમાં લઇ પકડો; ત્યારે હું નીચું જોઇ રહ્યો એટલે કે તું પરસ્ત્રી છે અને પરસ્ત્રી રમણ તે અધો-ગતિનું મૂળ છે તેથી હું લાચાર છું. આથી તેણીએ હાથમાં વીણા લીધી–એટલે (વીણાધારી સરસ્વતી બાળકુમારી છે તેની રીતે) પોતે બાળકુમારી છે. આમ સંદેહ મારો દૂર થયો કે મેં માથે હાથ મૂકી તે બોલ માથે ચડાવ્યો. તેણીએ ડાબી જંઘા બતાવી એટલે કે જો હું તારી આગળ જાંઘ ઉઘાડું તો રખેને બીજે વાત જાય એવી ભીતિ રહે છે. આ ભય ટાળવા મેં બે ખભા બતાવી સંકેત કર્યો કે મારા બંને પક્ષ (માતા–પિતા પક્ષ એટલે મોશાળ તેમજ પિતાનું કુળ) સુકુલીન છે એટલે કે તેમ બનેજ નહિ એની ખાત્રી આપી. પછી તેણીએ પુષ્પ દડો સુંઘીને નાંખી દીધો એટલે પુષ્પ સુંઘ્યા પછી નિર્માલ્ય થાય છે તે પ્રમાણે તું ભાખીશ તો તે નિર્માલ્ય થશે; ત્યારે મેં પછેડી ઉભી ચીરીને બતાવ્યું કે મને ઉભોને ઉભો ચીરી નાંખશે તોપણ–પ્રાણાંતે પણ કહેનાર નથી. તેણી સ્હામું જોઇ થૂંકી એટલે કે થૂંક્યું એટલે તે થૂંક અમૃત થનાર નથી એટલે વખત છે કે વાત કહી દો તો પછી ન કહી વાત થનાર નથી. એટલે મે સોપારી રેડવી બતાવ્યું કે મને સોપારી માફક રેડવી મારી નાંખશે–મારૂં શિર જશે તો પણ હું કહીશ નહિ. આમ સમસ્યાના અર્થ જાણ્યા પછી કુમાર પર રાજાએ પ્રહાર કર્યા હતા તે વખતે તે સુંદરીએ કરેલા બે સંકેતના અર્થ પૂછ્યા. કુમારે કહ્યું, પહેલો સંકેત સાકરવાળા દૂધના કચોળામાં રાખ નાંખી તેને ઉકરડે નાંખ્યો તેનો અર્થ એ કે આપણો બંનેનો સ્નેહ દૂધ સાકર સમાન અભિન્ન છે; તે કોઇ જાણશે તો રાખ સમાન થશે અને તેની ગતિ ઉકરડે નાંખવા જેવી થશે. બીજો સંકેત નામે સોનૈયો અને બે મોતી એક હાથમાં અને બીજા હાથમાં અગ્નિથી એ જણાવ્યું કે ' સોનૈયા જેટલા

જોઇએ તેટલા માગી લે, તારે માટે તૈયાર છે, પણ આપણુ બંનેની પ્રીતિ તો બે મોતીના દાણા બરાબર છે, તે પ્રમાણેજ આપણે રહેવું જોઇએ; એમ રહેતાં જો તને કંઇ થશે તો તારી સાથેજ મારો અગ્નિ પ્રવેશ છે—આપણે બન્ને સાથેજ મરવાના ને બળવાના. આ રીતે સર્વ સંદેહ નિર્મૂળ થતાં રાજાએ ધન્યવાદ આપ્યો. બીજા પ્રશ્નના જવાબમાં જણાવ્યું કે આપની પુત્રી આગળ કહેવાની હા પાડી તેનું કારણ એ છે કે જ્યાં એક બીજાનું ચિત્ત પૂરેપૂરૂં મળેલું હોય ત્યાંજ ગુપ્ત વાત થાય છે. આપ રાજાને શું કહેવું? રાજાએ પ્રજાની આવી વાત જાણવામાં ન્યાયનીતિ શું રહે છે? પછી સ્રીની આટલી બધી મતિ નિર્મળતા રહે છે એ બાબતમાં રાજાને આશ્ચર્ય થતાં, કુમાર 'રાજન્! સ્રી કેટલી સુબુદ્ધિ, નારીની જગે ઘણી પ્રસિદ્ધિ, આગે મંત્રી–વહૂ મહારાજ! બુદ્ધિયેં લીધું અરધું રાજ ' એમ કહી તે રાજાના આગ્રહથી ' મંત્રી–વહૂની વાત કહે છે:—

આડકથા.

અવનિમંડન નગરમાં રિપુમર્દન રાજા હતો કે જેની રાણી મદનવતી માયાવી–કપટી હતી. તેના પ્રધાન મતિમેહરને કનકશ્રીથી થયેલ શ્રસેન નામનો ગુણવાન્ પુત્ર હતો. એક વખતે રાજસભામાં એક ધીવર–માછીમારે મોટો મચ્છ લાવી રાજાને ભેટ કર્યો અને કહ્યું કે સમુદ્ર દેવતાનું આરાધન કરવાથી આ પ્રસાદી મળી છે તે રાજાને યોગ્ય હોય શકે એવું ધારી હું લઇ આવ્યો છું. રાજાએ દાસીને બોલાવી તે મચ્છને લઇ રાણીને આપવા કહ્યું. ધીવરને ધન આપી વળાવ્યો. દાસીએ મચ્છ લાવી રાણીને જણાવ્યું કે રાજાએ આ શાક કરવા મોકલાવેલ છે ત્યારે રાણીએ કહ્યું હું પરપુરૂષનું મુખ જોતી નથી માટે મારી પાસે તે પુરૂષ માછલો શા માટે લાવી? દાસીએ જઇ રાજાને વાત કહી મચ્છને પાછો સભામાં મૂકો. એટલે રાજાએ પોતાની રાણીને મહા સતિ જાણી આનંદ દાખવ્યો. આ વખતે મચ્છ ખડખડ હસ્યો. વિસ્મયમુગ્ધ રાજાએ પ્રધાનને આનું કારણ પૂછ્યું પણ તે કારણ ન આપી શકો: જીવતું હોય તો આનો અર્થ જણાવવો પડશે એમ રાજાનું

કહેવું થતાં પ્રધાને કાલક્ષેપ કરવા માટે ૭ માસની મુદત માગી લીધી. રાજાએ જણાવ્યું કે ૭ માસમાં અર્થ કહેશે તો મારૂં અર્ધું રાજ્ય આપીશ, નહિ તો ૭ માસ પછી સહકુટુંબ તારો અંત સમજજે. આ ભયથી મંત્રી શોકમાં ગિરફતાર થયો.

મંત્રીપુત્ર શૂરસેન આ વાત જાણી હાથમાં ખડ્ગ લઇ તેનો અર્થ શોધી કાઢવા પરદેશ સિધાવ્યો. વાટમાં એક માણસ મળ્યો. સંગાથી એવો હોવો જોઇએ કે જે સુખ દુઃખમાં સાથેજ રહે. આથી તેની પરીક્ષા કરવા તેને કહ્યું કે હું જરા જંગલ જઇ આવું, તમે જરા થોભો. પણ તે માણસ ન થોભ્યો એટલે મંત્રીપુત્ર એકલો ચાલ્યો. ત્યાં નગપુરનો એક વૃદ્ધ વાણીઓ મળ્યો. તેની પણ તેજ રીતે પરીક્ષા કરી. વૃદ્ધ એક પહોરસુધી થોભ્યો. કુમારે બહાર ખોટે મસે જઇ આવી પેટના વિકારને લીધે ઢીલ થઇ હતી એમ ડોસાને જણાવ્યું. આથી (૧) તે વૃદ્ધને નવાઇ લાગી. બંને પાકા સંગાથી થયા. એક વૃક્ષ નીચે બંને થાક લેવા બેઠા. (૨) વૃદ્ધ પરસેવો ઉતારવા લૂગડાં કાઢી પવન લેવા બેઠો, જ્યારે મંત્રીપુત્ર વસ્ત્ર સહિત અક્કડ થઇ બેઠો. (૩) આગળ નદી આવી એટલે શેઠે પગરખાં ઉતારીને, જ્યારે કુમારે તે સાથેજ, નદી ઓળંગી, (૪) આગળ એક **નગર** આવ્યું, ત્યારે સવાર હતી. વૃદ્ધે ઠેરવાનું કહેતાં કુમારે તે નાનું ગામ છે એમ કહી ઠેરવા ના પાડી. (૫) મધ્યાન્હે–જમવાના વખતે એક **નાનું ગામ** આવ્યું કે કે જ્યાં સરોવરની પાળ હતી ત્યારે બંને જમવા રોકાયા. ગામમાંથી વસ્તુ મંગાવી પાળ પર ભોજન કર્યું. કુમારે કહ્યું એ મોટું ગામ છે જ્યારે વૃદ્ધે કહ્યું એ તો નાનું ગામડું છે–આમ વૃદ્ધ કહે રાત તો કુમાર કહે દિવસ–એમ થવાથી વૃદ્ધના મનમાં ભારી વિચિત્રતા લાગી. નળપુર ઘેર આવીને વૃદ્ધે કુમારને આમંત્રણ કર્યું એટલે ત્રણ તાળી દીધા પછીજ તે અંદર આવ્યો. મંદિરમાં વૃદ્ધની પુત્રી સ્નાન કરતી હતી છતાં વૃદ્ધ એમને એમ ચાલી ગયો જ્યારે કુમાર ખડકીએ રહ્યો. પુત્રીએ પિતાને એ કોણ છે એ પ્રથમ પૂછી કુમારને બોલાવી પાણી પીવાને સોનાની ઝારી આપી. પછી કુંવરે તેણી (૭) કાચી છે કે પાકી

તે પૂછ્યું એટલે વૃદ્ધને ખોટું લાગતાં શૂરસેનને અહીં કોણે તને બોલાવ્યો છે એમ કહેતાં કુમાર બહાર ચાલ્યો ગયો, અને બહાર એક સૂતી દુકાને બેઠો.

પુત્રીએ તેની હકીકત પૂછતાં બાપે રસ્તામાં જે રીતે પોતાને કુમારે મંતાપ્યો હતો તે બધું જણાવ્યું. પુત્રીએ સાંભળી કહ્યું કે તે કુમાર મહા બુદ્ધિમાન્ છે. જે કર્યું તે તેણે વ્યાજબી કર્યું છે. જુઓ! (૧) જે વનમાં વાર લગાડી તે સાથીની પરીક્ષા કરવાના કારણે. (૨) તમે વસ્ત્ર કાઢી નાંખ્યાં અને તેણે ન કાઢયાં કારણ કે રખેને કાગડા આદિ શરીરપર વિષ્ટા નાંખે (૩) નદીમાં તેણે પગરખાં ન ઉતાર્યાં કે જેથી સર્પ ડંસ ન થાય કે કાંટા ન લાગે. (૪) મોટા નગરમાં આવીને કંઇ પણ લીધું નહિ તેમ તેનું પાણી પણ ન પીધું તેથી તે ગામમાં ઉદ્યમ પણ ન થયો તેમ ગામનો ઉપકાર પણ ન લીધો એટલે તે મોટું તોયે નાનું. (૫) જ્યારે નાને ગામે વસ્તુ લઇ નીકળ્યા તેથી તે ગામ નાનું તોયે ભલું–મોટું. (૬) ઘર પેસતાં ત્રણ તાળી લીધી કે જેથી ઘરમાં જે કોઇ હોય તે સાવધ રહે અને તેથીજ હું સાવધાન થઇ. (૭) કાચી અને પાકી નારનો અર્થ એ કે કુંવારી તે પરણેલી. આથી તું જેમ કહે તેમ કરૂં એમ શ્રેષ્ઠે પુત્રીને કહેતાં પુત્રીએ હજુ પણ તેની બુદ્ધિની પરીક્ષા કરી જોવા જણાવ્યું.

દાસીને બોલાવી બજારમાથી બે એવી ચીજ લાવવા કહ્યું કે એકના ઉપરનાં છોતરાં ખવાય જ્યારે તેનું બીજ ખાવાના ખપમાં ન આવે અને બીજીનાં છોતરાં નહિ પણ બીજ ખાવાના કામમાં આવે. દાસી બધે ભમી પણ કોઈ તેનો અર્થ સમજે નહિ તેમ સમજાવી શકે નહિ. આખરે દાસીને શૂરસેન પાસે જઇ પૂછતાં અર્થ મળ્યો કે એકનું નામ ખારેક અને બીજાનું નામ બદામ; અને તે પ્રમાણે તે લઇ આવી. બાઇ જાણી ખુશ થઇ. પછી કોરાં રામપાત્ર ચાર મંગાવી તે દરેક પર ચાર એમ સોળ ઘેબર મૂકી તે દાસી સાથે શૂરસેન પાસે એવું કહેવરાવીને મોકલી કે આ ગામમાં ચાર પોળ છે અને દરેક પોળને ચાર કોશીશાં (કાંગરાના બુરજ) છે. શૂરસેને

બધા લઇને જણાવ્યું કે 'તારી બાઇને કહેજે કે આ નગરમાં ત્રણજ પોળ છે 'અને બધા મળી બારજ બુરજ છે માટે અસત્ય બોલવું ભલા માણસને ન શોભે!'—આમ બુદ્ધિપરીક્ષાથી તેને મહાબુદ્ધિમાન્ જાણી પિતાને તેની સાથે પરણાવવાનો આગ્રહ કર્યો. સાંગણ શેઠની પુત્રી પુણ્યશ્રી શૂરસેન સાથે વરી. શૂરસેને નિઃશ્વાસ સહિત પોતાનો વૃત્તાંત જણાવતાં પુણ્યશ્રીએ કહ્યું કે મચ્છના હસવાનો અર્થ પોતે કરશે. એટલે બંને અવનિમંડન નગરમાં આવ્યા—ત્યાં છ મહિનાને થવાને બે દિન બાકી હતા. પ્રધાને રાજાને જણાવ્યું કે તેનો અર્થ તેની વહૂ—પુત્રવધુ સમજાવશે. પાલખીમાં બેસી વહૂએ આવીને રાજાને કહ્યું કે ગામ બહાર એક ખાઇ ખોદાવી અંતઃપુરની નારીઓને પણ બહાર લઇ જાઓ અને ત્યાં આજે પટરાણી આદિ પાસે તે ખાઇ ટપાવો અને ત્યાર પછી પોતે અર્થ કહેશે. વળી આવી રીતે ખાઇ ટપી જાય તેને અર્ધું રાજ્ય આપવું એમ જાહેર કરવા રાજાને કહ્યું. ખાઇ રાણીઓ ટપી ન શકી અને ખાઇમાં પડી જ્યારે એક દાસી ટપી પાર ગઇ એટલે તે દાસીને પકડી લેવા રાજાને કહ્યું ને જણાવ્યું કે તે અવશ્ય પુરૂષ છે. આ સાચું નિકળતાં પુણ્યશ્રીએ સમજાવ્યું કે જે પટ્ટરાણીએ સતી હોઇ પરપુરૂષનું મુખ જોતી નથી એવા ઢોંગ કરી મચ્છને પુરૂષજાતિ બતાવી તેનું મુખ જોવા ના પાડી તેણીએજ તે પુરૂષને દાસીનારૂપે પોતાના યાર તરીકે રાખ્યો હતો; તે માટે મચ્છ હસ્યો હતો; તે તિર્યંચ હોઇ ન હસે, પણ મૂળમાં વ્યંતર દેવ હોઇ પોતે એક ખેલ કરવા મચ્છરૂપે આવ્યો હતો. રાજાએ પટ્ટરાણીને દેશવટો આપ્યો—પુણ્યશ્રીને અર્ધું રાજ્ય આપ્યું. મંત્રીનું સન્માન વધ્યું અને તેનો પુત્ર અર્ધ રાજ્યનો ધણી થયો. બીજું અર્ધું રાજ્ય રાજાએ પોતાના પુત્રને આપી સંયમ લઇ—પાળ્યું—છેવટે સદ્‌ગતિ પ્રાપ્ત કરી. [ આ આડકથા સ્ત્રીની બુદ્ધિમહત્તાના દૃષ્ટાંત રૂપે પૂરી થઇ. ]

વિક્રમરાજા રૂપચંદ કુમાર પાસેથી આ સર્વ સુણી સૌભાગ્યસુંદરીને તે કુમાર સાથે પરણાવવા ઉત્સુક બન્યો, માંડલિક રાજા ગુણચંદ્રે રાજાની ઇચ્છાને આદેશરૂપ માની પુત્રીને બોલાવી ગાજતે વાજતે રૂપચંદ સાથે વિધિપૂર્વક પરણાવી. રૂપચંદ ત્રણ સ્ત્રીઓનો ભર્ત્તાર બની અનેક લીલાવિલાસ માણવા લાગ્યો.

ખંડ ૬—આવા સમામાં સિદ્ધસેન સૂરિ વિહાર કરતા કરતા ભરૂચમાં આવ્યા ને સંઘને પ્રાકૃત ભાષામાં ગૂંથાએલા સર્વ સિદ્ધાંતોને સંસ્કૃતમાં અવતારવાની પોતાની ઇચ્છા જણાવી તેનો આદેશ માગ્યો. સંઘે કહ્યું કે ચૌદ પૂર્વધર, શ્રુતકેવળી પૂર્વે થઇ ગયા છતાં તેમણે તેમ ન કર્યું–જિન પ્રભુએ પણ ગણધરને આપેલી ત્રિપદી પણ પ્રાકૃત ભાષામાં આપી હતી તો આવું કથન કરી આલોચનાને (પ્રાયશ્ચિત્ત) પાત્ર તમે ઠર્યા છો. તે કેટલી લેવી તે પોતાપર નાંખતાં આચાર્યે બાર વર્ષ સુધી પોતે આંબેલ કરશે ને ત્યાંસુધી ગચ્છબહાર પોતે રહેશે એમ જણાવ્યું. સંઘે વધુમાં એ વિનતિ કરી એક ગયું તીર્થ વાળો અને બીજું અજૈન રાજાને પ્રતિબોધી જૈન કરો. આ વાતપણ શિરે ચડાવી આચાર્ય ફરતા ફરતા અવન્તિપુરીમાં આવ્યા. મહાકાળના મંદિરમાં પૂજકના માર્ગ વચ્ચે બેઠા. અર્ચકને અડચણ પડવાથી રાજાને જઇ વાત કરતાં તેણે તેને ત્યાંથી ઉઠાડવા અનેક વ્યર્થ પ્રયત્નો કર્યા. આખરે ચાબુકના પ્રહાર કરતાં દરેક પ્રહાર અંતઃપુરમાં રાણીઓને લાગવા લાગ્યા ને ત્યાં રડારોળ થયો. આથી વિસ્મય પામી તેને સિદ્ધ સમજી રાજાએ ક્ષમા યાચી તેમનું સ્વરૂપ પૂછ્યું. સૂરિએ કહ્યું 'તું અન્યાયી રાજા છો—અન્યાય જે થયો છે તે જણાવું છું કે પૂર્વે સુભદ્રાનો પુત્ર અને બત્રીશ નારીનો સ્વામી અવંતિ સુકુમાર આ નગરમાં વસતો હતો. તેણે આર્યસુહસ્તિ આચાર્ય પાસેથી નલિનીગુલ્મ વિમાનનો અધિકાર, સુણતાં પૂર્વજન્મ સાંભરી આવતાં તે ગુરૂપાસે દીક્ષા લીધી. ધ્યાનસ્થ થઇ સ્મશાનમાં કાયોત્સર્ગ કરી રહેતાં તેના ત્રીજા ભવની વેરણ શિયાલણી થઇ હતી તેણે ત્યાં આવી એટલો બધો ઉપદ્રવ કીધો કે તેને અંતે આયુ પૂર્ણ થયું ને તે મરી નલિની વિમાનમાં દેવતા થયો. તેના મરણ પછી તેની બત્રીશ સ્રીમાંની એકે પુત્રને જન્મ આપ્યો. તે પુત્રે પિતાના મૃત્યુનું કારણ અને સ્થાન જાણી તે સ્થાને એક જિનપ્રાસાદ કરાવી તેમાં જિનમૂર્તિ સ્થાપી. તેના પછી ઘણો કાળ વીતિ ગયો અને કોઇએ તે જિનમૂર્તિના બિંબને ગોપવી–છૂપાવી રુદ્ર (શિવ)નું બિંબ રાખી જગા-

ધારી શરૂ કરી.' આ વાતની પ્રતીતિ કરાવવા (કલ્યાણમંદિર નામનું) સ્તવન ત્યાંજ રચી બોલતાં રૂદ્રનું બિંબ ફાટયું ને તેમાંથી પાર્શ્વનાથની મૂર્તિ પ્રકટ થઇ. આથી વિક્રમ પ્રતિબોધ પામ્યો. (આ વાત વિક્રમાંક ચરિતમાંથી લીધી છે), સાથે ગયું તીર્થ (અવંતિસુકુમાર-પ્રાસાદ) વાળ્યું-બંને શરત પૂરી થઇ-બાર વર્ષની અવધ ગઇ એટલે આચાર્ય ગચ્છમાં પુનઃસ્થાપિત થયા.

વળી એક વખતે સિદ્ધસેન બીજે સ્થળે જઇ આવી ઉજ્જયિનીમાં ફરી પધાર્યા. તેમનું નામ 'સર્વજ્ઞપુત્ર' પડયું હતું, પ્રવેશોત્સવ થતી વખતે વિક્રમ રાજા ફરવા જતા હતા ત્યાં સામા ગુરૂને દેખી 'સર્વજ્ઞપુત્ર' તરીકે ખાત્રી કરવા મનમાંજ વંદના કરી એટલે આચાર્યશ્રીએ 'ધર્મલાભ' આપ્યો. આથી રાજાએ આનંદિત થઇ એક કોટિ સુવર્ણ આપવા જણાવ્યું, નિષ્કંચન જૈન સાધુ કંચન નજ સ્વીકારે એટલે રાજાએ જિન પ્રાસાદ કરાવવા સંઘને તે દ્રવ્ય આપ્યું, અને તે બાબતની વિગત પ્રધાને રાજની વહીમાં નોંધી. ત્યાર પછી સભામાં રાજાએ આચાર્યને બોલાવી સત્કાર કર્યો. આચાર્યે તે વખતે જે શ્લોક રચી કહ્યા તેથી રાજા અતિસંતુષ્ટ થયો. પહેલા શ્લોકની કદરમાં ઉજ્જેણી નગરી આપી, બીજો સાંભળીને ઘોડા હાથી રત્ન સુવર્ણ અને મહેલ આપ્યાં, ત્રીજાની કિંમત તરીકે પોતાનાં અંગાભરણ કાઢી આપ્યાં. ચોથાની બદલીમાં ચામર છત્ર, પાંચમાથી આખું રાજ્ય અને છઠ્ઠા અને સાતમાના યુગ્મ શ્લોકથી રાજાએ પોતાની પાસે દેવાનું કંઇ નથી એટલે આચાર્યે કહ્યું કે શુદ્ધ સમ્યકત્વ અંગીકરવાથી અનૃણી થવાશે. સમ્યકત્વ શું તે કહી બતાવ્યું તેથી રાજાએ તે સ્વીકાર્યું. શંકાદિક દૂષણ જેવી રીતે અહીં (ઉજ્જેણીમાં) થયેલા બિંબરાજાએ તજ્યાં હતાં તેવી રીતે તજવાથી સમ્યકત્વ સચવાશે એમ આચાર્યે જણાવતાં તે રાજાનું વૃત્તાંત સાંભળવાની વિક્રમરાજાની ઇચ્છા આચાર્યે તૃપ્ત કરી.

અંતકથા.

બિંબ નામનો રાજા ઉજ્જેણિમાં પૂર્વે થયો. તેને બિંબા નામની પટ રાણી હતી. તેની સેવામાં શૂદ્ર નામનો મહાસુભટ હતો. એક વખતે એક

પરદેશી બ્રાહ્મણ ત્યાં આવ્યો. વૈશાખ શુદિ પૂર્ણિમા હતી. વિપ્રે ક્ષિપ્રા નદીમાં સ્નાન કરી લોકો હરસિધ માતાની પૂજા કરતા હતા ત્યાં આવી જણાવ્યું કે દેવિની ઉપાસના કરવી તે મૂર્ખતા છે, આથી હરસિધ કાલિકા દેવિએ કોપાયમાન થઈ તેનું મોઢું બે શૃંગવાળા હરિણનું કરી દીધું. હરિણમુખ વિપ્ર રાજા પાસે આવી કહેવા લાગ્યો કે ભોગાદિક દઇ દેવિને સંતુષ્ટ કરી મારા મુખની વિકૃતિ તું નહિ ટાળે તો હું આત્મઘાત કરી તને બ્રહ્મહત્યા આપીશ. શૂરવીરને કામ સોંપતાં તેણે તે માથે લીધું. આ જોવા રાણી પણ હઠથી રાજા સાથે આવી. દેવી સુભટનાં શસ્ત્ર ને બળ જોઇ ખળભળી અને વિપ્રનું પૂર્વજેવું મુખ કરી આપ્યું. રાજાએ ધર્મઘોષ સૂરિના ઉપદેશથી સમ્યક્ત્વ લીધું. રાણી બિંબા એક વખત દેવીનું અદ્દ્ભુત સ્વરૂપ જોઇ તેમની પાસે પોતાને બેસારવા દેવિ પાસે યાચના કરી. કાળિકા દેવીએ કહ્યું કે તારો ભર્તાર છે તેની પંકિતમાં બેસવું એ સ્ત્રીને યોગ્ય છે. રાણીએ કહ્યું મારો ભર્તાર હું આપને આપું છું. આ પછી કાળિકા અને હરસિધ દેવિએ કબુલ કર્યું કે બિંબરાજા અમને મળશે તો બિંબારાણી અમારી પંક્તિમાં બેસશે. કાળીએ રાજાપર મોટો મંત્ર મૂકયો પણ તે સમ્યક્ત્વધારી હતો તેથી તેને ભેદી શકયો નહિ. કાળીએ તેનું સમ્યક્ત્વ દૂષિત કર્યા વગર તેનું અંગ ભેદાશે નહિ, એવો વિચાર કરી દાસીનું રૂપ લીધું. રાજા સુતો હતો ત્યાં તેના પગ ચાંપવા લાગી. રાજાને સંદેહ થયો કે સમ્યક્ત્વ સાચું હશે કે જૂઠું. આ વાત દેવીએ જાણી એટલે રાજાપર સુગંધી જળનું સિંચન કર્યું. સવારે રાજા ઉઠયો એટલે દેવીએ તેનાપર જગભેદક મંત્ર મૂકયો કે જે તેના મુખમાર્ગે અંગમાં પેઠો. દેવી સ્વસ્થાનકે ગઇ, રાણી મહેલમાં રહી. નૃપના શરીરે રોગ ઉપન્યા—વ્યાધિ વધી ગઇ. શુદ્ર અને રાજા સ્ત્રીનો વિશ્વાસ કરે તે ગમાર છે એવી વાતો કરતા હતા ત્યાં એક સ્ત્રીનો રડવાનો સ્વર સંભળાયો. શુદ્ર જાઇને પૂછતાં તેણીએ જણાવ્યું કે હું નૃપને હિતકારી અધિષ્ઠાયિકા દેવિ છું અને નૃપ મરશે તેથી હું રૂદન કરૂં છું. શુદ્રે રાજા ન મરે તેનો ઉપાય પૂછ્યો. દેવીએ જણાવ્યું કે રત્નાગિરિ ગામમાં એક પર્વત છે ત્યાં ત્રિનેત્ર સુરનો વાસ છે અને ત્યાં એક

વજ્રપેટી છે તે તું પ્રભાત થયા પહેલાં લઇ આવી તેમાં રાજાને પૂર તો રાજાને કોઇપણ મારી ન શકે. શુદ્ર તે પર્વતે તુરતજ જઈ તે સુર પાસે તે પેટી માગી એટલે તે સુરે કહ્યું કે જો તું સિદ્ધવડ જઇ તે પરનું તેલિકાનું શબ લઇ આવે તો હું વજ્રપેટી આપું. શુદ્ર સિદ્ધવડ જઇ તે શબ લેવા જાય કે શબ એક ડાળેથી બીજી ડાળે જાય પણ પકડાય નહિ, આથી શુદ્રે આખો વડજ ઉપાડી ત્રિનેત્ર સુરની પાસે મૂક્યો. આ વીરત્વથી રંજિત થઇ સુરે જણાવ્યું કે સમ્યકત્વમાં શંકા કરી તેથી રાજા પર મહાકષ્ટ આવ્યું અને તેથી આપવાનું મન નથી થતું છતાં હું સમકિત ધારી છું—અને રાજા પણ હતો—અને તે સ્વધર્મી ભાઇનું જીવિત ટકે છે તે હેતુથી હું તને વજ્રપેટિ આપું છું. શુદ્રે તે પેટી લઇ તેમાં રાજાને ઘાલી તાળું વાસ્યું. મંત્ર પેટીમાં રહી શક્યો નહિ અને નૃપનું અંગ સમાધિરૂપ થયું. આથી દેવી કોપી ઉગ્ર સ્વરૂપે સપ-રિવાર યુદ્ધ કરવા આવી. શુદ્ર વીર સામો થયો. તુમુલ યુદ્ધમાં શુદ્રે દેવીનાં વસ્ત્ર ભોંયપર નાંખ્યાં એટલે દેવી ખિસિયાણી પડી તેના વીરત્વને પ્રશંસી તેને વર માગવા કહ્યું. બિંબરાજાને વિજયી કરો એ માગતાં તથાસ્તુ કહી દેવી ચાલી ગઇ. પ્રભાત થતાં પેટીમાંથી રાજાને કાઢતાં રાજાનું શરીર દિવ્ય અને નિરોગ થયું. રાજા પછી સમ્યકત્વ દૃઢપણે પાળી આયુષ્ય પુરૂં થતાં સદ્‌ગતિ પામ્યો. આ રીતે આડ કથા પૂરી થઇ.

વિક્રમરાજાએ આ જાણી ગુરૂની પાસેજ સમ્યકત્વ લીધું અને તેથી, સંઘભક્તિ, મહોત્સવ, ધર્મનો ઉદ્યોત કરવા લાગ્યો. રાજસભાપર સિદ્ધસેન સૂરિએ અતિ પ્રભાવ પાડ્યો. તેમાં રૂપચંદ કુમારે પોતાનું આ-યુષ્ય પૂછ્યું ત્યારે સૂરિએ આવતી કાલે કહેશું એમ જણાવ્યું. બીજે દિને રાજસભામાં સંઘ સમક્ષ સૂરિએ આવી દેશના આપી. સંસારની અસા-રતા, મનુષ્યભવની દુર્લભતા, અજ્ઞાની જીવનાં કર્મો અને સંસારમાં પરિભ્રમણ, મૃત્યુ પાસે સર્વની અધીનતા, ( કબીરની વાણીનો ઉત્ક્ષે-પ—અત્ર સમય વિરોધ આવે છે અને સાથે કવિનો તે સાથે પરિ-ચય પણ દર્શાવે છે. ) વગેરે પર વિવેચન કર્યું. રૂપચંદનું મન ભીંજાયું

અને તેણે ઉઠી પોતાના આયુષ્યની મર્યાદા ગુરૂને પૂછી. ગુરૂએ છ માસ કહ્યા એટલે કુમારે ટુંક અવધિ જીવનની વિચારી દીક્ષા આપવાની ગુરૂને વિનતિ કરી. ગુરૂએ કહ્યું 'માતપિતાનો આદેશ લઈ આવો !' કુમારે માતપિતાનો આદેશ માગતાં તેઓ મૂર્છા પામી ધરણીપર ઢળી પડયાં. ભાઇ ભાભીઓ બ્હેન વગેરે રૂદન કરવા લાગ્યાં.

કુમારે બાપ પને સંસારની વિચિત્રતા, સંસાર પ્રીતિની ક્ષણિકતા સમજાવી, પછી માત પિતાએ ત્રણ નારની કંઇ સંભાળ લેવા અને તેના તરફ નજર કરવા કુમારને કહ્યું ત્યારે કુમારે કહ્યું કે 'તે પ્રત્યેનો પ્રેમ આ સંસારના ભ્રમણમાં વધુ ને વધુ નાંખનાર છે. આયુષ્ય થોડું છે તો પરભવ કંઇ મિત્રરૂપે આશ્રય આપનારૂં લઇ જવાય એટલે ધર્મ આદરાય તોજ જીવનનું સાફલ્ય છે.' કુમારે પછી ત્રણે સ્ત્રીઓને દિલાસો આપી સંયમ દોહિલો છતાં ભવતારક છે એમ સમજાવી પોતાનો દઢ નિશ્ચય વ્યક્ત કર્યો. પછી ભૂપ પાસે જઇ બધી વાત કહી સંયમ લેવાનો અભિગ્રહ જણાવતાં રાજાએ સંયમોત્સવ મહાડંબર સહિત કરવાનું આદર્યું. આખા શહેરમાં દીક્ષા-ઉત્સવનો પડહ વજડાવ્યો. કુમાર સાથે બીજા પાંચ વ્યવહારી-વણિકોએ સંસારત્યાગ-વૈરાગ્ય સ્વીકાર્યો. તે સર્વને સ્નાન કરાવી વિવિધ સુવસ્ત્ર પહેરાવી રત્નજડિત રાજ પાલખીમાં કુંવરને બેસાડી નગરમાં ફેરવ્યા. આજુબાજુ ચામર વીંઝાતા હતા, ઉપર છત્ર શોભી રહ્યું હતું, પુષ્કળ લોક સંગાથે ચાલતા હતા. તેમાં કુમારના પિતા ધનદત્ત શાહ અને સસરા સોમદેવ શાહ, કનોજરાજ ગુણચંદ્ર હતા. છેવટે સર્વ વસ્ત્ર, રજ પાસન વગેરે લઈ કુમારે દીક્ષા લીધી. સાથે તેની ત્રણે સ્ત્રીઓએ પણ અને પાંચ વણિકોએ પણ દીક્ષા લીધી. આવી રીતે સંયમ લઇ તે નિર્વેદવાન પ્રચંડ શાસ્ત્રાધ્યયન, ચારિત્રપાલન, કરવા લાગ્યા.

એક દિવસે સિદ્ધસેન સૂરિ ઉપદેશ આપે છે ;ને વિક્રમ રાજા સાંભળે છે-તેમાં સૂરિએ શત્રુંજયતીર્થનું માહાત્મ્ય કહ્યું; તેની યાત્રા કરવાથી શું પુન્ય થાય છે તે જણાવ્યું. રાજાએ તેથી સંઘ લઇ યાત્રા કરવાનો નિશ્ચય કરી સાથે ચાર સેના, સત્તર લાખ સુશ્રાવક, સિદ્ધસેન સૂરિ પાંચ હજાર મુનિઓ, વગેરેને લઇ સંઘપતિનું તિલક કરી શુભ

મુહૂર્તે શત્રુંજયતીર્થની યાત્રા કરવા સંઘ સાથે લીધો. તેમાં ૬૯૦૦ સંઘપતિઓ હતા, અઢાર લાખ ઘોડા, બોતેર હજાર હાથી હતા. ઠેકાણે ઠેકાણે દેવાલય બંધાવ્યાં અને પ્રતિષ્ઠા કરી. સંઘ ચાલ્યો. દરેક સ્થળે તેની સારી સેવા થઇ. કેટલાક દિવસે વિમલગિરિ-શત્રુંજયનાં દર્શન કર્યાં. મુક્તાફળ અને સુવર્ણનાં ફૂલથી ઋષભદેવને વધાવ્યા. સ્નાત્ર મહોત્સવ, સત્તરભેદી પૂજા વગેરે કરી જિનમંદિરપર મહાધ્વજા આરોપી પુણ્ય ઉપાર્જન કરી રાજાએ મહત્ કીર્તિ સાધી.

મુનિવર રૂપચંદે સકલ જીવને ખમાવી શુદ્ધ હૃદયના પરિણામે આરાધના કરી સર્વ દુષ્કૃત્યોની આલોચના કરી ચતુઃશરણને આદરી -એ રીતે સાત દિવસ સુધી મનશુદ્ધિથી સંલેખના પાળી આયુ પૂરણ કર્યું અને તે સ્વર્ગે સિધાવ્યા. થોડાભવમાં તે મુક્તિને વરશે. રાજા આ મુનિનો નિર્વાણ મહોત્સવ વિમલગિરિપર કરી સંઘને લઇ ગિરનારપર નેમિનાથજીનાં દર્શન-યાત્રા કરવા પરવર્યો. ત્યાં પૂજા ભક્તિ કરી સંઘસહિત નિજનગરીએ રાજા આવ્યો, ધર્મ ઉદ્યોતનાં કાર્ય કરી પ્રતાપી રાજ્ય ચલાવી વિક્રમ સ્વર્ગસ્થ થયો. રૂપચંદની ત્રણ સ્ત્રીઓએ સાધ્વી તરીકે શુદ્ધ સંયમ પાળી જીવન પૂર્ણ થયે સુગતિ સાધી. ( વિક્રમ અને સિદ્ધસેન દિવાકર સબંધી વિશેષમાં પ્રબંધ ચિંતામણિ, ચતુર્વિંશતિ પ્રબંધ, પ્રભાવક ચરિત્ર વગેરે જોવાં. )

આ પ્રમાણે શ્રવણસુધારસ નામનો રૂપચંદકુમારનો રાસ કવિએ ઉલ્હાસથી પૂર્ણ કર્યો.

**નલદમયંતી** રાસનો સાર **સાક્ષરશ્રી ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરીએ** ઉપોદ્ઘાતમાં આપ્યો છે તેથી તેનો પુનરાવતાર કરવાની જરૂર નથી. તેમજ **શત્રુંજયઉદ્ધાર રાસતો** પોતેજ સાર રૂપ હોવાથી તેના સારની આવશ્યકતા જણાઇ નથી.

**ઉપસંહાર.**

આ રીતે ઇ. સનના સત્તરમા સૈકામાં અને વિક્રમ શતક અઢારમામાં થયેલા-જૈનેતર ગૂર્જર કવિઓ નામે અખો, પ્રેમાનંદ અને

શામળના પૂરોગામી કવિવર નયસુંદર નામના જૈન કવિસંબંધી ઉપ-યુક્ત બાબતો બની શકી તેટલી અવકાશ આદિના પ્રમાણમાં નોંધી છે. આવા સુંદર કવિની કૃતિઓ ચુંટી પ્રકટ કરવા માટે સ્વ૦ શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડના સંચાલકોને ધન્યવાદ ઘટે છે અને તેમને ભલામણ છે કે હવે પછી તેઓ આ કવિની અપ્રકટ કૃતિઓ તેમજ બીજા સમર્થ કવિવરો–ઋષભદાસ, સમયસુંદર, સહજસુંદરાદિની કૃતિઓ પ્રકટ કરશે. અંતે એ ઇચ્છીશું કે સાક્ષરશ્રી રણછોડભાઇ ઉદયરામે ચતુર્થ સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે જે ખેદની વાત જણાવી હતી કે બ્રાહ્મણ અને જૈન વચ્ચેના "ધર્મવિરોધનો સારો પરિણામ એ આવ્યો કે જેથી ભાષા સાહિત્યના ગ્રંથોની સંખ્યામાં સારો વધારો થયો."; ખેદની વાત એ છે કે એક માર્ગના પંથિઓ બીજા માર્ગના ગ્રંથોનું ગ્રહણ કરતા નથી" એ ખેદની વાત દૂર થઇ જૈન–અજૈન બંને એક બીજાના ગ્રંથોનું સમભાવે ગ્રહણ કરી ગુર્જર સાહિત્યના કલ્યાણના નિમિત્તભૂત થાઓ.

| | |
|---|---|
| વિજયાદશમી.<br>વિ. સં. ૧૯૭૩ પ્રિન્સેસસ્ટ્રીટ<br>મુંબઇ. | મોહનલાલ દલીચંદ દેશાઇ<br>બી. એ. એલ્ એલ્ બી. |



# શુદ્ધિપત્રક.



[ મને પ્રાપ્ત થયેલ હસ્તપ્રતો પરથી તેમજ વાંચનદ્વારા જે કંઇ શુદ્ધિઓ, યા પાઠાંતર, મૂલમાં સુધારા વધારા કરવા યોગ્ય જણાયેલ છે તે પૈકી કેટલાક અત્ર નોંધવામાં આવે છેઃ–મો. દ. દેશાઈ. ]

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૦ | ફુટનોટ | તરતારને | તરવારને |
| ૫૯ | ,, | રાખી મૂકી | સંતાડી મૂકી |
| ૮૭ | ૨૪ | कथं मुद्धसितं | कथमुद्धसितं |
| ૮૭ | ૨૫ | आघ्राणि | आम्राणि |
| ૮૮ | ૧૩ | विगताकारं | विगताकार |
| ,, | ૧૫ | મંદાક્રાંતા | મંદાક્રાંતા |
| ૯૪ | ૧૦ ને ૧૧ વચ્ચે મૂકો–દોસી મહાજન | | |
| ૯૫ | ૪ ને ૫ વચ્ચે મૂકો–રૂડીયા મહાજન | | |
| ,, | ૧૦ ને ૧૧ વચ્ચે મૂકો–વલીયાર મહાજન | | |
| ,, | ૧૯ ને ૨૦ વચ્ચે મૂકો–ગાંધી મહાજન | | |
| ,, | ૨૩ ને ૨૪ વચ્ચે મૂકો–સુતરીઆ મહાજન | | |
| ૧૦૧ | ૧૬ ખોટો ઉત્તર આપે–તેનું પાઠાંતર–પૂછ્યો ઉત્તર ન આપે. | | |
| ૧૦૨ | ૭ ને ૮ વચ્ચે ઉમેરો ખેતઃ— ગાદર જહિર દાનત, પિદર બાગ્યાર કરેસિ; પાતસાહ મીમ કર દન દિરી આદરત મિશની. | | |
| ૧૦૮ | ૧૨ | પાડી | પીડા |
| ૧૧૦ | ૧ | અમ્દે | " અમ્દે |
| ,, | ૨૫ | સદી | " સદી |
| ૧૧૧ | ૨૪ | स्वस्तिदानो रजोदानो | स्वस्तिदानं रजोदानं |
| ,, | ૨૪ | विपाञ्जितम् | विपाञ्जिते |
| ,, | ૨૫ | अनुरुद्दचहस्ने | अनुरुद्दहस्तदत्त |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૧૩ | ૨૦ | ગતિ | કુગતિ |
| ૧૧૪ | ૨૫ | અશ્વપતિ | અથ પતિ |
| ૧૧૫ | ૨૩ | સુલતાન | સુરતાણુ |
| ૧૧૭ | ૨૨ | ઉપરાંત | ઊફરૂં [=ઉપરાંત] |
| ૧૧૮ | ૧૮ | ગ્રામ | ગ્રાસ |
| ૧૧૯ | ૨૦ | ન સાથ | અનુસાથ |
| ૧૨૦ | ૧ | શતસેન | શૂરસેન |
| ૧૨૧ | ૧૭ | હત્યા | હલ્યા |
| ૧૨૨ | ૪ | गेहेहि | गेहेहि कारिहि |
| ૧૩૦ | ૩ | સ્તવતાં | તુવતાં [=સ્તવતાં] |
| ૧૩૫ | ૧૬ | सकृदुच्चरिते | सकृदुच्चरितं |
| ૧૪૭ | ૨ | चित्तनं | पत्तनं |
| ,, | ૮ | निर्मासयंति | निर्भर्त्सयंति |

૧૫૩ ૨૦ ને ૨૧ વચ્ચે ઉમેરોઃ—

यदुक्तं श्रीसिद्धांते-

असंखयं जीविय मा पमाए-जरा०

| | | | |
|---|---|---|---|
| ૧૫૯ | ૨ | સમ | કુણ |
| ,, | ૪ | નવરસમયી | નવમા રસમાંહિ |
| ૧૬૪ | ૯ | સરસ | સહસ [=હજાર] |
| ૧૭૧ | ૧૧ | સમાવિયું | શમાવિયું |
| ૧૭૪ | ૧૫ | એક નલ | પુણ્ય શ્લોક નલ. |



# નવીન અંકો.

| અંક. | નામ. | કિમ્મત. |
| --- | --- | --- |
| ૪૪. | શ્રી પિંડનિર્યુક્તિ વૃત્તિઃ—મહત્ શીલાસોફર શ્રીમન્મલયગિરિ કૃત વૃતિયુતમ્ ... ... ... ... ... | ૧-૮-૦ |
| ૪૫. | શ્રી ધર્મસંગ્રહ-ઉત્તરાર્દ્ધ—શ્રીમાન્માન વિજય પ્રણીત, ન્યાયાચાર્ય શ્રીયશોવિજય કૃત ટિપ્પણી સમેત,- આમાં શ્રીયશોવિજયજીના પોતાના હસ્તાક્ષરની બે પ્રતિકૃતિયો આપવામાં આવી છે. ... ... ... | ૧-૪-૦ |
| ૪૬. | શ્રીઉપમિતિભવપ્રપંચાકથા—શ્રીમાન્ સિદ્ધર્ષિ સાધુ પ્રણીત-પૂર્વાર્દ્ધમ્.—આમાં જીવોના હિતાર્થે કથારૂપે ભવજાળ-ભવપ્રપંચને સારી રીતે ઘટાવવામાં આવ્યો છે. | ૨-૦-૦ |

# The Late Sheth Devchand Lalbhai Javeri.

Born 1853 A. D. Surat. | Died 1906 A. D. Bombay



## श्रेष्ठी देवचंद लालभाई जव्हेरी.

| जन्म १९०९ वैक्रमाब्दे. | निर्याणम् १९६२ वैक्रमाब्दे. |
| --- | --- |
| कार्तिकशुक्लैकादश्यां, सूर्यपुरे. | पौषकृष्णतृतीयायाम्, मुम्बय्याम्. |

શેઠ દેવચંદ લાલભાઇ જૈનપુસ્તકોદ્ધાર ગ્રંથાંકે—
વાચક શ્રીનયસુંદર વિરચિત—

# રૂપચંદકુંવરરાસ.

## મંગલાચરણ.

(अनुष्टुप् छंद.)

[1]अर्हत्सिद्ध [2]गणेंद्रोपाध्याय साधूंश्च शारदाम्
गुरुंप्रणम्य सद्रूप–चंद्ररासं तनोम्यहम् ॥ १ ॥
[3]शृङ्गार हास्य करुणाद्भुतवीर भयानका :
रौद्रविभत्सशांताश्चे दिमैनवरसैर्युतम् ॥ २ ॥

(વસ્તુ છંદ.)

આદિ જિનવર આદિ જિનવર અજિત અરિહંત,
સંભવ અભિનંદન સુમતિ પ્રભ્રમભ સુપાસ [4]સસિપહ,
સુવિધિ શીતળ શ્રેયાંસજિન વાસુપૂજ્ય જગગુરૂ વિમલ તહ;
અનંત ધરમ શાંતિ કુંથુ અર મલ્લિ મુનિસુવ્રતસ્વામિ,
નમિ નેમિ પાસ વીરજિણુ, વંદું [5]વાંછિત કામિ. ૧
સિરિ સીમંધર (૨) [6]પમુહ જિણવીશ,
વિહરમાનવંદું વિધિં સકલ સિદ્ધિ [7]સન્નિધિપાઉં,

૧, અરિહંત. ૨, આચાર્ય. ૩, શૃંગાર રસ, હાસ્ય રસ, કરૂણા રસ, અદ્દ્ભુત રસ, વીર રસ, ભયાનક રસ, રૌદ્ર રસ, બિભત્સ રસ, અને શાંત રસ આ નવ રસ છે. ૪, ચંદ્રપ્રભ. ૫, ઇચ્છા પૂર્ણ કરનાર. ૬, પ્રમુખ. ૭, નજીક.

[1]અચળ [2]અનાદિ [3]અનંત ગુણ [4]ગુણાતીત [5]નિર્લેપ ધ્યાઉં;
આચારિજ ઉવજઝાય તિમ સર્વ સાધુ ગુણવંત,
નમું પંચ પરમેષ્ઠિ એ ભક્તિભાવે ભગવંત. ૨
પુંડરીકહ પુંડરીકહ [6]પમુહ ગણધાર,
ચૌદહસેં બાવન્ન સવિ લબ્ધિ સિદ્ધિમહિમા મણોહર,
ગૌતમસ્વામિ ગુણનિલો [7]પઢમ સીસ સિરિ વીરજિણવર;
તૂઠો સેવકને દિયે [8]અવિચળ આઠે સિદ્ધિ,
સો ગોયમગુરૂરાજ મુજ આપો [9]અવિરલ બુદ્ધિ. ૩
સબળ સમરથ સબળ સમરથ સકળ જે શક્તિ,
[10]પઉમાવઈ ચક્કેસરી પમુહ દેવી [11]દુરિતાપહારિણી,
જિનશાસનેં જાગતી ઋદ્ધિવૃદ્ધિ સવિ સુખકારિણી;
ધીર [થીર] ચિત્તેં ધંધો ત્યજી [12]ધવળ ધરૂં તસ ધ્યાન,
ધાતા ધૂઅ ધીદાયકા [13]ધૂર ગાઉં ગુણગાન. ૪

( ચોપાઈ છંદ. )

જિનપતિમુખપંકજ ભારતી, સા સામિણી વંદું ભારતી;
[14]વિષમ વિયોગ કષ્ટ વારતી, ભવસમુદ્ર [15]હેલાં તારતી. ૧
બ્રહ્માણી વાણિ સરસતી, નમો નમો શ્રી વિદ્યા સતી;
[16]વિશ્વેશ્વરી સાંભળ વીનતી, અવિચળ વચન આપ ભગવતી. ૨
બ્રહ્મજ્ઞાની યોગી યતી, આરાધે વંદે એક ચિતી;
જો તું તેહને [17]તૂઠી રતી, તો તે સિદ્ધ થયા મહામતી. ૩
જેણે તું સેવી [18]શાસ્વતી, તે સહિ પામ્યા [19]પંચમગતી;

---

૧, ન ચળે એવા. ૨, આદિ રહિત. ૩, અંત રહિત. ૪ ત્રિગુણથી અતીત થયેલ. ૫, લેપ રહિત. ૬ આદિ–વગેરે. ૭ પહેલા. ૮ ન ચળે એવી. ૯ બહુજ. ૧૦ પદ્માવતી. ૧૧ પાપ નાશ કરનારી. ૧૨ ઉજવલ. નિર્મલ. ૧૩ શરૂવાતમાં. ૧૪ કઢંગા–અઘરા. ૧૫ સહેજમાં. ૧૬ વિશ્વની ધણીઆણી. ૧૭ એક રતિભર તુષ્ટમાન થઈ તો. ૧૮ હમેશાં. ૧૯ મોક્ષ.

જે તુજ નવિ માને[1] દુર્મતી, તે લહે[2] દીન દંડ દુર્ગતી. ૪
સેવક પ્રતે સદા પાળતી, વિષમ[3] વેગે [4]આપદ ટાળતી;
[5]હંસાસણી [6]ગજગતિ ચાલતી, હીંડે [7]ત્રણે ભુવન મ્હાલતી. ૫
[8]દક્ષિણ કર પુસ્તક છાજતી, કમળ કમંડળ કરી [9]રાજતી;
[10]વાએ વીણ મધુર મલપતી, સેવ કરે [11]સુર નર ભૂપતી. ૬
[12]વડ મહિમા [13]મહિયળ ગાજતી, ભક્તતણી [14]ભાવઠ ભાજતી;
[15]અશુભ વર્ણ–માળા માંજતી, [16]નિર્મળ જ્ઞાનદૃષ્ટિ આંજતી. ૭
જયકારી યોગિની જાગતી, સફળ કરો સેવક વીનતી;
આપી સકળ વાણિ સરસ્વતી, મુજ મુખ વસિ અમૃત વરસતી. ૮
સેવકતણા હૃદય ઠારતી, [17]દુર્જ્જન-મદ હેલાં વારતી;
[18]હરતી અરિ કલ્મષ આરતી, મંગળમાળા [19]વિસ્તારતી. ૯

---

૧ નઠારી બુદ્ધિવાળા. ૨ નઠારીગતિનો દંડ તે કંગાલો મેળવે છે. ૩ ઝટપટથી. ૪ દુઃખ–કષ્ટ–વિપત્તિ. ૫ હંસની ઉપર સ્વારી કરનારી. ૬ હાથણીની પેઠે મધુરી સુંદર ચાલ ચાલતી. ૭ સ્વર્ગ મૃત્યુ પાતાલ. ૮ જમણા હાથમાં. ૯ શોભતી, ૧૦ વીણા (સરસ્વતિવીણા) બજાવે છે. ૧૧ દેવો, મનુષ્યો અને રાજાઓ. ૧૨ મોટો. ૧૩ પૃથ્વીમાં. ૧૪ પીડા નાશ કરતી–હરકત હરતી. ૧૫ નઠારા દધ અક્ષરો–'હ ઝ ધ ર ધ ભ ખ ન' અથવા અપશબ્દો અંધ–પંગુ–બધિર–નિરસ–અર્થશૂન્ય–પંથવિરોધી અપ્રિય કર્ણકટુ–અર્થવિરોધી–બૂઠાલંકારવાળા–મૃતકાદિથી અપમાન રૂપ થનારી વર્ણ–અક્ષરપંક્તિ આદિને માંજી–સાફ કરી નાખતી. ૧૬ મિથ્યાત્વતિમિર રોગથી પકડાયલી આંખ્યોથી સત્યવસ્તુનું યથાર્થજ્ઞાન. ન થતું હોય. તેની નજરમાં યથાર્થ સિદ્ધાંજન આંજવાથી નજર નિર્મળ–રોગરહિત–તત્ત્વજ્ઞાન સહિત થાય છે. ૧૭ દુષ્ટ નિંદકોનો અહંકાર સહેજમાં દૂર કરતી. ૧૮ શત્રુ–પાપ–મેલ અને ચિંતાને દૂર કરતી. ૧૯ ફેલાવતી.

પ્હેલી ગાથાથી નવમી ગાથા લગી એકજ પ્રકારના પ્રાસ મેળવી કવિયે પોતાની બુદ્ધિની ચમત્કૃતિ બતાવી છે.

માત મયા કરી મુજને ઘણી, કર સુદૃષ્ટિ હવે સેવક ભણી;
સુવચન સરસ સુવિદ્યા આપ, [1]વિબુધમાંહિ મોટો કરિ થાપ. ૧૦
સરસતિ તૂઠી આપે રાજ, સરસતિ [2]સંપૂરે સવિ કાજ;
જેહને મુખ સરસતિનો વાસ, તેહના [3]સુર માનવ સવિ દાસ.૧૧
સરસતિ માને ઇંદ્ર [4]દિણેંદ્ર, હરિ હર બ્રહ્મ ચંદ્ર [5]નાગેંદ્ર;
[6]ષટ્ દર્શન સરસતિ ગુણ ગાય, સઘળે વ્યાપી સરસતિ માય.૧૨
સરસતિ વિના ન દીસે કોય, જો જો જાણ ચતુર જે હોય;
વિણ સરસતિ કો વયણ મ ભાખ, સૂત્ર ભગવતિમાંહે સાખ. ૧૩
અક્ષર નમો બંભીએ લિવી, તિહાં એ ધુરિ [7]સૂઅદેવી કવી;
વીતરાગની વાણિ સાર, એક ચિત્તે ઓળગું ઉદાર. ૧૪
ચૌદે પૂરવ અંગ અગ્યાર, બાર ઉપાંગ મૂલસૂત્ર ચાર;
પ્રવર પ્રકીર્ણક છેદ વિચાર, ટીકા ચૂર્ણિ ન લાભે પાર. ૧૫
સૂત્ર અર્થ જે અછે અનંત, તે પણ સકળ ગમ્ય ભગવંત;
પ્રકરણ સાર સરસ સંબંધ, ચિત્ર ચરિત્ર અનેક પ્રબંધ. ૧૬
વદ છંદ વ્યાકરણ પુરાણ, ધર્મ-શાસ્ત્ર સાહિત્ય સુજાણ;
લક્ષણ તર્ક નિઘંટુ અપાર, નાટક શાટક ને અલંકાર. ૧૭
આગમ નિગમ ગ્રંથ સુવિશેષ, જ્યોતિષશાસ્ત્ર ગણિત નિઃશેષ;
પિંગળ ગીત ભરહના ભેદ, લિપિ અષ્ટાદશ આયુર્વેદ. ૧૮
ષટ્ ભાષા વિદ્યા નવનવી, મંત્ર યંત્ર કલ્પ માનવી;
સકળ શાસ્ત્ર ભારતી-ભંડાર, તે વિણ કિણે ન લાધો પાર. ૧૯
શબ્દ નથી કો [8]શારદ વિના, સકળ ગ્રંથ શારદ-સ્થાપના;
જેહને તૂઠી [9]વાણિમાત, [10]તિહું ભુવને તે થયો વિખ્યાત. ૨૦

---

૧ પંડિત. ૨ સર્વ કાર્ય પૂર્ણ કરે. ૩ દેવો માનવો વગેરે બધા જે વિદ્વાન હોય તેના સેવા કરનારા થાય છે; કેમકે જગતમાં વિદ્યાનું મહા માન છે. ૪ સૂર્ય. ૫ વાસુકી સાપ વગેરે. ૬ જૈન-બૌદ્ધ-શૈવ-ચાર્વાક-વેદાંત-સાંખ્ય. ૭ શ્રુતદેવી. ૮ સરસ્વતિ વગર. ૯ સરસ્વતિ. ૧૦ સ્વર્ગ, મૃત્યુ, પાતાળ.

માતા મુને મયા ઉદ્ધારિ, [1]કુવચન-કઠિન-કુબોલ નિવારિ;
આવી મુજ મુખ કરો નિવાસ, પૂરો માહરા મનની આશ. ૨૧
રૂપચંદ ગુણવંત કુમાર, વિલસી ભોગ તજ્યો સંસાર;
બોલું સરસ તેહનો રાસ, એહવો મુજ મન થયો ઉલ્હાસ. ૨૨
સુપ્રસન્ન જો થાઓ માત, તો હું તેહનો કહું અવદાત;
રખે માય [2]પણ અધવિચ રહે, તો તૂહી શારદ ઈમ કહે. ૨૩
માંગ વચ્છ વર તૂહી આજ, તાહરાં સકળ સીઝશી કાજ;
તાહરે વદન કર્યો મેં વાસ, રચજે [3]શ્રવણ-સુધારસ રાસ. ૨૪
[4]અભિનવ [5]સરસ કથા-કલ્લોલ, [6]વેધક મુખમંડણ તંબોળ;
બોલેબોલ સકળ નિર્મળા, આપી [7]વિબુધરંજની કળા. ૨૫
પામી સરસતીમાયપસાય, હવે પ્રણમું શ્રી ગુરૂના પાય;
ગુરૂવિણ કુણ દેખાડે માગ, ગુરૂવિણ કિશું ન લહિયે લાગ.૨૬
ગુરૂદીવો ગુરૂ[8] દિણયર સમો, તે સહિ ગુરૂને સુંદર નમો;
શિવરૂઠે ગુરૂ ત્રાતા હોય, ગુરૂરૂઠે ત્રાતા નહિ કોય. ૨૭
માય બાપ તે સહિ ગુરૂ સોય, બંધુ મિત્ર પ્રિયંકર જોય;
[9]ત્રાણશરણ ગતિમતિ ગુરૂરાજ, ગુરૂ ગિરૂવા સારે સવિ કાજ. ૨૮

---

૧ નઠારાં વાક્યો-અપશબ્દાદિ. કઠિન કોઇની લાગણી દુભાય તેવા-કુબોલ-જુઠા બોલ-અયુક્ત વચન. ૨ રાસ પૂરો કરવાની પ્રતિજ્ઞા છે તે કોઇ વિઘ્ન નડતાં અધવચ અટકી પડી મનની હુંશ મનમાંજ રહે તો તું તુષ્ટમાન થયાનું ઉપહાસ્ય થાય માટે આશા પૂર્ણ કરજે. ૩ કાનને અમૃત જેવો મીઠો લાગે તેવો રાસ. ૪ નવીન પ્રકારનો. ૫ નવે રસથી ભરપૂર-શૃંગાર-હાસ્ય-કરૂણા-રૌદ્ર-બિભત્સ-અદ્ભુત-શાંત-વીર-ભયાનક-એ નવ. ૬ જે મનુષ્યો રસ અલંકાર ભાષાભેદ-ઉક્તિ-ધ્વનિ-વ્યંગાર્થ આદિને સમજનારા અને મર્મવચનોની માધુરીમાં રસબસ થનારા છે તે મનુષ્યોના મુખને તંબોલની પેરે શોભાવનાર નીવડે તેવો રાસ. ૭ પંડિતોનું મનરંજન કરવાની કળા. ૮ સૂર્ય. ૯ શરણે આવેલાને બચાવનાર.

ગુરૂવિણુ જીવ કુગતિ રડવડે, ગુરૂથી ઉંચી પદવી ચડે;
 કેશીગુરૂ પ્રદેશીભૂપ, જિમ પડતો રાખ્યો ભવકૂપ. ૨૯
જેણે બાળપણાથી પૂરે, માઈ પ્રમુખ ભણાવ્યા ગુરે;
 જેણે જૈનતણી દેઇ દીખ, ઉત્તમ ધર્મ શિખાવ્યાં શીખ. ૩૦
જેણે દીધું સમકિતદાન, જેણે ભણાવ્યાં ગ્રંથજ્ઞાન;
 જેણે શીખવ્યા વિનય વિચાર, જેહતણો મોટો ઉપકાર. ૩૧
તે ગુરૂપય નિત ધોઈ પીજિયે, તોય ઉસીકળ નહિ થીજિયે;
 હું છું મૂઢ માનવીબાળ, સુપ્રસન્ન હો સુગુરૂ દયાળ. ૩૨
કર્મ પાપને દૂરે કરે, શ્રી અરિહંત ધ્યાન મન ધરે;
 [1]ભાવના બારે ભાવે સદા, સ્તવે એક જિનવર–ગુણ મુદા. ૩૩
મેઘતણી પરે વરસે વાણિ, રૂપ પુરંદર ગુણમણિ ખાણિ;
 ગુણમંડણ સંયમી સુજાણ, નિત આરાધે જિનવર આણ. ૩૪
પદ પઢમક્ષર ઉત્તમ નામ, તે સહિ ગુરૂને કરિ પ્રણામ;
 લહિ પ્રસાદ સૂધો સર્વનો, મ્હેલી બોલ સકળ ગર્વનો. ૩૫
આગે કવિજન હુઆ અપાર, તે સર્વેને કરી [2]જુહાર;
 વિબુધ સંત જાણી ઉપકાર, કૂડું હોય ત્યાં કરજો [3]સાર. ૩૬
કવિત કવિત કરી સહુકો કહે, [4]કવિતભાવ તો વિરલા લહે;
 [5]સોઇ કવિત જેણે દુશ્મિન દહે,–પંડિતજન પરખી ગહગહે. ૩૭
શારદ માત વસિ મુજ અંગિ, કરશું કવિતા રૂડે રંગિ;
 સુણતાં સરસ [6]સુવેધકબોલ, હર્ષતણા વધશે કલ્લોલ. ૩૮

---

૧ અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિ, આશ્રવ, સંવર, નિર્જરા, લોકસ્વરૂપ, બોધિદુર્લભ, અને ધર્મભાવના આ બારે ભાવના ભાવવી. ૨ નમસ્કાર–પ્રણામ. ૩ સંભાળી લેશો–સુધારી લેશો, ૪ ભાવના રહસ્યને સમજનારા મનુષ્યો કોઇકજ છે. ૫ શત્રુ સારી કવિતા જોઇને બળીમરે અને પંડિત આનંદમાં લીન થાય. ૬ મનને [illegible]

ઇષ્ટદેવ પ્રણમી ગુરૂપાય, ગાઈશું રૂપચંદ-ઋષિરાય;
શ્રવણ-સુધારસ રાસ પવિત્ર, સાંભળજો રૂપચંદ-ચરિત્ર. ૩૯
શ્રોતા કવિ વાણિ મન ધરો, રખે કોઇ વિચ [1]વિકથા કરો;
[2]અપ્રતિબદ્ધ સભામાંહિં જોય, કવિ ચતુરાઈ નિષ્ફળ હોય. ૪૦
જિમ નારી સોળે શૃંગાર, આગળ વિફળ અંધ ભર્તાર;
તે ભણી તુમે ચતુર છો સહુ, જાણ પ્રતેં શું કહિયે બહુ. ૪૧
નિદ્રા વિકથા છાંડિ દૂર, ઇક ચિત્તેં સહુ આણંદપૂર;
રૂપચંદ સુકથા-કલ્લોલ, સાંભળજો સહુ કરી નિરોળ. ૪૨

( દુહા છંદ. )

રૂપચંદ કુણ? કિહાં હવો? કિમ તિણેં કર્યા વિલાસ;?
સુગુરૂ યોગેં સમય લહિ, કિમ પામ્યો સુરવાસ? ૧
સોભાગી સુંદર સુઘડ, ધીર વીર ગંભીર;
ગુણ એ આદિ અલંકર્યો, પુણ્ય પવિત્ર શરીર. ૨
તેહતણો મુરથી હવે, સહુ સંબંધ રસાળ;
એકમનાં આદર કરી, સુણજો બાળ ગોપાળ. ૩
જંબૂદ્વીપ સોહામણો, પહિલુ વર્તાકાર;
લખ યોજન તે દીવના, મધ્ય ભાગ વિસ્તાર. ૪
ભરતક્ષેત્ર તે માંહિલું, પાંચસેં યોજન છવીશ;
છ કળા અધિકી ઊપરે, ઈમ ભાખે જગદીશ. ૫
દાહિણ ભરતમાંહિ વિવિધ, આર્ય અનાર્યહ દેશ;
વસે વિશેષે નામ સવિ, તે કુણ લહે અશેષ. ૬

( ચોપાઈ-છંદ. )

શાસ્ત્રમાંહે સાડી પચવીશ, આર્ય દેશનાં નામ કહીશ;
[3]અંગ બંગ કાશિ પંચાળ, કલિંગ કુરૂજંગલ કુણાળ. ૧

---

૧ નઠારી વાતો–ગપ્પાં–રાજકથા–દેશકથા–ભક્તકથા–સ્ત્રીકથા આદિ વચમાં કરી આનંદમાં ભંગ ન પડાવશો. ૨ અસ્થિર ચિત્ત–ધ્યેય વગરની. ૩ આ સાડા પચ્ચીશ દેશ આર્ય–પવિત્ર ધર્મનો મર્મ જાણવાના અધિકારી છે.

સિંધુ સુરઠ સાંડિલ વૈરાટ, વચ્છ વિદેહ ચેદી વળી લાટ;
લિંગી મલય દશાર્ણ છ વર્ત્ત, માગધ કેગઈ દેશ કુશાર્ત્ત. ૨
કોશળ તિમ તિરૂદેશ સમૃદ્ધ, સૂરસેન કેરો વળિ અદ્ધ;
ઉત્તમ દેશતણાં એ નામ, જિનકલ્યાણકકેરાં ઠામ. ૩
શ્રી જિનધર્મીતણાં નિવેસ, હુવે વિશેષે એણે દેશ;
પંચમ કાળતણો બળ થયો, જિન ધર્મ ઘણે વિછત્તિયે ગયો. ૪
આદન પ્રમુખ અનારજ ઘણા, સમ્યગ્ નામ ન લહું તે તણા;
રૂષ પારસી હબસ ફિરંગ, ખુરાસાન કાબુલહ ઉત્તંગ. ૫
ચીણા મહાચીણાદિક મકા, બાબરકૂલ બલોચીતકા;
પાણિપંથ [પંત] પ્રકટ સુલતાન, શ્રીરાજ સવાલખ અસમાન. ૬
જાલંધર કર્ણાટ કનોજ, કુંકણ કાશમીર કુંબોજ;
મેદપાટ મલબાર હમીર, દેશ તિલંગ કચ્છ ને કીર. ૭
ગૌડ ચીડ ચૌડ નમિયાડ, સરહઠ દક્ષણદેશ નજાડ;
ગુર્જર વાગડ કાન્હડ લોટ, માળવ મરૂસ્થળી નવકોટ. ૮
એમ એ દેશ કેતલા કહ્યા, અપ્રસિદ્ધ અણુપ્રીછયા રહ્યા;
ધર્મીમુખા દેશમાંહિ ભળ્યા, અવર અનારજ અળગા ટળ્યા. ૯
સકળ દેશ મંડન માળવો, જિહાં દુકાળ નામે ટાળવો;
સકળ ભૂમિ જિહાં સદા સુગાળ, જાણે સુર નર બાળગોપાળ. ૧૦
વડી વડાઈ દેશની એક, લખમીપતિ જ્યાં લોક અનેક;
દેતાં દાન [૧]ન ખંચે હાથ, મારગિં સુખી સદા વહે [૨]સાથ. ૧૧
ઠામ ઠામ કોલ્હુ પીલાય, [૩]રસની સરસ પરખ મંડાય;

૧ હાથ પાછો ન ખેંચે–જેને તેને અનુકંપાવડે દાન દીધાજ કરે. ૨ વટેમાર્ગુનો સાથ. ૩ શેલડીના કોલ્હુ ફરે ત્યાં જે જાય તેને રસ પાય છે એથી જાણે રસ પાવાની પરખ માંડી હોય તેમ સરસ રીતે–હસી ખુશીથી રસ પાતાં દેખાવ જણાય છે; કેમકે પરાણે વટેમાર્ગુને રોકીને રસ પાય છે.

આણે પંથીજનને પાય, તેહનો ઉલ્લટ કહ્યો ન જાય. ૧૨
[1]ચોપાં સરસ ચરે શેલડી, વાડી બહુ દ્રાખજ વેલડી;
સફળ વૃક્ષ ફળ લિયે સહુ ચડી, ન કરે કો આડી લાકડી. ૧૩
વસતી સીમ દિવસ રાતડી, કોઈ ન જાણે ભય વાતડી;
સદાકાળ કણ નિષ્પતિ વડી, પરદેશી કાઢે ભૂખડી. ૧૪
[2]વિપુળ વાસ સેરી સાંકડી, વદે ન કો ભાષા વાંકડી;
ગોરસ બહુલ ભેંશ ગાવડી, ન પિયે કોઈ છાશ રાબડી. ૧૫
દેશ ભલો જ્યાં ઘીની ઘડી, ગુળ સખર ગહું ગુળપાપડી;
સાકર સબળ ખાંડ થડ-હડી, સકળ વસ્તુ સુંઘી કર ચડી. ૧૬
જિણ દેશે ન પડે [3]બૂબડી, ન કો પુરૂષ નારી [4]સુંબડી;
બોલે ન કોઈ [5]હીન ભાખડી, કામિનીશિર સોવનરાખડી. ૧૭
પટોળીજ પહિરી પડવડી, રૂપે અવર દેશથી નડી;
રયણજડી ઓઢી ઘાટડી, ચમકંતી ચાલે વાટડી. ૧૮
કુંળી કમળ જેમ પાંખડી, અણુયાળી આંજી આંખડી;
શ્યામા કામતણી ઓરડી, પ્રિયશું રાસ રમે ગોરડી. ૧૯
દેશ ભલો જ્યાં નહીં ચોરડી, પ્રીતિ ઘણી પણ [6]નહીં કોરડી;
અંગ આભરણ ધરી મુદ્રડી, સઘળે સુવે નિચિંત નિદ્રડી. ૨૦
સીમ ન રહે અણુખેડી પડી, રાય પ્રજાની વિધિ ચોપડી;
ઉન્હાળે આંબા સાખડી, શીતળજળ કોમળ કાકડી. ૨૧
નગર સમાન વસે ગામડી, પાળે આણ રાય કામડી;
સહુ જળ સર કૂવા વાવડી, પૂજે પાય તાય માવડી. ૨૨
શ્રાવકજન મુનિપાએ પડી, લેઈ આરાધે વ્રત આખડી;

---

૧ ઢોર-પશુ. ૨ વિશેષ વસ્તી. ૩ પોકાર-ભૂખનો પોકાર. ૪ કંજૂસ સ્વભાવની-તોબરો ચડયા જેવું મ્હોં રાખનારી. ૫ ગાળ-મ્હેણાં ટોણાં. ૬ લૂખી પ્રીતિ નહીં-ફક્ત મનશ્રમ પૂરો પડવા જેટલી નહીં; પણ શિર સાટે જોડેલી પ્રીતિવાળાં હેત.

માનેં સવે પ્રતિં ઢાપડી, કો ન સકે માંહોમાંહિ ભિડી. ૨૩
કોઈ ન લોપે કુળ-લાજડી, બહુલાં ધન બહુલા [1]ગાગડી;
પાળે નિજ વાચા પરગડી, અસુખ કોઈ નાવે અધઘડી. ૨૪
લજ્જા દયા વિવેક વિચાર, રૂડા ગુણ રૂડા આચાર;
તે સઘળાં માળવા મઝાર, ભલે દેશ સરજ્યો સંસાર. ૨૫
તેહ દેશના તિલક સમાન, [2]અલકાપુરી દીજે ઉપમાન;
ઊજેણી નગરી [3]ઉદ્દામ, હરખેં લોક સુણી જસ નામ. ૬
ઋષભદેવ બેટો અવયંતી, એ નગરી તેણિ વાસી ખંતિ;
બનિ આદિ એ પુરીં પુરાણ, મોટો જેહતણો મંડાણ. ૨૭
ગઢ પાખળ ખાઈ જળભરી, અન્યાઈ કો ન સકે ફિરી;
[4]ચઉપખેર કોઠા દૃઢ પોળ, ઊપર કોસીસાંની ઓળ. ૨૮
હરસિદ્ધ પીઠતણો અહિઠાણ, ભૈરવ વીરતણાં બંધાણ;
દેવી દેવતણા બહુ વાસ, તે પણ પરતિષ (પ્રત્યક્ષ) પૂરે આશ. ૨૯
નગરમાંહિ કોટિધ્વજ ઘણા, લાખેસરીતણી નહીં મણા;
લખમી સહુ વિલસે આપણી, [5]પૈશૂન્યતા નહીં કહિતણી. ૦
શિખરબદ્ધ જિનવરપ્રાસાદ, અહનિશિ વાજે ઘંટ નિનાદ;
ઊપર હેમકળશ ગહગહે, સોવન-દંડ-ધ્વજા લહલહે. ૩૧
પોઢી પ્રવર ભલી [6]પોષાળ, મુનિવર જીવદયાપ્રતિપાળ;
બેઠા ધર્મકથા તિહાં કહે, ધર્મી સત્યધર્મ [7]સદ્દહે. ૩૨
[8]હરિ [9]હર બ્રહ્માદિકનાં જોય, બહુ પ્રાસાદ અછે વળિ સોય;
બ્રાહ્મણ વાંચે વેદ પુરાણ, કરે સહુ નિજ ધર્મ વખાણ. ૩૩
ધવળગૃહે વ્યવહારી વસે, દેશી પરદેશી ઉલ્હસે;
સાત ભૂમિ ઉંચાં માલિયાં. ચિત્રિત ગોખ વિવિધ જાળિયાં. ૩૪

---

૧ ગાડાં હાંકનાર. ૨ કુબેર ભંડારીને વસવાની નગરી. ૩ મનોહર. ૪ ચોમેર બુરજ દરવાજા કાંગરાથી શોભતો કોટ. ૫ ચાડી ચુગલી ૬ ઉપાશ્રય-પૌષધ કરવાનું મકાન. ૭ કબુલ કરે. ૮ વિષ્ણુ. ૯ મહાદેવ.

નિર્મલ ભીંતતણી જે સુધા, દીપતેજ તિણે કીધાં સુધા;
ભૂમિતળે ભલ ઢાળ્યા કાચ, જનજાણે દ્રહ ભરિયા સાચ. ૩૫
માંહિ સ્ફટિક રત્નની ભીંત, તિહાં રમતિ પ્રિયશું એકંત;
નારી [1]નવોઢા લાજે બહુ, જાણે આ ઉભા છે સહુ. ૩૬
સુંદર ગોખ માળનિ શ્રેણિ, કામિનીગણ બેસે જ્વ તેણિ;
દેખી કામી ચિંતે ઇશું, દિવસે ચંદ્ર એ ઊગ્યો કિશું ?
મહાજન ન્યાત ચોરાશી વસે, દેતાં દાન ઘણું ઉલ્હસે;
ઠામ ઠામ જિહાં [2]શત્રૂકાર, વસે વિપ્ર વિદ્યાભંડાર. ૩૮
વર્ણ અઢાર વાસ જૂજૂઆ, ઘર આંગણુ મીઠા જળકુઆ;
માણિક-ચોક મનોહર ઠામ, ચોરાશી ચહુટાં અભિરામ. ૩૯
ભલાં હાટ વ્યવહારીતણાં, વિવિધ વસ્તુ લેણાં વેચણાં;
સવિ કેહને મોટા વ્યાપાર, ક્ષણેકનો ન લહે [3]પરિવાર. ૪૦
એક ગોરા ને ડીલે ભર્યા, વારૂ વાણોત્રે પરવર્યા;
પહિરી વીંટી પંચાગુળે, પેઢીએ બેઠા [4]ચાકુળે. ૪૧
ફાંદાળા ને ફાંકટ કુંછ, હાથથકી નવિ મ્હેલે મુંછ;
રૂપે કરી રતનાલા શેઠ, ગ્રાહક સાહમી માંડે [5]દ્રેઠ. ૪૨
કિહાં ઝવેરી બેઠા ખરે, મોતી રત્ન-પરીક્ષા કરે;
કિહાં નાણાવટીકેરાં હાટ, કિહાં દોસી વોહરાવે પાટ. ૪૩
કિહાં કપડી હટી કિહાં સાથુઆ, ખરવાસી ખાશરિયા જુઆ;
કિહાં કરમી સોની વાણિયે, સોનાં રૂપાં કસિ આણિયે. ૪૪
કિહાં વ્યાપારિ વડા વળિયાર, બંગડિયા મોટા [6]મણિયાર;
જડિયા કડિયા ને સોનાર, [7]સૂત્રધાર ઠંગર લોહાર. ૪૫
ફોફળિયા ગાંધી નેસતી, ફડિયા પીઠ ન ચાંપે રતિ;
દીવટિયે ઘી લાભે ઘણાં, મોટાં હાટ સુગંધીતણાં. ૪૬

---

૧ નવી પરણેલી. ૨ સદાવર્ત્ત-દાનશાળાઓ. ૩ નવરાસ. ૪ ગાદી
[illegible] ૭ સુતાર-સલાટ.

પટુવા સૂતરિયા પરગટા, વિસા વિસાઈ લિયે લટપટા;
કિહાં દલાલ થઈ ઊપરવટા, વોહરાવે વેચાવે કટા. ૪૭
કિહાં કંદોઈ ઘણું ઘરહટા, સૂખડિયા સાથરિયા ઘટા;
જોર કરી તોલે કોરટા, તો તે ઘાટે રાઈની સટા. ૪૮
કિહાં કંસારા કરે પાલટા, કિહાં [1]છિંપા છાયલના પટા;
રંગે રંગારા કિહી છટા, ગળિયારા ગળિયે કાલટા. ૪૯
કિહાં ખાતરી સાળવી ગટા, તંબોળી માળી ઉદ્દટા;
મર્દનિયા મોચી ખરસટા, ધોબી સહી [2]ઘાંચા કરસટા. ૫૦
કિહાં જુગારી રમે જુવટા, નગરનાયિકા ઘર નટવિટા;
કિહાં મદમત્ત મિલી લંપટા, મદિરાપાન કરે ગટગટા. ૫૧
કિહાં વેચાએ [3]મહીની મટા, કિહાં મંડાએ શાક સામટા;
કિહાં [4]કવચ [5]આયુધ લિયે ભટા, જે દેખી નાસે કરિ ઘટા. ૫૨
કિહાં ચેટક નાટકિયા નટા, રમે જાત્ર જાતરિયા જટા;
બાજી બજાણિયા બુત્કટા, ઇંદ્રજાળ દાખે ઉત્કટા. ૫૩
મસ્તક વડી વધારી જટા, કિહાં બેઠા દીસે જોગટા;
સલજ નારી ચાલે સરગટા, નવિ મૂકે છૂટી શિરલટા. ૫૪
કિહાં ખડુઆ માંડે પંચોળ, માંહોમાંહે કરે એક ટોળ;
ઠામ ઠામ કૈતુકની કોડિ, જોઈ લોક રહ્યા મન કોડિ. ૫૫
લાભે વિદ્યા મૂલિ મંત્ર, લાભે જોહણુ મોહણુ યંત્ર;
કામણુ વશિકરણુના ભેદ, લાભે મારણુ અરિ–ઉચ્છેદ. ૫૬
લાભે ગણિયા ગારૂડકળા, ભૂઆ ઉછાળે બાકુળા;
શાકિનિ ડાકિનિ સીકોતરી, લિયે ભોગ ચોસઠું ખરી. ૫૭
બારિ દિન મંડળ મંડાય, કૈતુકિયાજન જોવા જાય;
કો વિદ્યાવંત બાંધી મુંઠ, મૂકાવે સઘળાંઇ ઝુંઠ. ૫૮
ખેતલ શેખ યક્ષ યક્ષણી, વાસ વસે ચોસઠ યોગિની;

---

૧ ભાવસાર. ૨. વાંસફોડા. ૩. દહીંની. ૪. બખ્તર. ૫. શસ્ત્ર અસ્ત્ર.

તિહાં [૧]માનત મનાએ ઘણાં, સહુ કામિત પૂરે મનતણાં. ૫૯
મઠવાસિ સંન્યાસી વાસ, કડી કાપડીતણા નિવાસ;
[૨]ભરડા સરડા [૩]ગરડા બહુ, ઉજેણીમાં લાભે સહુ. ૬૦
કે અલવેસર ભોગી ભમર, કે રતનાળા કૂંળા કમર;
બેઠા ગોખે સોગઠે રમે, શાળિ દાળિ વિના નવિ જિમે. ૬૧
એક દાતાર દયાપર ઘણા, પીહર દીન હીન જનતણા;
છાના છેલ દાન એક દિયે, ધન પામ્યાનો લાહો લિયે. ૬૨
કેતો કહું નગર-મંડાણ, ઘર ઘર ઓચ્છવ ને કલ્યાણ;
વસે લોક તે ચતુરસુજાણ, પાર ન લાભે રાણો-રાણ. ૬૩
વાડી વન અનુપમ ઉદ્યાન, નંદન વનકેરો ઉપમાન;
કૂવા વાવ સરોવર ઘણાં, [૪]આશ્રમ તે [૫]પંથિજનતણાં. ૬૪
મસાણ ગંધ્રપિ નામ પ્રસિદ્ધ, તિહાંકણ છે મોટો [૬]વડસિદ્ધ;
રાક્ષસ ભૂત નિશાચરતણા, શાકિનિ પ્રમુખ રહેણુ તિહાં ઘણા. ૬૫
નગરી આગળ ક્ષિપ્રા નામ, નદી સર્વદા વહે અભિરામ;
સર્વ લોકના તાપજ હરે, જળચર જીવ [૭]રમળ બહુ કરે. ૬૬
તિણ નગરે મોટો રાજિયો, જેહનો જશ ત્રિભુવન ગાજિયો;
તપે જેમ તેજે [૮]આદિત્ય, રાજા વીરવિક્રમાદિત્ય. ૬૭
ધીર વીર ગિરૂઓ ગંભીર, પરમપુરૂષ પરનારીવીર;
ન્યાયવંત દાક્ષિણ્ય દયાળ, [૯]પરદુખકાતર તે ભૂપાળ. ૬૮
તૂઠો આપે કોડિ અનેક, સહિજે સવા કોડિનો છેક;
પંડિત પંડિતપ્રિય પરગડો, જાણે પૂર્ણ અમીનો ઘડો. ૬૯
અયોનિસંભવ આકરો, રૂપસ્વી તેજસ્વી ખરો;

---

૧. બાધા-આખડી-માનતા. ૨. તપોધન બ્રાહ્મણ. ૩. ગરોડા. ૪ મકાન. ૫. વટેમાર્ગુને માટે. ૬. સિદ્ધ વડ. ૭. ક્રીડા-રમ્મત-ગમ્મત. ૮. સૂર્ય. ૯. પારકાં દુઃખ જોઇને કાયર થનારો-પરદુઃખને ટાળનારો.

સભામાંહિં બેઠો બળ ભર્યો, જાણે ઇંદ્ર દેવ પરવર્યે ૭૦
જેહને મુખ વસિ શારદ સહી, લખમી રહી જિમણો કર ગ્રહી;
[1]કીરતિ ઉત્તમ ઠામ ન લહી, તે ભણી દેશવિદેશે ગઈ. ૭૧
ધનુષતણી વિદ્યા વર એક, રાજાવિક્રમ શીખ્યો છેક;
માર્ગણ તે મુખ સાંહમે થાય, ગુણ તેના દિગંતરેં જાય. ૭૨
વિક્રમ ઘાવ નિસાણે પડયા, ફુટયા અરિમનરૂપી ઘડા;
ગળિયાં તે નારીનાં નેત્ર, એ પણ મોટો હુઓ વિચિત્ર. ૭૩
સદાકાળ સર્વ દાતાર, કવિ કહે તે કૂડું એકવાર;
નવિ દીધી વૈરીને [2]પૃષ્ટ, પરનારીને [3]વક્ષ ન દ્દષ્ટ. ૭૪
શાળિભંજિકા રૂપેં સુરિ, બત્રીસે સિંહાસન ધરી;
મોકલિયુંજ ઇંદ્ર મહારાજ, વિક્રમને બેસેવા કાજ. ૭૫
પ્રબળ પરાક્રમ પૂરો ગુણી, સત્વવંત સાહસનો ધણી;
કળિયુગ [4]ત્યાગ અતુલ જિણે કિયો, સાચો સંવત્સર આંકિયો. ૭૬
લોક પ્રતિ કીધો ઉપગાર, તે કહેતાં નહિ આવે પાર;
કરે સેવ આગિયો વૈતાલ, પ્રજાપાળ ભૂપાળ દયાળ. ૭૭
વિક્રમનો મોટો ભડવાય, સારો જગ પ્રણમાવ્યો પાય;
અહનિશ ચૌદ છત્રપતિ ચંગ, [5]ઓટે ઓળગ કરે અભંગ. ૭૮
રાય રાણા ઓળગે અપાર, મંડળીક મોડોધા સાર;
શેઠ સાર્થવાહ સેનાપતિ, સેવે અશ્વપતિ ગજપતિ. ૭૯
સેવે શૂરા ક્ષત્રી ખરા, કહ્યા ન જાય તેહના વરા;
રાજકુળી છત્રીશ વિશાળ, સેવે નરડ મરડ મુંછાળ. ૮૦

---

૧. વિક્રમ વગર ક્યાંય ઉત્તમ સ્થળ રહેવાનું સુકીર્તિ ન મળતાં તે દિશાના અંતે જઈને રહી; મતલબ કે તેની સુકીર્તિ દિશાના અંત લગી હતી. ૨ પીઠ. ૩ છાતિ અને નજર. જેણે નથી આપી. ૪ સર્વ રૈયતનું દેવું પોતે ચૂકવી આપે તોજ તેનો નવો સંવત્સર લખાય, જેથી વિક્રમે તેમજ કર્યું હતું. ૫ ઓટલા આગળ રહીને વીનંતી.

મંત્રિ મહામંત્રી મોટકા, કો નવિ ચૂકે ઓળગ થિકા;
ગજ રથ અશ્વ રત્નભંડાર, સઘળ વસ્તુ અપરંપાર. ૮૧
અંતઃપુરમાં નારી અપાર, ભામિનિ રૂપતણા ભંડાર;
રત્નમંજરી લીલાવતી, પ્રમુખ પદ્મિની છે ગુણવતી. ૮૨
વિદ્યાકળા જ્ઞાન વિજ્ઞાન, ન્યાય નીતિ દાન સન્માન;
નથી કોઈ ગુણ જગમાંહિ તેહ, વિક્રમ અંગ ન દીસે જેહ. ૮૩
સકળ ઋદ્ધિ ને સર્વ સમૃદ્ધિ, વિમળ બુદ્ધિ ને કામિત સિદ્ધિ;
પ્રકટ પ્રતાપે પાળે રાજ, સકળ લોકનાં [1]સારે કાજ. ૮૪
બાળમિત્ર બહુ બુદ્ધિનિધાન, ભટ્ટમાત્ર પહિલો પરધાન;
[2]રાયતણો બહુળો સનમાન, [3]વડ મહિમા જસ મેરૂ સમાન. ૮૫
હવે તેહ નગરીમાં વસે, [4]નિપુણ ન્યાય હુંતા નવિ ખસે;
દયાવંત દાક્ષિણ્ય સુ[5]દક્ષ, ધનદત્ત શેઠ [6]મહાજન મુખ્ય. ૮૬
પરમાર્હત ને પુણ્ય પવિત્ર, નહિ કોઈ દુર્જન સહુએ મિત્ર;
મહાજનતણાં કરે સવિ કાજ, કોઇ ન લોપે તેહની [7]લાજ. ૮૭
રાજા વિક્રમ દે બહુ માન, ન ધરે ચિત્ત કિશું અભિમાન;
નગરલોક તેહને વશ સદા, વાસ વસે તસ ઘર સંપદા. ૮૮
હીરા માણિક મોતી ઘણા, રૂપ સુવર્ણતણી નહી મણા;
વિવિધ વસ્તુ પરદેશી સાર, ધનદત્ત ઘરે અપારાવાર. ૮૯
પયપૂજે જિનવરદેવના, શુદ્ધ કરે સદ્ગુરૂસેવના;
છોડે સર્વ [8]પાપવ્યાપાર, દીન દુખીનો કરે ઉદ્ધાર. ૯૦
શત્રૂકાર ચાલતો સદા, ષટ્દર્શન પોષે તે મુદા;
અહનિશિ રહિ લોકે પરવર્યો, શેઠ સુયશ સઘળે વિસ્તર્યો. ૯૧
તસ ઘર ઘરણી ધનસુંદરી, રૂપે કરી રંભા અવતરી;

૧ પૂર્ણ કરે. ૨ રાજાનું. ૩ મોટો. ૪ ડાહ્યા. ૫ ચતુર. ૬ શેઠ. ૭ મર્યાદા-માઝા. ૮ અઢાર પાપસ્થાન-પંદર કર્માદાન આદિનો વ્યાપાર.

જાણે [1]આચરની કુંવરી, સતી શિરોમણિ શીળે ખરી. ૯૨
ચતુરા [2]ચંપકવર્ણી દેહ, પિઉશું પાળે [3]અવિહડ નેહ;
અહનિશિ રહે આભરણે ભરી, [4]નિજ કર ઓપે દાને કરી. ૯૩
પૂરિ પીહર ને સાસરે, અમૃત વાણિ સદા સુખ ઝરે;
સુકુલિણી સોભાગિણિ સોય, [5]ઘરમંડન સા સુંદરિ હોય. ૯૪
જિનવર ગુરૂપૂજા વંદના, કરે સાધવીની સેવના;
વિનયવંતી દાતા ગુણ ઘણો, સફળ જન્મ સા કરે આપણો. ૯૫
મંદિરભૂષણ જાણો નાર, નારિ વિના શૂનો સંસાર;
નારિ વિના નહિ શોભે સુચોભ, નારિ વિના નહિ ઘરનો [6]થોભ. ૯૬
નારિ વધારે ગુણ નિર્મળા, નારિ ચડાવે ઘરની કળા;
ઘરણીથી વાધે ઘરવાન, ઘરણીતણા ગુણ મેરૂ સમાન. ૯૭
જિમ ચેતનાએ જીવ શોભિયે, સેનાએ રાજા થોભિયે;
[7]અશ્વ પ્રતિષ્ઠા જિમ હુએ ગતિં, કવિતા મહિમા વાધે મતિં. ૯૮
ઘંટાએ શોભા ગજતણી, ચાપ તે ચાલે જીવા ભણી;
પતાકાએ પ્રાસાદજ જોય, વૃક્ષ ભલું છાંહે કરી હોય. ૯૯
સોહે ચંદ્ર કળાએ સાર, દયાવંત દીપે [8]અણગાર;
નયણથકી મુખ શોભા ખરી, તિમ ઘર શોભે ઘરણી કરી. ૧૦૦
[9]ઘરણી વિના કિમ હુએ સંતાન, ઘરણી વિના કો ન લહે માન;
આવે સગાં પરૂણા સહી, સ્ત્રી વિણ તે સચવાયે નહીં. ૧૦૧
[10]નર સૂધો બે પક્ષે કરી, [11]ત્રિહું પક્ષે નિર્મળ સુંદરી;
અધિકો એક પક્ષ સ્ત્રીતણો, કાં પંડિત નારી અવગણો? ૧૦૨

---

૧ લક્ષ્મી, ૨ ચંપકપુષ્પના વર્ણ જેવી સુવાસના અને સુંદરતા. ૩ પક્કા રંગની. ૪ હાથ ઘરેણેથી નહીં પણ દાનવડેથી શોભાયુક્ત રાખે છે. ૫ ઘરને શોભાવનારી. ૬ મર્યાદા—નિયમ. ૭ ઘોડાનાં વખાણ સારી ચાલથી. ૮ સાધુ. ૯ સ્ત્રી. ૧૦ બાપનો અને મોશાળનો. ૧૧ પિયર, સાસરૂં અને મોશાળ.

સંસારી સુખ છે જગ બહુ, સ્ત્રીસુખ હેઠાં જાણો સહુ;
જેહને સુખ નહી નારીતણું, તેહનું શું કહિયે [1]ગૃહીપણું. ૧૦૩
ગૃહિને પણ જોતાં સંસાર, સાર સહી જાણજો સુનાર;
રામા રત્નખાણ જેહ ભણી, જુઓ માત તીર્થંકરતણી. ૧૦૪
મંગળીક સઘળે ઉદ્દામ, અહવિ દેખ તું ઉત્તમ કામ;
જેહને પુણ્ય અગાગ બહુ પરે, ઉત્તમ નારી અછે તિહ ઘરે. ૧૦૫
એક [2]સૂમની ને [3]સૂઅરમુહી, મુખ તોબડ નહિ જાએ કહી;
આણે અંગ ઘણું અભિમાન, કડુઆબોલી [4]કુત્સિતવાન. ૧૦૬
સુખે ન સંતોષે કુણ પ્રતે, કૃપણપણું બહુળું ઘર છતે;
અદેખી નેટ કરે અસમાધિ, જાણે અંગે વળગિ વ્યાધિ. ૧૦૭
[5]કામવિહૂણી ઘર ઘર ભમે, રૂડી શીખ ન દીધી ગમે;
નિર્લજ [6]મામ ન રાખે કિસી, નારી ઘણિયે લાસે ઈસી. ૧૦૮
પાપ ઘણાં પહોતે જેહને, ઈસી શંખિની ઘર તેહને;
જે છે પુણ્ય સુપુણ્યે કરી, તસ ઘર જેહવી ધનસુંદરી. ૧૦૯
ધનદત્ત શાહ ધનસુંદરી નાર, સરખી જોડ મિળી સંસાર;
[7]ગૌરીશંભુ [8]રમાગોવિંદ, [9]સચીઇંદ્ર રોહિણિસું ચંદ્ર. ૧૧૦
વારૂ વાણોતર સે(શય)સાત, શ્રીદત્ત મુખ્ય કહ્યો વિખ્યાત;
દેશ વિદેશ વખાર અપાર, વરતે લોક અપારાવાર. ૧૧૧
[10]મહિષી વૃષભ તુરંગમ સાર, દાસી દાસતણો પરિવાર;
ધનદત્ત શેઠ પસાએ સહુ, લીલા લખમી વિલસે બહુ. ૧૧૨

(દુહા-છંદ.)

પુણ્યે સવિ સંપદ મિલે, પુણ્યે લીલ-વિલાસ;
ઋદ્ધિ વૃદ્ધિ પુણ્યે ઘણી, પુણ્યે પૂગે આશ. ૧

---

૧ ગૃહસ્થાશ્રમ. ૨ કંજૂસ. ૩ સૂઅરના જેવા મ્હોંવાળી. ૪ નઠારૂં વર્ણ-રંગ રૂપ. ૫ વગર કામે. ૬ મર્યાદા. ૭ પાર્વતી ને મહાદેવ. ૮ લક્ષ્મી અને વિષ્ણુ. ૯ ઇંદ્રાણિ. ૧૦ ભેંસ.

પુણ્યે પૃથિવીપતિપણું, પુણ્યે ભોગ સંયોગ;
રૂપ નિરૂપમ પુણ્યથી, પુણ્યે તનુ નીરોગ; ૨
કંચન કોમળ–કામિની, ભોજન કૂર કપૂર;
કીર્તિકથા કવિત્તરસ, એ પુણ્યહ અંકૂર; ૩
પુણ્યે કમળા થિર રહે, પુણ્યે સુયશ અપાર;
ઈમ જાણી સહુ માનવી, પુણ્ય કરો અનિવાર. ૪
પુણ્યે તે ધનદત્ત ઘરે, સવિ સંયોગ સમાન;
દીસે દિન દિન દીપતાં, મન નાણે અભિમાન. ૫
પુણ્યપ્રસાદે શેઠને, અછે ત્રણ્ય સુત જોડિ;
એક એક ગુણ આગળા, કિસી ન દીસે ખોડિ. ૬
રૂપદેવ પહિલો રસિક, બીજો તે ગુણદેવ;
ત્રીજો તે ગુણચંદ્ર ગુણિ, રૂપે જેહવા દેવ. ૭
પઢયા ગુણ્યા તે પારખુ, શીખ્યા કળા અનેક;
ધર્મમતિ ધુરથી સુમતિ, જાણે વિનય વિવેક. ૮
સુકલીણા સુંદર સકળ, દયાવંત દાતાર;
વૃક્ષ જિસાં ફળ હોય તિસ્યાં, ઈમ જાણો નિરધાર. ૯
કન્યા ઉત્તમ કુળતણી, રૂપવતિ ગુણવંત;
તે ત્રણ્યે પરણાવિયા, બાપેં બહુળી ખંતિ. ૧૦
કનકશ્રી કમળાવતિ, કમળશ્રી અભિરામ;
અનુક્રમે ત્રણ્યેતણી, કામિનીકેરાં નામ. ૧૧
સહુ કુટુંબ સુસ્નેહલું, ચાલે એકે ચિત્ત;
હવે ચરિત્ર ચોથાતણો, સાંભળજો એકંત. ૧૨
સીપોની પુટ સ્વાતિનું, બિંદુ ધરે જિમ ગેલિ;
તિમ ધનસુંદરીએં ધર્યો, ચોથો ગર્ભ સુમેલિ. ૧૩
રામા રંગે ધરે ઘણા, ભલા મનોરથ જેહ
શેઠ સકળ ઉલ્લટ ધરી, કરે સંપૂરણ તેહ. ૧૪

પ્રવર દિવસ પૂરે હુએ, શુભ વેળા શુભ વાર;
પુત્ર લહે ધનસુંદરી, વરત્યો જય જયકાર. ૧૫

( ચોપાઇ-છંદ. )

ખંડ ખંડ વાણી વિસ્તાર, ભણતાં સુણતાં હર્ષ અપાર;
નવ રસ કવિ નયસુંદર વાણિ, પ્રથમ ખંડ પહોતો પરમાણ. ૧

ઇતિ શ્રી રૂપચંદરાસે શ્રવણસુધાનામ્નિ પંચ પરમેષ્ઠિ શાસનદેવતા સરસ્વતિ સદ્ગુરૂ દેશ નગરી નરેશ્વર મંત્રી શ્રેષ્ઠિ સુ કુટુંબ રૂપચંદ્ર જન્મ વર્ણનં નામ પ્રથમ ખંડ સમાપ્તમ્

## ખંડ બીજો.

( વસ્તુ-છંદ )

નમવિ નિરૂપમ નવમિ નિરૂપમ પંચ પરમેષ્ઠિ,
શાસનદેવ તે શારદા સુગુરૂ સાર કહું રૂપચંદહ,—
રાસ દેશ વર માળવો પુરિ અવંતિ વિક્રમ નરિંદહ;
તસ મંત્રી ભટમાત્ર ભલો નગરશેઠ ધનદત્ત,
ધનસુંદરી તસુ ઉયરશું રૂપચંદ હુવો પુત્ત. ૧

( ચોપાઇ-છંદ. )

શારદમાતા મુજ મુખ વસી, વાણિ સકળ વિમળ હુલ્લસી;
બોલું બીજો ખંડ રસાળ, સભા સહુ સુણજ્યો સુવિશાળ. ૧
શુભ ગ્રહ યોગે જાયો [1]જાત; હરખ્યાં માત તાત ને ભ્રાત;
શેઠ પાસે ગઇ સુવધામણિ, આપે [2]જિંહા-સોવનતણી. ૨
શેઠ મહોત્સવ માંડે ઘણો, હર્ષ ન માએ હૈયાતણો;
તરિયા તોરણ વંનરવાર, ધ્વજ ગુડી લહકે સુકુમાર. ૩

૧ પુત્ર. ૨ વધામણીમાં સોનાની જીભ આપી; કેમકે જીભનરે વધામણિ આપી માટે સોનાની જીભ આપી દુઃખ દૂર કર્યું.

સરખી સકળ સોહાગિણી મિળી, ધવળ ગીત ગાએ લળી લળી;
આળા બોલે બહુ આશીષ, કુંવર જીવો કોડ વરીષ. ૪
સુવધાવા આવે ઘર ઘણા, વળતા શેઠ દિયે ચોગણા;
ટોડે કોડે રોપે કેળિ, સાજન સહુ મિલિઆ મનમેલિ. ૫
પડહ ભેરિ ઝલ્લરિ મૃદંગ, વાજે તૂર નફેરિ ચંગ;
નાચે નટુવા નવ નવ પાત્ર, જાતરિયા તે કાઢે જાત્ર. ૬
ચારણ ભાટ કવિત કહે છંદ, બોલે બિરૂદ બંદિજનવૃંદ,
તાન સાન ગીત ગંધર્વ, કરે પ્રકટ સુકળા નિજ સર્વ. ૭
અંવારી વાહે ધનદત્ત, ઠામ ઠામ વેંહેચે બહુ વિત્ત;
આપે વસ્ત્ર સુવર્ણ અપાર, મન ગમતા આપે તોખાર. ૮
હીરાગળ બાંધ્યા ચંદ્રુઆ, નવ નવ ભાતતણા જુજુઆ;
સ્વજનવર્ગ સઘળો પરિવાર, મેલિ માંડયો કુળ–આચાર. ૯
ગુરૂ ગોત્રજ ને ગૌરિ ગણેશ, તે સવિ મનાવિયા સુવિશેષ;
પછે નગર સારો નોંતર્યો, ન્હાનો મોટો નવિ વિસર્યો. ૧૦
ભોજન–ભક્તિ કરી નવનવી, સહુ પ્રતેં સુપરેં સાચવી;
ફોફળ પાન પ્રત્યેકે સોળ, કરે છાંટણાં કેસર–રોળ. ૧૧
આપી શ્રીફળ ટીલાં કીધ, વસ્ત્રાભરણ યોગ્યતા દીધ;
સવિ કુળરીતિ કરી ઉદ્દાસ, દીધું રૂપચંદ તસ નામ. ૧૨
બીજતણો જિમ વાધે ચંદ, તેમ કુંવર વાધે રૂપચંદ;
પંચ ધાવ્યે પરવરિયો રહે, રમાડે હાલરૂવાં કહે. ૧૩
સ્તન્યપાન મન ગમતું કરે, દેખી માત તાત મન ઠરે;
ભાઇ આગળ રમલિ બહુ ધરે, બહિનડ લઇ બાહિર સંચરે. ૧૪
પહિરાવે નવ નવ શૃંગાર, ટોપી માણિકજડી ઉદાર;
રત્નજડિત કુંડળ દોય કાન, કુંવર ગોરો સોવનવાન. ૧૫
હારપદક હૈયે હાંસડી, હથ સંકળા કડલી વાંકડી;
કટિ કંદોરી હીરે જડી, ચમચમતી પાએ મોજડી. ૧૬

[1]ચીખંતો રમતો ચમકતો, પય સોવનઘૂઘર ઘમકતો;
માય તાય [2]ઉચ્છંગે લિયે, હુલરાવે [3]ચોકી મુખ દિયે. ૧૭
સંભાળે [4]સુરતરૂની પરે, સુખસાગર ઝીલે નિજ ઘરે;
પાંચ વરષ ભર પહોતો જામ, માત તાત મન હરખ્યાં તામ.૧૮
તેડયાં સુજન કુટુંબી સહુ, મળ્યા લોક અવર પિણ બહુ;
ભોજન વસ્તુ દેઇ સુવિચાર, શિણગાર્યો રૂપચંદ કુમાર. ૧૯
ગજવરકંધ થયો આરૂઢ, ઢમ ઢમ ઢોલ પ્રસૂકે પ્રૌઢ;
મસ્તક મેઘાડંબર છત્ર, આગળ નાચે સુંદર પાત્ર. ૨૦
બેઉ પાસે ચામર વિંઝિયે, કુંવર દેખી મન રંજિયે;
મિલિયો મહાજન [5]સંખ્ય ન પાર, પ્રત્યેકે [6]શ્રીફળ દે સાર.૨૧
પાખરિયા આગળ ઝલમતી, વાટે માગ ન લાભે રતી;
ભેરિ નફેરી ને દડવડી, શરણાઇ વાજે પરગડી. ૨૨
દેતાં દાન ન ખંચે ધાર, ઈણીપરે ઉત્સવ હુવે અપાર;
શુભ વેળા શુભ મુહૂરત જોય, [7]પંડયા ઘર પહુતા સહુ કોય.૨૩
ધવળ ગીત ગાય સોહાસણી, ફળી આશ હવે પંડયાતણી;
[8]ખીરોદક સણિયાં દશ બાર, આપે વેઢ મુદ્રિકા સાર. ૨૪
નિશાળિયા મેળ્યા તિહાં ઘણા, વહિંચ્યા પહિલા ધાણી ચણા;
ખારક ટોપર સાકર ભણી, અવર સૂખડી વહિંચી ઘણી. ૨૫
ખડિયા-[9]રજત હેમ-લેખિણી, પાટિ સોવન રૂપાતણી;
દિયે સર્વ નિશાળિયા પ્રતે, હવે પંડિત બોલાવે હિતે. ૨૬
રૂપચંદ સુણ કુંવર પ્રધાન, માહરે તુમે વડા જજમાન;
નિશાળિયા સહુ માંહિ મુખ્ય, ભણો [10]વત્સ જિમ થાઓ [11]દક્ષ.
માઇ સર્વ શાસ્ત્રનું મૂળ, પ્રથમ પઢાવ્યાં થઇ અનુકૂળ;

---

૧ ચીં ચીં કરતો. ૨ ખોળામાં. ૩ ચુંબન-બચી. ૪ કલ્પવૃક્ષની પેરે. ૫ સંખ્યાનો પાર નહી તેટલા પ્રમાણમાં. ૬ નાળિયર. ૭ મહે-[illegible]

ગુરૂગુરૂણી તે પોખ્યાં બહુ, આડંબર ઘર પહોતાં સહુ. ૨૮
પંડચે પરિ વિમાસી હિયે, સૂત્ર સૂત્ર અતિ આરંભ લિયે;
હરખિ ઇશું પહિલું તે દિયે, કુંવર [1]શાસ્ત્રસુધારસ પિયે. ૨૯
બાળક વિદ્યાના ગુણ લહી, અંગ પ્રમાદ ન સેવે સહી;
ક્રીડા કંદલની મતિ નહીં, શાસ્ત્રવાત સઘળી મન ગ્રહી. ૩૦

( અનુષ્ટુપ્-છંદ. )

" विद्वत्त्वं च नृपत्वं च, नैव तुल्यं कदाचन ॥
स्वदेशे पूज्यते राजा, विद्वान् सर्वत्र पूज्यते ॥ १ ॥
मूर्खस्तपस्वी राजेंद्र, विद्वांश्च वृपलीपतिः ॥
उभौ तौ तिष्ठतो द्वारे, कस्मै दानं प्रदीयते ॥ २ ॥
सुख सेव्यं तपो भीम, विद्या कष्टतरी मता ॥
विद्वांसं पूजयिष्यामि, तपोभिः किं प्रयोजनम् ॥ ३ ॥
श्वानचर्म गतागंगा, क्षीरं मद्यघटस्थितम् ॥
कुपात्रे पतिता विद्या, किं करोति युधिष्ठिर ॥ ४ ॥
न विद्यया केवलया, तपसापि न पात्रता ॥
यत्र विद्या चरित्रंच, तद्धिपात्रं प्रचक्षते ॥ ५ ॥ "

( ચોપાઈ-છંદ. )

ઇમ જાણી કુંવર ગુણકળા, શીખે શાસ્ત્ર અર્થ નિર્મળા;
થોડે દિન ભણિયો બહુ ગ્રંથ, કરિ જાણે પરિ એકલ સંથ. ૩૧
શબ્દશાસ્ત્ર વ્યાકર્ણ વિશેષ, નામમાળ સવિ ભણ્યો [2]અશેષ;
સરસ કાવ્ય સાહિત્ય સુચંગ, ચંપૂ નૈષધ ઊપર રંગ. ૩૨
નાટક શકુંતલા સુમુરારિ, શાટક કર્પૂરમંજરી ધારિ;
અમરૂશતક શીખ્યો શૃંગાર, ભણિયો છંદ વૃંદ અલંકાર. ૩૩

૧ જ્ઞાન રૂપી અમૃત. ૨ બાકી નહીં એવી.

વાદસ્થળ ખંડન વિસ્તાર, કર્કશ તર્ક ન્યાય અધિકાર;
પિંગળ ભરહ ભાવ સંગીત, રાગ તાલ સ્વર ભણ્યો વિનીત. ૩૪
ષટ્ભાષા પ્રીછે પરિ ઘણી, લિપિ અષ્ટાદશ બિંહુ પરે ભણી;
ત્રિંશતિ લીલાવતી વિચાર, ગણિત ગ્રંથ અભ્યાસ અપાર. ૩૫

( શાલિની-છંદ. )

" अर्द्धंतोये कर्दमे द्वादशांशं पष्ठो भागो वालुकायां निमग्नः॥
सार्द्धो हस्तो दृश्यते यस्य तस्य, स्तंभस्य त्वं ब्रूहि मानं विचिंत्य"

( છપ્પય-છંદ. )

નાલેરી નર એક અતુલ તે શ્રીફળ ભરિયાં,
ચોરે જોઈ ચાહ ભાગ ચોથાનાં હરિયાં;
ધણી ગયો ધસમસી અર્દ્ધ તે આપે લીધાં,
ભાગ સાતમાતણાં સગાને સો પિણ દીધાં;
બારમો ભાગ ધરમે દિયો બે શ્રીફળ ઊપર ભલાં,
પૂછે નયસુંદર વિબુધ જન કહો એ ફળ સવિ કેટલાં? (૮૪) ૧

( ચોપાઈ-છંદ. )

વાસુ વસંતરાજ અભ્યાસ, દ્યૂત ક્રીડા વિવિધ વિલાસ;
પ્રહેલિકા ગીત કવિશક્તિ, જાણે સવિ ભોગાસન યુક્તિ. ૩૬
અંક-પલ્લવી કર-પલ્લવી, નેત્ર પ્રમુખ શીખ્યો નવનવી;
લહે પુરૂપ ધારાદિક સવી, કળા બહોત્તર શીખ્યો કવિ. ૩૭
વારૂ ચૌદ વિદ્યા અભ્યસી, કરિ જાણે ભારતિ મુખ વસિ;
લોકાચાર ધર્મ વ્યવહાર, શીખ્યો પુણ્ સઘળા વ્યાપાર. ૩૮
પઢી ગુણીને પોઢો થયો, બાળપણાનો અવસર ગયો;
હવે વાધ્યું યૌવન તનું પૂર, દેહતણું તો દીપ્યું નૂર. ૩૯
જગ જોતાં બાળાપણુ ભલું, જિહાં મન ઠામ રહે એકલું;
જવ યૌવન વ્યાપ્યું સંસાર, તવ તે ચિત્ત હરીલે નાર. ૪૦

તેહુજ તન મુખ નયન ઉદાર, બાળપણે નવિ ભજે વિકાર;
જવ યૌવન ભર ભેદ્યું અંગ, તવ ચતુરાઇ આવી ચંગ. ૪૧
દેખી રૂપચંદ ગુણ રૂપ, મોહે મોટા માનવ ભૂપ;
ચતુર કામિનીનાં ચિત હરે, સહિજે વચન સુધારસ ઝરે. ૪૨
લક્ષણ જે સામુદ્રિક કહ્યાં, કુંઅર અંગે સકળ તે લહ્યાં;
લક્ષણ બત્રિશ બહુ પરેતણાં, રૂપચંદ તન દીસે ઘણાં. ૪૩

( આર્યા-છંદ. )

" इह भवति सप्तरक्तः षडुन्नतः पंचसूक्ष्मदीर्घश्च ॥
त्रि विपुललघुगंभीरो, द्वात्रिंश ल्लक्षणः सपुमान् ॥ १ ॥
नख चरण पाणि रसना, दंत च्छद ताल़ु लोचनांतेषु ॥
रक्तः सप्तः सद्यः, सप्तांगो सलभते लक्ष्मीम् ॥ २ ॥
षट्कं कक्षा वक्षो, ग्रीवा नासिका नखास्यमिति ॥
यस्येदमुन्नतं स्यादुन्नतय स्तस्य जायंते ॥ ३ ॥
दंत त्वग् केशांगुलि,-पर्वा नखाः पंच यस्य सूक्ष्माणि ॥
शुभ लक्ष्णान्येतानिच, जायंते प्रायसः पुंसाम् ॥ ४ ॥
नयन कुचांतर नासा, हनु भुजामिति यस्य पंचकं दीर्घम् ॥
दीर्घायु र्भवति नरः, पराक्रमी जायते सद्यः ॥ ५ ॥
भालमुरो वदनमिति, त्रितयं भूमीश्वरस्य विपुलं स्यात् ॥
कटिका जंघो मेहन,-मिति त्रिकं लघुं प्रशस्यंते ॥ ६ ॥
यस्य स्वरोथच नाभिः, सत्वमिति त्रयंच गंभीरंस्यात् ॥
सप्तांबुधि पर्यंतं, भूमिः सपरिग्रहं कुर्यात् " ॥ ७ ॥

( ચોપાઇ-છંદ. )

રૂપ નિરૂપમ [1]કૂટરપણું, કરિ જાણે તન સોવનતણું;
વર્ણવતાં નવિ આવે પાર, જિમ અભિનવ અશ્વિનીકુમાર. ૪૪

---

૧ રૂપાળાપણું.

શિરવર કેશ સરલ અતિ શ્યામ, [૧]અંબોડો દીસે અભિરામ;
મસ્તક છત્રતણો આકાર, અવર ઓપમા ન લહું પાર. ૪૫
સંપૂરણ શશિમુખ નિકલંક, [૨]ભાલ અષ્ટમીતણો મયંક;
કર હોય ધનુ [૩]ભમુહિ વાંકડી, [૪]વિકસિત નયન કમળ પાંખડી. ૪૬
પૂરણ અમિય કચોળાં જોય, ખૂણે રક્ત સુકોમળ સોય;
આકરણાં તસુ લોચન એહ, પેખત પ્રથમ વધારે નેહ. ૪૭
હસિત [૫]કપોળ હોય સુવિશાળ, ભાસા ગલ્લ સોહે સુકુમાળ;
સરલ [૬]નાશિકા શગ દીવડો, મોટિ મુંછ સરઠ વાંકડો. ૪૮
[૭]લંબકરણ કુંજરના જિસા, [૮]અધર રંગ પરવાળી તિસા;
દંતપંક્તિ દાડિમની કળી, જિંહ્વા ઘોળ અમિયશું ભળી. ૪૯
વૃષભકંધ જિમ ઉન્નત કંધ, કોટે ત્રણ્ય ભલા [૯]મણિબંધ;
હંસસ્વર લાંબા ભુજ હોય, હસ્તીશૂંઢ સરીખા હોય. ૫૦
કર મણિબંધ સુદીસે ઘણા, વિશ્વાવીશ પર્વાંગુળીતણા;
કરતળ નખ ઉન્નત અતિ રક્ત, જાણે સરસ હિંગળો યુક્ત. ૫૧
અતિ ઉન્નત કક્ષા ને કૂખ, એક રોમ અંગે નહી લૂખ;
હૃદય વિપુળ સુકુમાળ શરીર, [૧૦]ક્ષામોદર નાભી ગંભીર. ૫૨
કટીલંક ઝીણો નરતણો, પશ્ચિમ ભાગ સપુષ્ટો ઘણો;
જંઘા રંભ-ખંભ ઓપમા, ઢીંચણ મિશ્ર ચરણ હોય સમા. ૫૩
પગ પીંડી પુષ્ટાં કાંકસા, નવી એકે ઉઘાડી નસા;
લંક પાય બિચ ઊંચો ભણું, તળ અંગુળ નખ રાતા ઘણું. ૫૪
સવિ સોહે સુંદર આકાર, અંગ ન કોઈ વિષમ વિકાર;
કરિ જાણે અભિનવો અનંગ, કુંવર કસ્તૂરિયો કુરંગ. ૫૫

---

૧ ચોટલીની ગાંઠ. ૨ કપાળ. ૩ ચડેલી કમાન જેવી વાંકી. ૪ ખીલેલાં. ૫ ગાલ. ૬ દીવાની શગ ઉપરથી પાતળી સીધી અને નીચેથી પહોળી હોય છે તેવી. ૭ લાંબી બુટવાળા વિશાળ (માફકસર) કાન. ૮ ગોર પરવાળાં જેવા રાતા. ૯ મળી પડતા દંત. ૧૦ પાતળું પેટ.

મુખ બોલે મરકલડે હસી, [1]જાણતણાં મન મ્હેલે કસી;
ગજગતિ ગેલિ ચતુર ચાલતો, હીંડે નગરમાંહિ મ્હાલતો. ૫૬
પરિવારેં પરિવરિયો રહે, માંગણ-જન કીર્તિ અતિ કહે;
અઢળક મન આપે ભલ વિત્ત, છેલપણે ચોરે પર ચિત્ત. ૫૭
સુખ વિલસે મંદિર આપણે, ધનદત્ત શેઠ મહોત્સવ ઘણે;
પાણિગ્રહણ કરાવાતણી, હિયડે વાત વિચારે ઘણી. ૫૮
હવે તે નગરમાંહિ સુદ્રેઠ, સોમદેવ નામે રહે શેઠ;
ધર્મવંત બહુ ધનનો ધણી, ધનદત્ત સાથ પ્રીતિ છે ઘણી. ૫૯
તેહને ઘરે સોમશ્રી નારિ, ગોરી ગુણવંતી સંસાર;
પુત્ર દોય તસ પહેલા હુઆ, ત્રીજી રૂપસુંદરી [2]ધુઆ. ૬૦
ચોશઠ કળા કરી ઉત્પન્ન, રૂપે હરી લિયે જન-મન્ન;
બાળપણાથી બહુ ગુણવતી, સુકુલીની સોભાગિણિ સતી. ૬૧
સ્રીના સવિ ગુણ ધરે અશેષ, અનુક્રમે પામી યૌવન-દેશ;
પિતાતણે મન ચિંતા ભઈ, પાણિગ્રહણ કરાવું સહી. ૬૨
જોશી પ્રતે જણાવી વાત, તે કહે શેઠ સુણો અવદાત;
ધનદત્ત ઘર [3]લહુડો દીકરો, તેહને તુમે જમાઈ કરો. ૬૩
આવી વાત હિયે તે ખરી, ધનદત્ત ઘરે પહુતા પરવરી;
[4]જુહાર કરીને બેસે સહુ, જોશી વાત ચડાવે બહુ. ૬૪
ધનદત્ત શાહ શાહ સોમદેવ, એહવા બેઠા દીસે હેવ;
સૂરજ ચંદ એકઠા મિળ્યા, હવે ચિંતવ્યા મનોરથ ફળ્યા. ૬૫
રૂપચંદ રૂપસુંદરી કુમારિ, સરખી જોડિ મિલિ સંસારિ;
પ્રીતિમાંહિ જો સગપણ કરો, તો મહિમા વાધે જગ ખરો. ૬૬
સત્ય સત્ય સહુ કહિણે કર્યું, શેઠવચન હૈયે તે ધર્યું;
સોપારી પાલટી તિણ વાર, ધવળગીત ગાવે વર નાર. ૬૭

---

૧ ચતુરના મનની કસોટી કરી લે તેવું. ૨ પુત્રી. ૩ ન્હાનો. ૪ પ્રણામ.

દાઠી પીળી ટીલાં કીધ, કુંકુમ કેસરહાથા દીધ;
શ્રીફળ [1]ફોફળ આપ્યાં બહુ, હરખી થાનક પહોતા સહુ. ૬૮
બિંહુ ઘર કરે [2]સજાઇ સમાન, [3]ધુર ગણેશ-થાપના પ્રધાન;
જવારા વાવે વિધિ વડી, પ્રથમ નીપજે પાપડ વડી. ૬૯
ચોખા દાળ ઘહું શોધાય, ગીત સોહાસણ [4]ગોરડી ગાય;
ઘહું પલાળ્યા અતિ અસમાન, નીપાયા પરિ પરિ પક્વાન્ન. ૭૦
આંગણુ મોટા મંડપ કર્યા, જાણે દેવભવન અવતર્યા;
ચો પાખળ બાંધ્યા ચંદ્રુવા, બાહર ડેરા તાણ્યા જુવા. ૭૧
સુખમલ જર બાપહ જર્જરી, તેહની [5]પરિઅચ પાખળ ધરી;
છાહ્યા કથિપા ઉત્તમ પાટ, તોરણે બાંધ્યા સોવન ત્રાટ. ૭૨
વિધવિધ ગોખ માલિયાં રચ્યાં, અતિ અમૂલક વસ્ત્રે લચ્યાં;
બહુ બાંધ્યાં મોતી-ઝૂમખાં, રત્ન જડયાં સોહે સારિખાં. ૭૩
ઠામ ઠામ સોવનના થંભ, રત્નપૂતળી જેહવી રંભ;
સુખે મરકડલાં દેતી હસે, જન જાણે બોલે નહીં કિસ્યે. ૭૪
રત્નદીપિકા લઇ એક રહી, એક સોવનલોટા કર સહી;
એક કર ચામર ધરિ સોહતી, એક વીણા વાએ મોહતી. ૭૫
વડા મંચ મોટા મતવાલ, ચો પખે મંડાવ્યા ચોશાળ;
બેસે તિહાં મહાજન સર્વ, આગળ ગીત ગાય ગંધર્વ. ૭૬
ઠામ ઠામ ગઇ કંકોતરી, સ્વજન મિત્ર આવ્યા પરવરી;
નિત્ય પ્રુલેકાં ને વારણાં, બિહુ ઘર વરતે મંગળ ઘણાં. ૭૭
મુંહ જોણું લ્હેણું સૂખડી, તિણે દો નવિ પરિવારે ઘડી;
સ્કામાં વરણાતણા વિચાર, બીજા સવિ કીજે આચાર. ૭૮
રાખે મુહતો ભલો ધનદત્ત, પરિઘળ ચિત્તે ખરચે વિત્ત;
મંદિર ધણી ચળાઇ કરે, સારા નગર પ્રતે હુંતરે. ૭૯
ઘર-ટિબરે ચોરાશી ન્યાત, તિમ તેડી સધળી પર [illegible];

૧ ગોળ[illegible] ૨ [illegible]તૈયારી. ૩ પહેલાં. ૪ સ્ત્રીઓ. ૫ [illegible]

ઠામ જુજુઆ કર્યાં અનેક, જિમ સચવાએ સર્વ વિવેક. ૮૦
મહાજન સર્વ મુખ્ય માંડવે, કરે સજાઈ ભોજન હવે;
ચરણ પખાલણ આપ્યાં વારિ, [1]પાંતિ પધાર્યા સહુ તિણિવાર.૮૧
હલ હલ મંડાયે બેસણાં, આડણીઆં તે રૂપાતણાં;
સોવન-થાળ કચોળાં ઘણાં, ચતુરપણે ચાલે પિરસણાં. ૮૨
બિહુ પખે બેઠી પોઢી પાંતિ, પહિલાં પિરસે ફળહુલિ ખાંતિ;
સાકર ચારોળી ચારણી, નીલી સૂકી દ્રાખજ નવી. ૮૩
છોહારી ખારક ખડકડી, મુખ મ્હેલી ન જણાએ પડી;
ચારૂ રતબ ખળહલા ખજૂર, પિસ્તાં નિમજા વાયમપૂર. ૮૪
અદામગોટા મીંજ અખોડ, શ્રીફળપાક ટોપરાં જોડ;
દૂધપાક સાકરીઆચણા, કેરી કહોળાપાકજ ઘણા. ૮૫
ગુંદવડાં ને પાક ગુલાલ, સાકર સુપતાસાં સુકમાળ;
મીંજ બિજોરાં દાડિમફળી, વડકેળાં આંબા-કાતળી. ૮૬
હવે પિરસ્યાં પરિ પરિ પકવાન્ન, મોદક સિંહકેસરિ પ્રધાન;
સેવઈઆ મોતિયા ઘણા, દળિયા મોદક ધારાતણા. ૮૭
કિસમસિયા સમકિનીઆ સાર, મગિયા કૂલરિયા સુવિચાર;
ખાજાં ફીણી તિલસાંકળી, ગુંદપાક ગુલપાપડી ગુળી. ૮૮
મ્હેલી અમરતી હેસમી, મ્હેલી માંડી સુરકી ગમી;
ખુરમા ઘેબર ઘીએં ભર્યાં, તે જિમતાં આળસ પરિહર્યાં. ૮૯
પેંડા દૂધતણા દહીંથરાં, મોતીચૂર ઇંદ્રશાંખરાં;
જલેબીજ પિરસી ઠેસંણી, તે કહો કિમ જાએ મ્હેલણી. ૯૦
ભલ મહેસૂર ગાંઠિયા ગળ્યા, મૂક્યા પાપડ ઘીએ તળ્યા;
પરિ પરિને પિરસી સૂખડી, ન વીસરી જે જીભે ચડી. ૯૧
વિચ મ્હેલ્યાં ખારાં સાલણાં, જિમ પકવાન્ન સોહાવે ઘણાં;
ખાર એલચી માંજરી મિરી, મ્હેલી શુંઠજ ખારી કરી. ૯૨

[1] પંગતમાં.

મગિયાં કેર અચાર લીંબુવાં, અવર શાક વિધવિધના જુઆં;
પિરસી પંચધાર લાપસી, પેખત પ્રથમ આંખ ઉલ્લસી. ૯૩
રાયભોગ ને સોવનશાળ, પિરસી મંડોરા મગ-દાળ;
ખળ ખળ નામે ઘીની નાળ, બહુત સાલણે બાંધી પાળ. ૯૪
નીલાં સૂકાં બહુ જાતિનાં, ધાનતણાં નવ નવ ભાતિનાં;
બહુ વઘાર તીખાં તમતમાં, શુંઠ મિરી મ્હેલ્યાં માંહિ ગમ્યાં. ૯૫
ઘોળવડાં ખાટાં દહીંવડાં, પિરસ્યાં રાઈતાં ઘારડાં;
વર પલેવ ને ઊન્હાં વાટ, જિમતાં ઘીનો વાળે દાટ. ૯૬
ચતુર પિરસતાં જાણે ચાલ, જિમતાં જાણી તરશ વિચાલ;
શીતળ સાકરવાણિ સાર, [1]મોઘરવાસિત પાય ઉદાર. ૯૭
ધનદત્ત શાહ સગાં આપણાં, વારૂ વાય કરે વીંઝણાં;
ધનસુંદરી સવિ લહે વિવેક, ન દિયે કૂકું પડવા એક. ૯૮
કપૂરે વાસ્યા જે કરંબલા, સુગંધ શીતળ પિરસ્યા ભલા;
ઊપર સતરાં દહી પિરસિયાં, જે જિમતાં લોચન વિકસિયાં. ૯૯
[2]ચારૂ ચલૂને આપ્યાં નીર, કર લૂહણે વળિ [3]ચંગાં ચીર;
ભોજન વિધિ રૂડી સાચવી, ભક્તિ યુક્તિ કીધી નવ નવી. ૧૦૦
ફોફળ પાન પ્રત્યેકે સોળ, દીધાં કેસર કીધાં રોળ;
[4]પરિ પરિનાં કીધાં છાંટણાં, ચુવા સુગંધ શ્રીફળ દિયે ઘણાં. ૧
સવિ સંતોષિ સુપરે ન્યાતિ, તિમ પોષી વળિ સઘળી જાતિ;
લગન દિવસ સહુ ઉદ્ઘટ ધરે, રૂપચંદને નમણું કરે. ૨
મિળિ સોહાસણ સરખી સહુ, ગાએ ગીત ધવળ વળિ બહુ;
ઉગટે અંગ કરી સુવિચાર, પહિરાવે વારૂ શૃંગાર. ૩
મસ્તક ખૂંપ સખૂણો ભર્યો, મુગતાફળ હીરે પરિવર્યો;
રત્નજડિત દોય કુંડળ કાન, વર ગોરો છે ચંપકવાન. ૪

---

૧ મોઘરના ફુલની સુગંધીવાળું પાણી. ૨ સુંદર. ૩ ઉત્તમ રૂમાલ-કપડાં. ૪ જાતજાતનાં.

હિયે હાર સોહે નવલખા, બાંહિ બાજુબંધ બહિરખા;
કટિ દોરો જડિયો હીરલે, સોવન કટક ચરણે ઝળહળે. ૫
ચંપક કેતકી ટોડર ચંગ, ઉરે સોહે ઢળકંત અભંગ;
મુખે આરોગ્યાં પાન અશેષ, નયણે કીધી કાજળ રેખ. ૬
[1]સખર વસ્ત્ર પહિર્યા સશ્રીક, દાનતણી તો વાળી નીક;
ગજવર કંધ ચડ્યા તિણ વાર, મિળિઆ લોક અપારાવાર. ૭
મસ્તકે મેઘાડંબર છત્ર, વિવિધ પરે વાજે વાજિંત્ર;
રૂપચંદ ચાલ્યો પરણવા, ઇમ ઉત્સવ કીજે નવનવા. ૮
બિહુ પખે ચામર ઢળે અતિ સાર, સાબેલા નવિ લાભે પાર;
આગળ રાજવાહન ચકડોળ, ચારણ ભાટ કરે કલ્લોલ. ૯
[2]પવનવેગ પાખરિયા કર્યા, ચાલે ગજ સોવન ચીતર્યા;
રથ તરૂ વાડી કર્યા વિચિત્ર, નાચે નાચ મનોહર પાત્ર. ૧૦
હટ્ટશ્રેણિ શૃંગારી સાર, કીધી વાટ અતિ મનોહાર;
ચાલે અતુલ સાહજન સર્વ, ભલાં ગીત ગાએ ગંધર્વ. ૧૧
નાચે પાત્ર હરે મન લોક, ઠામ ઠામ જોવે જન થોક;
વાજે જાંગી ઢોલ નિસાણ, પરિપરિનાં વાજિત્ર વિનાણ. ૧૨
મારગ ઠામ ઠામ થોભતાં, સઘળી પરે સુપરે શોભતાં;
યાચકને મન ગમતાં દાન, ઈમ મંડાણે આવે જાન. ૧૩
રંગે ગીત ગાય જાનણી, પૂગી આશ સવિ મનતણી;
બહેનડ લૂણ ઊતારે લળી, જોવા રાજકુળી સવિ મિળી. ૧૪
ઇમ કરતાં મંડાણ પ્રધાન, તોરણ આવ્યા વર-રાજાન;
સાસુ સસરા સાલા સહુ, તે સાચવણી કરે અતિ બહુ. ૧૫
મુંસર મૂશળ લેઇ ત્રાક, સાસુ પુંખી તાણે નાક;
ચતુર ચંગ માહેરા માંહિં, વરરાય પધરાવ્યા ઉચ્છાહિં. ૧૬
સોવન-પાટે બેઠા કુંવર, શિખ્યા શ્લોક સાલ કહે અવર;
રૂપચંદના નિસુણી બોલ, મૌન રહ્યા તે કરિ નિરોળ. ૧૭

---

૧ સારાં. ૨ ઘણી ઉતાવળી ચાલવાળા પાખર સહિત ઘોડા.

રૂપસુંદરી કુંવરીને તદા, [1]ઊગટી [2]નવ્હણુ કરાવી મુદા;
પહિરાવ્યા સઘળા શૃંગાર, કરિ જાણે લખમી અવતાર. ૧૮
આંહિ માહેશ કુંવર પાસ, બેસારી કુંવરી ઉલ્લાસ;
જોશી વરતે વેળા ખરી, ધવળ દિયે ગોરડી મદ ભરી. ૧૯
વરવહૂ કરમેળાવો થયો, સજન વર્ગ સઘળો ગહગહ્યો;
સાખિ અગ્નિ કર્યો તિણિ વાર, હરખે વરત્યાં મંગળ ચાર. ૨૦
વાસ્યો શુભ કંસાર કપૂર, આરોગ્યો વર વહૂ સુખપૂર;
કરમોચને દીધાં ધન કોડિ, સોમદેવે ન લગાડી ખોડિ. ૨૧
વહૂ લેઈ વર ઘર આવિયા, માએ મોતીઅડે વધાવિયા;
મનહ મનોરથ ફળિયા સવે, કરિ ઉચ્છંગ ઉત્સવ નવનવે. ૨૨
વેવાઇ સવિ રાખે રીતિ, તિમ કીધું જિમ વાધે પ્રીતિ;
નિત ગોરવ નિત જીમણવાર, કર્યો વરેઠીના વ્યવહાર. ૨૩
કોરહિતો પોઢાં પક્વાન્ન, અણિ ઊત્તર કીધો અસમાન;
એક ચૂક ન પડી વિવાહ, તસ ઘર ઉત્સવ સદા પ્રવાહ. ૨૪
દેવાંગણું કરિઉ વિસ્તાર, નિજકુળ રીતિ સકળ સંસાર;
સંઘપૂજ સાધર્મિક ભક્તિ, સવિ સાચવી મનોહર યુક્તિ. ૨૫
રૂપચંદ રૂપસુંદરી એહ, સરખી જોડિ વધારે નેહ;
બિહુ ચતુર બેહુ ગુણવંત, રૂપવંત બે ભાગ્યવંત. ૨૬
રૂપસુંદરી કુવરી અંગ, ગુણ અનેક પરિ દીસે ચંગ;
[3]કઠિન ઘણું હૃદયસ્થળ હોય, પણ તસ વચન સુકોમળ જોય.૨૭
હીંડે સ્વસ્થ હંસની ગતે, પણ તે અછે દીપતી મતે;
ભમૂહ વક્ર પણ સરલું ચિત્ત, ચપલ નયન પણ નહીં ચરિત્ર.૨૮
[4]કૃશોદરી તિમ પુષ્ટ [5]નિતંબ, જંઘ [6]યુગલ જિમ [7]કદલિ થંભ;
કેશકૃષ્ણ પણ ગુણ ઊજળા, મુખ સંપૂરણ શશિની કળા. ૨૯

---

૧ પીઠી ચોળી. ૨ નવરાવી. ૩ રૂપસુંદરીની ઉત્તમ ગુણાવળી બતાવી છે. ૪ પાતળા પેટની. ૫ કુલાનો ભાગ. ૬ બે. ૭ કેળના થાંભા જેવી મૂળ ઉતાર અને સુંવાળી.

નાભિ ગંભીર નિમ્ન છે જેમ, ઉન્નત જઘન ઘણુ છે તેમ;
હરીલંકી મૃગનયણી સોય, [1]તુચ્છ પુન્નિયા ન લહે કોય. ૩૦
ભામિનિ રૂપતણો ભંડાર, સવિ જુગતા કીધા શૃંગાર;
શિર વર રત્નજડિત રાખડી, કંઠ નિગોદર ને પદકડી. ૩૧
ફૂલી શિર સેંથો સિંદૂર, ટીલું તપે તેજનું પૂર;
કાને કુંડળ ઝબુકે ઝાળ, લહકે હાર તે હિયા વિચાળ. ૩૨
[2]નકફૂલી દીસે અતિ ભલી, સોવન ટોડર ને ગરસલી;
ભલ બહેરખે ભુજા દીપતી, કનકગાંઠીઆ કરી ગોમતી. ૩૩
સુવર્ણ જડાવતણી મુદ્રડી, [3]કટિમેખળ તે હીરલે જડી;
પાએ ઝાંઝરના ઝમકાર, ઠમકાવે [4]વિંછીઆ અપાર. ૩૪
મનમોહિની મહારસે રસે, તિમ ચાલે જિમ પિઉને ગમે;
અહનિશિ વિનય વડાનો કરે, મુખે બોલતી અમીરસ ઝરે. ૩૫
સાસુ સુસરો આણે હિત્ત, હરે જેઠ જેઠાણી ચિત્ત;
સહુકો સાથ સદા સંતોષ, કોઈ ન બોલે તેહનો દોષ. ૩૬
પૂરી પીહર ને સાસરે, અહનિશિ કાજ ધર્મનાં કરે;
નરનારી ચાલે એક ચિત્ત, નિજ મન [5]સંયમ પાળે પ્રીત. ૩૭
નવયૌવન બે નવલે વેશ, બેહુ રંગે રમે સુવિશેષ;
ફળ ભોગવે બેહુ પુણ્યતણાં, સુખસાગર ઝીલે બેહુ જણાં. ૩૮
ખંડ ખંડ વાણી વિસ્તાર, ભણતાં સુણતાં હર્ષ અપાર;
નવરસ કવિ નયસુંદર વાણ, દ્વિતીયખંડ પહુતો પરમાણ. ૧

ઇતિ શ્રી રૂપચંદ કુમાર રાસે શ્રવણસુધારસ નામ્નિ રૂપચંદ જન્મ–મહોત્સવ લેખશાળા–મહોત્સવ વિવાહાદિ વર્ણન નામ દ્વિતીય ખંડ સમાપ્તમ્



---

૧ અભાગિયા અગર ઓછા પુન્યવાળા. ૨ નાકમાં પહેરવાનો કાંટો. ૩ કેડની સાંકળી. ૪ પગની આંગળીઓનું ઘરેણું. ૫ પોતાના મનને નિયમમાં રાખીને.

# ખંડ ત્રીજો.

( વસ્તુ-છંદ. )

કરિય મહોત્સવ કરિય મહોત્સવ નામ તસ દિદ્ધ,
રૂપચંદ નામે ભલો માય તાય મ્હેલિયો નિશાળેં,
પઢી ગુણી પોઢો થયો ગ્રહી કળા જેણેં બાળકાળેં;
યૌવનવયે પરણાવિયો રૂપસુંદરી નાર,
બાપેં બહુ ઉત્સવ કર્યો સુખ વિલસે સંસાર. ૧

( દુહા-છંદ. )

શારદ માતતણી વળી, પામી [1]મયા અપાર;
ત્રીજો ખંડ રચું હવે, સુણજો સહુ નિરધાર. ૧
અતિ અચરિજકારી અછે, આખો એહ પ્રબંધ;
સાવધાન થૈ સાંભળો, સહુ સઘળો સંબંધ. ૨
રાજા વિક્રમ રાજિયો, ઊજેણીનો [2]ઇશ;
ચૌદ છત્રપતિ તેહની, સેવા કરે નિશદીસ. ૩
તેમાંહે દેશ કનોજનો, રાજા ગુણચંદ નામ;
વિક્રમની સેવા કરે, જાતેં રહિ તિણ ઠામ. ૪
આસ ખાય નિજ દેશનો, પાળે વિક્રમ-આણ;
સહકુટુંબ પરિવારશું, તિહાં કીધો [3]અહિઠાણ. ૫
વિક્રમ પ્રેમ ધરે ઘણો, તિણે તિહાં દીધ આવાસ;
ઊજેણીનગરીમાંહિ, પૂર્યો પરગટ વાસ. ૬
તેહને નારી છે ઘણી, ગુણસેના તસ મુખ્ય;
બેટી સોહગસુંદરી, બાળપણાથી [4]દખ્ય. ૭
તેહને ક્રીડાને [5]જુઓ, તાતેં દીધ આવાસ;
સોળ સખીશું બાળિકા, તિહાં તે કરે વિલાસ. ૮

---

૧ કૃપા. ૨ ધણી. ૩ મુકામ. ૪ ડાહી. ૫ જૂદો.

બાળકુમારી બહુ સખે, રહે તિણે આવાસ;
રાત દિવસ અંતર ન લહે, ખેલે મન ઉલ્હાસ. ૯
એક દિન બેઠી રંગભર, સારે સહેલી સેવ;
નિસુણી પાસે એક ઘરે, રામા રડતી હેવ. ૧૦
રૂદન કરે છે શ્યા ભણી, જૂઓ એ કુણ નાર;
એક દાસી ગઇ વેગશું, જઇ પૂછયો તેણિવાર. ૧૧
કહો બાઈ કારણ કિશ્યે, રોવે રામા એહ;
ઘરધણીઆણી ઇમ કહે, વહૂ અમારી જેહ. ૧૨
અસમાધિ છે એ ઘણું, થયો પ્રસવનો કાળ;
[1]બંધ-મોક્ષ હોતો નથી, તે ભણી કરે કતાળ. ૧૩
ઇમ નિસુણી પાછી વળી, આવી કુંવરી પાસ;
કરજોડી ઊભી રહી, પણ બોલે નહીં દાસ. ૧૪
કુંવરી કહે રે દાસી તું, શી જોઇ આવી વાત?
કાં રોવે છે કામિની, તે મુજ કહે અવદાત. ૧૫
દાસી કહે સુણ સ્વામિની, વાત કાંઇ નથી તેહ;
કુંવરી કહે માં [2]જંખ ઈમ, સાચું બોલી ન એહ. ૧૬
તુમે તે કાંઇ લહો નહીં, શું પૂછો વારંવાર;
તે અસમાધી બાલિકા, કરે [3]આક્રંદ અપાર. ૧૭
અસમાધી તે કહો કિશું, દાસી કહે સુણ માત;
પાણિગ્રહણ કર્યાં પછી, લહેશો સવિ અવદાત. ૧૮
સુણી એમ ચમકી ઘણું, બાળા બોલે વાણિ;
પરણ્યાથી દુઃખ એવડું, તો નહીં પરણું જાણિ. ૧૯

( ચોપાઇ-છંદ. )

જિણ સુવરણે તૂટે કર્ણ, કહો શું કીજે સોઈ સુવર્ણ;
જેહથી આગળ એવડું દુઃખ, તે પરણ્યાનું કેહું સુખ્ખ. ૧

---

૧ છુટકબારો-પ્રસવ. ૨ બોલ નહીં. ૩ બૂમો.

તે ભણી સુણો સુખાણી તુમે, [૧]નિરધારે નહીં પરણું અમે;
સહિયર કહે તું બોલ મ એમ, પરણ્યા વિણ રહેવાએ કેમ. ૨
કહે સોહગસુંદરિ કુમારિ, પુરૂષલોલપી તુમે સહુ નારિ;
એ મેં જે કીધો નિરધાર, ઈણિભવ કદિ ન કરૂં ભર્ત્તાર. ૩
સખી કહે મમ જંખો આળ, જવ પામેશો યૌવનકાળ;
તવ લો મનડું રહે નહીં ઠામ, ઈણિ પરે પડસી વાત વિરામ. ૪
તિણ વયણે ચમકી સા બાળ, [૨]ચોટીને દઈ ઉઠી ગાળ;
રે નિર્લજ્જ વળિ વળિ શું કહો, વચન માહરૂં સાચું શ્રહો. ૫
તવ સોળહિ સવિ હાજી કરે, તુમે બોલ્યું તે સાચું શિરે;
નવિ બીજવિયે જે રાઉલાં, તે છોરૂ રમાડિયાં ભલાં. ૬
કુંવરિ તિણ આવાસે રહે, સહિયરશું રમતિ ગહગહે;
અહનિશિ બાળા લીલ વિલાસ, ગ્રંથ કળાનો કરે અભ્યાસ. ૭
વર્ષ અગ્યારતણી જવ થઈ, પિતાતણે મન ચિંતા ભઈ;
કુંવરિ અંતે કહે નરનાહ, પુત્રી તુમં કીજે વિવાહ. ૮
તવ તે બાળા બોલી ઈશું, તાત અમે કિહી નહીં પરણશું;
છે મુજ નિયમ વરેવાતણો, તુમે [૩]આક્ષેપ મ કરશો ઘણો. ૯
સોળેને રાયે પૂછી વાત, તિણે પાછિલો કહ્યો અવદાત;
બાળભાવનું લહી સરૂપ, તવ તે અણબોલ્યો રહ્યો ભૂપ. ૧૦
અનુક્રમે ચૌદ વર્ષ જવ થયાં, વળી સુવચન પિતાયે કહ્યાં;
પુત્રી બાળભાવ પરિહરો, મનગમતો કો કુંવર વરો. ૧૧
વાળી વચન ન કહેશો તાત, એ જાણેજો સૂધી વાત;
ઇણ ખેપે હું પરણિશ નહીં, [૪]પ્રાણે પ્રીતિ ન હોવે સહી. ૧૨
ચોખા ઉત્તર સુણિયા કાન, વિવાહ-વાત મ્હેલી રાજાન;
સુખે સમાધે સહુ નિજ ઠામ, આપ આપણે વરતે કામ. ૧૩

---

૧ અવશ્ય. ૨ ભુંડી-હારી. ૩ આવા વિચારનો આગ્રહ. ૪ જબરાઈથી-પરાણે.

પિતા અતે લખમી નહિ પાર, કુંવરી તે ભોગવે ઉદાર;
તે સોળે [1]સહિશું ઉલ્હાસ, રહે અળગી તેણે આવાસ. ૧૪
અહનિશિ નામ જપે જગદીશ, કોશું કવળી કરે ન રીસ;
અધિક મુખેં પણ બોલે નહીં, મઠવાસિણિની પરે થઇ રહી. ૧૫
ન લહે વિષય-વેધ વાતડી, સુખે નિગમે દિવસ રાતડી;
પિણ પાપી યૌવન ભેદશે, તવ તે ધર્મ વાત છેદશે. ૧૬

( દુહા-છંદ. )

હવે તે સોહગસુંદરી, પામી યૌવનવેશ;
તસ તન આવીને રહ્યો, જાતે [2]મદનનરેશ. ૧
[3]ષોડશવર્ષી સા હવી, પ્રગટયાં [4]સવિ અંકૂર;
વ્યાપ્યો વિષય શરીરમાં, વાધ્યું યૌવનપૂર. ૨
અંગ વિકાર ઘણો ભજે, મનડું ન રહે ઠાય;
અંદેશે હિયડો ઘણું, લાજે નવિ બોલાય. ૩
બાળપણો બહુપરે ભલો, જિહાં નહીં કિશો કળેશ;
યૌવનવયેજ જીવડો, પગ પગ પામે ખેસ. ૪
જે સુજાણ શૂરા સુભટ, જે પંડિત જે ધીર;
તેહ વેશ વિગોવિયા, જે ગિરૂઆ ગંભીર. ૫
સુકુલીણી સુંદરી સુભગ, બાળા બુદ્ધિનિવાસ;
ચડતી વેશે એકલી, મન બહુ ધરે [5]વિખાસ. ૬
બોળપણે હસતાં કહ્યું, સાચું થયુંજ તેહ;
કોશું [6]ગુહ્ય થાએ નહીં, દુઃખે દાઝે દેહ. ૭
ગુહ્ય કરીજે તેહશું, જે હોવે ગંભીર;
હિયડું દેતાં [7]હીનને, ખિણે ઉતારે નીર. ૮

---

૧ સખિયોથી. ૨ કામદેવરાજા. ૩ સોળ વર્ષની. ૪ શરીરના તમામ અવયવો યૌવન પ્રાપ્ત થવાથી ખીલી આવ્યા. ૫ કલેશ-ખેદ-ચિંતા. ૬ છાની વાત છતી કેમ કરાય? ૭ નીચને.

ગુહ્ય પિરાયા મનતણો, જે રાખે નિજ ચિત્ત;
બોલ ન પાડે બાહરે, એહવા થોડા મિત્ત. ૯
એક પાપી પ્રીતે મળી, લિયે વિચારો [1]મર્મ;
પછે [2]વિગોવે તેહને, એહવા કરે કુકર્મ. ૧૦
ઇમ જાણી ઊતાવળી, કિસી ન કીજે વાત;
કસિ પુહચે જે આપણો, તેહને દીજે [3]ઘાત. ૧૧

(રેખતા-છંદ.)

"જસહી કસહી રે સખી દુઃખ ન દાખિયે,
પેખી પુરૂષ પ્રધાન મનોમતિ ભાખિયે;
વાત પડે વિભચાર ખળાં મુખ જે ચડે,
વિણસે દૂધ પડયું જો જિમ કાચે ઘડે. ૧
મિત્તા તે પરમાણુ જે મિત્તાપતિ હણે,
એક કને લેઇ ગુહ્ય કહે બીજા કને;
પરિહરિએ તે સંગ દૂર ન વંછિયે,
પત્થર ચાંપ્યો હાથ કળેં કરી ખંચિયે." ૨

ઇમ જાણી કુંવરી ચતુર, નાલે કોઇને મન્ન;
[4]મદન નડે પણ આકરો, ન રૂચે પાણી અન્ન. ૧૨
ચતુર સખી છે શ્રીમતી, જાણે [5]અંગિત સોય;
પણ તે કથન ન કહી શકે, લાજ ન લોપે કોય. ૧૩
એક દિન [6]રયણીને સમે, નાવે નિંદ લગાર;
તવ તે સોહગસુંદરી, આવી ગોખ ઉદાર. ૧૪
નિરૂપમ નગર નિહાળતી, પામી અતિ ઉલ્લાસ;
એહવે એક ધનપતિતણો, તેણે દીઠો આવાસ. ૧૫
મંદિર તે ધનપતિતણો, નિરૂપમ નાટિક હોય;

---

૧ છાની વાતનું રહસ્ય. ૨ ફજેત કરે. ૩ ચિતની વિચારણાનો મર્મ. ૪ કામદેવ. ૫ ચિન્હો-આશા ઉપરથી. ૬ રાત્રી.

ગીતનાદ શુભ સાંભળી, ચિત્તેં ચમકી સોય. ૧૬
રાગ તાન માને કરી, મીઠો લાગો ગાન;
હિયડે ચિંતે આજ મુજ, જીવિત થયું પ્રધાન. ૧૭
નાદ સરીખો રૂઅડો, જગમાં અવર ન એક;
નાદે મોહી [1]ભારતી, મોહ્યા દેવ અનેક. ૧૮
નાદવેધ તે દોહિલો, મૂરખ ન લહે વાત;
ક્ષણમાં નાદ સુજાણુની, ભેદે સાતે ધાત. ૧૯
નાદતણો રસ દોય લહે, એક મૃગ બીજી નાર;
મૃગ મોહ્યાં મસ્તક દિયે, સ્ત્રી દે સુખસંસાર. ૨૦

(માલિની-છંદ.)

“ सुखिनि सुखनिधानं दुःखितानां विनोदः
श्रवणहृदयहारी मन्मथस्याग्रदूतः
अतिचतुरसुगम्यो वल्लभः कामिनीनां,
जयति जगतिनादः पंचमश्चोपवेदः ॥ ५ ॥ ” १

નાચ ગીત નિરૂપમ સુણી, થઈ ચળચિત્ત કુમારિ;
મનગમતી સહી શ્રીમતી, ઉઠાડી તિણુ વાર. ૨૧

(ચોપાઇ-છંદ.)

આવ સખિ એક અચરિજ જોય, નાટિક ગીત દેખાડે સોય;
કહે શ્રીમતિ બાઇ તુમે સુણો, એહનો રંગ અછે અતિ ઘણો. ૧
તવ બોલી સોહગસુંદરી, સાંભળ વાત જ શ્રીમતિ ખરી;
નાટિકશું મુજ લાગું તાન, ઘર આપણે કરાવું ગાન. ૨
સખી કહે તુમે સુણો વિચાર, નહીં [2]તુમચે મસ્તક ભરતાર;
ગીત નાચનો ફોકટપણો, [3]રમણ પખે કહું શું પેખણો. ૩
સુણી વચન અણુબોલી રહી, દિન બીજે તસ ગોખેં ગઈ;
નિસુણે એકમની થઈ ગીત, લાગ્યો વેધ થયું ચળચિત્ત. ૪

---

૧ સરસ્વતિ. ૨ તમારે. ૩ રમનારા—ભરતાર વગર.

દિન ત્રીજે વળિ માંડયો તેમ, વદે શ્રીમતી આણી પ્રેમ;
બાઈ એ વળખાં શું કરો, બોલ એક માહરો મન ધરો. ૫
કોઈક ચતુર પુરૂષને વરો, અથવા પ્રીતિપણે આદરો;
મન ગમતા કરો ભોગવિલાસ, ગીત નાચની પૂરે આશ. ૬
ગહિલી પરગટ કિમ પરણિયે, શુંકીને શી પરે ગળિજિયે;
છાની કુણશું પ્રીતિ ન થાય, સખી આપણી [1]કુળવટ જાય. ૭
સાચું કહિયું શ્રીમતી કહે, મુગ્ધે હજી ન તું કાંઈ લહે;
પરણી [2]પ્રચ્છન્ન કીજે પ્રીતિ, તો કેહી જાયે કુળરીતિ. ૮
ઇણિપરે બાહિર રહે તુજ [3]મામ, મન માને તો તું કર કામ;
કુંવરી કહે કિમ કીજે માય, કો જાણે તો [4]કૂડું થાય. ૯
સુણી વાત ચમકી શ્રીમતી, લહી વાત એહ મન જે હતી;
કહે બાઈ તું સુણ નિરધાર, જન્મ વિફળ જસ નહીં ભરતાર. ૧૦
નારી રૂપવતી ગુણવતી, [5]નરપાખે તે નવિ શોભતી;
જિણે ન લહ્યો નર ચતુર સુજાણ, તેહનું સહિ જીવિત અપ્રમાણ.૧૧
કુંવરી કહે ચતુર નર કિહાં, જો હોય તો કિમ આવે ઇહાં;
કરમે મૂરખ લાગે હાથ, તો [6]બાઉળ લેવી થાય બાથ. ૧૨
ખપ કરતાં કો સુંદર મિળે, તો ચિંતવ્યા મનોરથ ફળે;
કુંવરી કહે તે કરતાં ચાલ, બાહર વાત પડે તતકાળ. ૧૩
તેહવું કો પરકજ્જૂ નથી, ન પડે ભેદ કિશું જેહથી;
દામ અનેરે ન મરે કોય, કાજ પિરાયાં શિયળાં હોય. ૧૪
પહિલી વાત હિયાની કરી, પછે પછતાવો લહિયે સહી;
ફોકટ આળજ સોનાતણી, જળ માંહિં નાખીજે ક્યા ભણી. ૧૫
સુણી શ્રીમતી બોલી હસી, બાઇ વાત કહી તેં કિશી;
સહુકો સરીખું નહીં સંસાર, ઉત્તમ મધ્યમ છે નરનાર. ૧૬

---

૧ કુળની મર્યાદા-લાજ. ૨ છાની રીતે. ૩ લાજ-ઇજ્જત. ૪ ભૂંડું-નઠારૂં. ૫ પુરૂષ વગર. ૬ બાવળની સાથે બાઠ ભીડયા જેવું દુઃખ થાય.

( અનુષ્ટુપ્-છંદ. )

वाजिवारणलोहानां, काष्ट पाषाण वाससाम्;
नारी पुरुष तोयानां, दृश्यते महदन्तरम्

કહે તો કૂપ માંહિ ઊતરૂં, કહે તો અગ્નિમાંહિં સંચરૂં;
વિષમ કામ જે કહે તે કરૂં, જિહાં લગે પ્રાણ દેહમાં ધરૂં. ૧૭
બાહર વાત પડે શી કહો, સ્રીચરિત્ર તુમે શું નવિ લહો;
નારી તેમ કરે જિમ ગમે, દેવ ભમાડયા સ્રીના ભમે. ૧૮
નારી વિમાસે તે સવિ ખરૂં, એહ વાતનું છે પાધરૂં;
હમણાં નથી સુણી તેં વાત, નગરીમાંહિ થયો અવદાત. ૧૯
કુંવરી કહે થયું તે કિશું, કહો શ્રીમતિ હુવો હોય જિશું;
વારૂ વાત તે શ્રીમતિ કહે, સુણજો જેહ કથા રસ લહે. ૨૦
વિક્રમનૃપ-ઊજેણીધણી, ધીર વીર ગિરૂઆ ને ગુણી;
વિક્રમચરિત્ર બેટો તાસ, કળા બહોત્તરતણો નિવાસ. ૨૧
તેહની માય ઘણી ખપ કરી, વિક્રમ વરી વિદેશે ફરી;
એ પાછળ છે બહુ વિસ્તાર, હમણાં આ સાંભળ અધિકાર. ૨૨
રાય મ્હેલી તસ આવ્યો તિહાં, સુત [1]પોઢો થઈ આવ્યો ઇહાં;
તેણે વડો [2]પવાડો કર્યો, વિક્રમરાય સરખો છેતર્યો. ૨૩
ધૂત્યાં બહુ માણસ નૃપતણાં, ઇમ ચરિત્ર તિણે કીધાં ઘણાં;
વળતી [3]માનત કીધી રાય, તવ તે આવી લાગ્યો પાય. ૨૪
પુત્ર ઓળખી હરખ્યો તાત, પછી તેડાવી તેહની માત;
તિણે કર્યાં અદભુત ચરિત્ર, ઠવ્યો નામ તસ વિક્રમચરિત્ર. ૨૫
એહનો છે સંબંધ અપાર, કવિતાયે કહ્યા બોલ વિચાર;
સુણો વાત આઘી જે હવી, અતિ અચરિજકારી અવનવી. ૨૬
સુતચરિત્ર દેખી મોટકું, રાજા વચન વદે મુખથકું;

---

૧ મોટો. ૨ સેતાનાઇ-સ્રીચરિત્ર. ૩ બાધા બંધણી.

સુણો સભા પંડિત પરધાન, વિક્રમચરિત્ર ચરિત્ર [1]અસમાન. ૨૭
સ્ત્રીચરિત્ર જે આગળ કહ્યાં, તે એ આગળ કૂડાં થયાં;
વિક્રમચરિત્ર તે સાચું હોય, સ્ત્રીચરિત્ર ભ્રમ કહિજો કોય. ૨૮
નગરમાંહિ વાહું [2]ડાંગરો, વિક્રમચરિત્ર બોલ કહું ખરો;
સ્ત્રીચરિત્ર કો રખે ઊચરો, અસત્ય ભાખો તો ઉત્તર કરો. ૨૯
હાજી સભા સહૂકો કરે, પુરીમાંહે ઢંઢેરો ફિરે;
લોક વચન તે સહુ આદરે, ચિત્ત ન કો ઊંડી ચિત ધરે. ૩૦
એહવે એક શેઠ સુદંત, તેહની પુત્રી છે ગુણવંત;
નામ તેહનું મનમોહિની, અભિનવ રૂપે સુરમોહિની. ૩૧
બાળકુમારિ ચતુરસુજાણ, તેણિયે નિસુણી એ વાણિ;
કરતી વાત સખીશું કહે, એ મૂરખ નૃપ કાંઇ ન લહે. ૩૨
વિક્રમચરિત્ર કિશું પોપાય, સ્ત્રીચરિત્ર આગળ તે વાય;
એહ વાત નૃપપુરૂપે સુણી, આવી રાજા આગળ ભણી. ૩૩
રાએ તેડાવ્યો કુંવરિ-પિતા, તેહને સવિ પૂછી વારતા;
શેઠ કહે તે લઘુ છોકરી, નવિ જાણે બોલી પાધરી. ૩૪
રાય કહે તેહને તેડાવ, ઉત્તર માહરે મુખે કરાવ;
છે નાહની પણ લક્ષણ વડાં, દીસે રત્ન ઘડા જેવડાં. ૩૫
કહે સુદંત ઘર આવી શેઠ, પુત્રી તેં વળગાડી વેઠ;
લૂલી જીભ ન રહી પાધરી, આવો રાયને ઉત્તર કરી. ૩૬
[3]તાત કિશું હું કૂડું લવી, જિણે તુમ રીસ કરો એવડી?
કહો ત્યાં આવી ઉત્તર કરૂં, એહ વેણ તો છે પાધરૂં. ૩૭
પિતા કહે પહોચો રાય પાસિ, હું છું કાંઇ રાજાની દાસિ?
રાજા મોકલશે પાલખી, તો જઈશ હું સાથે સખી. ૩૮
રાજાએ પણ કીધું તેમ, અતિ આડંબરે આવી એમ;
ભૂપતિ બેસારી નિજ પાસ, ઇણી પરે પૂછે વચનવિલાસ. ૩૯

---

૧ અતુલ–તેની બરોબરી કરી શકાય નહીં તેવું. ૨ ઢુંડી પીટાવો. ૩ પિતા.

[1]વચ્છ તેં બોલ માહરો ગ્રહ્યો, મુજને વળિ મૂરખ શો કહ્યો;
કહે કુંવરી ચોખું બોલતી, વડા રાય સાંભળ વીનતી. ૪૦
તુમે પૃથિવીપતિ મોટા ગુણી, એહવી વાત અસત્ય શી ભણી?
વિક્રમચરિત્ર કિશું સંસાર? અમ ચરિત્ર આગળ તે ચાર! ૪૧
બાળા [2]વરવી બોલે બહુ, અમને તેં [3]ઓળખવીઓ સહુ;
એવડાં ચરિત્ર તુમે શાં કરો, જે અભિમાન ઈણીપરે ધરો. ૪૨
રાજન અમે ભોળવું ઈંદ્ર, બાંધી આણું સૂરજ ચંદ;
અબળા એહવું ધરાવું નામ, પણ અમે કરૂં [4]વિષમમહાકામ. ૪૩

( આર્યા—છંદ. )

"रविचरियं गहचरियं, ताराचरियं च चंदचरियं च ॥
जाणंति बुद्धिमंता, महिलाचरियं न जाणंति. ॥ १ ॥
मच्छपयं जलमज्झे, आकासे पंखियाणपयपंति ॥
महिलाण हीए मग्गो, तिन्नवि लोए न दीसंति. ॥ २ ॥"

નારી ચરિત્રતણો નહીં પાર, સુર નર જિણે ભોળવ્યા અપાર;
હરિ હર બ્રહ્મ સરીખા દેવ, તે પણ સ્ત્રીએ કરાવી સેવ. ૪૪
સ્ત્રી રૂઠી તસ લિયે જીવડો, સ્ત્રીને અંગે પરાક્રમ વડો.
સ્ત્રીએં જોડાવ્યા સહુકો હાથ, સાચું માન અવંતીનાથ. ૪૫
ક્ષિણ રોવે ક્ષિણમાંહિ હસે, ભોળા પુરૂષતણાં [5]મન કસે;
બોલે જુવું અનેરૂં કરે, સ્ત્રીની જોડ નથી જગશિરે. ૪૬
જે શૂરા જે પંડિત ભણ્યા, જે તપિયા મોટા ઋષિ સુણ્યા;
તે પિણ મહિલાને વશ પડયા, રાવણ રામ સરીખાં નડયા. ૪૭

---

૧ બેટા! દીકરી! ૨ કાળજામાં ખટક પેદા કરે તેવી. ૩ જણાવ્યું. ૪ જબરાં—કોઈથી ન થાય તેવાં મોટાં—અઘરાં કામ. ૫ જેમ કસોટી પર સોનાને કસી જોવાથી તેનો ભાવ જાણી લેવાય તેમ મનનો ભાવ કળી લેવાય.

સુણી નારીનો વચનવિલાસ, સુરપતિ નરપતિ થાએ દાસ;
સ્ત્રી નચવે તિમ નાચે સહી, ભૂંડું ભલું વિચારે નહીં. ૪૮

( અનુષ્ટુપ્-છંદ. )

“ न किं कुर्यान्न किं दद्यात् स्त्रीभिरभ्यर्थितो नरः ॥
अनश्वायत्रहेषंते शिरः पर्वणि मुंडितः ॥ १ ॥”

પહિલું તાકી લોચનબાણુ, કાઢી પુરૂષતણા લિયે પ્રાણ;
રૂચિ પાખે જો નર બોલંત, તો તસ નરગમાંહિં બોળંત. ૪૯
સ્ત્રી આગળ નરનું શું જોર, વશ આપણે કરે જિમ ઢોર;
મોહતણે વચને સાંકળે, નારી જિમ વાળે તિમ વળે. ૫૦
પાડી પુરૂષતણું મન મૂળિ, પછી કરી નાખે જિમ ધૂળિ;
સાહમી તેહને ઠગવા મિલે, તે મૂરખ પ્રાણે માંહિ ભળે. ૫૧
લાલચ પુરૂષ કરે અમતણી, દૂર રહે તો થાય [1]રેવણી
[2]મન-વિઘટયું તો ન મિળે સંચ, જો નર કોડિ કરે પ્રપંચ. ૫૨
હિયે બુદ્ધિ આવે તતકાળ, [3]સૂઘો ઉત્તર દે સમકાળ;
આગે એક આહિરીતણી, રાજન વાત નથી તુમે સુણી. ૫૩
કવિ કહે આડકથા માંહિં કથા, શ્રોતા રખે કહો કો વૃથા;
ચૌદ સહસ ઉત્તરાધ્યયન ઠાય, જો જો અધ્યયને સંજયરાય. ૫૪
વિક્રમ કહે કુમરી તુમ સુણો, વચનવિલાસ ઘણો તુમતણો;
કહો આહિરી તે કુણ નામ, કિશાં કિશાં કીધાં તિણે કામ. ૫૫
મનમોહિની કુંવરી તવ ભણે, ભૂપસભા સહુ એકમન સુણે;
રાજન એક ધનુરો ગામ, રહે આહિર ત્યાં ઢોલુ નામ. ૫૬
તેહને નારી અછે ઢોલડી, ધનયોવન જોરેં બોકડી; (બોલડી)
ઢોલુ ઘણો જાએ પરગામ, બહુ રતિ વિણુ જતિ કેરે કામ. ૫૭

---

૧ બેહાલ હવાલ–ભૂંડી દશા. ૨ મન ફાટ્યું–વિફરી બેઠી. ૩ જે વખતે જેવો જોઈયે તેવો તુરત.

ઢોલી પાછળ કરે બકોર, ખાએ સુખે ભાવતું અઘોર;
ચાલે જિમ આપણુપું ગમે, [1]સેલહુંતશું રાતે રમે. ૫૮
ગામ-લોક આગળ એક વાર, નાટકિયા નાચે સુવિચાર;
ગામ ગયો છે ઢોલો ધણી, આવી નાટિક જોવા ભણી. ૫૯
તિહાં એક નર સ્ત્રીવેશે ખરો, ઢોલિયે દીઠો [2]ફૂટરો;
નૌતમ નાયકને એમ [3]કહે, વસ્તુ અઠોત્તર તું લહે. ૬૦
જો સ્ત્રીવેશે એ નર આજ, આવે ઘર માહરે છે કાજ;
નાયકે હા પાડી તેહશું, વ્હાલું ને વૈદ્યે ઉપદિશ્યું. ૬૧
ઢોલી તસ લઇ આવી ઘરે, [4]સ્વાગત ઘણું કરે શુભ પરે;
ખીર ખાંડ ઘી ઝાઝાં કરી, જિમવા કારણ થાળી ભરી. ૬૨
બેસે જિમવા દેઇ કપાટ, તવ આવ્યો સેલહુંત ઝપાટ;
ઢોલીને કહે બાર ઉઘાડ, મુજ પાખે એકલી મ ઝાડ. ૬૩
ઢોલી ભણે વિટલિઓ એહ, કિહાંથી આવિયો [5]કુત્સિત દેહ;
નઠારો વાર્યો નવિ જાય, કહો હવે કરશો કિશો ઉપાય. ૬૪
તવ નાટકિયો કહે ધ્રૂજતો, [6]પ્રચ્છન્ન કર મુજ ન કરે છતો;
કહે ઢોલી [7]તિલનો અંબાર, ઓરા માંહે કર્યો છે સાર. ૬૫
તિહાં જઈ ખૂણે બેસો તુમે, એહને ઉત્તર દેશું અમે;
ઇમ કહિને ઉઘાડયાં બાર, ઘરમાંહિં લીધો બીજો જાર. ૬૬
પુનરપિ બાર દિયાં તતકાળ, સેલહુંતને દિયે મુખે ગાળ;
યથાતથા અવસર વિણ સહી, તમે આવો તે રૂડું નહીં. ૬૭
સેલહુંત તવ બોલે હસ્યો, નહીં અવસર હમણાં તે કિશો ?
હમણાં માહરો ધણી આવશે, પછે રાજ લહિશું જે થશે. ૬૮

---

૧ રાખેલા-જાર પુરૂષથી છિનાળું કરે. ૨ ખૂબસૂરત-રૂપાળો-મનગમતો. ૩ કહ્યું. ૪ આગતા સ્વાગતા. ૫ કદરૂપો-ગંધાતો. ૬ છુપાવી દે. ૭ તલસરાંનો ઢગલો-તલ વાઢી લીધેલા છતાં તલ ખંખેરી ન લીધા હોય તેનો ઢગલો.

કાં આજ ત્રટકે સેલહુંત વદે, ઠામ નથી શું તાહરૂં હૃદે;
હું આવ્યો તાહરા મોહ ભણી, શ્યે મુજ નાખે છે અવગણી. ૬૯
તાહરો વિરહ ઘડી નહી ખમું, કાંઇ પિરશે તુજ હાથે જિમું;
વળતી ઢોલી બોલી ભાખ, તુજને ખાવાને છે રાખ. ૭૦
એટલે આવ્યો તસ ભરતાર, કહે કામિની ઉઘાડો બાર;
ઢોલી કહે કિમ રાખિશ આપ, એ જો આવ્યો તાહરો બાપ. ૭૧
તુસ તપતાં માંડયા તિણિ રાત, બાપુડી કિહાં મુજ છાનો સાંત;
કહે ઢોલી આ માંહે ઓરડે, ખૂણે રખે આઘો જઈ અડે. ૭૨
મુહવડિ કરે રહ્યાનો થાપ, ખૂણે એક મોટો છે સાપ;
સખણો બેસી રહેજે ઘાડ, ઉઘાડયાં ઇમ કહી કમાડ. ૭૩
તવ આહિર તે બોલ્યો ઈશું, રે તેં ધાન રાંધ્યું છે કિશું;
મુજને ભૂખ લાગી છે ઘણી, જિણે હું બેસું જમવા ભણી. ૭૪
અત્યારે આપું કિહાંથી ધાન, હીએ તુમારે નહીં કાંઇ સાન;
રોટલ હવે કરિશ હું સહી, કામ હુવે તો આવો જઈ. ૭૫
તિણે કિહી જોતાં દીઠી ખીર, તવ તે ઢોલો બોલ્યો ધીર;
ખીર ભરી છે આવડી [1]ત્રાટ, જિમવાની ના કહે શા માટ ? ૭૬
સ્ત્રી કહે પર્વ દિવસ છે આજ, ખીર કરી છે નિવેદ કાજ;
લાવને હું નૈવેદ્ય એહ, ઇમ કહી જિમવા બેઠો તેહ. ૭૭
નાટકિયો તે ઓરા માંહિ, ક્ષુધા ઘણી ચિંતવ્યો ઉપાય;
તે તિલ ખાવા લાગ્યો જામ, [2]કરકરી બહુળી પ્રગટી તામ. ૭૮
રજ ફુંકીને દોથા ભરે, તવ સેલહુંત વિમાસણ કરે;
ફૂંફૂંઆડા મૂકે સાપ, હવે ખાધા ઈણિ લાગું પાપ. ૭૯
વળિ વિમાસી મન વારતા, એક વાર રહિયે જીવતા;
પછિ હુશે તે છે પાધરૂં, હવે અહીંથી સરખાં કરૂં. ૮૦
ઇશું વિમાસિને તે [3]પલ્યો, તવ તે નાટકીઓ ખળભળ્યો;

૧ થાળ. ૨ રજોટી–ધૂળ. ૩ ભાગ્યો–નાઠો.

તિણે જાણ્યું સ્ત્રીએ સાનજ કરી, હું અહીંથી જાઉં મુજ ઘરિ. ૮૧
ઇમ ચિંતિને [1]તગડયો તેહ, ઢાલે [2]અસંભવ દીઠો એહ;
ઢાલીએ તવ બુદ્ધિ શી કરી, જો જો નૃપ પ્રમદાનાં [3]ચરી. ૮૨
કાં કાં પ્રભુ ઇશ્વર મહાદેવ, ઉમા–માત કાં જાઓ હેવ;
મુજ આશા પૂરણ તું દેવ, હું અહનિશિ કરતિ તુમ સેવ. ૮૩
મેં અપરાધ નથી કાંઈ કર્યો, કાં એ ઠામ તુમે પરિહર્યો;
ઈમ કરતી કેડે [4]ઉજાય, પાછી વળી નિસાસા ખાય. ૮૪
ઘણું ધ્રુજતાં ઢાલે કહ્યું, કહો એ કુણુ મંદિરથી ગયું?
કહ્યું ગયું ને સીધાં કાજ, તેં [5]હાળી વિણુસાડયો આજ. ૮૫
ઢાલો કહે રીસ કાં કરો, વાત હોય તેહવી ઉચરો;
એ ઈશ્વર માતા–પાર્વતી, હું એહની સેવા સારતી. ૮૬
માહરી ભગતિએં [6]પ્રીણ્યાં એહ, ઘર આપણે રહ્યાં સ્વયંદેહ;
આજ અધર્મ કર્યો તુમે ઘણો, નૈવેદ્ય ભાગ ભખ્યો એહતણો. ૮૭
વળિ ખાધું અણધોયે પાય, તે ભણી એ છંડી ગયાં ઠાય;
ઇશ્વર એ મોટા મહાદેવ, વિણ આદરે ન રહે ક્ષણુમેવ. ૮૮
તું તો રોબડ મૂરખ મૂલિ, મહારૂં રળ્યું મેળ્યું તેં ધૂળિ;
ઢાલો કહે ચૂક મુજ પડી, હવે એ કિમ આવે બાપુડી? ૮૯
હવે એ આવે શ્યાને ફોક, એહને પૂજે પરખી લોક;
મહાપૂજા બહુ ભગતે કરાય, તો કદાચ આવેવું થાય. ૯૦
મહાપૂજા કિમ કીજે ભણો, કંત દ્રવ્ય તિહાં બેસે ઘણોં;
આપણે ઘર તે ત્રેવડ નથી, ચાલું પરદેશે આંહીથી. ૯૧
સ્ત્રી કહે વાત ભલી એ કરી, લાવો દ્રવ્ય વિદેશે ફરી;
મહાપૂજા પછિ કીજે વળી, જિમ ઈશ્વર ઘર આવે રૂળી. ૯૨
સ્ત્રીએં ઇમ [7]જલપ્યું તે કૂડ, પણ તેણે કાંઈ ન જાણ્યું કૂડ;

---

૧ દોડયો. ૨ ન થવા જેવી. ૩ ચરિત્ર. ૪ દોડી. ૫ ખેડુત–મજૂર. ૬ સંતોષ્યાં. ૭ બોલી–કહ્યું.

તે તો ગયો વિદેશે ઢોર, પાછળ [1]પ્રમદા કરે ખકોર. ૯૩
ભમતો દશાર્ણપુરે તે જાય, દશાર્ણભદ્ર મળ્યો તસ રાય;
વાત આપણી સઘળી કરી, તિણે નૃપની માંડી ચાકરી. ૯૪
નૃપ કહે મૂરખ પાડયો કષ્ઠ, તે કહે ના મેં દીઠો [2]દષ્ઠ;
એતલે સમોસર્યા શ્રી વીર, દશાર્ણભદ્ર હરખ્યો [3]ગંભીર. ૯૫
રાજા હેડે ધરે વિચાર, આ દીસે છે મુગ્ધ અપાર;
તોહે દેવ ભક્તિને કાજ, ધન કારણ આવ્યો મુજ રાજ. ૯૬
હું તો છું પૃથ્વીપતિરાય, ઇણી પરે વંદુ શ્રી જિનરાય;
જિમ જો કુણે ન વાંદ્યા હોય, માંડે વડી સજાઈ સોય. ૯૭
નગર વાટ શૃંગાર્યા હાટ, ઠામ ઠામ બંધાવ્યાં ત્રાટ;
કરી સજાઇ રાએં દક્ષ, તે કિમ કહીજાએ એક મુખ્ખ. ૯૮
નગરલોકને હર્ષ અપાર, લેઇ સઘળો નિજ પરિવાર;
બહુ અભિમાન ધરિ મનમાંહિં, જિન વંદને ચાલ્યો ઉચ્છાહિં. ૯૯
એતલે [4]સોહમ-ઇંદ્ર સુચંગ, વીર વંદવા આવે રંગ;
દેખી દશાર્ણભદ્ર અભિમાન, તિણે [5]વિકુર્વ્યા ગજ અસમાન. ૧૦૦
ચોસઠ સરસ ભદ્રજાતિક કર્યા, પંચ પંચ શત મુખ પરવર્યા;
મુખ મુખ આઠ દંતૂસલ હોય, દંત દંત અઠ [6]વાપી જોય. ૧
વાવી વાવી પ્રતે [7]પંકજ આઠ, પંકજે લક્ષ પાંખડી પાઠ;
બદ્ધ છત્રિશ નાટક પાંખડી, વચમાં રહે કાર્ણિકા વડી. ૨
આઠ અગ્રમહિષીશું બહુ, [8]હરિ બેઠો તિહાં જોવે સહુ;
ઋદ્ધિ ઇશી દીઠી અમમાન, દશાર્ણભદ્ર ગળ્યો અભિમાન. ૩
પહેલો આવી જિનવર પાસેં, સંયમ લેઇ બેઠો ઉલ્હાસેં;
[9]પુરંદરેં પરશંસ્યો ઘણો, અભિમાન રાખ્યો આપણો. ૪

---

૧ સ્રી. ૨ નજરોનજર. ૩ બહુજ. ૪ પહેલા દેવલોકનો સૌધર્મ નામનો ઇંદ્ર. ૫ દૈવીશક્તિથી ગજનાં બહુજ રૂપ પેદા કર્યાં. ૬ વાવડી ૭ કમળ. ૮ ઇંદ્ર. ૯ ઇંદ્રે.

ઘણું સ્તવીને લાગ્યો પાય, ચારિત્રપાળે તે ઋષિરાય;
ઢોલે જિનવાણિ સાંભળી, બૂઝી ચારિત્ર લીધું વળી. ૫
સારી કાજ સહુ આપણાં, પામ્યાં સુખ અનંતાં ઘણાં;
દશાર્ણભદ્ર કથાકલ્લોલ, અવસર ભણી કહ્યા છે બોલ, ૬
વિક્રમ નરપતિ સાંભળ ખરો, તેણી સ્ત્રીએં ચરિત્ર એ કર્યો;
બીજા અવર ન લાભે પાર, એક સુખે કિમ કહું વિસ્તાર. ૭
રાય કહે તેં સાચું કહ્યું, તે સઘળું અમે [1]સદ્દહ્યું;
પણ તમે વિક્રમચરિત્ર જો વરો, જોઈયે પછી ચરિત્ર શાં કરો. ૮
જો જો કીધું રાયે જેહ, નિજ સુતના ખાંડાશું એહ;
પરણાવી તેડી સાસરે, વળતું વિક્રમ ઈમ ઉચ્ચરે. ૯
વહુ સાંભળો વાત તુમ ખરી, કરી ભુંયરામાંથી [2]ચરી;
બેટો પ્રસવી આવો બહાર, તો તુમ ચરિત્ર વડાં સંસાર. ૧૦
[3]ભૂમિગૃહે ઘાલી ઈમ કહી, [4]પાખળી ગોમટ કીધો સહી;
જિમ કો ન શકે જઈ નીકળી, ન શકે જિમ તેહુ સળસળી. ૧૧
જાળી એક મ્હેલી નાનડી, પાસે એક મ્હેલી દાસડી;
જે જોઈયે તે આપે માંહ્ય, કુંવરીતણા દિવસ ઇમ જાય. ૧૨
માસ માસ પ્રતેં દાસી ફરે, કુંવરી હિયે વિમાસણ ધરે;
ઊંડી બુદ્ધિ વિચારી ચિત્ત, એક દાસીશું માંડી પ્રીત. ૧૩
રાત દિવસ માંડે વારતા, દાસી કહે મુજ થાય ઓરતા;
બાઇ તમે કષ્ટમાં પડયા, વિક્રમરાય ઘણી પરે નડયા. ૧૪
શ્યાને નૃપશું કર્યો [5]વિવાદ, તુજ ઉપનો આવડો [6]વિખવાદ;
ભોળી હિયે વિમાસી જોય, સરજ્યાં કિમે ન છૂટે કોય. ૧૫
એક દિન કહે સાંભળ રે સહી, મુજ આભરણ રૂચે આ નહીં;
લે એક આપું તુજ હિત કરી, તું છે મનમાની માહરી. ૧૬

---

૧ કબૂલ કર્યું. ૨ ચરિત્ર. ૩ ભૂંયરામાં. ૪ ચોમેરથી ઘુમટ-વાળી લાધો. ૫ તકરાર—હઠીલાઇ. ૬ પીડા—કંટાળો.

ઇમ કહી એક દીધી [1]મુદ્રડી, સવા લાખની છે પરગડી;
[2]પોકળ હાથ હોએ જેહનો, લોક સહુ [3]કિંકર તેહનો. ૧૭

( દુહા–છંદ. )

" જિણુ દીઠે મુનિ મન ચળે, તરૂણી પસારે હત્થ;
એકજ અત્થ વશીકરણુ, બીજું સવી અકત્થ. ૧ "

દાસી કહે કરજોડી આજ, કહે સ્વામિની કાંઇ મુજ કાજ;
કાજ અહીં શું ઉપજે મ્હને, પણ જા પિતા અમારા કને. ૧૮
આ જઇ પાનબીડું આપજે, તું અહિંયાં વ્હેલી આવજે;
એટલું કામ કરો સુવિવેક, બીજું કાજ નથી અમ એક. ૧૯
સુણી વચન આણુંદી દાસિં, આવી સુદંત શેઠ આવાસિં;
આપી પાનબીડું ઉલ્હાસેં, વેગે ગઈ કુંવરીની પાસેં, ૨૦
શેઠેં પાન નિહાળ્યું જિશે, દીઠા અક્ષર લખિયા તિશે;
સુણો તાત હું કષ્ટે પડી, [4]રતી નથી મુજ એકે ઘડી. ૨૧
સુણો તાતજી સાચી વાત, હવે નિજ પુણ્યે કરશે ઘાત;
[5]પાર પખે જે લખમી અછે, કાજે કિશું આવશે પછે ? ૨૨
જો મુજ જીવિતની ખપ હોય, [6]શૃંગ [સુરંગ] એક દેવાડો તોય;
હવે કાંઈ નથી રહી વારતા, કરે [7]ચિંત છોરૂની પિતા. ૨૩
શેઠ ઈશું વાંચી [8]ગહિબર્યો, કુંવરીતણો બોલ મન ધર્યો;
દ્રવ્યેં અકલેં વિચારી મતેં, શૃંગ દેવાડી [9]પ્રચ્છન્ન ગતેં. ૨૪
તવ કુમરી આવી જિહાં પિતા, હવે જો જો તે કરે વારતા;
મૂકી અવર સખી નિજ ઠામ, જિમ તિહાં વાત ન જાય વિરામ. ૨૫
પિતા ઘરથી થોડે વેગળો, ધવળગૃહ એક કીધો ભલો;
તિહાં રહિ ધરિ યોગિની સ્વરૂપ, વાએ વીણા ઉદ્ભટ રૂપ. ૨૬

---

૧ વીંટી. ૨ ફોરો–રૂટો–ઉદાર. ૩ તાબેદાર. ૪ સુખચેન. ૫ પારવગર. ૬ સુરંગ ખોદાવો. ૭ ચિંતા. ૮ ઘભરાયો. ૯ કોઇના જાણવામાં ન આવે તેમ છૂપી રીતે.

ચોગી વેશ કરાવી ચાર, સેવક મ્હેલ્યા મુખ્ય દ્વાર;
પેશી ન શકે બીજો કોય, ઊંચે માળ રહે પિણ સોય. ૨૭
પિતા પ્રતે કુંવરી ઇમ ભણે, તેડો જમાઇ ઘર તુમતણે;
ભોજન સ્વાગત કરજો ઘણી, શેઠ ગયો તવ રાજા ભણી. ૨૮
મ્હેલી ભેટ ભણે મહારાજ, પૂરો હર્ષ એક અમ્હ આજ;
કાલ અમારે છે દિન–પર્વ, આપ પધારો જિમવા સર્વ. ૨૯
નહીં તો જમાઇજી અમતણે, ઘરે પધરાવો ઉલ્લટ ઘણે;
કરો રાજ હવે એથી [1]મયા, [2]અવર હર્ષ તો પૂરા થયા. ૩૦
કરતાં વાત ગળગળો થાય, શેઠ પ્રતે સંતોષે રાય;
બોલ લેવાડી પાછો વળ્યો, પુત્રી પાસ પિતા જઇ મળ્યો. ૩૧
કીધી સર્વ સુતાશું વાત, પુત્રી શીખામણ દે તાત;
જમાઇને સાચવજો ઘણો, હું ભેદિશ હવે મન એ તણો. ૩૨
વિક્રમ રાએ [3]અંગજ તદા, વિક્રમચરિત્ર બોલાવ્યો મુદા;
સુદંત શેઠ ઘણો ખપ કરે, જાઓ કુંવર જિમવા સાસરે. ૩૩
કુંવર લાજતો બોલે ઇશો, શું સુદંત તે સસરો કિશો;
વિક્રમ કહે મ [4]ઉવેખો પરી, તુમ [5]ખાંડે એ પુત્રી વરી. ૩૪
શેઠ પ્રતે મેં દીધી [6]વાચ, તિહાં જિમવા ગયું જોઇયે સાચ;
હા પાડી ઇમ કરી કુમાર, સાથે કાંઇ ન લીધો પરિવાર. ૩૫
ભટ્ટમાત્ર મંત્રીશ્વર–પુત્ર, સાથે તેડયો હરિદત્ત મિત્ર;
પવનવેગ પહલાણ્યા દોય, આવે શેઠતણે ઘર સોય. ૩૬
ચતુરપણે ચાલે મ્હાલતા, દીઠી શેઠતણી તિહાં સુતા;
યોગણ વેશે વાએ વીણ, કુમર રહ્યો મારગ બિચ લીણ. ૩૭
કુમરીએં સન્મુખ જોયું જાસ, નયણ બાણથી વિંધ્યો તાસ;
મહા સુઘડ [7]મોહ્યો તસ રૂપેં, જાણે પડયો જંજાળહ કૂપેં. ૩૮

---

૧ કૃપા. ૨ બીજાં. ૩ પુત્ર–કુંવર. ૪ બેદરકારી બતાવો છો.
[illegible] ૬ વચન. ૭ મોહી રહ્યો.

( દુહા-છંદ. )

નયણબાણ નારીતણાં, તીણાં ખમે [1]જિકોય;
  પંડિત નયસુંદર ભણે, હું બલિહારી સોય. ૧
નારી-નયણે વેધિયા, લાગ્યાં [2]અંતર બાણ;
  તવ કો સુભટ નહીં તિશો, સાહમો મડે પ્રાણ. ૨
જેહની મૂંછે લિંબુઆ, ત્રણ્ય રહે કહેવાય;
  નારી-નયણે તે પડયા, લાગે [3]પ્રમદા પાય. ૩
નારી-નયણે વેધિયા, ન લહે કિશો વિચાર;
  સસેન વાસે બાપડા, મોહ્યા મરે ગમાર. ૪
"ગોરી તાહરા નયણમાં, અવગુણ એક ઘણાહ;
  ઉર લાગંતાં શીયળાં, દહે વિદેશેં ગયાંહ. ૧
સુગુણી દીધી નિગુણ ઘર, નિગુણિ ઘર સુગુણાહ;
  તે નર દૈવેં દંડિયા, જોડિ ન પુંગી ત્યાંહ. ૨
ગોરી નયણ તુમારડાં, લોહ વિહુણાં બાણ;
  આવંતાં દીશે નહીં, ખીંચી લિયે પરાણ [પ્રાણ]." ૩
રાજકુંવર રસિયો તિહાં, રહ્યો તુરંગમ રાખ;
  દોય જણ ચિત્ત મળ્યો સબળ, સૂર્ય દિયે એ સાખ. ૫
નેત્ર-પલ્લવિયેં નિપુણ, પ્રીછયો કુંવરી ચિત્ત;
  મિત્ર પ્રતેં કહે એહશું, વળતાં કરીસું વત્ત. ૬
મન મ્હેલી કુંવરી કને, આઘો ચાલ્યો જામ;
  સુદંત શેઠ સ્હામો સુગુણ, આવી કરે પ્રણામ. ૭
આગત સ્વાગત બહુ કરી, શેઠે ભોજન-ભક્તિ;
  કુમરેં ચોગલિ ચેષટે, કિંપી ન આણી ચિત્ત. ૮
ભોજન પણ ભાવ્યું નહીં, કર્યો આચાર લગાર;
  [4]ચળમને ઊઠયો [5]વેગશું, કુંવર થયા અસવાર. ૯

૧ જે. ૨ કલેજાની કોરમાં. ૩ સ્ત્રીને પગે લાગે. ૪ ચળેલા મનથી. ૫ તુરતજ.

શેઠેં ભેટ ઘણી કરી, મનમાન્યો તે લેય;
વેગેં વળ્યા વિછેદશું, યોગિણી-ઘર આવેય. ૧૦
પહેલાં મ્હેલ્યા શીખવી, કુંવરિયેં સેવક તેહ;
અથમ લગારક [1]અડિ કરી, આવણુ દેજો એહ. ૧૧
પેસણુ લાગા પોળમાંહિ, સેવક કહે મત જાઓ;
એ ઘર યોગી કેરડે, કહ્યું ઈહાં પેશણુ ધાઓ. ૧૨
મંત્રીસુત તવ બોલિયો, રહો રે મૂઢ અજાણ;
સુત એ વિક્રમરાયનો, વિક્રમચરિત્ર સુજાણ. ૧૩
કૌતુક આણી ચિત્તમાં, જોવા આ [2]આવાસ;
માંહિં પધારે રાજિયા, રહો અણબોલ્યા દાસ. ૧૪
ઇમ કહી આઘા સંચર્યા, પામ્યા ત્રીજે માળ;
દેખી રૂપ મોહી રહ્યા, સુંદરી સા સુકુમાળ. ૧૫
કાને મુદ્રા રયણમય, ચંપકવર્ણી દેહ;
યોગિણી રૂપે જાગતી, નયણે વધારે નેહ. ૧૬
પહિર્યાં ભગવા [3]ચીર વર, સયરતણી બહુ સાર;
કુંવર ચિંતે એ કિશું, [4]અમરીનો અવતાર?! ૧૭
ઊઠીને ઊભી થઈ, [5]કર વાતાં વર વીણ;
લલિત વચન સુખ ભાખતી, કર્યો કુંવર મન લીણ. ૧૮
"હિયડા સંકુડિ મિરિય જિમ, મન પસરંતો વાર;
જિહિ ઘર ગયાં ન મન દિયે, તિહ અંગણો નિવાર. ૧
નમિય ન મૂકે બેસણો, હસિય ન પૂછે વત્ત;
તહ ઘર કિમહી ન જાઇયે, રે હિયડા નિઃસત્ત. ૨

(ગાથા-છંદ.)

रे हिय यझीण साहस, वियलिय माहाप्पवत्तलज्जासि;
जत्थ गओ न गणिज्जसि, तम्मि जणे वंध सेणेरं. ३

---

૧ હઠ કરી પછી. ૨ મકાન. ૩ ઉત્તમ કપડાં. ૪ દેવીનો. ૫ હાથમાં શ્રેષ્ઠ વીણા વગાડતી.

( દુહા-છંદ. )

આવો કહ્યે આયુ વધે, બેસો કહેતાં ઋદ્ધિ;
જસ ઘર આવો ન બેસણો, તસ ઘર ઋદ્ધિ ન સિદ્ધિ." ૪
બહુ [1]પ્રણીપત્ય કરેવિ તસ, દીધાં આસન સાર;
બેઠા મન નિશ્ચય કરી, પૂછે વાત કુમાર. ૧૯
કહો તુમે સુગુણ સુજાણ અતિ, ચતુરમાંહિ પણ રેખ;
યૌવન આવ્યે અભિનવે, યોગિણીનો શો વેષ ? ૨૦
બાલક તુમ કૈસેં લહો, વડે નાથકા ઠૌર;
ઐસા વેશ હમારડા, ગતિ [2]અમચિ હૈ ઔર. ૨૧
હમ પાસેં બહુ શક્તિ હૈ, કરેં બડે હમ કામ;
હમરે [હમેશ] ગ્રાહક કો નહીં, જે [3]બૂઝે ગુણ ઠામ. ૨૨
કિનશું મનકી વાતડી, કીજેં મેરે મિંત;
ઐસા કોઇ સુગુણી નહીં, જિસકોં દીજેં ચિત્ત. ૨૩
મેરા હૈયા યુ ભર્યા, જ્યું તારેમેં અબ્ભ;
જબી મિલે કોઇ સાજના, તબ્બે કહુંગી સબ્બ. ૨૪
મિત્તા ગુણકે જાણ નર, જગમેં વિરલે હોય;
સાન બિના સબ ઢોર જ્યું, બહુત જમીમેં હોય. ૨૫
સુગુણ મિલે કો આદમી, ઉનશું મેળું ચિત્ત;
દિલ છોડી ઉનસેં મિલું, સો એક મેરા મિંત. ૨૬
"જગ સઘળો મેં જોઇયો, નિગુણાંતણો સુગાળ;
જિણ દીઠે મન રંજિયે, તે વ્હાલાંનો દુકાળ." ૧
ઉરહીને ઊભી રહું, જાતે જાઉં સાથ;
સરજનહાર ઇસા સુગુણ, કોઇ દેવે જો હાથ. ૨૭
"(यतः) ચંદનકા કટકા ભલા, અવર કાઠકા ભારા;
પંડિતકી દુ ઘડી ભલી, મૂરખશું જન્મારા. ૧

---

૧ નમસ્કાર-પ્રણામ. ૨ અમારી. ૩ પૂછે.

વર પંડિતશું રૂષણો, માં મૂરખશું વાત;
સૂંઘા ગુડ નવિ સાહિયે, મિલે દો ટંક [1]નિવાત." ૨
ઇશું સુણીને ચમકિયો, બોલ્યો કુંઅર સુજાણ;
યોગિણિ તુમે [2]સુયોગધર, કવણ ખંડવે આણ. ૨૮
જટાધારિ યોગી નિપુણ, કો હોશે તુમ કંત;
તેહશું નેહ વિછેદવા, કવણ મિલે તુમ સંત. ૨૯
સુણ બે મેરે સાંઇયાં, યોગિનિ તો કયા હોય;
યોગીકે કુલ ઊપની, વેશ ધર્યો ઉન સોય. ૩૦
ગુણ અવગુણકે અંતરે, અંતર જાતિ ન કોય;
શંખલ તનય સમુદ્રકે, કમળ સુપંકજ જોય. ૩૧
અભી લગેં મૈ બાલિકા, મેરે શિર મુજ તાત;
અબ સો આવેગા યહાં, કરત પેખેગા બાત. ૩૨
અસ બતિયાં ઘર છોરિકેં, ઠૌર અનેરે જાય;
આરતિ છોરી અંગકી, હિલકી બાતાં થાય. ૩૩
કુંવરતણે મન એ સકળ, બેઠી વાત વિશેષ;
આગે સોનું ને [3]સરહું, એ ઊખાણો દેખ. ૩૪
ઓઢાડીજ પછેડિયેં, નિજ તુરંગ બેસારી;
રાજકુંવર મંત્રીશતનુ, આવ્યાં વનહ મઝાર. ૩૫

( ચોપાઈ–છંદ. )

ઇસ વન રહી ન કરૂં મૈં બાત, પાછળ શોધ કરે મુજ તાત;
ચંદ્રપુરિ વન કોશહ તીસ, ઉસ વન જાવેં મેરે ઇશ. ૧
વાત ખરી તે હિયડે ધરી, પવનવેગેં ચલાવ્યા [4]તુરી;
ચંદપુરિવન પહુંતા [5]યદા, પાછળ ચાર ઘડી દિન [6]તદા. ૨
મારગેં શ્રમ થયો જે ઘણો, થાકો કુંવર પૃથ્વીપતિતણો;

---

૧ સાકર. ૨ સારા યોગમાર્ગનાં ધરનારાં છો, જેથી કોણ યોગ ભંગ કરાવે? ૩. સુગંધીવાળું. ૪ ઘોડા. ૫ જયારે. ૬ ત્યારે.

કહે સુંદરી ક્ષણુ બેસો તુમે, એટલે ઇહાં જઇ આવું અમે. ૩
હમ અકેલી રહેં કયું યાંહ, તુમકો બાર બહુત ઉહાં થાય;
નાજી ક્ષણુ એક પુરમાંહિ રહી, હમણાં અમે આવેશું સહી. ૪
સરવ ભળાવી પુહતાં તેહ, પુરમાંહિ જિહાં [1]નાપિત ગેહ;
તન ચંપાવે કરે સનાન, ત્રણ્ય ઘડીનો થયો અનુમાન. ૫
મનમોહિની વિમાસે ઇશું, રહ્યા વ્યસની આવે તિહાં કિશું;
પુરૂષવેષ કીધો [2]ઉદ્દામ, ચંદપુરિમાં આવી તામ. ૬
દેખે તો નાપિત ઘર સોય, [3]મંચ ઢળાવી પોઢયા દોય;
તે પાસે ચંપાવે પાય, કુમરી મન ચિંતવે ઉપાય. ૭
સાહમું ઘર [4]દૂધારીતણું, તસ ઘર [5]મહિષી દૂઝે ઘણું;
પુરૂષવેષે માંહિ ગઇ-કુમારિ, બોલાવી દૂધારી નારિ. ૮
સાંભળ બહેન અછે મુજ કાજ, એ પેલો પોઢયો મહારાજ;
એ મુજ કંત જાણી શુભ નામ, એહુને ઝૂલ્યાનું છે ઠામ. ૯
પુરૂષવેષ હમણાં મ્હેલશું, એહને આ મંદિર તેડશું;
દૂધારી થઇ બેસિસ અહીં, કઢશું દૂધ હાથશું સહી. ૧૦
આ સોનૈયા ગાંઠે બાંધ, વહિલી થઇ મુજ કારજ સાધ;
મંદિર કરો સજાઈ સહુ, પાન પુષ્પાદિક આણો બહુ. ૧૧
બીજો સવિ તસ દઇ [6]આદેશ, પોતે કર્યો કામિનીવેષ;
બેઠી દૂધારી થઇ તિહાં, પેલા સાહમા દીસે જિહાં. ૧૨
કઢવા માંડયું હાથે દૂધ, માંહિ સાકર [7]પ્રક્ષેપે શુદ્ધ;
અમૃતથી અધિકું નીપાય, અવર મધુરરસ તૃણુ પોષાય. ૧૩
એટલે કુંવર ઊઠયા દોય, હિયડે વાત સંભારી સોય;
બાહર યોગિણી એકલી રહી, આપણુ વિણુ શું કરશે સહી. ૧૪
એટલે આગળ ચાલ્યા જિમે, તે દૂધારી બોલી તિમે;

---

૧ હજામને ઘેર. ૨ સુંદર. ૩ માંચો–ઢોલિયો. ૪ દૂધ વેચનારી. ૫ ભેંશ. ૬ હુકમ. ૭ નાખે.

ભજતી લોચનતણા વિકાર, દેતી મુખ મરકલાં અપાર. ૧૫
રાજ પધારો આણે ઠામ, બલિહારિ જાઉં તુમચે નામ;
દૂધ ભલું નીપાયું અછે, આરોગી પધારિયે પછે. ૧૬
કુંઅર કહે તુમ ઘરનું દૂધ, કવણ પિયે જે માણસ શુદ્ધ;
સ્વામી પ્રથમ ચાખણી કરો, મન માને તો પછે વાવરો.૧૭
મંત્રીસુત કહે રહો ક્ષણમેવ, દૂધ આરોગી જોઇયે દેવ;
એટલે આસન માંડયાં સાર, ત્યાં બેઠા બુધિવંત કુમાર. ૧૮
તિણ કુંવરિએ ભલી પરે કરી, દુગ્ધકચોલ્યાં મ્હેલ્યાં ભરી;
કુંવર વાવરવા લાગા જામ, અમૃતસમ મન ભાવ્યું તામ.૧૯

( ગાથા-છંદ. )

दुद्धं सुहावि-शुद्धं, सक्कर शुद्धं परिसए मुद्धां;
घट घट घटक पिद्धं, तं दुद्धं कह न संभरइ. १

તૃપતિ ન પામે પીતાં સોય, હરખ્યા કુંવર બેઠા દોય;
કહો દૂધારી વાત વિગત્તિ, એહવું દૂધ નીપાઓ નિત્ય. ૨૦
રાજકાજ એ કીધું અમે, ચતુર હશો તો લહેશો તુમે;
મ્હેલી સોનૈયા દશબાર, પુહુંચણ લાગા જામ કુમાર. ૨૧
કુમરી કહે પધારો કિહાં, રાક્ષસ એકતણો ભય ઈહાં;
રાતેં જે બહાર નીકળે, તેહને રાક્ષસ આખો ગળે. ૨૨
તે ભણી અહિં ઠકુરાળા આજ, રહો કહો અમ સરખું કાજ;
સેંજ તળાઈના છે જોગ, પાન પુષ્પના પણ છે ભોગ. ૨૩
ઇશું સુણી વિચારી વાત, બાહર જતાં થાય ઉપઘાત;
કહે કુમરી વ્હાલિમ માં ભણો, હસતાં ને રોતાં પ્રાહુણો. ૨૪
ઘણા વિચાર હિયાશું થયા, દૂધારી ઘર વાસો રહ્યા;
કુંવર જઇ પહોઢયા સુખ સેંજ, મનમોહિની આવી તિહાં હેજ.૨૫
નામ જિશું તેહવું પરિણામ, પાયતલાંસણ લાગી ભામ;
કુંવર કહે અળગાં રહો તુમે, પરસ્ત્રીશું બોલું નહી અમે. ૨૬

નથી પરણીએ અછું કુમારિ, કર કરગ્રહણ કંત મત વારિ;
હાથ ચડયા હવે જાશો કિહાં, જોર નહીં ચાલે કોઇ ઇહાં. ૨૭
રે ગહિલી શું બોલે વાણિ, પ્રીતિ કહે કિમ થાએ પ્રાણિ [પરાણિ]?
જો નહીં મન માહરૂં માનશે, તો તાહરૂં કહે શું ચાલશે. ૨૮
કહે કામિની ચતુર તું માનિ, હાથી નહીં સાહ્યા જાય કાનિ;
પણ જેહને જિહાં લાગ્યું મન્ન, તે તસ કારણ મ્હેલે અન્ન. ૨૯
તપ જપ સેવે [1]શૂની વેડ, વેધક તોહી ન મ્હેલે કેડ;
વેધતણી છે વિષમી વાત, વેધ્યાં માણુસ કરે ઉપઘાત. ૩૦

(સોરઠા-છંદ.)

હીઅડા હેજ વિણાસ, કૂડો વિષ ન વિલોઈયે;
ચઢે ન લોહી માંસ, આવટણો આઠે પહોર. ૧

(દોહા-છંદ.)

મન ઝૂરે નિશદિન ફિરે, વેધ વિગૂચણ જાય;
વેધ વિલૂધ્યાં માણુસાં, મિળ્યાં પછે સુખ થાય. ૧
વ્હાલાતણે વિયોગડે, જે દુખ હૈડે હોય;
તે હિય જાણે આપણો, અવર ન જાણે કોય. ૨
રખે લગાડે દેવ તું, કહુને વેધવિકાર;
વેધેં વિંધ્યાં માનવી, કરે [2]વિખાસ અપાર. ૩
કેહને વેધ મ લાગશો, વેધ્યાં મરે [3]કુરંગ;
ચડે શરાડે જેહને, તે વેધડું સુરંગ. ૪
વેધ ભલો જગ તે સહી, ચડે શરાડે જેહ;
એક પખો જે વેધડો, નિત આવટણો તેહ. ૫
માહરૂં મન તવ વેધિયું, જવ દીઠો તું નાહ;
ભૂખ ગઈ તૃપ વીસરી, અંગે ઉપનો દાહ. ૬
તું ધૂતારો નાહલો, તેં ચોર્યું મુજ મન્ન;

૧ શૂના જંગલમાં. ૨ ચિંતા-વળખાં. ૩ હરિણ.

તુજ વિણુ જગ સઘળું વસે, તે માહરે મન [1]રન્ન. ૭
તું હિયડે કિમ વીસરે, તુજ ગુણુનો નહિપાર;
માહરે હૈયે એક નહીં, તુજ [2]ટાળી સંસાર. ૮
રહી ન શકું હું તુજ વિણા, કહીઅ ન શકું તોય;
માહરે હૈયે તું વસે, તાહરે હૈયે કોય. ૯
ના ના કહે હવે શું હુએ, પહિલાં પાડી ધંધ;
નયણે માણસ છેતરો, ઇમ કિમ આવે બંધ. ૧૦
હિયે વિચારો વાલહા, કઠિન વચન-તરવાર,
રાખ પરી તે [3]દીસતી, ખૂટયા પખેં ન માર. ૧૧
સુગુણ સલૂણા ચતુરનર, બોલ એક મુજ પાળ;
ઉત્તર દે કે કરગ્રહી, [4]આળાલૂંબો ટાળ. ૧૨
કથન અમારૂં જો કિમે, કરિશ નહિ તો નાથ;
તોહી પિણ પિયુ તાહરો, નહી મ્હેલું હું સાથ. ૧૩
તુંહિજ વલ્લભ તુંહિજ પિઉ, તું વાલ્હમ ભરતાર;
ઇણ ભવમાં તું એક શરણ, ઇમ જાણો નિરધાર. ૧૪

( સોરઠા-છંદ. )

નવો કરેવા નીમ, વિલસું ના બીજો વળી;
હું તાહરી [5]તસલીમ, જીવડલે જંખી રહી. ૧
જો નવિ માને નાહ, તો દે [6]ધીજ જ ધીર તું;
દવ પાખે લે દાહ, કાં કોણ કાળજિ કરે. ૨
તેં ચોર્યું મુજ ચિત્ત, જોર કિશો તુજશું હવે;
માન અમારા મિત્ત, લાખે પરિ લાલચ કરૂં. ૩
કરજોડી કહું એહ, વ્હાલેસર એક વીનતી;
કે કર મુજશું નેહ, કે હાથેશું હણુ પરી. ૪

---

૧ જંગલ. ૨ તારાવગર. ૩ આઘી નાખ. ૪ આશાનો આધાર. ૫ નમન. ૬ પરીક્ષા માટે લેવાના ગોળા તપાવી ધીજ કરાવામાં આવે છે તે.

વેદન એહ અખંડ, ખમી ન જાએ મેં ખિણું;
થાશે સહી શત ખંડ, એ હૈયો હમણાં હવે. ૫
મૉજ મજા લે માનિ, મ્હારા મિત્ત સુલક્ષણા;
કાંઇ કરે રોવું રાનિ, હું છું પગરજ તાહરી. ૬

( દોહરા-છંદ. )

ઇશાં વચન વેધક સુણી, મોહ્યો કુંવર-મન્ન;
મુંહાશું વળિ ઇમ કહે, સાંભળ નારી વચન. ૧
અમે પરદેશી પંખિયા, રહેશું પહોરજ ચ્યાર;
પછે ગતિ શી તાહરી, ઊંડું હૃદય વિચાર. ૨
કિશું વિચારૂં કંત હું, અમી-છાંટ એક સાર;
સમુદ્ર ભર્યો શું કીજિયે, જો તસ ખારો [1]વાર. ૩
ચ્યાર પ્રહરની પ્રીતડી, તુજશું રૂચે અપાર;
અવર જન્મ લગે જોગવે, તે શું કરૂં [2]ગમાર. ૪
આવિશ સાથે તેડશો, જો ધરી હર્ષ અપાર;
અથવા કહિશો તિમ કરિશ, [3]અડ નહીં કરૂં લગાર. ૫
દુખસાગરમાંહિ ડૂબતાં, દ્યો [4]અવલંબન નાહ;
કુંવરે મનકાશળ તજી, કર્યો ગંધર્વ-વિવાહ. ૬

( ચોપાઇ-છંદ. )

તવ તિહાં મિળ્યો સકળ સંયોગ, રંગે કુમર રમ્યો વર ભોગ;
કુંવરીની આશા તો ફળી, દૂધમાંહિ સાકર જિમ ભળી. ૭
રમતાં રસ જવ હવો કુમાર, કુંવરી તવ [5]મુદ્રા લ્યે સાર;
[6]પ્રચ્છન્ન [7]રાખિ પોતા કન્હે, સુખસાગર ઝીલે તે બિહુને. ૮
તાલે તાલ મળ્યો મન મેલ, કુંવરિ ગર્ભ ધરે તવ ગેલ;
ચારે પ્રહર હુવાં ક્ષણ ચાર, ધબક પ્રભાત હવું તેણિ વાર. ૯

---

૧ પાણી. ૨ મૂર્ખ. ૩ હઠ. ૪ આધાર. ૫ વીંટી. ૬ છાની રીતે. ૭ રાખી મૂકી.

સહુસ કિરણ પ્રગટયો શ્રી સૂર, ઊઠયા કુંવર નિસુણી તૂર;
 મુખ જપતા જગદીશ્વર નામ, નૃપ સુત બાહર પધાર્યા તામ. ૧૦
હરિદત્ત આવી લાગો પાય, મિત્ર પ્રતે કહે કુંવર રાય;
 આપણ આજ થોભિયે ઈહાં, શું કરવું છે જઈને તિહાં. ૧૧
રાજ કહે તે વચન પ્રમાણ, થાપ કરી થોભ્યાનું જાણ;
 યોગિણ જોઇ વનમાંહિ જઇ, નવિ દીઠી તે કેથી ગઇ. ૧૨
જોયાં વન વાડી આરામ, યોગિણીનું કો ન કહે નામ;
 કુંવર હિયે વિચારે ખરૂં, વિવાહ વિચેં થયું નાતરૂં. ૧૩
આહા માહા કરી પાછા વળ્યા, આવી દૂધારી ઘર મિળ્યા;
 જિમણ સજાઇ કરજો તમો, નિરખી નગર આવું છું અમો. ૧૪
ઇમ કહી નગર નિહાળે રાત, એતલે એક સુણી ત્યાં વાત;
 કામસેના ગણિકા અહિં રહે, તે એક બિરૂદ બહું શિર વહે. ૧૫
ઘર તેને છે [1]મીની એક, તેને બહુ શિખવ્યો વિવેક;
 નામ તેહનું હીરી હોય, કીધા વેંત કરે સવિ સોય. ૧૬
ગણિકા લોક સાખેં પણ કરે, આ મીનાડી દીવો ધરે;
 આપણ પાસે રમિયે જિહાં, હાર જીત દૂષણ નહીં ઇહાં. ૧૭
જિહાં લગી રમિયે ત્રીજો દાવ, એટલા વિચ કો કરી ઉપાય;
 મીની હાથ થકી દીવડો, જે નંખાવે નર પરગડો. ૧૮
તેહના પગની [2]વાણી વહુ, ઘર તેહને દાસી થઇ રહું;
 માહરી ઋદ્ધિ તે તેહની સર્વ, તિહાંથી હું મૂકું મન ગર્વ. ૧૯
નહિ તો તેહની લેઉં મિરાત, સેવ કરાવું દિન ને રાત;
 કરી હું મારો રાખું સદા, ન દિઉં ઘર જાવા એકદા. ૨૦
એહ પ્રતિજ્ઞા પાળે ખરી, ઇણી પરે તિણે કપટ બહુ કરી;
 લોકતણાં લૂસ્યાં આવાસ, મોટા નર કીધા છે દાસ. ૨૧
કૌતક વાત ઇસી તે સુણી, ગયા કુંવર વેશ્યા ઘર ભણી;

૧. બિલાડી. ૨ પગની મોજડી.

આગત સ્વાગત કરી અપાર, બેઠા રમવા થઇ ગમાર. ૨૨
તવ મીની રહી દીવો ધરી, કુંવરે એપ ઘણીએ કરી;
પણ શીખવી ખિલાડી દાસિ, દીવો નવિ મૂકે રહી પાસ. ૨૩
આગે મીની ને શીખવી, તેમાંહિ વળિ વેશા-ઘર હવી;
તો તસ ઓછી કિસી પ્રસિદ્ધ, [1]મદમાતો ને મદિરા પીધ. ૨૪
ચિંતે કુમર વિકટ એ રાંડ, તવ તે ગુણિકા હારી માંડ;
દાવ ત્રણે જવ પૂરા થયા, તવ તે કુંવરના કર ગ્રહ્યા. ૨૫
હલ હલ બેડી આણી નવી, કુમર દોયને પગે સાલવી;
લેઉ [2]ઉદ્દાળી સર્વ અશેષ, કુંવર ચિંતવે [3]અયંવિશેષ. ૨૬
આગે પણ કીધા મેં ઘણા, તેમાં ભળો તમે બિહુ જણા;
હરિદત્ત કહે સ્વામી એ ખૂંટ, [4]અજા હાંકતે પેઠું ઊંટ. ૨૭
તવ તે કુંવર કષ્ટમાંહિ પડયા, તિણ રંડાએં બહુ પરે નડયા;
કહો શું કરે સિંહ સાંકળ્યો, એ ઊખાણો સાચો મિળ્યો. ૨૮
હવે કુંવરિએં કર્યા શુભ પાક, દ્રવણ ઘણાં નીપાયાં શાક;
જોઇ વાટ લાગી બહુ વાર, કાંઇ હજી નાવે ભરતાર. ૨૯
હે દૂધારી સાંભળ સહી, કાં પતિ હજી પધાર્યા નહીં;
નગરમાંહિં કિહી ખોળી લાવ, ઉતાવળી બોલાવી આવ. ૩૦
તવ દૂધારી ગઇ શોધવા, લોગ પ્રતે લાગી પૂછવા;
પુરૂપ દોય દીઠા કોઇ નવા, વળતા બોલ સુણ્યા એહવા. ૩૧
ક્ષત્રી સરખા દોય કુમાર, વેશ્યા-ઘર પહુતા સુવિચાર;
રમત રમાડી તિણે છેતર્યા, તે જો હમણાં બેડી ધર્યા. ૩૨
વેશ્યા-ઘર દૂધારી ગઇ, વાત જોઈ તે સૂધી થઈ;
[5]ઊજાણી ઘર આવી સહી, વાત સકળ કુમરીને કહી. ૩૩
તે નિસુણી કુંવરી ચિંતવે, એહનું શું કિજીશું હવે;

---

૧ ગાંડો હતો ને દારૂ પીધો ત્યાં પછી તોફાનની શી ખામી ?
૨ હેરી લ્યો. ૩ આ વળી વધારામાં-બેડી પડી. ૪ બકરી. ૫ દોડી.

[1]આરતિ કરવા લાગી ઘણી, ઠગ્યો હંસ કૂડી કાગડી. ૩૪
આણું એહતું એહમાંહિં કૂડ, એહવું હિયે વિમાસી ગૂઢ;
પુરૂષવેશ કીધો [2]અતિ ફૂાર, છાના [3]મુષક લિયે દોય ચાર. ૩૫
ગણિકા-ઘર ગઈ ઊતાવળી, કામ કિશું કરે તું અલી ?
તુજશું મુને રમવાનો કોડ, આપણ પાસે રમિયે જોડ. ૩૬
વળતું હસતી બોલી વેશ, જો ચૂકિશ તો દાસ કરેશ;
હું ચૂકું તો આપિશ સર્વ, ક્ષત્રી મન નાણે તું ગર્વ. ૩૭
હું ક્ષત્રી રાય વિક્રમતણો, તેં જગે સોર પડાવ્યો ઘણો;
હવે જો તે ગાળું અભિમાન, સાખી કીધા લોક પ્રધાન. ૩૮
રમવા દોય જણ બેઠા યદા, મીની દીપ ગ્રહી રહી તદા;
દીપક બે માંહોમાંહે દિયા, જોવે લોક સકળ સાખિયા. ૩૯
રમતતણો રસ આવ્યો જામ, ક્ષત્રી મુષક મૂકી દે તામ;
મીનીએં દીઠા જિણ વાર, નાખ્યો દીપ ન લાઇ વાર. ૪૦
ધાઈ મુષક પછાડી પડી, વેશ્યા કહે કાં રે હીરડી;
હવે તું મુજને સૂધી નડી, લોક કહે ધીરી બાપુડી. ૪૧
સહિજ પ્રતિ શિખામણ નહીં, એ ઊખાણો સાચો સહી;
હસતાં લોક તાળિ દે હાથ, એ રૂડું કીધું જગનાથ. ૪૨
ઘણા લોક લૂંટયા ઇણ રાંદ, ભાગી એહતણી ઊફાંદ;
મદમાતી થઈતી જિમ [4]સંઢિ, વળિ વળિ ગોહ ન લાભે [5]લુંડી. ૪૩
મોટો મિળ્યો તુને આ વીર, જિણે તાહરૂં ઊતાર્યું નીર;
ન સકે કો પુહચી જેહને, પરમેશ્વર પુહચે તેહને. ૪૪
ધૂરતને વળિ ધૂરત મિળ્યો, હવે [6]દર્પ એહનો તો ગળ્યો;
ઇણિપરે લોક વદે બહુ વાત, જો જો હવે કરે જે રાત. ૪૫
ગણિકા બાંધી પાછે હાથ, સર્વ ચલાવ્યો તેહનો સાથ;

---

૧ ચિંતા. ૨ ઘણોજ ફક્કડ. ૩ ઊંદર. ૪. આખલા જેવી. ૫ કૂતરી. ૬ અહંકાર.

રાખ્યા નર તે સવિ મૂકિયા, સાથે કુંવર હોય તે લિયા. ૪૬
ઋદ્ધિ વૃદ્ધિ દાસોલા દાસ; લીધું સર્વ રહ્યું આવાસ;
ત્રણ્ય પલાણી તીખા [1]તુરી, ચાલ્યા જેમ અવંતીપુરી. ૪૭
કોશ ચાર જવ આવ્યા [2]અરા, તવ તે બોલાવ્યા કુંવરા;
વિક્રમનરપતિ કુંવર તમે, સ્વામી દાસ તુમારા અમે. ૪૮
કીધું સકળ તુમે એ કાજ, મંદિર લેઇ પુહચો મહારાજ;
હું એટલે જઇ આવું આમ, અહીં ઢૂકડું અછે એક કામ. ૪૯
ઈમ કહી સર્વ ભળાવી ઋદ્ધિ, વાટ ફેરવી આણી બુદ્ધિ;
લઘુલાઘવી કળાએં કરી, મંદિર આવી ઉલટ ધરી. ૫૦
એતલે વજ્યા નિસાણે ઘાય, સુણી વાતને હરખ્યો રાય;
આવે વિકટ વેશ્યા-વશ કરી, ઇશી ખ્યાત સુતની વિસ્તરી. ૫૧
અતિ આડંબરે કરી કુમાર, પિતા પ્રતિ જઇ કીધ જુંહાર;
વિક્રમ આણંદી ઉલ્હાસ, સુત આલિંગી કહે શાબાશ. ૫૨
સભામાંહિ બહુ થયાં વખાણ, કરે પ્રશંસા રાણોરાણ;
વિક્રમચરિત્રતણાં વડ ચરી, ગુણિકા ગર્વ તજાવી ખરી. ૫૩
તવ તે કુંવર ક્રિયા માંહિ ધરે, પુણ્યે યશ કીર્તિ વિસ્તરે;
કોશું ભેદ ન ભાજે રાત, સુપ્ટોસુપ્ટ રહી તે વાત. ૫૪
હવે તે મનમોહિની કુંવરી, પાળે ગર્ભ ભલિ વિધિ કરીઃ
પૂરણ માસ થયા જેતલે, પુત્રરયણ પામી તેતલે. ૫૫
અશુચિપણું ટાળી સવિ અંગ, આવી ભૂમે રહી તિણ ચંગ;
ઠામે મોકલી તવ તે સહી, પોતે પુત્ર લેઈ તિહાં રહી. ૫૬
પુત્ર પ્રતિ ગાએ હાલરૂં, બાહર દાસી કહે નાગરૂં;
રે બાઈ તુમે એ શું લવો, પુત્ર તુમારે ક્યાંથી હવો ?। ૫૭
કુંવરી કહે મ જંખ અપાર, પરમેશ્વરે કરી સુત સાર;
એ બેટો મુજ આપ્યો હિતેં, દેવ સખાઇ દુર્બલ પ્રતેં. ૫૮

---

૧ ઘોડા. ૨ આધા—નજીક.

ઇશું સુણી આવરજી દાસિ, વેગેં ગઇ રાજાની પાસ;
 સ્વામિ વાત [1]અસંભવ થઇ, વહૂ તુમારી બેટો લહી. ૫૯
આવ્યો સુણી રાય તતકાળ, [2]ભૂમિગૃહથી કાઢી બાળ;
 બેટો દેખી બોલે ભૂપ, વહૂ તેં કીધું કિશું સ્વરૂપ. ૬૦
[3]કુળખંપણ દીધું અમ્હ તણે, વળતું મનમોહિની ઇમ ભણે;
 અવિચાર્યું મ કહો પ્રભુ તાત, સુત તેડીને પૂછો વાત. ૬૧
વિક્રમચરિત્ર બોલાવ્યો તામ, કહો સુત કિહાં નિપાયો કામ?
 હું કાંઇ નવિ જાણું ઇમ કહે, લાજીને અણબોલ્યો રહે. ૬૨
મનમોહિની કહે ગુણવંત, સાચું રખે ન માનો સંત;
 રાય વિક્રમની દિઉં છું આણ, સાંભળજો જે કહું [4]અહિનાણ. ૬૩
ધુર માંડી યોગિનીશું પ્રીતિ, તેહના પિતાતણી ધરી ભીતિ;
 ચંદપુરી વન લેઈ ગયા, તેહની કિંપિ ન આણી દયા. ૬૪
એકલડી મ્હેલી વનમાંહિ, નગરીમાંહિ ગયા ઉછાહિં;
 દૂધારી ઘર પીધાં દૂધ, વાસો રહ્યા વિવાહ ત્યાં કીધ. ૬૫
બહુ પ્રેમે દૂધારી વરી, તેહશું રમત ઘણી નિશિ કરી;
 પ્રભાતે પુહતા વેશ્યાવાસ, તું સૂધાં તિણે પાડ્યા પાસ. ૬૬
તિહાંથી કુણે મૂકાવ્યા દેવ, તે અહિનાણ કહે સવિ હેવ;
 વળિ મુદ્રિકા આગળ ધરી, વડા રાય એ વહૂનાં [5]ચરી. ૬૭
સુણી વાત રાય થયો હિરાણ, જોજો નારીતણો ઉપરાણ;
 વિક્રમ મનમાં નિશ્ચે ધરે, સ્ત્રીચરિત્ર તે અધિકાં શિરે. ૬૮
કુંવર મૌન કરી રહ્યા જામ, વિક્રમ નરપતિ બોલ્યો તામ;
 વહૂ વચન સૂધો તુમતણો, વર્ણન કિશું કરૂં સુખ ઘણો. ૬૯
વિક્રમચરિત્રશું કરો વિલાસ, પૂરો અહનિશિ મનની આશ;
 વિલસો દ્રવ્ય ઘણું ભંડાર, મેં તુજને આપ્યું અનિવાર. ૭૦

---

૧ ન બની શકે તેવી. ૨ ભૂંયરામાંથી. ૩ કુળને કલંક આવ્યું! ૪ નિશાનીઓ. ૫ ચરિત્ર.

વિક્રમચરિત્રતણે મન વસિ, કામિની મુખ્ય કરી ઉલ્હસી;
સરખી વય સરખો સંયોગ, રંગે રમે સંપૂરણ ભોગ. ૭૧
કહે શ્રીમતિ સોહગસુંદરી, તેણી હમણાં એ કીધાં ચરી;
જો એવડાં લહિયાં કુણે નથી, તો એ વાત કિશી તેં કથી ? ૭૨
આપણ ચિંતવિયે તે થાય, કહે તો તેડી આણું રાય;
ન લહે સણ સણ કોઇ લગાર, એ તું જાણે સહી નિરધાર. ૭૩
મનમોહિનીનું નિસુણી ચરી, હવે કહેશે સોહગસુંદરી;
તે સાંભળજો એક મન થઇ, તૃતીય ખંડ સમાપતિ થઇ.૭૪
ખંડ ખંડ વાણી વિસ્તાર, ભણતાં સુણતાં હર્ષ અપાર;
નવરસ કવિ નયસુંદર વાણ, તૃતીય ખંડ પુહતો પરમાણ.૭૫

ઇતિશ્રી રૂપચંદ-કુમાર રાસે શ્રવણસુધારસ નામ્નિ કનોજરાજ-પુત્રી સૌભાગ્યસુંદર્યાધિકારે પ્રથમ પાણિગ્રહણ-નિષેધ પશ્ચાત્ પાંડાધિકારે સ્રીચરિત્રોપરિ શ્રીમતિકથિત મનમોહિની કથા તત્કથિત આભીરી કથાદિ વર્ણનં નામ તૃતીય ખંડઃ સમાપ્તઃ

## ખંડ ચોથો.

(વસ્તુ-છંદ.)

નૃપ કનોજ નૃપ કનોજતણી જે પુત્રી,
નામે સોહગસુંદરી બાળભાવે પરણ્યું છંડે,
જબ યોવન જોર ચઢી સુણી નાહ-રસ પેપ મંડે,
સખી શ્રીમતી મુખથકી મનમોહિની ચરિત્ર,
તે નિસુણી હવે જે કરે તે સાંભળજો વિચિત્ર. ૧

(ચોપાઇ-છંદ.)

હવે આગો ભેદનો અધિકાર, સાંભળતાં હોયે હર્ષ અપાર;
સખી ચતુરો ઉલટ ધરે, કવિતા આણંદે ઉચરે. ૧

[1]સાનિધ પામી શારદતણું, ચોથો ખંડ હવે વળિ ભણું;
સુણજો [2]સરસ કથા સુવિશાળ, એકમનાં થઈ બાળગોપાળ. ૨
તવ બોલી સોહગસુંદરી, બાઈ વાત કહી તેં ખરી;
તું માહરી [3]મનમાની સહી, તુજ આગળ કાંઈ છાનું નહીં. ૩

(સોરઠા-છંદ.)

" સાથિ તે સુવિહાણ, જે હર બૂઝે હિયાતણી;
તેને સુંપિયે પ્રાણ, અળજે આવે આપણે. " ૧
જે સુખ દુખ જાણે આપણો, કાજ આપણે આવે ઘણો;
તે પરગર્જુ માણુસ જાણ, તેહશું જઇયે જાતે પ્રાણ. ૪
નિજ કારજ કરવા હુંશિયાર, તેહવાં માણુસ મિળે અપાર;
પણ પરગર્જુ જે દૃઢ ચિત્ત, હું બલિહારી એહવા મિત્ત. ૫
મેં તું લહિ એહવી સુજાણ, મુખ આગળ શું કરૂં વખાણ;
હવે હું કહું હૈયાનું હીર, સાંભળ તે તું થઇ ગંભીર. ૬
સુસખી શ્રીમતિને ઇમ કહે, બાઈ [4]મદન ઘણો મુજ દહે;
હવે જિમ તિમ તે વેદન ટાળ, તિમ કરજે જિમ નાવે [5]ગાળ. ૭
જે મૂરખ નવિ લહે વિચાર, નવિ જાણે અંગિત આકાર;
અચતુર અઘડ કુરૂપ અપાર, એહવો આણે રખે ગમાર. ૮

(માલિની-છંદ.)

"વર નિજ કર મારી માય સું વારિ નાખે,
વર વિષહર કાળો માય સું અંગે [ગ] રાખે;
વર અતિ ઘણુ ગાઢા નારકી દુઃખ દાખે,
પણ સુજ કર સાડી મૂર્ખ ભરતા મ રાખે. ૧
જિમ ન સુખિણી હોવે [6]કેળિ બાઊળી લાઇ,

---

૧ મદદગાર. ૨ રસવાળી. ૩ મનની માનેલી—પસંદ પડેલી સખી. ૪ કામદેવ. ૫ કહેવત ન આવે તેમ કરજે. ૬ કેળને બાવળના સંયોગે થતાં તેની ભૂંડી દશા થાય.

જિમ ન સુખિણી હોવે લિંબ દ્રાક્ષા મિલાઇ;
જિમ ન સુખિણી હોવે [1]નાગવલ્લી [2]કરીરેં,
તિમ ન સુખિણી નારી મૂર્ખભર્તાશરીરેં. ૨
જિમહ ન રહિ શોભે કોકિલા [3]ઘૂક પાસેં,
જિમ સહિ હૅસી પામે ખોડ બગલા વિલાસેં;
જિમ કરતિ ન શોભે કાગશું [4]ગોઠિ [5]સૂડી,
તિમ ચતુર સુનારી મૂઢ હાથે ન રૂડી. ૩
જિમ ન સુખ ઉપાવે બોરડી અંબ લગ્ગી,
જિમ ન સુખ ઉપાવે તુંબી ચંપે વિલગ્ગી;
જિમ કવચજ લાઇ કલ્પવૃક્ષે ન સારી,
તિમ સુગુણ વિગૂચે જેહને હો કુનારી. ૪
જિમહ બગલી પાસે હંસ શોભા ન પામે,
જિમ શુક પહ ટાળી કાગડી ન્યૂન કામે;
જિમહ ભમર [6]કેસુ-પુષ્પ બેઠો ન ફાવે,
તિમ નિગુણિજ સાથે સુગુણને સંચ નાવે. ૫
જિમ સરસહ દીસે હંસહંસી મિલાવે,
જિમ ચકવહ ચકવી મન્નશું મેળિ આવે;
જિમ સુગુણ મયૂરી પ્રેમ વાધે મયૂરેં,
તિમ સુનર સુનારી બે રમે હર્ષ પૂરે. ૬
સુગુણ શ્રીમતિ બાઇ સરિસ સંયોગ સારો,
ગુણ સરીખહ ઓછો તેહ દૂરે નિવારો;
વર સુગુણ સંગાથેં દીજિયે પ્રીતિ જોઈ,
[7]અનચતુરશું મિલતાં કાજ એકે ન હોઇ. ૭

---

૧ નાગરવેલ. ૨ કેરડો. ૩ ઘુવડ. ૪ વાર્તા. ૫ પોપટડી. ૬ ખાખરાનાં કેસૂડાં. ૭ મૂર્ખથી.

( સોરઠા-છંદ. )

સરિખા સરિખો મેળ, અણુસરિખું અરણે કરે;
કિહાં કંટક કિહાં કેળ, ભૂલણીઓ ઇણપરે ભણે. ૧

(ગાથા-છંદ.)

हंसा रच्चंति सरे, भमरा रच्चंति केतकी कुसुमे;
चंदन वने भुयंगा, सरिसासरिसेहि रच्चंति. १

( દુહા-છંદ. )

મિત્તા એહવા કીજિયે, [જે] બેઠા સોહે પાસ;
વર શિર [1]બદનામી ચડે, લોક ન દે શાબાસ. ૧
મિત્તા એહવા કીજિયે, જેહવા ફોફળ ભંગ;
આપ કરાવે ખંડડા, પરહ ચડાવે રંગ. ૨
મિત્તા એહવા કીજિયે, જેહવા ટંકણખાર;
આપ દઝાસણ પરરેહણ, ગિરૂવા એ ઉપગાર. ૩

(સોરઠા-છંદ.)

અગરતણે અનુસાર, પીડંતાં પરિમળ કરે;
તે સાજન સંસાર, જોયાં જયવિરલા મળે. ૧

( દોહા-છંદ. )

મિત્ત ન એહવા કીજિયે, ઘણે ચડીજ કુનામ;
ધોબી કેરા કુંડ જિમ, ખુંદે સારૂં ગામ. ૧

( ચોપાઇ-છંદ. )

કહે શ્રીમતિ બોલે માં ઘણું, લેહણું લહિયે આપાપણું;
પૂરવભવનો જેહશું નેહ, જ્યાં ત્યાંથી આવી મળે તેહ. ૯
વળિ લલાટ જે લખિયો હશે, જોતાં કરી તેહજ આવશે;
તે સોહગસુંદરી કહે ખરૂં, પરખ્યા વિના પુરૂષ નહીં વરૂં. ૧૦
કિમ પરખિશ તું પુરૂષ પ્રધાન, ત્યાર થઈ જોજે સાવધાન;

---

૧ નઠારી ગાળ-આળ ચઢે.

હમણાં હું થઇ છું આકુળી, લાવ પુરૂષ કો ઊતાવળી. ૧૧
ઊતાવળાં ન થૈયે માય, સુસ્તાના પ્રાસાદ કહાય;
ઊતાવળું ચલે અવિચાર, ભૂખ્યો હોય કર ન જમે સાર. ૧૨
રભસપણે ઊતાવળું કામ, તે જો આગળ પડે વિરામ;
પછી તું કહિશ ન કહ્યો કાંહલી, સોહગસુંદરી બોલી વળી. ૧૩
તેં મુજ જેહ કહ્યું તે ભલું, પણ વિરહી હુએ ઊતાવળું;
આજ સુગુણિ કો નાવે અહીં, તો પ્રભાત હું દેખું નહીં. ૧૪
પછી જિમ શુભ જાણો તિમ કરો, આજ હવે આળસ પરિહરો;
વેદન મદનતણી છે ઘણી, લાજ તજી કહું છું તે ભણી. ૧૫
[1]તવ તે શ્રીમતિ કરી શૃંગાર, કર ધરી ચોસઠ પાન ઉદાર;
રાત બે પહોર ગઈ છે ખરી, એણી વેળા બાહિર નીસરી. ૧૬
આવી ચિંતામણિ ચઉવટે, પણ તિહાં પુરૂષ ન કો પરગટે;
સહુકો સૂતું નિજ ઘર જઇ, [2]ઘટી હોય તિહાં જાતાં થઈ. ૧૭
તવ શ્રીમતી વિચારે આજ, ન મળ્યો પુરૂષ ન સીધું કાજ;
એટલે વિક્રમરાય એકલો, [3]નિશિચર્યા જોવા નીકળ્યો. ૧૮
તિહાં આગળ ઊતરીઓ જિમે, શ્રીમતિ સુંદર દેખી તિમે;
વિક્રમભૂપ ન જાણ્યો હિયે, [4]સહિસા તે બીડું કર દિયે. ૧૯
રાજાએ બોલાવી તામ, કહો [5]કામિની અમ કેહું કામ ?
સ્વામિ માહરે છે [6]સ્વામિની, તે તુમ તેડે [7]ગજગામિની.૨૦
નૃપ કહે પૂછી આવો કાજ, કહે તે તુમ કહેશે મહારાજ;
જિહાં લગે તુમે પધારો દેવ, તે તુમચી કરશે બહુ સેવ.૨૧
ઇશું સુણીને ચમક્યો ઘણું, તિહાં જઇ જોઇયે અચરિજપણું;
લીધો શ્રીમતિનો તવ સાથ, તસ ઘર પહુતો પૃથિવીનાથ. ૨૨
જાતાં આવ્યો ત્રીજે માળ, હીંડોળે બેઠી સાબાળ;

---

૧ ત્યારે. ૨ ઘડી. ૩ રાતચર્યા. ૪ એકદમ. ૫ સ્ત્રી. ૬ ધણીઆણી. ૭ હાથણી જેવી ચાલ ચાલનારી.

રાજા ઊભો રહી બારિયેં, જાણે તેડે તો પધારિયેં. ૨૩
રાયે દીઠું અદ્ભુત રૂપ, તવ તે હિયે વિમાસે ભૂપ;
શું ભઈ એ નારી કુણ નામ, એહને શું હોશે મુજ કામ ? ૨૪
તવ કુમરિયેં સમશ્યા કીધ, પ્રથમ કર્ણિકા લેઈ દીધ;
પછી બતાવ્યો જમણો હાથ, બિહુ માંહિં એક ન લહે નરનાથ.૨૫
વળી કુમરી કર વીણા ધરે, રાજા તોહિ ન જાણે સિરે;
પુનરપિ જંઘ દેખાડે જામ, વળી [1]કુસુમ કંદુક લઈ તામ.૨૬
ફરિ ફેરિ પુષ્પદડો મુખ દેય, [2]ઘ્રાણે ધરી પુનરપિ નાખેય;
પછી ભૂમિ મૂકી વળિ હસી, [3]રાયે ન લહી સમશ્યા કિસી.૨૭
પંડિત પણ ભૂલ્યો તિણ ઠામ, જોજો પડશે વાત વિરામ;
તવ ચિંતે સોહગસુંદરી, દશા ભલી દીસે પાધરી. ૨૮
કહિયેં નરનો સંગ ન કરૂં, આજ હિયે તે ઉલ્લટ ધરૂં;
કામ દિયો દાસીને ગૂઢ, તો એ લઈ આવી કો મૂઢ. ૨૯
ન લહી એણે સમશ્યા એક, ન મિળું એહશું કરી વિવેક;
કિમ કીજે એ સાચો પાઠ, કોઢી સાથે ખાવા કાઠ. ૩૦
કલ્પવૃક્ષ ધંતુરો લહી, તવ શ્રીમતિ બોલાવી સહી;
રે અજાણ નર લાવી કિશો, માહરે કાજેં મૂરખ ઇશો ?! ૩૧
વહેલો એહને પાછો વાળ, ઇણ વાતે પડશિ મ જંજાળ;
તવ શ્રીમતી કહે પડવડી, પહિલે [4]કવળેં મક્ષિકા પડી. ૩૨
બાઈ તુમે તો ઘણાં સુવેધ, એહવાનો કાં કરો નિષેધ;
જે જગદીશેં આપ્યો આણી, તેહશું પ્રેમ ધરી જે જાણી.૩૩

( રેખતા–છંદ. )

" મૂર્ખ રહી મનમાંહિ કે મરકો નાણિયે,
જે દીધો કિરતાર તેશું પ્રેમ આણિયે;
પર ઘર દેખી સુચંગ કિમે નહુ જાઈયે,
દીના હોય કથીર સોના કહાં પાઈયે ?" ૧

---

૧ ફૂલનો દડો. ૨ નાકે. ૩ રાજાએ. ૪ કોળિયામાં માખી.

રહે લવતી બોલ ન ચડવડું, દેખીને કૂવે કિમ પડું;
જો મુજ જગપતિ દેશે કાલ, તેહશું પ્રેમ કરિશ મન વાળ. ૩૪
એહને ઠામ પુહચાડો તમે, જિમ સુખથી નિદ્રા લહું અમે;
તવ શ્રીમતી કહે જઇ સ્વામ, તુમે પધારો [1]તુમચે ઠામ. ૩૫
અમ ઠકુરાણી કેરાં કાજ, તુમ દીઠે સીધાં મહારાજ;
આરતિ ટળી ગયું સવિ દુઃખ, દીઠ માળવો ભાગી ભૂખ. ૩૬
રાય ઘણો મન વિલખો થયો, આઃ આઃ એહનો અર્થ ન થયો;
સવિ[2]સંકેત સ્ત્રીયેં શુભ કહ્યો, પણ તે મેં કાંઈ નવિ લહ્યો. ૩૭
પહિલી ચૂક પડી મૂંહને, ચાલી આવ્યો હું એ કને;
કિહાં કુબુદ્ધિ દીધી જગનાથ, પુંખ ન ખાધો દાધા હાથ. ૩૮
ઇમ પછતાતો પાછો વળ્યો, હિયડામાંહિં ઘણું કળમળ્યો;
ઘર જઇ સૂતો ધરે [3]અંદોહ, મન સાથે અતિ લાગી [4]ચોહ. ૩૯
ચિંતે એહ સમશ્યા સાર, કિમ લહેશે એહનો સુવિચાર;
વળિ વિમાસે સૂધો વીર, કાલ તિહાં કો જાશે ધીર. ૪૦
પહિલાં તેહનો કરૂં નિરધાર, પછિ તેહને ઓળખી ઉદાર;
તેહશું પ્રીતિ ઉપાઉં ખરી, તે મુખેં અર્થ લેઉં પરિ કરી. ૪૧
એહવું ગુહ્ય હિયે ચિંતવી, [5]અંતરંગ જન તેડ્યા કવિ;
શીખ સુમતિ દીધી ઉલ્હાસ, જો જો કાલ તિણે આવાસ. ૪૨
જિહાં મેં નાખ્યો છે [6]તંબોળ, એક નારી છે સહિ તસ સોળ;
તેહને ઘર કો આવ્યો ગયો, જો જો નર કુણ કેતો રહ્યો. ૪૩
રખે કોઇ જોતાં તુમ [7]લહે, વળિ રાય શીખામણ કહે;
દાના થઈ કરજો સવિ કામ, રખે તેહનું ચૂકો નામ. ૪૪
એહવી શીખ ઘણી તસ દેઇ, નરપતિ બીજાં કાજ કરેઈ;

---

૧ આપને ઠેકાણે. ૨ ઇશારત. ૩ શંકા. ૪ શોખ–પ્યાર.
૫ ખાનગી માણસો–ચતુર. ૬ પાનબીડું ખાઇને થુંક્યાની નિશાની.
૭ જાણી–કળી જાય.

સાંભળજો જે થયો અવદાત. ૪૫
હવે પાછળ જે ચેલી વાત, સાંભળજો જે થયો અવદાત. ૪૫
તે સોહગસુંદરી શ્રીમતી, ન લહે વેધેં નિદ્રા રતી;
નવિ સીધું તે કાજ પ્રધાન, તે મન સાલે સાલ સમાન. ૪૬

(દોહરા-છંદ.)

" એક વિયોગી રોગિયા, સહેજેં સરિખું માય;
દિન જાયે જન-વાતડી, પણ રયણિ નવિ જાય." ૧

દુખભરી રાત [1]વિહાણી તાસ, માંહોમાંહે થયો વિશ્વાસ;
દિન બીજે રજની થઇ જામ, વળિ ગોખેં બેઠાં બે તામ. ૪૭
તવ સોહગસુંદરીએં કહ્યો, કાલે કામ એક નહિ થયો;
આજ સુગુણ કો જોઇ લાવ, જિમ તેહશું મિળિયે મન ભાવ. ૪૮
તવ શ્રીમતી કહે સાંભળો, હું કંઇ ન લહું તે આમળો;
તસેજ દેખાડો જેહને, હું તેડી લાવું તેહને. ૪૯
ભલે વદે સોહગસુંદરી, સાંભળ વાત કહું તે ખરી;
એ પેલું તંબોળી હાટ, તિહાં આવે બહુ નરના [2]થાટ. ૫૦
ન્હાના મોટા ભર યૌવની, પેઠી શોભાવે એહની;
પણ કુણને એ નાણે મન્ન, હું બેઠી જોઉં નિશિદિન્ન. ૫૧
પણ જો નિશિ જાતેં ઘડી ચાર, તવ આવે છે એક કુમાર;
આસણ બેસણ દેઈ તસ માન, તેહને દેખાડે સવિ પાન. ૫૨
દીપશિખામાંહિ દીસે જોય, એહવાં તે આળગાં કરી સોય;
તે સવિ પાન કુમર કર લિયે, જાતાં એક મુંઠી કાંઈ દિયે. ૫૩
તિણે તંબોળી હરખે ઘણો, ચિત્ત જાળવે કુંવરતણો;
વળે વહિલું કરી એટલું કામ, તે કુંવરનું ન લહું નામ. ૫૪
તે દેખી મોહ્યો મુજ મન્ન, તેહશું પ્રીતિ મિળે તો ધન્ન !
તેહ [3]તનેં ચતુરપણું નિરખિયે, સુહણું ઉપદેશે પરખિયે. ૫૫
અસવેસર ગજપતિ હીંડતો, નયણે નિપુણ પ્રતેં પીડતો;

---

[1] પૂરી થઇ. [2] ભીડ. [3] શરીરની અંદર.

છેલ છબીલો તે બોલાવ, બાઈ [1]સુપર કરીને લાવ. ૫૬
જવ આવશે તંબોળી કને, તવ હું દેખાડિશ સહિ તને;
વાર્તા ઈશી વિચારી કરી, અતિ હરખે સોહગસુંદરી. ૫૭
હવે કુંવર સોઈ રૂપચંદ, કરે સદા મંદિર આણંદ;
રાત દિવસ અંતર નવિ લહે, લક્ષ્મી ભોગવતો [2]ગહગહે.૫૮
પાન પુષ્પ ઊપર બહુ પ્રેમ, તેહથી ક્ષણ અળગો નહીં એમ;
જાતે જોઈ લાવે પાન, નિશિ જાતે ચો ઘડી પ્રધાન. ૫૯
ન રૂચે કો લાવે જુજુઓ, એટલો વેધ કુંવરને હુઓ;
તંબોળી કેરે હાટ, આવે નિત મન માન્યા માટ. ૬૦
પીતાંબર પહેરે પટકૂળ, [3]ઝંગુ સ્વચ્છ કટિ ધરી અમૂલ;
મોળિબંધ મસ્તક [4]મોળિયો, કંબલ રત્ન ખભે એક દિયો.૬૧
પંચાંગુળી પહેરી મુદ્રડી, ચરણે રત્નજડિત મોજડી;
સોવન ભરિયો બટુઓ સાથ, હેમ દંડ એક લીધો હાથ.૬૨
ઈણ મુગતે એકલો [5]પ્રધાન, તિણ દિન લેવા આવ્યો પાન;
સોહગસુંદરીએં જવ દીઠ, તવ તસ નયણે [6]અમિય પઈઠ. ૬૩
કહે તવ શ્રીમતીને આ જોય, હું કહતી તે નર એ હોય;
હમણાં પાછો વળશે સહી, બહુ ખપ કરી આણુવો અહીં.૬૪

(દુહા–છંદ.)

તવ શ્રીમતી તેમજ વળી, કરી સોળ શૃંગાર;
બીડું ચોસઠ પાનનું, નિજ કર ધરી ઉદાર. ૧
આવી તે મારગ વિચે, વાટ રહી તે [7]રૂંધિ;
પુરૂષતણું મન પાડવા, મદમાતી તે મૂંધિ. ૨
કુંવર જબ પાછો વળ્યો, લેઈ પાન તતકાળ;
તવ આગળ આવી દિયે, કર બીડું સા બાળ; ૩

---

૧ ઠીક ચતુરાઇ કેળવીને. ૨ મલકાય. ૩ પહેરણ. ૪ ફેંટો. ૫ સુંદર–ઉત્તમ. ૬ અમૃત વરસ્યું. ૭ રોકીને.

કુંવર કહે કુણુ નારી તું, મુજ સાથે શું કામ;
તે કહે સ્વામી સાંભળો, આ આંવાસ સુઠામ. ૪
અહીં રહે અમચી સ્વામિની. રૂપે રંભ સમાન;
તે બોલાવે બાળિકા, તેહને છે તુમ ધ્યાન. ૫
ક્ષણુ વિરહો ન સહી શકે, હવે તુમારો દેવ;
રાજ પધારો રંગભર, તે કરશે તુમ સેવ. ૬
કુંવર કહે અમે વાણિયા, અમ ઘર વસ્તુ અનેક;
કવણુ કાજ તુમ સ્વામિની, માંગે જોઇયે [તે] છેક. ૭
નારી કહે સવિ એહ ઘર, પૂરણુ ભર્યો વિશાળ;
પણુ એ વાંછે રાજિયા, તુમશું [1]ગોષ્ઠિ રસાળ. ૮
અમે વ્યવહારિ વાણિયા, નવિ જાણું તુમ નામ;
અમ સાથે શી [2]ગોઠડી, પૂછી આવ જઇ કામ. ૯
કામિની કહે તે [3]મોહને! કહેશિ તુમને [4]સ્વામિ;
જો તસ જીવિત ખપ કરો, તો આવો તિણુ ઠામ. ૧૦
એવડું શું રે સુંદરી! હું કુણુ તે કુણુ તેહ;
મુજ પાખે તે શું મરે, એક પખો શો નેહ. ૧૧
દૂર થકી તેં તેહનું, ચોરી લીધું ચિત્ત;
અવર ન કો દીઠો ગમે, તેહને તું એક મિત્ત. ૧૨
એક વાર તું નયણુથી, દીઠો દૂર રહ્યાંય;
તિહાંથી લાગો વેધડો, ક્ષણુ વર્ષા સો થાય. ૧૩
કમલિની સરવરમાં વસે, સૂર્ય વસે આકાશ;
જવ દેખે પિઉ આપણો, તવ તે થાય વિકાસ. ૧૪
ગયણુ ધડુકે મેહુલો, મહિયલ મોર કિંગાય;
દેખી સજ્જન આપણો, હિયડો ટાઢો થાય. ૧૫
રહે જળમધ્ય કુમુદિની, ગગન રહે પણુ ચંદ;

---

૧ પ્રીતિ. ૨ વાત. ૩ સુંદરી. ૪ ધણી.

દૂર થકી પ્રિય પેખી કરિ, પામે પરમાણુંદ. ૧૬
દૂરથકી તિમ તેહનો, લાગો તુજશું વેધ;
સુગુણ સલૂણા તેહશું; મ કરો પ્રીતિ [1]નિષેધ. ૧૭
કુમર કહે રે કામિની ! પરઘર જાતાં ખોડ;
ઉત્તમ નર ને સુગુણ નિપુણ, ચડે કલંકહ કોડ. ૧૮
ચડયો કલંક ન ઊતરે, ન ચડે ઊંચું નીર;
પછે પસ્તાવો પામિયે, તે કુણ કરે કુધીર. ૧૯
પ્રાણી [2]પાણી આપણો, રાખિ શકે તિમ રાખ;
પાએક પાણી ઊતરે, ન ચડે વળતું લાખ. ૨૦
તે ભણી સુંદરી આપણો, પાણી રાખો તેમ;
[3]ત્રિવિધે નાડિ વિનાણશું, શ્રીફળ રાખે જેમ. ૨૧
શ્રીમતી કહે સાચું કહ્યું, તું છે પુરૂષ પ્રધાન;
પણ તસ લાગો વેધડો, તે કિમ ટળે અસમાન. ૨૨
નીરજ તેહનું ઊતરે, જે હોવે નર મૂઢ;
ચતુરપણે રમતાં રસિક, કોઇ ન જાણે [4]ગૂઢ. ૨૩
સકિયે ત્યાં ન જણાવિયે, પછિ જાણે [તો] શું થાય;
[5]પિશુન વદે જે પાપિયા, તે લેખવિયે વાય. ૨૪
કેતકી કંટકભજ્જણે, ભમર ભડુક્કે કાંય ?
જિહાં મનમાને આપણો, સહી રમેવું ત્યાંય. ૨૫
ઈમ જાણી મન થિર કરિ, વલ્લભ વહેલો આવ;
કર જોડી પાયે પડું, [6]લગલગણાં મ કરાવ. ૨૬
કુંવર કહે રે મુજ વિના ! શૂનું જગ નવિ હોય;

૧ નાકારો–મના. ૨ નૂર–ઇજ્જત–પુરૂષાર્થ. ૩ ચોટલી, કાચલી અને ખોપરાની અંદર જેમ ત્રણ પ્રકારથી નાળિયર પાણી જાળવે છે તેમ મન વચન શરીરથી જાળવવું. ૪ અંતરનો ભેદ. ૫ નિંદા કરનારા. ૬ કાલાંવાલાં.

મંદિર તેડો માનની, જાણો ચતુર જિકોય. ૨૭
જગ જોતાં મિળતાં મિળે, સાજન મિત્ર અનેક;
નિરખી નેહ કરાવ તું, જાણે જિહાં વિવેક. ૨૮
સ્વામિ સુણ સાચું કહું, વળિ વળિ બોલ મ નાણ;
તેહને મન એક તું વસ્યો, સૂરજ ચંદા સાખ. ૨૯
મિત્ર મિળે જગમાં ઘણા, સુજન મિળેજ સુચંગ;
પણ જેહને મન જે વસ્યો, તેહને તેહશું રંગ. ૩૦
હંસો છાંડી માનસર, ન પિયે [૧]છિલ્લર નીર;
મનમાન્યા વિણ [૨]મહિયલેં, તરશ્યો ભમે સુધીર. ૩૧
[૩]બાપૈયો પિઉપિઉ કરી, તરશ્યો [૪]ગગન ભમંત;
જાય ઉકરતાં જીહડી, ગુણ લેતાં મૂકંત. ૩૨
વળિ તમે નાના શી કરો, [૫]નિષ્ઠુર થઈ નિટોલ;
કોકિલ [૬]અંબ વિના કહીં, એક ન બોલે બોલ. ૩૩
એક વયણ સાચો સુણો, સુગુણાં સુગુણ મિલંત;
મન માને તે આપણે, હંસા કમળ વસંત. ૩૪
ગુણવંતા તે જાણીએ, જે ગુણવંત મિલંત;
જો ગુણિ મિળિયાં [૭]અવગણે, તો ગુણ કાહુ કરંત. ૩૫
સજ્જનશું દુર્જન મિળ્યે, પામે ગુણ અધિકાર;
કંચન જડિયો કાચ જિમ, માણિક મૂલ્ય ઉદાર. ૩૬
દુર્જનશું સજ્જન મિળ્યે, ગુણ પોતાના જાય;
પીતળ પીરોજો જડયો, ઓછે મૂલ વિકાય. ૩૭
દુર્જનશું દુર્જન મિળે, કાંઈ નાવે લાગ;
ચુંબક ને પાષાણ જિમ, સહામી ઊઠે આગ. ૩૮

---

૧ તલાવડા—ખાબોચિયાનું પાણી. ૨ પૃથિવીમાં. ૩ બપૈયો. ૪ આકાશમાં. ૫ કઠોર—નિર્દય. ૬ આંબાના મહોર વગર. ૭ તિરસ્કાર કરે—બેદરકારી ખતાવે.

સજ્જનને સજ્જન મિળે, સ્હાંમી વાધે પ્રીતિ;
 દૂધમાંહિં સાકર ભળી, મીઠી એહજ રીતિ. ૩૯
તે ભણી ચતુર સુજાણ નર, તે પણ છે ગુણવંત;
 સરિખા સરિખું છે સહી, બેહુ મિળો મન ખંત. ૪૦
મિળવો છે મન માનતે, અવર મિળણ શે કાજ;
 મિળતાશું મન દેઇ મિળો, રીતિ ભલી એ રાજ. ૪૧
કરમદશા હવે કામિની, પ્રગટ હુસી એ અંગ;
 સુગુણ સલૂણા [1]સાર કરી, શું કહાવો બહુ ભંગ. ૪૨
પદમિનિ સોઈ [2]પ્રજાપતે, કીધી કલિકા [3]દીપ;
 [4]નેહ વિહુણી નાહલા, કિમ રહેશે તે [5]કીપ. ૪૩
દૈવવશે [6]અંતિમદશા, હૂઓ [7]વ્યાપ અપાર;
 હવે ઓલાસે દીપિકા, સ્નેહ વિના નિરધાર. ૪૪
અંધકાર તવ વ્યાપશે, પ્રણમી કહું દયાળ;
 સીંચો સ્નેહ સનેહ ધરી, જિમ દીપે સુવિશાળ. ૪૫

(શાર્દૂલવિક્રીડિત-છંદ.)

वक्त्रेचंद्रमुखी प्रदीपकलिका धात्रीधरामंडले,
 तस्माद्दैववशाद्दशापिचरमातस्याः समुन्मीलति;
तद्ब्रूमः शिरसानतेन सहसा श्रीकृष्ण निक्षिप्यतां,
 स्नेहस्तत्र तथा यथा नहि भवेत्त्रैलोक्यमंधन्तमः ” १

જે દીઠે તન મન હસે, નયણાં ધરે સનેહ;
 તે માણસ નવિ મૂકિયે, પ્રાણ ત્યજે જો દેહ. ૪૬
ના કહેશો તોહિ આવશે, કોકટ મ કરો જોર;
 વિરહદાવાનલ જવાળતાં, હોશે પાપ અઘોર. ૪૭

---

૧ સંભાળ—દરકાર. ૨ બ્રહ્માએ. ૩ દીવાની શિખા. ૪ સ્નેહ—તેલ. ૫ કાયમ. ૬ મરણ. ૭ પીડાની રચનાનો,

દશ અંગુળી દેઈ વદન, લાગુંજી તુમ પાય;
વળતો બોલ મ વાળશો, આવોજી ઇણુ ઠાય. ૪૮
મોહન ઘણું મ કહાવશો, ચતુર સુ-વેધ સુજાણ;
તુમ કરમાં સોપ્યા તિણે, પદમિનિયેં નિજ પ્રાણ. ૪૯
પછિ જિમ જાણો તિમ કરો, આણી મન ઉલ્હાસ;
ભમરા પરિહરિ કેતકી, લિયો માલતી સુવાસ. ૫૦
અભિનવરસ એક વાર જો, છેલા પ્રીતિ મ છંડ;
ચતુર રૂચે જો ચાખતાં, તો પછિ [1]અવિહડ મંડ. ૫૧
તે તુજ વિરહે ટળવળે, નીર વિના જિમ [2]મીન;
તું તેહને ઇમ અવગુણે, એ નહિ રીતિ [3]કુલીન. ૫૨
એક એક વિણ ઝૂરી મરે, અવર ન આણે મોહ;
દૈવેં તે કાં સરજિયાં, કઠિન હિયાં જિમ લોહ. ૫૩

(કુંડલિયા-છંદ.)

" કબિરા કબહુ ન કીજિયે, અનમિલતાકો સંગ;
દીવાકે મનમેં નહીં, જલબલ મરત પતંગ-
જલબલ મરત પતંગ, દીપ તો દયા ન આણે,
મીન મરે ખિણ માંહિં, નીર વિછુરે નહિ જાણે;
મરત નાદ પર હિરન, નાદ નવ જાણે પીરા;
અણુમિલતાશું મોહ, કબૂ નહી કરો કબીરા." ૧
ઇમ નઠોર નહિ થાઇયે, જોઇ વિચારી નાથ;
ઇણે ભવમાં એ જીવતાં, નહિ મ્હેલે તુમ સાથ. ૫૪
તુંહિજ વલ્લભ તુંહિજ પ્રિય, તુંહિજ પ્રાણ આધાર;
ગતિમતિ એક એહને તુંહિજ, ઇમ જાણો નિર્ધાર. ૫૫
ઈશાં વચન વેધક વિવિધ, બોલિ બહુત પ્રકાર;
કુંવરતણો મન ભેદિયો, સુગુણ શ્રીમતિ સાર [નારિ]. ૫૬

---

૧ પાકો રંગ—નાશ ન થાય તેવો. ૨-માછલી. ૩ કુળવાન.

કુંવર કહે તુમ સાંભળો, હું આવિશ તસ પાસ;<br>
ઇમ નિસુણિ ઉલ્લટ ધરી, પહિલી ગઈ આવાસ. ૫૭

સોહગસુંદરીને કહે, વાત આણી સવિ રાસ;<br>
આ તે નર મેં આણિયો, પાડિ કરી પરિ [1]પાસ. ૫૮

સુણી વચન શૃંગાર ભરી, નરમન હરવા [2]માટ;<br>
બેઠી પ્રથમ દિવસ પરે, કનક હિંડોલાખાટ. ૫૯

રૂપચંદ રસ લગ્ગીઓ, તે જોવા મનમાંહિં;<br>
જીવ્યાથી જોયું ભલું, જોઇએ તે ઉચ્છાહિં. ૬૦

મંદિર છે [3]મનમોહિની [માનિની], આજ જોઉં વળી એહ;<br>
[4]કુળવટ રહેશે જિણ જુગતિં, તિણિપરેં કરશું તેહ. ૬૧

કુંવર કેડેં ચાલિયો, આવ્યો ત્રીજે માળ;<br>
ઉભી રહી નિરખી નિપુણ, રૂપતણી તે આલિ. ૬૨

મોહ્યાં રૂપેં માનવી, સસે ન વાસે સોય;<br>
ચિંતે ચિત્ત વિવેકશું, એ શું [5]અમરી હોય ? ! ૬૩

કે એ કુંવરી [6]નાગની, કે વિદ્યાધરી જાણુ;<br>
ઇંદ્રતણી શું અપ્સરા, કે રંભા સુ વખાણુ ! ૬૪

ઘોડિ કણુક લેઈ ઘડી, [7]ધાતાએ ધર એહ;<br>
પદમિની પ્રેમ ધરી કરી, ચંપકવર્ણી દેહ. ૬૫

મસ્તક છત્ર સમાન વર, શ્યામ સરલ શિર વેણિ;<br>
કરવાસે [8]વાસગ વસ્યો, [9]કુંતલ મધુકર શ્રેણિ. ૬૬

રત્નજડિત વિચ રાખડી, ગોફણડું ગુણમૂળ;<br>
કંચન ચમરી ફુમતું, વિચ વિચ સોવન-ફૂલ. ૬૭

સેંથો શિર સિંદૂરિયો, મદનનરિંદ પ્રતાપ;

---

૧ ફંદમાં નાખેલ છે. ૨ વાસ્તે. ૩ મનગમતી સ્ત્રી. ૪. કુળની મર્યાદા. ૫ દેવાંગના. ૬ વાસુકી નાગની કુંવરી. ૭ બ્રહ્માએ પહેલવહેલી. ૮ નાગ. ૯ માથાના વાળ ભમરાઓની ઓળ સરખા કાળા.

હેમ ઘડી હીરે જડી, બિહુ પખ ફૂલી થાપ. ૬૮
વદનકમળ વિકસિત સદા, પૂનિમચંદ સમાન;
કુમર ભણે ઇણે જીતિયો, ગગન ગયો તજિ માન. ૬૯
બિહુ પખ સરિખા રાખવા, ઇણે આઠિમનો ચંદ;
ભાળ મિસેં દીસે ધર્યો, મોહવા માનવવૃંદ. ૭૦
ભોંહતણે મિસ ભામિની, ધનુષ ધરી એ દોય;
તીખાં લોચન બાણ મિસ, તાકી મૂકે સોય. ૭૧
યૂથભ્રષ્ટ હરિણીતણાં, લોચન લિયાં [1]ઉદાળિ;
બિહતી મૃગલી બાપડી, જઈ રહી વનહ વિચાળિ. ૭૨
વિકસિત પંકજ–પાંખડી, તિસી આંખડી એહ;
નેહ વધારે નિરખતાં, કીધી કાજળ રેહ.
[2]શુકચંચા સમ નાસિકા, કે સગદીપક સાર;
નાકફૂલી નિરૂપમ તિહાં, દીસે અતિ મનોહાર. ૭૪
ટીલું ભાલ–સ્થળ તપે, વિકસિત દોય કપોળ;
લાસા [3]ગલ્લ સોહામણા, જીભ અમીનું ઘોળ. ૭૫
[4]અધર પ્રવાળા સારિખા, [5]દાડિમકળિ જિમ દંત;
વિચ વિચ સોવન રેખડી, તે હીરા નિરખંત. ૭૬
હીચોળા લખમીતણા, જાણે સોવન–વર્ણ;
પેખે દોય પાસે ભલા, એહવા ઉત્તમ [6]કર્ણ. ૭૭
પાન આરોગ્યાં પદમિની, હસતાં ફૂલ ખરંત;
બોલંતાં અમૃત ઝરે, કુંવર રહે નિરખંત. ૭૮
ત્રોટી પહેરી મણિજડી, ઝબકે ઝબઝબ ઝાલ;
[7]ઑગનિયાં ભલ ખીંટલી, નિરખે કુંવર નિહાલ. ૭૯

---

૧ છિનવી. ૨ પોપટની ચાંચ જેવી નમણી. ૩ ગાલ. ૪ પ્રવાળાં જેવા રાતા હોઠ. ૫ દાડિમની કળી જેવા સરખા ઉજળા. ૬ કાન. ૭ કાનનો દાગીનો.

હંસગ્રીવ સમ કૂટડી, ગ્રીવા ગુણિયલ મન્ન;
કંઠે જીપી કોકિલા, શ્યામ થઈ ગઈ રન્ન. ૮૦
કંઠ નિગોદર પદકડી, પહિરી ગિરસલીયાંય;
મણિ જડી દોડી [1]પાટિયાં, કવણ કહે મૂલાંય. ૮૧
ભુજા દોય ભામિનીતણી, [2]કરિવર શૂંઢ સમાન;
તિલ અંગુલ નખ રાતડા, રેખા મધ્ય પ્રધાન. ૮૨
બાંહે બાંધ્યા બહિરખા, બાજૂબંધ ઝમાલ;
કરકંકણ ચૂડી ચતુર, સોવનમય સુવિશાળ. ૮૩
કનક ગાંઠિયા ગોમતી, હથ સાંકળ સુવિશાળ;
વેઢ દશાંગુળ મુદ્રડી, મહેદી લાઈ ઉદાર. ૮૪
ઉન્નત કક્ષા કુખ અતિ, વાંસો વડો વિવેક;
રૂડું હૃદયસ્થળ વિપુળ, અલગો રોમ ન એક. ૮૫
કુચમિસ એ પ્રાસાદ દોય, દીઠા અતિ ઉત્તંગ;
શિખરબંધ સોવનતણાં, સોહે અતિહિ સુચંગ. ૮૬
ઉદર [3]ક્ષામ ઊપર ઈશા, ત્રિવલી [4]તટની પાસ;
શિવનિમિત્ત શિવબાણ તે, ચૌવેને કર્યાં ઉલ્હાસ. ૮૭
કસિને કસિ ત્યાં [5]કુંચુકી, લિખિયા હંસ મયૂર;
પેખી નર મોહ્યા મરે, જે જગ સબળા શૂર. ૮૮
થણુ વિચ ઝલકે ઝૂમણાં, લહકે નવસર હાર;
અર્દ્ધહાર એકાવળી, રત્નાવળી ઉદાર. ૮૯
સોવનમય ટોડર ભલો, ચંપકલિ દીપંત;
દોય કર ઝાલ્યો કનકનો, આરીસો ઓપંત. ૯૦
નાભિકજ ગંભીર અતિ, રસ શૃંગારહ-કૂપ;
મુગતાફળ ગળ-માળ જે, તે ઘડીયાળ સરૂપ. ૯૧

૧ ગળાનું ઘરેણું. ૨ હાથીની શૂંઢ સમાન ચઢઉતાર. ૩ પાતળા પેટ. ૪ નદી. ૫ ચોળી-કાંચળી.

કટિલંકે જિણે કેસરી, જીત્યો હુઓ અદૃષ્ટ;
 કટિમેખળ હીરે જડી, પહિરે સોઈ વિશિષ્ટ. ૯૨
કૂર્મપૃષ્ઠ ઉન્નત જઘન, પુષ્ટ વિશાળ નિતંબ;
 જંઘા કદલી-થંભ જિમ, તિમ જાનુ નહીં લંબ. ૯૩
સુંદર ચરણતણા નળા, પીંડી પણ મનોહાર;
 પુષ્ટા ઉન્નત કાંકસી, અંગુલિ અતિહી ઉદાર. ૯૪
નખ રાતા બહુ દીપતા, જેહવા દર્પણ હોય;
 તલિ આંગુલિ રેખા ભલિ, મહેંદી લાઈ જોય. ૯૫
ચરણે સોવનમય સબળ, ઝાંઝરના ઝમકાર;
 રત્નજડયા વળી પાગડા, [1]વિંછિયડા ઠમકાર. ૯૬
[2]ચરણા ચોળી ચૂનડી, પહિરી સાડી સ્વચ્છ;
 પીતાંબર [3]પટકૂળ વર, ઘાટડી મૂલ [4]અતુચ્છ. ૯૭
ચૂવા ચંદન લાઇયા, કીધા [5]કુંકુમ રોલ;
 ચંપક કેતકી ઉર ધર્યા, કિય શૃંગારહ સોલ. ૯૮
[6]શિરકુંતલથી નખ લગી, નિરખી કુમરેં સોય;
 તૃપતિ ન પામે આંખડી, વળિ વળિ સ્હામું જોય. ૯૯
કુમર સાથ સંગ્રામ-રસ, માનુનિ માંડે જાણિ;
 તીણાં લોચનબાણ તવ, મૂકે તાકી પ્રાણિ. ૧૦૦
વેણિ કરી તરવાર તિહાં; ગુરજ ગદા ભુજદંડ;
 ખાંડો સોવન ખીંટલી, હાર તે પાસ પ્રચંડ. ૧
[7]સયગળ જિણ આગળ કર્યા, મદમત્તા [8]કુચ દોય;
 ભર યૌવન જોરે ચડી; ભીડી સુંદરી સોય. ૨
એહ [9]સમરાંગણ આગળેં, કવણ ન ભગ્ગે વીર;

૧ પગમાં-આંગળીઓમાં પહેરવાનું ઘરેણું. ૨ ઘાઘરો. ૩ ઉત્તમ વસ્ત્ર. ૪ ઘણું. ૫ કેસર. ૬ માથાની વેણીથી માંડીને. ૭ હાથી. ૮ સ્તન. ૯ લડાઈ આગળ.

એક રહ્યો થિર ધન જનની, શેઠ સુદર્શન ધીર. ૩
સ્ત્રી લોચન દૃષ્ટિ વિષે, ડસ્યા ન ડોલ્યા જેહ;
થૂલિભદ્ર ગુરૂ વયર સમ, હું બલિહારી તેહ. ૪
ચોરથકી તેહુ ચતુર, વંકચૂળ ગુણવંત;
નૃપનારિયે બહુ નડયો, સિરે ન ચૂકયો સંત. ૫
રૂપચંદ કુંવર તિહાં, માની હાર અપાર;
એકમનો ન્યાળે નિપુણ, વાર વાર અતિ સાર. ૬
વળિ વિમાસે એહને, જો શિર હોશે કંત;
તો હું પરમારથ લહી, વહિલો વળિશ નિચિંત. ૭
રાયે મ્હેલ્યા [1]પાહરી, તિણે જાતો ઇણ ઠામ;
દીઠો જોવે વેગળા, પડશિ વાત વિરામ. ૮
ડાહ્યો નિશિ નિરખી કરી, કરે કાજ નિરધાર;
[2]રભસપણે જો રાતડી, આગળ દહે અપાર. ૯
પણ કહો સજ્જન શું કરે, નિરખે નયણાં દોય;
પશુ ન જોઈ સહી સકે, કિમ જીરવાએ સોય. ૧૦
હવે તે કુમરતણું તદા, કુંવરી ચોરી ચિત્ત;
કરે સમસ્યા કામિની, સુણજો સાચા મિત્ત. ૧૧
પહિલો [3]કર કરણે દિયો, પ્રીછયો તામ કુમાર;
દેખાડે કુંવરી પ્રતે, સોનૈયા સુવિચાર. ૧૨
તવ કુંવરી હરખી ઘણું, વળિ જિમણો કર તામ;
દેખાડયો રૂપચંદને, કુંવર પ્રીછે કામ. ૧૩
નીચો જોઇ તવ રહ્યો, લિયે કુંવરી કર વેણિ;
તવ કુંવર આણું દિયો, શિર કર ધરિયો તેણિ. ૧૪
કુંવરી પ્રીછે તવ વળિ, જંઘ દેખાડયું તામ;
કુંવરે ખભા દેખાડિયા, વળિ કુંવરી ઉદ્દામ. ૧૫

---

૧ પહેરેદાર. ૨ ઉત્સુકપણે. ૩ હાથ કાને લગાડયો.

સુગંધિ પુષ્પતણો દડો, ઉર ચાંપી મુખ દેય;
ઘણું નાશિકાયે ધરી, દૂર પરો નાખેય. ૧૬
કુંવરે તવ કડિથી [1]ઘટી, છોડી ઊભી એમ;
ફાડી બે કટકા કરી, આગળ નાખી તેમ. ૧૭
[2]પુનરપિ થુંકયું કુમરિયે, કુમરે શિરથી સાર;
સોપારી છટી લઈ, તે નાખે તેણિવાર. ૧૮
ઈમ તે [3]પ્રીછયાં બિહુ જણાં, [4]અવર ન જાણે કોય;
વાત લહી પરચિત્તની, હું બલિહારી સોય. ૧૯
અતિ આણંદે સુંદરી, ઉલ્લટ માય ન અંગ;
આવી કુંવરપગે પડી, સ્વાગત કરે સુચંગ. ૨૦
દાસિ છું હું રાઊળી, માંહિં પધારો સ્વામ;
ભાવ ભકતેં કરૂં ભામણાં, બલિહારી જાઉં નામ. ૨૧
આજ પવિત્રાંગણ હુઓ, પવિત્ર થયો આવાસ;
જિહાં જીવનજી આવિયા, પૂરેવા મન આશ. ૨૨
હિયડો કરે વધામણાં, સહેજે સરિયા કાજ;
જે સ્વપ્નાંતર આવતા, તે મિળિયા મહારાજ. ૨૩
અંગણ મોતિ વાવિયા, મંડપ પસરી વેલ;
મનગમતા સજજન મિલ્યા, હિયડા કુંપળ મ્હેલ. ૨૪

( સોરઠા–છંદ. )

જેહની જોતા વાટ, તે સાજન સ્હામા મિળ્યા;
ઉઘાડયાં હિય–હાટ, કચ ટાળી કુંચીતણી. ૧
ધન્ય આજકા દીહડા, સ્વામિતણો મુખ દીઠ;
શિરથી સીસક ઊતર્યો, આંખ્યે અમિય પઈઠ. ૨૫
આજ સકોમળ રેહિયા, જે સરજયા શ્રવણેણ;
જે સ્વપ્નાંતર આવતા, તે મિલિયા નયણેણ.

---

૧ પછેડી. ૨ ફરીને. ૩ પ્રશ્નોત્તરવડે સમજયાં. ૪ બીજું.

હિયડા સુણુ સૂધો કહું, હર્ખ કરે અસમાધ;
નિરૂપમ નાહ મિળ્યો હવે, ત્રિકરણ શુદ્ધ આરાધ. ૨૭

( ઢાળ–ચંદાયણાની દેશી. )

રે વાહલા સુણુ વાતડી, સફળ જન્મ હુઓ આજ;
જો તું નયણ વયણુ મિળ્યો, હવે સીધાં સહુ કાજ. ૧
સીધાં કાજ સફળ હવે સ્વામી, જો તુમ સેવ સોહગનિધિ પામી;
આજ મને પરમેશ્વર તૂઠા, આંગણ આજ અમિયમેહ વૂઠા. ૨
ધન ધન આજતણો દિન જાણું, ધન ધન આજની ઘડી વખાણું;
આજતણી વેળા શુભ મ્હારી, જો તેં પિયુ મનમાંહિં સંભારી. ૩
[1]સુરપતિ પાસથી નૈનાં સારાં, પિઉ હું માંગી લેઉં ઉધારાં;
તિણે વળિ વળિ જોઉં તુમ સ્હામું, કહેતાં તોય તૃપતિ નહીં પામું. ૪
ભુજ બાણાસુર પાસથી લેઉં, વલ્લભશું આલિંગન દેઉં;
તોહે તૃપતિ ન આવે હૈયે, વળિ વળિ એક મુખે શું કહિયે. ૫
જીંહા લેઈ વાસુકી[2] અહિ કેરી, તુમશું કીજે ગોષ્ઠિ ભલેરી;
તોહે વાતનો નાવે છેહ, મોહન પવિત્ર કરો મુજ દેહ. ૬
પૂરવ ભવચા પ્રગટયા સ્નેહા, પ્રિય તું પ્રેમમહારસ મેહા;
સજ્જન સુગુણમાંહિં અમિરેહા, હવે હું તુમ ચરણાંરી [3]ખેહા. ૭
હવે મુજ ઉપર મયા ઉધારો, પ્રીતમ મંદિરમાંહિં પધારો;
ઇણુ પર બોલી કોમળ વાણી, પ્રેમે કુંવર લિયો માંહિં તાણી. ૮
આસન બેસણુ બહુ વિધિ મૂકે, શ્રીમતી ચાલ ન એકો ચૂકે;
[4]સુરભિતેલ લક્ષપાક સુ લેઇ, કુંવર તને શુભ મર્દન દેઇ. ૯
નીર સુગંધિએં મજ્જન સારે, મારગનો શ્રમ ખેદ નિવારે;
પહેરી [5]સુવસન લૂહી તન ચીરેં, બાવન ચંદન લાયાં શરીરેં. ૧૦
કરી આચાર ગાંધર્વ વિહવાએં, સોહગસુંદરી પરણિ ઉછાહેં;

૧ ઇંદ્રની પાસેથી હજાર નેત્ર ઉધારે માગી તને નિરખું. ૨ વાસુકી નાગની બે હજાર જીભ. ૩ પગની ધૂળ. ૪ સુગંધી તેલ. ૫ સુંદર વસ્ત્ર.

આગળ સુખડી વિવિધ ધરીજે, ભક્ષણ દોય જણ એકત્ર કરીજે. ૧૧
અન્યો અન્ય વદનમાંહિં મ્હેલે, પ્રીતે નયણ વયણ રસ ખેલે;
ચતુરપણે કર મુખ ચોખાળી, [1]પૂગી પાનશું બીડાં વાળી. ૧૨
કેતકીકાથો રંગ કપૂરે, આરોગે દંપતિ હિત પૂરે;
મંદિરમાંહિં અનૂપમ [2]ઓરે, માંહોમાંહે સુગુણ ચિત ચોરે. ૧૩
ભીંત સુધાભા શશિહર જીપે, ચિહું પખે રયણમેં દીપ સુદીપે;
ચારૂ લોચ વિવિધ પટ બાંધ્યાં, બિચબિચ મોતિ ઝૂમખાં સાંધ્યાં.
બાવન ચંદન સહેજ સુવાળી, ઉપર કંચન ખોળ વિશાળી;
પાટી પંચવણ હીરજ કેરી, તિહાંકિણ ગુંથી ભજે ભલેરી. ૧૫
ત્યાં કુંળી હંસ રૂની તળાઇ, ખાટ પછેડી ઉસિસાં સજાઈ;
કોમળ ગાલમસુરિયાં વહાઈ, ફૂલતણી બહુ વસ્તુ નિપાઇ. ૧૬
પંચવર્ણ ફુલ પગર ઝમાલા, ધૂપઘટી પરિમળ સુવિશાળા;
તિણ સેજેં સુખ ભર નર નારી, બેઠાં ગોષ્ટિ કરે બહુ સારી. ૧૭
પૂરવ પુણ્ય પસાઉલે, મે પામ્યો તું કંત;
નામ તુમારો નવિ લહું, તે મુજ કહો ગુણવંત.
ગુણવંતા તુમ નામ શું બોલો, હવે મુજ આગળ હૈડું ખોલો;
કુંવર કહે જો જો તુમ નિરખી, કહોને નયણાં [3]ચળે શું દેખી ? ૧૮
[4]રોહિણી વલ્લભ કવણ કહીજે, એ જોતાં [5]અમ નામ લહીજે;
કહો હવે નામ તમારૂં કેહું, સુંદરી કહે નિસુણો કહું જે હું. ૧૯
[6]શું નરનારીતણું વખાણે, [7]પ્રમદા નામ ભલું શું જાણે;
ઇણ પરે [8]નામ જાણો તુમ દાસી, અન્યો અન્યે જો જો [9]વિમાસી. ૨૦
કહે કુંવરી રૂપચંદ સુનામ, મેં જાણ્યું પિઉ તુમચો નામ;

---

૧ સોપારી. ૨ ઓરડામાં. ૩ રૂપ. ૪ ચંદ. ૫ રૂપચંદ. ૬ સૌભાગ્ય. ૭ સુંદરી. ૮ સૌભાગ્યસુંદરી. ૯ વિચારી જુઓ; કેમકે પોતપોતાનું નામ લખીને કે સમશ્યાથી બતાવવું પણ મોંડેથી ન કહેવું એમ નીતિશાસ્ત્રની આજ્ઞા છે.

મેં વળી પ્રીછ્યું પ્રિયે નહીં કાચું, નામ સોહગસુંદરી સાચું. ૨૧
માંહો માંહે કરે ગુણ-કેલી, બોલે આર્યા ગીતિ પ્રહેલી;

( कुवरीप्राह. )

કહે કુંવરી પિઉ છે દોય રામા, નામે એક અછે બેઉ શ્યામા.૨૨
લોક ભલું વાંછે સહુ તેહને, જીવિત ફોક નહિ ઘર જેહને;
તેહને કલીબ કળાશું સ્નેહા, તે શોભાવે સુર નર દેહા. ૨૩
અહનિશિ રહે જલમાંહિનારી, તે પણ છે અતિ વ્હાલી મ્હારી;
[1]તે તુમ વાટ દિવસ નિશિ જોતી, આજ સફળ તસ આશા પહોતી.

( कुंवर उवाचः–हे सुलोचने ! ते द्रेडपितव लोचने ! )

કુંવર કહે એક રત્નજ રૂડું, તે પોષે ત્રિભુવનને ફૂડું;
તે ખિણ માહિ બંધાવે છુડાવે, તે જગ વ્યાપિ બિરૂદ ધરાવે.૨૫
તે એકને થાપે ઉથાપે, તે મેં રતન રાખ્યું હતું થાપે;
[2]તે લીધું વલ્લભ તુમે ચોરી, તુમશું શી હવે કીજે જોરી. ૨૬

( कुमरीप्राहः–हे प्राणजीवन ! तत् तव मन ईति पुनः कुमर उवाच. )

( ગાથા-છંદ. )

[3]किं जीवी अस्य चिन्हं? [4]का भज्जा होइ मयणरायस्स?
[5]का पुप्फाण पहाणं? [6]परणीआ किंकुणइ वाला? १

( सासरइ जाइ )

( कुमरीप्राह. )

गाएहिं गीयं पाएहिं पाणीयं मारेइ वर कुरंगी;
तीय महिलाणय कंतं, इख्खर उत्तरं देई. २

( नयिसरं–पुनः कुमार उवाच. )

( અનુષ્ટુપ્-છંદ. )

कथं मुद्रसितं ग्रामं, कथं रक्तो पयोधरो;
आम्राणि फल पक्वानि, कथं भक्षंति मानवाः? ३

---

૧ આંખ્યો. ૨ મન. ૩ સાસ (શ્વાસ.), ૪ રઇ (રતિ.) ૫ જાય. ૬ સાસરે જાય.

( कुमरीप्राह—करपीडनात्—पुनः )

भूआण पीयं सुहमाण मंडणं, थीजणाण सुख्खकरः
तं दीठं पायतले, तेणाहं आगओचित्त. ४

( प्रत्युत्तर रुधिरं. )

( ચંદ્રાયણા-છંદ. )

પછમ વિના મધુ માસે આવે, બીયઅખર વિણુ મુખ શોભાવે;
અંત્યક્ષર વિણુ દૂર કરીજે, સો જિન ગુરૂવંદી વપુ કીજે. ૨૭

( प्रत्युत्तर पावन. )

પઢમઅખર વિણુ સુભટ સોહાવે, બીઅખર વિણુ બીજ વવાવે.
અંતક્ષર વિણુ ધનુષે ચાલે, સો સેવો શ્રી જિનવર આલે.૨૮

( प्रत्युत्तर—शरण. )

( અનુષ્ટુપ્-છંદ. )

शरीरं विगताकारं, मनुस्वार विवर्जितम्;
यदिदं जायते रूपं, तत्ते भवतु सर्वदा. १

( મંદ્રાક્રાંતા-છંદ. )

काचित्कांता रमण वसतो प्रेषयंती करंडं,
नीत्वा माला नकलिकमलिषत् पातमस्योपरिष्ठात्;
गौरीनाथं ङ्गगित चकिता चांपकं चित्र भावं,
पृच्छत्यायान् विमलधिषणो मल्लिनाथः कवींद्रः १

( व्यालदर्शने पुष्पकरंडे पवनो नायाति, चंपकदर्शने भ्रमरो नायाति,
इश्वरदर्शने स्मरो नायाति—इत्याशयोज्ञेयः )

( ગીતી-છંદ. )

मणिमय मंडप मध्ये, क्रीडंति कापि कामिनीरम्या;
अपराधे नवि नाथो, दयितं चरणे न ताडयामास. १

( स्वप्रतिरूपं रत्नमंडपमध्ये भितौ प्रतिबिंबितमितिभावः )

( ઉપજાતિ-છંદ. )

काचिन्मृगाक्षी प्रिय विप्रयोगे, गंतुर्निशापार मपारयंती;
उद्गातु मादाय करेण वीणां, शशांकमालोक्यशनैर्जुहार. १

( शशाङ्के मृगलाछनमस्तिमृगस्यनादः प्रियोभवति तस्मात् सएवनाद श्रवणार्थंमृगः स्थिरभिवति मृगेस्थितेचन्द्रोऽपि न चलति चन्द्राचलने निशावृद्धि माभूदितिभावः इत्यादि भावशतक मध्यगानि वृत्तानि. )

( ઢાળ-ફાગની દેશી. )

ઇમ અનોપમ અમૃતથી ગળી, કરે ગોષ્ટિ ભલિ ભલિ મન રૂળી;
કામિની કનક ગૌર શરીરા, રૂપચંદ રસસાગર હીરા. ૧
આહે હીરૂ મુદ્રડી ઊપર, તીણી પરે સરસ સંયોગ;
હંસ સુરત રમે હેજે એ, સેજે એ સબળા ભોગ. ૨
આહે અહંકરતાં અતિરસ, અધરસ અમૃતપાન;
કરે કુંવર તજી વ્રીડા, ક્રીડા અતિ અસમાન. ૩
સુંદરી કહે તવ સ્વામી, કામી મૂકો ટોળ;
ટેવ ભલી નહીં એ તુમ્હ, અમ્હ સહી કરશી ટોળ. ૪
નન મન કરતાં અંગના, અંગના ભીડે સોય;
બાહુપાશ કુચતસ્કર, રસભર બંધે દોય. ૫
ચોળી કસણ ત્રટૂકે, મૂકે તોહિ ન કંત;
થણુ ગજમત્ત કરે વશ, અંકુશ કર જ મહંત. ૬
માલતી મોહ્યો મધુકર, તિમ નર નારી લીણુ;
વિવિધ રમત રમે રાગિય, ભોગિય ભોગ કુલીણુ. ૭
વનિતા વાડી મીઠી, દીઠી પાસ કુમાર;
કરતાં કેળિ સુરાજિયે, લીજિયે શ્રીફળ સાર. ૮
કમનજ શાખાએ દોઇજ, અચરિજ જંબિ રહંતિ;
વિકજ કમળમાંહિં અનુપમ, દાડિમ બીજ સુપંતિ. ૯

પારધિયા તુજ કરણી, તરૂણિએં કિમ કહી જાએ;
સંકુચ્યું તેં મૃગ તુજ મન, દમન હવે રે ન થાએ. ૧૦
કેવડી વાત વિચારી, નારી પય સેવંતિ;
જુઇ રહી કિમ સુંદરી, બોલસિરિ વિલસંતિ. ૧૧
પગ ચાંપું મન વાળું, પાળું ગુલાબશું પ્રીતિ;
મોહનવેલિ સંભાળી, નિચ માળી ધરે ચિંત્તિ. ૧
હોરે નયણાં મરૂઓ, ગિરૂઓ મિળિયો હવે નાથ;
વૈરી વિયોગ નિવારો, મારો મોગર ગ્રહિ હાથ; ૧૩
"वर असोक पाटल जावत्ती, पारिजात जासूअण रत्ती;
कुंद दंत मचकुंद सुकित्ती, प्राण त्राण जुत्तं न लहंती." १
હુંતિ હવે મન કમળે, વિમળે ભ્રમર તું એક રેખ;
રે રસિક તુમ્હે મૂક્તા, ચૂકતા ચારૂ વિવેક. ૧૪
તું મન માન્યો વલ્લભ, દુર્લભ પામ્યો દેવ;
રખે રે વિયોગ હવે પડે, ન જડે તુમ પય-સેવ. ૧૫
ઇણ પરેં વિવિધ મનોહર, સુંદર વેધક બોલ;
વદન સુધારસ પીધાં, કીધાં રંગટકોલ. ૧૬
રજની હુઇ રતી એકસી, એકે ન થઇ વાત;
હવે વળી કુણ દિન કામશું, પામશું પિઉ સંઘાત. ૧

( ચંદ્રાયણાની-ચાલ. )

સજ્જન સુગુણ તુમ્હારડા, મુગતાફળ મનોહાર;
હાર કરી મન દોરડે, કંઠ ઠવું સુવિચાર. ૧
મારૂં વચન સાંભળ એક શ્યામા, આપણિ પ્રીતિ મિળિ અભિરામા;
તુમ ગુણ કુસુમતણી [1]વરદામા, નહીં ક્ષણ અળગી રાખું અમે રામા. ૨
તુમશું પ્રીતિ સભર ભર જોડી, ન શકે કોઈ [2]યુગાંતે વિછોડી;
કહું એક બોલ નિટોલ વિખોડી, હવે પાછલિ[3] રજની છે થોડી. ૩

૧ માળા. ૨ યુગનો અંત થતાં લગી. ૩ રાત.

તાલેક માંહિં પ્રભાતહ થાશે, તો અમ કિમ પછે ઠામ જવાશે;
તે ભણી જો તુમ [1]આયસ સહિયે, તો મોહિની મંદિર હવે જઇયે.૪
ફીજે વાત [2]પ્રચ્છન્ન તે રૂડી, અવર તે આગળ થાએ કૂડી;
બાહર બોલ પડયો ન સમાએ, લોક ને બિહિક ન ખાંધ્યાં જાએ.૫
જઈએ વચન સુણી પિઉ તાહરૂં; કાં મન હજી રે ન ફાટે માહરૂં;
જાઓ કહું કિમ જીવન રાયા, જિહાં લગે પ્રાણ ધરૂં માંહિ કાયા.૬
તમે તનથી સવિ પાપ ગમાયો, દુરિજન રોગ સંતાપ પળાયો;
જેણિ જીભેં કહિયે તુમ્હે જાઓ, સા [3]રસના શત ખંડજ થાઓ.૭
જિમ વાધે પિઉ [4]અવિહડ નેહા, જિમ ન જળે નિજદાસી દેહા;
લોકમાંહિ વળિ વ ત ન ચાલે, તે વિધિ કરવો માહરે વાહલે! ૮
ચંદવદની અમ પ્રાણ અમારા, મૂકું થાંપણ પાસ તુમારા;
જાળવજો કરી યતને એહુ, જિમ દઢ વાધે અવિહડ રેહુ. ૯
કામિનિ કહે કરતાર તું, વલ્લભ મેળે કાંય?
જો મેળે તો કાં વિરહ, એ દુખ મેં ન ખમાય. ૧૦
મેં ન ખમાય વિરહ દુખ દઇયા, ફીધે પ્રેમજળે પછી જીઆ;
તિહાં લગે પ્રાણ લહે સુખ શાતા, જિહાં લગે પ્રીતિ મિલે નહીંરાતા૧૧
મેં મન મૂકી ઉવારી મ્હેલ્યું, કાં તેં પ્રેમ કરી સુખ ઠેલ્યું?
બહુલ વિયોગ સંયોગ ન કાંઇ, એ સવિ પૂરવદત્ત કમાઇ. ૧૨
કેતાં વિરહતણાં દુખ બોલું, કુણ આગળ મારૂં હિયડું ખોલું?
પૂરવ પાપ કર્યા મેં કેસા, પામ્યા પુન્ય વશે સુરિજન એસા. ૧૩
કુંવર કહે મ ધરો દુખ મોટું, તુમ વિણ તિહાં જીવિત મુજ ખોટું;
જબ જગદીશ્વર મ્હાર[સાર] કરેશી, તબ તુમ સાથ મિલાપક દેશી.
ઇણિપરેં બોલી બોલ રસાળા, પરશંસી પ્રીછવી સા બાળા;
નિજ વસ્રાંચળેં લૂહે આંસુ, કહો હવે કમળે કિશું રે વિમાસું?૧૫
તુમે અંદેહ મ ધરજો લગારે, કુંવર શિર નામી સુપધારે;

૧ રજા. ૨ ગુપ્ત રીતે. ૩ જીભ. ૪ કોઇ દિવસ ન્હાંખો ન પડે તેવો.

મંદિર દ્વાર લગે સા વોળાવે, પાય નમી નિજ સેજે આવે. ૧૬
કુંવર ઉચ્છક મંદિર જાવે, તવ નૃપસેવક સૂધું ભાવે;
એ પુર શેઠનો લઘુ સુત જાણો, સંશય અવરતણો મન નાણો. ૧૭
ઇમ લહી શોધ ગયા નૃપ પાસે, પહુતા કુંવર નિજ આવાસે;
રૂપસુંદરી પિઉ વાટડી જોએ, કુંવર પધાર્યા મંદિર મોહે. ૧૮
કહો પિઉ એવડું રહ્યા કિહાં આજ,પિઉ કહે મિત્રમંદિર હુતો કાજ;
તે સુકુલિની સાચું માની, વળી બોલ ન કહે રહે છાની. ૧૯
પોઢયા કુંવર થાકયા રતિ રંગે, રસભર નિદ્રા લિયે સેંજ સંગે;
હવે સુપ્રભાતે સંબંધ જે થાશે, તે હવે પંચમ ખંડ કહેવાશે. ૨૦

( ચોપાઈ-છંદ. )

ખંડ ખંડ વાણિ વિસ્તાર, ભણતાં સુણતાં હર્ષ અપાર;
નવરસ કવિ નયસુંદર વાણી, ચોથો ખંડ ચડયો સુપ્રમાણ. ૧

ઇતિશ્રી રૂપચંદકુમાર રાસે શ્રવણસુધારસ નામ્નિ સૌભાગ્યસુંદર્યાધિકારે પ્રથમ વિક્રમાદિત્યાગમનં પશ્ચાત્ રૂપચંદ્રાકારણં પ્રમદારૂપ વર્ણનં સમસ્યા વિદ્વદ્ગોષ્ટિ સંભોગાદિ વર્ણનં નામ ચતુર્થ ખંડ સમાપ્ત.

## ખંડ—પાંચમો.

( વસ્તુ-છંદ. )

પ્રથમ વિક્રમ પ્રથમ વિક્રમ રાય તેડવિ,
અસન પણે નવિ આદર્યો કલ્પવૃક્ષ ધત્તૂર જાણીઓ,
બીય દિવસ બહુ ખપ કરી રૂપચંદ આવાસેં આણિયો;
તેહશું પ્રીતિ મિળી ઘણી કુંવર રમી ગયો ઠામ,
હવે આગળ તે સાંભળો જે કરશે નરસ્વામ. ૧

( ચોપાઇ-૭૬. )

સુણી ચરિત્ર ચોથા ખંડતણું, સભા સહુ મન રંજી ઘણું;
વળિ રંગે કવિને વીનવે, પંચમ ખંડ સુણાવો હવે. ૧
લહિ [1]પ્રસાદ સરસતિનો વળી, પંચમ ખંડ કહું મન રૂળી;
આણંદી એકમન સાંભળો, મૂકી મનથી સહુ આમળો. ૨
તે સેવક નૃપ પાસે ગયા, સમાચાર રજનીના કહ્યા;
નૃપ કહે રખે ભૂલા હો તુમે, એહવા પુરૂષ હોસી સો ગમે.૩
નાઠી તે અમે સૂધું કર્યું, તવ પ્રભુજી આગળ ઉચ્ચર્યું;
રાય કહે જઈ થાનક રહો, રખે વાત કુણ આગળ કહો. ૪
એટલે પ્રગટ થયા [2]શ્રીસૂર, વાગ્યાં મંગળ ભેરી તૂર;
નિત્યકર્મ સવિ નરપતિ કરી, સભામાંહિં બેઠા પરવરી. ૫
શ્રીગરણા ચેગરણા વળી, રાજકુળી છત્રીશે મળી;
એટલે ભદ્રમાત્ર પરધાન, રાજસભા આવ્યો સાવધાન. ૬
પ્રણમી વિક્રમનરપતિ પાય, ઉભો રહ્યો [3]યથોચિત ઠાય;
સુણ મંત્રિ રાજન કહે વાત, નગરશેઠ ધનદત્ત વિખ્યાત. ૭
તેહને પુત્ર ચારશું સહી, વ્હેલા તેડી આણો અહીં;
રખે કરો ક્ષણ એક તિહાં થોભ, તિમ કરજો જિમ રહે તસ શોભ.૮
મહાપ્રસાદ કહિ મંત્રી તામ, ચાલ્યો રાયને કરિ પ્રણામ;
વ્હેલો શેઠતણે ઘર ગયો, તવ ધનદત્ત શાહ ઊભો થયો. ૯
ભલે પધાર્યા સ્વામી અહીં, ઘરે મુજ તેડાવ્યો સ્યે નહીં ?
આજ પવિત્ર કીધું આંગણું, પવિત્ર કર્યું મંદિર અમતણું.૧૦
શેઠ ભણે સ્વામિ કહો કાજ, મંત્રિ ભણે તેડે મહારાજ;
શેઠ તદા [4]દંતધાવન કરે, મંત્રીશ્વરને ઇમ ઉચ્ચરે. ૧૧
વિવિધ ગલીચા લેઈ પાથર્યા, પરદેશી ગુંદલિયે ભર્યા;
રાજ બિરાજીજે જેટલે, રહું મુખ શુદ્ધ કરી તેટલે. ૧૨

---

૧ કૃપા. ૨ સૂર્ય. ૩ યોગ્ય સ્થાને. ૪ દાતણ.

લાજે મંત્રી ના કિમ કહે, તવ વાણોત્ર સમશ્યા લહે;
શ્રીદત્ત પ્રમુખ સાતસો જેહ, આગળ સવિ ઊભા છે તેહ.૧૩
ન લહે બોલ સચિવ જિમ કિશા, તિમ બે ચાર માંહિંથી ખસ્યા;
ચહુટે જઇ પાડી હડતાળ, મહાજન સવિ મેળ્યું તતકાળ. ૧૪
તેડયા અર્હદાસ આણંદ, ઈસર આંબૂ ને અભિચંદ;
સોમદત્ત શૂરો સંઘજી, તેડયો વીરપાળ વાઘજી. ૧૫
આવ્યો ઉદયકરણુ ઇંદ્રજી, નાથૂ નરપતિ ને નાનજી;
અચળુ અમરૂ ને અભિરાજ, સૂજો સમરો ને શીરાજ. ૧૬
આશો અમકો અમિયો અમૂ, વાંકો વેલુ વચ્છો વિમૂ;
કીકુ કુરમણુ કાહનો કમૂ, ધીરૂ ધરમણુ ધીરો ધમૂ. ૧૭
તેડયો અમથો ઊદો અદ્દૂ, થાવર હુંબસ બાબુ બદ્દૂ;
સહિસો શામળ સોમો પટૂ, ગાંગો ગિરૂઓ ગોરૂ ગટૂ. ૧૮
કાળૂ કેશવ ને કુર્મસી, ધાનો ધોરી ને ધર્મસી;
કુશળુ કંકુ ને કમળસી, તેડયો વાનો ને વિમળસી. ૧૯
ચાંદા ચોથા ચેલા આવિ, બાકર બહુવા ને બોલાવિ;
સાંઢો ઢાંઢો ધણુ ઉધીંગ, રંગો રત્નો રહેવાદો રીંગ. ૨૦

( નાણવટી મહાજન. )

પધરાવો પાસા પદમસી, સારણુ શવગણુ ને સોમસી;
જગડૂ જગશી ને જેરાજ, જગમલ જોધાનો છે કાજ. ૨૧
જાદવ જેવંત ને જગપાળ, નાનૂ નીનૂ ને નરપાળ;
જોગુ જેતમાલ જિનદાસ, શિવસી સારંગ ને શિવદાસ.૨૨
સૂદા શિખા શિવા સોમજી, ભાદા ભારમલ્લ ભીમજી;
મધુવા વધુવા વાસણુ વના, શ્રીવંત જસવંત જાગા જના.

( સોની મહાજન. )

મેઘા માંકડ માકા મના, ધર્મદાસ ને ધૂળા ધના;
લાઇયા લખમણુ ને લાવજી, લહુઆ અહુઆ ને માલજી.૨૪

સમરથ સીમૂ ને શવરંગ, નાસણુ નરમદ ને નરસિંગ;
સીધર દેધર દાનૂ દક્ષ, દામૂ દેવચંદ સવિ મુખ્ય. ૨૫
ત્રીકમ તાહલણુ ને તીજુઓ, સાહલુણ સહસકરણુ સહિ જુઆ;
વિજુઓ ગોથો ગણુપતિ ગાંગ, મેરૂ મહિયો મહિપતિ માંગ.
માધવ મેઘ મુરારિ મુકુંદ, તેડયો કરમચંદ સોમચંદ;
રત્ના રૂપચંદ શ્રીચંદ, હીરા હરખા ને હરિચંદ. ૨૭
તેડયો તેજપાળ તેજસી, રામુ રહિયો ને રાજસી;
ચાંઇયો ચીતલ ને ચાંપસી, ગંગદાસ ગોધૂ ગોપસી. ૨૮
મેહરદાસ મહિરાજ પહિરાજ, હેમુ હાંસુ આણિહરાજ;
રવા રતનસી રહુકાં કરો, પૂંજો પરખો તેડો અરો. ૨૯
જીવો જીતૂ ને જસધીર, પૃથિમલ્લ પેથા પાસવીર;
સહસવીર જસવીર જગાડ, હરિઆ હરપતિ ને ઊઠાડ. ૩૦
હામૂ હાડૂ ચુંડો તેડિ, ભોળા ભીલા ભુંવડ મ જેડિ;
ખોખા ખીમા કાંખો રાઓ, જાંઝણુ સાજણુ વારમ લાઓ. ૩૧

( ઝવેરી મહાજન. )

લખમીદાસ લખૂ લાડકો, લખિયો લાલૂ બોલૂ લકો;
દેપૂ દેવવાસ દેવજી, માંડણુ મામચંદ મેઘજી. ૩૨
હરજી કુંવરજી મેલજી, ગણુજી ગોવિંદજી ગેલજી;
વાસો વિરૂઓ ને વીરજી, વીરદાસ શંકર સૂરજી. ૩૩
શ્રીપતિ ભૂપતિ ને વર્દ્ધમાન, સહિદે બહિદે સકલ સમાન;
દેઇઓ દેતૂ ને દેપાળ, પુણ્યપાળ શ્રીપાળ દયાળ. ૩૪
હંસરાજ વાળૂ વરસંઘ, જીવરાજ થાઉઓ થાનસંઘ;
કાજૂ રાજૂ પાંચો પચૂ, ગેહલૂ દેહલૂ સાચો લચૂ. ૩૫
તોડો નાકર ઠાકર નપૂ, ડુંગર ડાહ્યો ધાંધૂ ધપૂ;
રતનપાળ રખિયો રજપાળ, સોનપાણુ ભાઉઓ ભૂપાળ. ૩૬
જિઆ કિઆ જેકરણુ જણુાવ, અખે અજા અરહા બોલાવ;

તેઠ ગલા નાકુ નારાયણિ, વૈજા વિદ્યાધર પંચાયણિ. ૩૭
ભૂટો છૂટો ઝૂઠો જસૂ, સૂડો કૂડો વેણૂ વસુ;
માંગૂ સાંગૂ ફાંગૂ કહ્યો, લાડણુ લટકણુ લીંબો લહ્યો. ૩૮
મંગળ માહવો છીંછો છણૂ, ટોકર ગ્રંથક ફૂટુ ફણૂ;
અકોલ બહુઓ બોટો બગૂ, ભંજાક બાઉઓ રોટો રઘૂ. ૩૯
ફૂટરસી ફાંદાળૂ ફૂદો, ફોફૂ હુકૂ નર નારદો;
શાણો ભાણો રાણો સહુ, કામદેવ કલ્યાણો કહું. ૪૦
સદેવચ્છ સુંદર જેદાસ, ઘૂઘર ઘોઘર છીંડીદાસ;
રાંકાં રીડાં ને પીડાર, ચાંપો ચોખા નામ અપાર. ૪૧
રિષભદાસ શ્રેયાંસ સુચંગ, રાયમલ્લ રણસંગ અપંગ;
નવરંગ નેમિદાસ ગોવાળ, મિળ્યો મહાજન બાળગોપાળ. ૪૨
હાટ સંકેર્યાં હૂંહૂં કરી, આવ્યા શેઠમંદિર પરવરી;
થોહુ કરી સહુ પોળે રહે, માંહિ વાણોત્ર સમશ્યા કહે. ૪૩
એટલે શાહ દાતણ કરી રહ્યો, તવ વળિ બોલ મંત્રીસરે કહ્યો;
તુમ વેગે તેડે નરનાહ, ઉચ્છક આવો ધરી ઉછાહ. ૪૪
મંત્રી પ્રતિ બહુ સ્વાગત કરી, આગળ વિવિધ વસ્તુ લેઇ ધરી;
ચાલ્યા લેઇ ભલ મિલણો સાથ, મંત્રિ શેઠ બે વિલગા હાથ.૪૫
દીઠો દ્વારે મહાજન રહ્યો, જુહાર જુહાર માંહોમાંહિ કહ્યો;
મંત્રી શેઠ આગળ ચાલંત, પાછળથી મહાજન આવંત. ૪૬
મંત્રી ભણે એ આવે કિશે ? શેઠ કહે કાંઇ કારણ હુશે;
સચિવ કહે છે કહ્યો નરનાથ, ચાર પુત્ર તમે લેજો સાથ. ૪૭
સુત બેઠા તે દોસી હાટ, આપણ તિહાં તેડેશું વાટ;
આગળ હાટ સુ આવ્યા એહ, પુત્ર ત્રણે બેઠા છે જેહ. ૪૮
સાથે તે ત્રણ્યે તિહાં લિયા, લાજે મંત્રી નવિ બોલિયા;
એટલે રાજદ્વારે સહુ ગયું, માંહિ જાણ નરપતિને થયું. ૪૯
સભા માંહિ તેડાવ્યા સહૂ, માન મ્હોટ રાજા દિયે બહૂ;

કહો મહાજન સાથે કુણ કામ ? સહુ પધાર્યું છે ઇણ ઠામ. ૫૦
પ્રભુનું દર્શન કરવા કાજ, મહાજન સહુ આવ્યું છે રાજ !
આજ અમે હૂવા નિષ્પાપ, તુમ દર્શને ટળ્યા સંતાપ. ૫૧
નગરશેઠ અમારા ભણી, આજ રાજમયા હુઇ ઘણી;
શેઠ અમારા સાથે હળી, તેહ ભણી આવ્યા છું વળી. ૫૨
ભલે પધાર્યા હરખ્યા અમે, વળો પાન બીડાં લઈ તુમે;
ક્ષણેક ગોષ્ઠિ શેઠશું કરી, હમણાં ઘરે જશે હિત ધરી. ૫૩
મહા પ્રસાદ કહી મહાજન સુદા, કરી પ્રણામ ચાલ્યું સહુ તદા;
પાંચ સાત દશ પંદર થઈ, બાહિર બેઠા અળગા જઈ. ૫૪
શેઠ ભેટ મૂકી પય નમ્યો, ચિત્ત રાયને ગાઢો ગમ્યો;
આસન બેસણ અતિ બહુ માન, શેઠ પ્રતિ દે સુગુણનિધાન. ૫૫
રાજા રંગે પૂછે વાત, ધનદત્ત શાહ તું પુર વિખ્યાત;
ધન્ય એહ નગરી અમ તણી, જિહાંકણ વસો તુમો સિતગુણી. ૫૬
લક્ષ્મી છે કેતી તુમતણે, સુત વળી છે કેતા નૃપ ભણે;
મહારાજ લખમી નહી પાર, બેટા ચતુર ચંગ છે ચાર. ૫૭
રાય ભણે શાહ સાચું માન, તાહરૂં જગ જીવિત છે ધન્ય;
સઘળા ઘર સરખા સંયોગ, નહિ ક્લેશ કો વિરહ વિયોગ. ૫૮
શેઠ ભણે મહિતા સવિ હોય, સ્વામિ ચરણકમળ સુસોય;
અમે રાઉલાં છોરૂ સ્વામ, સુખ સંપતિ સવિ તાહરે નામ. ૫૯
ભલું શેઠ બેટા તુમતણા, કળા સુગુણ શાખ્યા છે ઘણા;
ત્રણ પુત્ર આ ચોથો કિહાં ? ઘેર હોય તો તેડો ઈહાં. ૬૦
ભણે શેઠ તે બાળક બહુ, વિધિ વ્યાપારની ન લહે સહુ;
લખમી લેખું પણ નવિ લહે, તે રંગે રમતો ઘર રહે. ૬૧
રાય કહે રૂડું તમે ભણ્યું, પણ તસ રૂપ ઘણું મેં સુણ્યું;
એકવાર તે જોવા કામ, તેડયો જોઇયે આણે ઠામ. ૬૨
સુણી શેઠ અણબોલ્યો રહે, રાય મંત્રી પ્રતિ વળિ ઇમ કહે;

શેઠતણો લહુડો દીકરો, તેડી આવો [1]જેજ મ કરો. ૬૩
ગયો મંત્રી તે પૂછે તિહાં, કુમર તુમારો [2]લહુડો કિહાં?
માય કહે સૂતો છે બાળ, કિશું કામ એવડું સમકાળ? ૬૪
ભણે મંત્રી તે જાણે રાય, ત્રીજે માળે પહુંતી માય;
ગળગળતી બોલી [3]ગહુબરી, ઊઠો સુત નિંદ્રા પરિહરી. ૬૫
જાગ્યો કુંવર કહે કાંઈ માત, જનની કહે સુત તુમચો તાત;
ત્રિહુ સુતશું રાઉલે લેઇ ગયા, વળિ તુમ તેડેવા આવિયા. ૬૬
સુણી વાત પામ્યો સંકેત, સહી રાજાએ જાણી હેત;
ધીર થઇ માને કહે ઇશું, તુમે માત દુખ માણો કિશું. ૬૭
રાજા કહેશે તે સાંભળી, હમણાં ઘર આવીશું વળી;
પહેરી વસ્ત્ર ભલા શૃંગાર, જઇ મંત્રીને કરે જુહાર. ૬૮
મંત્રી કહે કુંવર તુમ પ્રતેં, રાજાજી તેડે છે હિતેં;
હાજી પધારો આવું સાથ, મુજને કૃપા કરી નરનાથ. ૬૯
તવ આણંદે જાએ દોય, રાજસભાએ પહુતા સોય;
નરપતિ દેખી હરખ્યો રંગ, કુંવર બેસાર્યો [4]ઉત્સંગ. ૭૦
શેઠ તુમારા પુત્ર ઉદાર, એક એકથી ચડતા સાર;
લહુડો રૂપવંત અતિ ઘણું, રૂપચંદ તે સાચું ભણું. ૭૧
દેખી હર્ષ ઊપજે ચિત્ત, એહશું અમે કરીશું પ્રીત;
શાહ તમે પહુંચો ઘર સહુ, પછે કુંમર એ આવશે [5]લહુ. ૭૨
ત્રિહુ સુત સાથ દિલાસો દેય, શેઠ પ્રતે નૃપ વોળાવેય;
સુત ઊપર કરજો શુભ દ્રેઠ, ઈમ કહી મંદિર પહુંતા શેઠ. ૭૩
મહાજન સમાચાર પૂછેય, શાહ [6]ઉદંત તસ સર્વ કહેય;
સહુ સમજી નિજ થાનક જાય, હવે કુંવર બોલાવ્યો રાય. ૭૪

---

૧ વાર—ઢીલ. ૨ ન્હાનો પુત્ર. ૩ ધભરાઇને. ૪ ખોળામાં. ૫ ન્હાનો છોકરો—શીઘ્ર. ૬ વૃત્તાંત—હકીકત.

મિત્રપણું અમ સાથે કરો, જે જોઇયે તે સવિ ઉચ્ચરો;
આ સવિ ઋદ્ધિ અછે તુમતણી, અમે ખશેર અન્નના ધણી. ૭૫
ચિંતે હિયડા સાથ કુમાર, ન ઘટે એવડો શેઠ જુહાર;
રાજન હું બાળક તુમતણો, સેવકને શું કહિયે ઘણો ! ૭૬
રૂપચંદ વળગાડયો બાંહિ, નૃપ પહુતો અંતઃપુર માંહિ;
રૂપચંદના સ્વાગત કાજ, [1]પાક પવિત્ર કરાવ્યો રાજ. ૭૭
આગળ વિવિધ સૂખડી ધરી, નૃપ કુંવરે ભક્ષણ તે કરી;
બેઠા બિહુ એકાંતે જઈ, નૃપ જાણે મૈત્રી હવે થઇ. ૭૮
ભૂપતિ પૂછે ભાઇ કહો, કુણ કુણ ગ્રંથ તુમે જે લહો ?
અમે વણિક વ્યાપારી રાય, ગ્રંથકળા પણ કિશી ભણાય. ૭૯
કહે રાજા આપણે સનેહ, કૂડો કિમેં મ કહેશો એહ;
તું દીસે સવિ ગુણભંડાર, વિદ્યાકળા ન લાભે પાર. ૮૦
જેહશું થયો મૈત્રીનો ભાગ, તેહશું કપટતણો કહીં લાગ;
હું તુજ ભાઈ કરી ત્રેવડું, તું થઈમ રહ જુઓ એવડું. ૮૧
હું છું રાજ તુમારો બાળ, તું અમ ઠાકુર દેવ દયાળ;
તુમશું કપટ કિશું કેળવું, જેહવું જાણું કહું તેહવું. ૮૨
કુંવર તમો છો બુદ્ધિનિધાન, છિદ્રાટીના લહો વિધાન;
કહો કેઈ સ્રીએ તેડિયા ? એકાંતે તસ મંદિર ગયા. ૮૩
તવ તે ઇશી સમસ્યા કરે, પહિલી કર કરણે લેઈ ધરે;
દક્ષણ કર વીણા જંઘવામ, પુષ્પદડો દાખે અભિરામ. ૮૪
કરી એટલું થૂંકે વળી, તે શું કુમર કહો મન રૂળી ?
એહ સમસ્યા–તણો વિચાર, મિત્ર ભણી મુજ કહો ઉદાર. ૮૫
કુંવર વિમાસે હિયડા સાથ, ધૂર્ત્તપણું માંડયું નરનાથ;
મેં તે કાંઈ ન માનવું સરે, નન્નો એક દોષ સો હરે. ૮૬
કુંવર કહે સુણ સ્વામિ સમર્થ, હું કિમ જાણું એહનો અર્થ !

---

૧ રસોઇ–સુખડી વગેરે કોરી રસોઈ.

અમો હિંગ તોલ વાણિયા, ઓછા વણિગતણા પ્રાણિયા. ૮૭
કરીએ વિવિધપરે વ્યાપાર, જૂઠાં સાચાં લવી અપાર;
ઈણ પરે ઘરનો નિર્વાહ કરે, તો તેહને એ કિમ સાંભરે? ૮૮
કુંવર હોય જે નરપતિતણા, જેહને ઘરે કશી નહીં મણા;
રંગે રમે ન માથે ભાર, તે લહે રાજન એહ વિચાર! ૮૯
નૃપ કહે મેં તો માન્યો મિત્ર, પણ તું અસત્યજ ભાખે અત્ર;
લાજ રાખું છું ભાઇ ભણી, કાં મુહબત લોપે મુજતણી. ૯૦
રાજન મહોબત લોપે કિશો? મુધા બોલ તુમ મનશું વશ્યો?
જો એ માંહિ કાંઈ ન લહું, તો હું અર્થ કેઈ પેરે કહું? ૯૧
તું ન લહે તે જાણું અમે, એહવાં કામ કરો સો ગમે;
છળતા મુજ સાથે પરિહરો, ખંધાઇ આવી શું કરો? ૯૨
સ્વામિ કિશે કહું એ ઘણું, હું પ્રભુ છોરૂ છું તુમતણું;
મયા કરો મુજને મહારાજ, બીજી કાંઇ આયશ ઘો કાજ. ૯૩
કાજ અમારે છે એતલું, જો મુજ સાથે રાખો ભલું;
તો કહે શીઘ્ર એહનો અર્થ, નહિ તો થાશે [1]મુધા અનર્થ. ૯૪
રીશ મૂઢ મુજને ન ચઢાવ, પૂછું તે કહી બેશ બતાવ;
નહિતો જો હમણાં જે થાય, પછી કહીશ જે ન કહ્યું કાંય. ૯૫
કુંવર વચન તવ બોલ્યો ખરૂં, સ્વામિ જે બોલે તે કરૂં;
પણ અણપ્રીછી કહું શી પરેં, જે થાશે તે ખમશું શિરેં. ૯૬

( ઢાળ–વિદ્યાવિલાસના રાસના પવાડાની. )

રાય પ્રતે તો અતિ રઢ લાગી, પૂછે વાળી વાળી;
સસાનો પગ નહીં ત્રીજો જિમ તે, કુંવર ન કહે ના ટાળી. ૧
શામ દામ ભેદે ભૂપાળેં, કીધા કોટિ ઉપાય;
પણ તે ગયું ભરિયા ઘટ ઊપર, તવ રીસાયો રાય. ૨

૧ વિના કારણે જુલ્મ થશે.

રે રે મૂઢ ! મ મર અણુખૂટયે, કહે રૂડીપરે સાચું;
શરમ [1]આટલી વેળા રાખું, હવે નહીં મ્હેલું કાચું. ૩
હવડાં ઉંધે માથે ટાંગિશ, મારિશ મમ પ્રહાર;
ફોકટ કાં થયો ફીટણહારો, બોલ પૂછું જે વિચાર. ૪
કિશું વિચાર કહું રે રાજા ! કાંઈ બોલાવે કૂડો;
મારમુંહે જે કરી મનાવશી, તે નહીં દીસે રૂડો. ૫
ઈમિ કરતાં જે કાલે નિપાઓ, તે કાં ન કરો આજ;
હું મરણાંતે ન જૂઠું બોલું, તે સૂધું મહારાજ. ૬
રાજા ઘણોજ થયો રાષાકુળ, સુણી કુંવરની વાણી;
પછી હાથેથી ચોરતણી પરે, લેઈ બાંધિયો તાણી. ૭
ઢીંકા પાટુ ગડદા મૂકે, હાં હાં કરીને હૂકે;
વાંસે તીખા ચાબુક ત્રોડે, તોહે કુંવર ન ચૂકે. ૮
આંખે ખોટો આંસુ ન પાડે, ચિત્ત કર્યો દૃઢધીર;
મુંહે વાળી વચન ન ભાખે, જો જો ગુણ ગંભીર. ૯
રાય કહે રે પરગટ પાપી, કાં એવડો મરાવે;
ખોટો ઉત્તર આપે કપટી, કાં હજી સાન ન આવે. ૧૦
સાન વિહુણો તું છે સ્વામિ, જે વળિ વળિ મુજ પૂછે;
વાત વિચારી કહી મેં ના ના, તોહિ હજીઅ ન પ્રીછે ! ૧૧
[1]પ્રીછ્યાં સવિ લક્ષણ મેં તાહરાં, જો જે હવે જે થાય;
ઇમ કહી ઝટ ઝાલી કુંવરને, નૃપ બાહિર લેઈ જાય. ૧૨
ચઢિ તુરંગમેં ચાલ્યો ભૂપતિ, એકે હાથે કુમાર;
હઠયો રાય મારે વળી મારગેં, પેખે લોક અપાર. ૧૩
નગરમાંહિ હુઓ હાહારવ, પાડી વળી હડતાળ;
માય બાપ સસરો ને સાસુ, સાંભળી કરે [2]કતાલ. ૧૪
ઠામ ઠામ પોકારણ પડિયા, ઘડિયાં વજ્રમય હૈયાં;

---

૧ જાણ્યાં. ૨ રોકકળ.

રૂપચંદને માર સાંભળી, જો શતખંડ ન થૈયાં. ૧૫
માય બાપ [1]આક્રંદ કરે અતિ, ભગિનિ ભાઇ ભત્રીજા;
સગાં સણીજાં કિમ નાણે દુખ, રૂદન કરે જો બીજા. ૧૬
એટલે વળિ મહાજન હલહલ, મિલિઓ સવિ સમકાળ;
ધનદત્ત સોમદત્ત સંઘાતે, જઇ વીનવે ભૂપાળ. ૧૭
મહારાજ અપરાધ વિના અતિ, કાંઇ કુંવરને મારો;
માય બાપ પરજા ને રાજા, ન્યાયધર્મ સંભારો. ૧૮
અમે અન્યાય કર્યો નહીં એકો, રખે આકળા થાઓ;
આપ આપણાં કીધાં વિલસે, કાં અમ અવગુણ ગાઓ. ૧૯
શું અપરાધ કર્યો ઇણ બાળકે, વળિ કહે નરરાજ;
ફોગટ ઘર સુખ લેઈ જાઓ, તે સુણી જાશે લાજ. ૨૦
સુણી વચન નૃપનું રોષાકુળ, મહાજન સવિ રહ્યું મૌન;
આવ્યો રાય જિહાં કુંવરી ઘર, કાંઇ ન મ્હેલે [2]ઊન. ૨૧
રાખી આવાસ સ્હામી કુંવરને, હાથે કરે પ્રહાર;
શ્રીમતિયે ગોખેથી દીઠો, ઓળખ્યો સોઇ કુમાર. ૨૨
તવ વ્યાકુળ થઇને તે ઊઠી, ગઈ કુંવરી જિહાં સૂતી;
ઊઠ ઊઠ તજી નિદ્રા સુંદરી, હવે જો ગાઢી [3]વિગૂતી. ૨૩
ઊઠી [4]ગહિબરી સોહગસુંદરી, પૂછે શું છે બાળ ?
આ જો સોઇ કુંવરને સાહમા, મારે છે ભૂપાળ. ૨૪
ઘણી હિયાશું હિંમત આણી, જોયું તો તે તેમ;
કહે શ્રીમતી સાંભળ બાઇ, હવેય થાશે કેમ ? ! ૨૫
કુંવરી કહે હવે જેજ ન કીજે, રોચે ન રહેરાજ;
કહું તે કરી ઉતાવળે આવો, એહની એતલું કાજ. ૨૬
સાકર દૂધેં ભર્યું કચોલું, એ દેખે તિમ રાખ;
માંહિ મૂકી ઉકરડે નાખે, રખે વદે મુખ ભાખ. ૨૭

૧ પોકાર–બૂમો પાડે. ૨ બાકી. ૩ ભારી ફજીતી. ૪ ગભરાઇને.

સા એતલું કરીને તે આવી, તે દીઠું રાજાએ;
કહે પાછલી વાત રહી સવિ, આ હવે શું કહેવાએ ? ૨૮
કહે એતલું તો તુજ મૂકું, હવે આવે ઉર વાજ;
તાહરૂં નામ પછી નહીં લેઉં, વદે કુમર સુણુ રાજ. ૨૯
સહુએ રાજસભા આ ઊભું, કાંઈ પૂછો નહી કોઈને;
ઉદય પાપ અધિકું આ દેખું, વળી વળી પૂછો મુંહને. ૩૦
હું જો વાત કિસી એ જાણું, તો કાં ન કહું પહેલાં;
આમ જે માર ખાઉં મહારાજન્, શું લાગો છો ગહેલા. ૩૧
જો જો ધીરવંતનાં લક્ષણુ, ભૂપતિ કહે સભાને;
આવડો કૂટી કોથળો કીધો, તોહી હજી ન માને. ૩૨
હવે કો વાંક રખે મુજ કાઢો, એહમાં એહની વાત;
હમણાં પાપ પ્રકટશે પૂરૂં, થાશે જો ઉપઘાત. ૩૩
લોક કોઇ ન શકે મુખે બોલી, કોહોને રાખે વારી;
હઠી બેહુ હઠ પૂરે ચડિયા, વાત સુણે તે નારી. ૩૪
વળિ શ્રીમતી સુંદરીને કહે, તાહરી બુદ્ધિએ ખાલે !
પુરૂષરત્નશું પ્રીતિ કરીને, કાંઇ મરાવે અકાળે. ૩૫
સોહગસુંદરી વળી અંદેશી, શ્રીમતીને કહે કામ;
એક સોનૈયો બે મુગતા ફળ, જમણે કર અભિરામ. ૩૬
અશી ધરી વળી ડાબે હાથે, બાહિર પધારો બાઇ;
કુમર દેખે તિમ ઊતરી આગળ, આવો માંહિ ઉજાઇ. ૩૭
તેમ તેણિયે તતક્ષણુ કીધું, વળિ દીઠું રાજાએ;
કુંવર પ્રતિ કહે કિશું વિચારે, મુખે નવિ બોલે કાં એ ? ૩૮
સવિ અપરાધ પૂરવલાં મૂકયાં, એકે નહીં સંભારૂં;
કહે આ કામનિયે શું કીધું ? તો હવે સહીય ન મારૂં. ૩૯
માર્યા શુંઇ હું નથી બીહતો, મરવું છે એકવાર;
અણુસમજયું કહેવાએ કિશિપરે, શું પૂછો વારવાર. ૪૦

સુણી રાય ક્રોધે પૂરાણો, હુઓ કાળ કૃતાંત;
ભ્રૂકુટી [1]ભીષણ સેવકને કહે, આણો એહનો [2]અંત. ૪૧
શૂલિકા રોપણ કરજો સામેં, એહને આણો હાથ;
કહી એમ રોષારૂણ રાજા, અંતઃપુરમાંહિં જાય. ૪૨
પીસે દાંત [3]અધર વળિ કરડે, વરડચો બોલે વાણિ;
અહા અહા જગમાંહિ એહવા દીઠા, દુષ્ટ હુવે છે પ્રાણી. ૪૩
મેં [4]આક્ષેપમાં ઓછ ન મૂકી, પણ એ હરામી ખોટો;
મરણ આગમ્યું [5]પહેલાં માંહિ, એ મહાપાપી મોટો. ૪૪
તે સેવક મનમાંહે વિમાસે, ધિગ્ રાજાની સેવા;
પુરૂષરત્ન એહવું વિણસાડી, શું જીવીશું દેવા ! ૪૫
એટલે અતિ હાહારવ હુઓ, પાડે લોક પોકાર;
માય બાપ ભગિની ને ભાઇ, ધરણી ઢળ્યાં તેણિવાર. ૪૬
રમણી સાસુ સસરા શાળા, કરે આક્રંદ અપાર;
જિમ તિર્યંચને રૂંગાં આવે, તિમ રોવે પરિવાર. ૪૭
દેખી સમાચાર સોહગસુંદરી, થઇ અચેત તતખેવ;
ધનદત્ત શેઠને ચેતના વાળે, પુત્ર વડો રૂપદેવ. ૪૮
સઘળે મિળી વિચાર એ કીધો, ભટ્ટમાત્ર ઘેર જઇએ;
જો એ કુંવરને જીવતો નાણે, તો એ ઊપર દહીએ. ૪૯
મહાજન સહિત ગયા મંત્રિધર, તવ ભટમાત્ર ઉજાણો;
કુંવરને સેવક રાખી રહિયા, ત્યાં જઇ કહે સપરાણો. ૫૦
રે રે નૃપ પાસે જઈ આવું, તિહાં લગી કોઇએ એહને;
કરી દેખાડશે વાળજ વાંકો, તો એહનો દંડ તેહને. ૫૧
ઈમ કહી રાજમાંહિ ગયો વેગે, ભૂપતિને કહે સ્વામિ;
કાં એ રત્નરાજ વિણસાડો ! નિપુણ ન્યાયપથગામિ ? ૫૨

---

૧ ડરામણી. ૨ નાશ કરી નાખે. ૩ હોઠ. ૪ તિરસ્કાર સહિત ખોસ–માર. ૫ સહેજમાં.

વિણુ અપરાધે બાળ ન મરાવો, રાજા કહે મમ [1]ઝંખે;
એહવો લાગે અછે એ કપટી, એહની કરણી દેખે. ૫૩
મેં પહિલાં સાહમો સનમાન્યો, થાપ્યો વળી કરી ભાઈ;
મરણુ આંગમ્યું પણ નવિ માન્યું, જુઓ એહની ખોટાઇ! ૫૪
સ્વામી ખોટાઈ એ ન કહિયે, એજ સુગુણ મહારાજ;
છાની વાત પ્રગટ કિમ કીજે, જો આવે યમરાજ. ૫૫
તું પૃથ્વીપતિ પરદુખ કાતર, તું સહોદર પરનારી;
છોરૂ જેમ પ્રજાને પાળે, સાચી કીર્તિ વિસ્તારી. ૫૬
તે હવે [2]મામ જથેજ જગતપતિ, ઇણુ વાતે નહીં રૂડું;
ઉત્તમ તે નવિ હોવે ઓછા, જુઓ [3]અંદેશી ઊંડું. ૫૭
સુગુણ સંપૂર્ણ જે હુએ તે કિમ, આપણી એબ ઉઘાડે;
જોર કર્યે ન કહે નિજ કરણી, જો હવે વજેંતાડે. ૫૮
જો એ પુરૂષતણો વધ થાશે, તો સંદેહ તુમારો;
કહો ટાળશે કવણુ અનેરૂં, પુરૂષરત્ન કાંઇ મારો. ૫૯
જો કદાપિ જીવતો રહેશે, તો વળિ એહજ કહેશિ;
વળી વળી વીનતી કરૂં વસુધાપતિ, એહને ન મરાયેશિ. ૬૦
ઇમ કહી કળા-કથન વિવિધ પરે, શાંત કર્યો રાજન;
નૃપ કહે તો હું જીવતો મૂકું, જો થાએ તું જમાન. ૬૧
અવધિ છ માસતણી દેઇ આપું, કથન કહાવે જેહ;
મંત્રી ભણે સ્વામી વારૂ પણ, કરવું હું કહું તેહ. ૬૨
માંહોમાંહિ ઓલખંધ દેઈ, મંત્રીસર ઉલ્હાસેં;
થઇ જમાન કુંવરને દોડે, લેઇ આવ્યો નિજ આવાસેં. ૬૩
માય બાપ મહાજન સવિ હરખ્યાં, હરખ્યો સવિ પરિવાર;
ધનદત્ત શેઠ સંતોષી વાળ્યો, વરત્યો જયજયકાર. ૬૪
કુંવર પ્રતે નિજ મંદિર રાખી, ભટ્ટમાત્ર પરધાન;

---

૧ ન બોલીશ. ૨ મર્યાદા—આબરૂ. ૩ વિચારી જુઓ.

ત્રણ દિવસ [1]આવળમાં ભારી, વાળી શરીરની સાન. ૬૫
વૈદ્ય વિવેકી અનેક તેડાવ્યા, ભેષજ દીધ રસાંગ;
થોડા દિવસ માંહે કુંવરને, જાતે હુઇપુણાંગ. ૬૬
રાય પ્રતે વીનવે મંત્રીશ્વર, જો તુમે અર્થ કહાવો;
તો નિજ પુત્રી મદનમંજરી, રૂપચંદને પરણાવો. ૬૭
રાય બોલ દીધા ભણી માન્યું, સાર સામગ્રી કીધી;
નિજપુત્રી અભિનવ ઉત્સાહેં, રૂપચંદને દીધી. ૬૮

( અનુષ્ટુપ્-છંદ. )

“ सर्वत्र वायसाःकृष्णाः सर्वत्र हरिताः शुकाः ”
सर्वत्र दुःखिनां दुःखं सर्वत्र सुखिनां सुखम्. ”

માય તાય સુણી સહુ વિમાસે, શું ભઈ એહ શું કહાય; !
એક દુઃખ ને આવે હાસું, એ ઊખાણો થાય. ૬૯
મદનમંજરી સાથે કુંવર, મંત્રીશ્વર આવાસેં;
અહનિશિ સુખ વિલસે સંસારી, ક્રીડા-કામ ઉલ્હાસેં. ૭૦
પણ તે સોહગસુંદરી કેરો, પ્રેમ ઘણો મન ભાવે;
નિશિદિન શ્વાસ પહેલાં સુંદરી, હિયડે વળી વળી આવે. ૭૧

( દોહરા-છંદ. )

સોહગસુંદરીને કહ્યો, શ્રીમતીએ [2]ઉપચાર,
[3]વાળ્યો ચિત્ત સુણ્યો તદા, વલ્લભનો સત્કાર. ૧
સુણી કુશળ હરખી સબળ, દિયે વધાવા સાર;
દિન કેતે વળી સાંભળ્યો, પાણિગ્રહણ વિચાર. ૨
હૈડા માંહિ ધરે ઇશો, ધન એહનો અવતાર;
અવિચળ ભાગ્યતણો ધણી, વળિ પામ્યો જયકાર. ૩

---

૧ આવળના પાંદડાંમાં ભારી રાખવાથી મારનો દુખાવો નાશ પામે છે. ૨ ઉપાય. ૩ રાજાની કૃપા થઇ જાણીને.

ધીર વીર ગંભીર ગુણ, પૂરો પુરૂષ અભેદ;
પર કારણે પીડા ખમી, તોહિ ન ભાંગ્યો ભેદ. ૪
એક રાતની પ્રીતડી, પાળી ઇણે અભંગ;
માહરે કાજે માનવી, તૃણ જિમ તોડ્યું અંગ. ૫
એહના ગુણ કિમ વીસરે, દેહે ધરિયે પ્રાણ;
મનમોહન મિલશે યદા, તે દિન સહી સુપ્રમાણ. ૬
એક દિન બેઠી રંગમાં, તેડી શ્રીમતી તામ;
ધનદત્તની દાસી થઈ, કર જઈ એટલું કામ. ૭
ગુપ્ત લેખ આપું લખી, પિયુ કર દેજે સોય;
[1]પરત લખાવી લાવજે, જિમ મુજ આનંદ હોય. ૮
સ્વસ્તિ શ્રી પ્રણમું [2]પ્રથમ,-પરમેશ્વરના પાય;
લેખ લખું રળિયામણો, [3]સુજન વસે જિણ ઠાય. ૯
ગરિમાધર ગિરૂવો ગુણી, ગૌરવર્ણ ગંભીર;
જ્ઞાનવંત ગુણપારખૂ, શત્તગકાર શરીર. ૧૦
પરમપૂજ્ય પંડિત પરમ, પરમ પ્રેમી પરધાન;
પરમ સુજન વલ્લભ પરમ, રૂપચંદ ચરણાન. ૧૧
નિજ આવાસથકી નમી, ચરણરેણુકા દાસિ;
સોહગસુંદરી વિનયસહ, લખ્યો લેખ ઉલ્હાસિ. ૧૨
સાનંદ સાલિંગનં, પ્રિય પંચાંગ પ્રણામ;
પદપંકજ ભ્રમરીતણો, વાંચો રતિપતિ-કામ. ૧૩
પૂજ્ય શ્રી ચરણસ્મરણ-કરણતણે પરસાદ;
વિજ્યી છે તુમ અનુચરણિ, દુર્બળ વિરહવિષાદ. ૧૪
પિઉચા ક્ષેમકુશળતણા, ઘડી ઘડીના લેખ;
પાઠવવા મુજ ઊપરે, મયા કરો સુવિશેષ. ૧૫
અપર પિઉ તુમ પ્રેમની, વાધી વેલ અપાર;

---

૧ પાછો. ૨ શ્રી ઋષભદેવ સ્વામીના. ૩ સારૂં મનુષ્ય.

કિમ રહેશે હવે રાજિયા, પિઉ-તરૂ વિણુ નિરધાર. ૧૬
શૂનું કાયા પંજરૂં, સહી એકલું [1]ઢુંઢાર;
તુમ [2]સમીપ છે પ્રાણિયો, તેહની કરજો [3]સાર. ૧૭
દિવસ દોહિલા નિર્ગમું, વૈરિણી નિશિ ન [4]વિહાય;
નિંદ ન આવે પાપણી, સુપનામાં ન મિલાય. ૧૮

( અનુષ્ટુપ્-છંદ. )

"याः पश्यन्ति प्रियं स्वप्ने धन्यास्ता सखी योषितः ॥
अस्माकंतु गते कांते, गतानिद्रापि वैरिणी."

પરમ પનોતા પ્રિયજ તું, પામશિ સુજન અનેક;
નિશ્ચય મનથી આદર્યો, માહરે તું પ્રભુ એક. ૧૯
તેં પ્રિય કાજે માહરે, ખમિયાં દુઃખ અનંત;
પણ પરગટ પીડા નહીં, સાધુ સાધુ ગુણવંત. ૨૦
ચંપક ચૂવા ચંદનહ, ચાતુકબોલ સુચંદ;
એ પાંચે તન પરજળે, જો ન મિળે રૂપચંદ. ૨૧
કેળિપત્ર કુંકુમ કમળ, કજ્જલ કનકશૃંગાર;
એ પાંચે મુજ નવિ રૂચે, જો ન લહું ભરતાર. ૨૨
પિઉ પ્રવાસેં ચાલિયા, છવહુંયાં હવાસ;
વળિયાં વાસર વીંજણો, નસિ નેઉર નીસાસ. ૨૩
[5]ભૂષણ પિઉ દૂષણ થયાં, આંખે કાંકણુ જોય;
વદન હાર વર માનજો, તિલક હથેળી હોય. ૨૪
કટિમેખલ મેખલ થઇ, વિંછિયા વિંછી યોગ;
નેપુર તે હડ જેવડું, જો નહીં પ્રિયસંયોગ. ૨૫
સાકર કાંકર સમ ગણું, દૂધ [6]ગરળ સમ તેમ;
ચૂવા ચંદન કચરો કહું, જિહાં ન મળે પિઉ પ્રેમ. ૨૬

૧ શૂનું ઘર. ૨ પાસે. ૩ ખરદાસ. ૪ ખૂટતી નથી. ૫ ઘરેણાં. ૬ ઝેર.

પિઉ ગુણ ખેર–અંગાર હુઆ, તિણે મન લાગી લાહ્ય;
અવગુણ નીર ન પામિયે, તો તે કિમ ઓલાય. ૨૭
તુમ ગુણ [1]ઘુણ મુજ અંબવન, અહનિશિ કોરે કંત;
તિણે તન થાએ દૂબળું, દુખ જાણે ભગવંત. ૨૮
હજિય ન ફાટે હિયડલું, તો એ કિશો સનેહ;
જે જગ જીવે વિરહિયાં, નામ માત્ર તસ દેહ. ૨૯
હું હિયડે જાણું ઘણું, પંખ લેઈ શુકરાજ;
ઊડીને આવી મિળું, જિહાં માહરો વરરાજ. ૩૦
વિણ પ્રાપતિ કિમ પામિયે, સજ્જન સેવ સુચંગ;
પરમેશ્વર જબ મેળશે, તબ મિળશું ગુણગંગ. ૩૧
કેહશું કીજે [2]ગોઠડી, કહેશું કીજે [3]કેળિ;
વ્હાલા વિણ સહુ વીસરૂં, કો નાવે મન મેળ. ૩૨

( સોરઠા–છંદ. )

જેહની જોતા વાટ, તે સાજન સુહણે નહીં;
અણુગમતાની વાટ, આવે પણ ભાવે નહીં. ૧

( દુહા–છંદ. )

થોડી પ્રીતિ વિરહ ઘણુ, તે નવિ ખમિયો જાય;
સરજ્યાં કિમે ન છૂટિયે, હિયડા ઝૂરે કાંય. ૧
જવ જગદીશ્વર મેળશે, તવ મિળશું એકાંત;
પિઉ પનોતા તિહાં લગે, મુજને ધરજો ચિત્ત. ૨
હું દાસી છું રાઉલી, રખે વિસારો રાજ;
વાચા દીધી પાળજો, મુજ જીવિતને કાજ. ૩
તું છે ભોગી ભમરલો, નવ નવ કુસુમ રમેશ;
પણ તુજ ઊપર એકલી, માલતી મેમ મ્હેલેશ. ૪

---

૧ કીડો. ૨ વાત. ૩ આનંદભરી રમતગમત.

અહો છઉં અનેકશું, પંથી પિયુ કહેય; ૫
જેહ વિણ ઘડીઅ ન જીવિયે, એ અપરાધ ખમેય.
(ભક્તતિ).

કોઇ નર છે મુજ વલ્લહા, તુજ ગુણરાગી ઇશ; ૬
મુજતનથી ન અળગા રહે, કંત મ કરજો રીશ.
(કાન.)

યૌવનમદ સ્ત્રીના મને, પઢમખ્ખર એકાર; ૭
અંત્યક્ષર લોપે સહુ, તે મુજ ધરજો હાર.
(પ્રેમ.)

જે મન મિળવા ઉલ્લસે, તે કિમ લિખ્યે સંતોષ; ૮
જે મન મિળવા ઉલ્લસે, તે કિમ થાએ તનુપોષ.
પામી સ્વપ્નાંતર જચ્યે, કિમ થાએ તનુપોષ.
પણ સજ્જન સંદેસડે, પામે જીવ કરાર; ૯
વાંચી વળી વળી પૂછીએ, તોહિ ન આવે પાર.
તુમ લખતાં એતા ગુણી, નયણે ન ખંચી ધાર; ૧૦
કે જાણે મન માહરો, કે જાણે કરતાર.
જે જે નવરે ઊપજે, વાત હિયામાંહિં રાય; ૧૧
લેખમાંહિં તે કિમ લિખું, મળ્યા પખે ન કહાય.
કાગળ ભીનો ।મસિ ઢળી, ન લખાણો એક બોલ; ૧૨
થોડે ઘણું કરી માનજો, પિઉ પામી રંગરોળ.

( ચરણાકુળ-છંદ. )

પઢમક્ષર વિણ જગહી ભાવે, મધ્યક્ષર વિણ મરણ કહાવે;
અંતક્ષર વિણ પંખી મેળો, સો સજ્જન મોકલજો વ્હેલો
(ઉત્તર-કાગલ.) ૧

( દોહા-છંદ.

સહી એ એક સંદેસડો, કરે પિઉશું લગ્ગ; ૧
નયણે કાજળ શિર તિલકે, સું ઊભા ઉભગ્ગ.

શેણે કજ્જળ ભાગીઆં, તિલક કવણ ગુણે ભગ્ગ;
પડી પણુગ પયોહરાં, ઊચટ ઊચટ લગ્ગ. ૨
જવ પિઉશું મેલાવડો, મિળશે પુણ્ય પ્રમાણુ;
તવ સુખ લહેશે પ્રાણિયો, એ સૂધો મન આણુ. ૩
એ પત્રી વાંચી કરી, વળતો લેખ સુરેખ;
પિઉ મુજ વ્હેલો પાઠવો, પ્રેમ ધરી સુવિશેષ. ૪
હિયડું અહનિશિ પરજળે, ભરિયો વિરહ–અંગાર;
તે ઓલવજો મોકલી, લેખ પ્રેમજળધાર. ૫
લેખ એહ વાંચી કરી, ધરજો હિયા મઝાર;
રખે કો દુર્જન કર ચડે, પડશે વાત વિચાર. ૬
એહ લેખ જિણે પાઠવ્યો, જે વાંચશે સુચંગ;
તેહને જગપતિ મેળજો, વહેલો સજ્જનસંગ. ૭
પ્રેમ–લેખ ઇણીપરે લખી, બીડી કરી ઉદાર;
શ્રીમતી સાથે પાઠવ્યો, જિહાં વલ્લભ ભરતાર. ૮
ધનદત્તની દાસી થઇ, પહોતી રૂપચંદ પાસ;
લેખ દિયો પ્રણુમી કરી, કુમરે લિયો ઉલ્હાસ. ૯
ચતુર સમકિયો ચિત્તશું, સમાચાર વંચેવિ;
પ્રિયા લેખ વાંચી કરી, નિજ [1]ભૂષણ તસ દેવિ. ૧૦
હિયડે હરખ ઘણો હવો, વળિ ભાગી દુખઝાળ;
કુંવરતણે મન ઊપનો, પ્રેમ વિરહ [2]સમકાળ. ૧૧
ગુણ સમરી ગોરીતણા, સ્નેહ ધરી સુવિશેષ;
રૂપચંદ રામા પ્રતે, પ્રેમે લખે પ્રતિ–લેખ. ૧૨

(અનુષ્ટુપ્‌–છંદ.)

"स्वस्ति हीनो रजोहीनो शिरोनाम विवर्जितम् ॥
अशुद्धदत्त हस्तेच, लेखे सिद्धि र्न विद्यते."

---

૧ દાગીનો. ૨ એકી વખતે બેઉ પેદા થયા.

કંતલેખ દેખત પ્રથમ, હરખી હિયા મઝાર;
વાંચી રોમાંચી ઘણું, સોહગસુંદરી નાર. ૧૬
ઘણું પ્રશંસી શ્રીમતી, દીધું વચન સન્માન;
મન સંતોષિ ધરી સુખે, મંદિર રહે સાવધાન. ૧૭

( ચોપાઈ–છંદ. )

વાત સંભારે વસુધાઈશ, તવ તે બુદ્ધિ રચે મંત્રીશ;
મદનમંજરીને શીખવી, કુમરી તુમે કંત રીઝવી. ૧
[1]વર માંગજો દાખી નેહ, [2]વારો [3]જનકતણો સંદેહ;
સુણી વાત કુમરી હા કહે, એક દિન સા પ્રસ્તાવસુ લહે. ૨
પિઉશું ગોષ્ઠિ કરે મન રળી, નવ નવ રમત રમે લળી લળી;
કંત પ્રતે પૂછે મહારાજ, કાંઇ વિમના દીસો આજ? ૩
રૂપચંદ કહે વિમના નથી, કૂડી વાત તમો શી કથી;
ના સ્વામિ મુખને આકાર, હું જાણું છું નથી ગમાર. ૪
પૂર્વ પ્રેમ સાંભરતો હુશે, મુજને પિઉ મન નાણો કિશે?
ના જી મ કહો પ્રિયે એહવું, માહરે નહીં કો તુમ જેહવું. ૫
સ્વામિ શું મુજને ઓછવો, સાલે સોઇ પ્રેમ અભિનવો;
પણ હુંએ પ્રિયુ છું તુમ દાસિ, કળા એક મન ધરો ઉલ્હાસિ. ૬
સવિ ભોગાસન સુંદરી યુક્તિ, કુંવરીએ દેખાડી વ[ ્ય]ક્તિ;
રૂપચંદ મન ચમકયો ઘણું, એહે પણ ઓછી નહીં ભણું. ૭
તૂઠો કહે માંગ વર નાર, કુંવરી કહે સ્વામિ અવધાર;
જો જીવન તૂઠા ઇણુ વાર, તો મુજ પિતા–સંદેહ નિવાર. ૮
રે કામિનિ શું માંગે ઇશું? તેમાંહિ હું જાણું કિશું!
અધપતિ વચન અલીક મ ભાખ, મુજ આગળ છાનું મમ રાખ. ૯
સ્વામિ હુંએ પણ તેં વરી, મુજ આગળ શું બેસો ફરી;
[4]પન્નગ સઘળે વાંકો થાય, પણ બિલમાંહિ [5]સરલો જાય. ૧૦

૧ વચન લઇ લો. ૨ દૂર કરો. ૩ પિતાનો સંદેહ. ૪ સાપ. ૫ સીધો.

નારી મન આપીને મળે, તે સાથે અળગું શું ટળે;
અથવા બોલ કહ્યો મુખ જેહ, નહિતો પ્રભુ કિમ રહેશે તેહ. ૧૧

( ગાથા–છંદ. )

"अलसां जेणविसजणेण, जे अख्खरां समुल्लवीयां;
ते पत्थर टंकण कोरिअव्वा, न अन्नहा हुंति." १

રૂપચંદને બે પરે મિળી, જિમ સાપે છછુંદરી ગળી;
વર દીધો તે કિમ કરૂં [1]ફોક, તવ મન એ સાંભર્યો શ્લોક. ૧૨

( અનુષ્ટુપ્–છંદ. )

राज्यं यातु श्रियो यांतु यांतु प्राणा मनोरमा;
या मया स्वयमेवोक्ता वाचा मायातु शाश्वती. १

વળિ વિમાસે હિયડે ખરૂં, પ્રગટ કરીને તે હું વરૂં;
બીને કહે માની તુજ વાચ, કહિશ પિતા તાહરાને સાચ. ૧૩
સુણી કુંવરી હરખી મન સાથ, પ્રધાનને કહે માન્યું નાથ;
પામ્યો પરમાણંદ પ્રધાન, રાય પાસે પહુતો સાવધાન. ૧૪
કહે સુણો વિક્રમ મહારાજ, તુમ કુંવરીએ કીધું કાજ;
લંકાનો ગઢ લીધો આજ, વાત મનાવી સોઇ વરરાજ. ૧૫
હરખ્યો રાજા કહે શું ભણ્યો, મંત્રિ વદે એ સાચું સુણો;
તવ નૃપ કહે કાલે અહિ તેડિ, માન્યા પછી ન કીજે [2]જેડિ. ૧૬
હા [3]પરઠી મંત્રિ ઘર ગયો, પ્રભાતે રાજા [4]ઉત્સુક થયો;
ઇક મોકલ્યો [5]સુખાસન સાર, સાથે બહુ પ્રેષ્યો પરિવાર. ૧૭
કુંવર સુખાસને થઇ [6]આરૂઢ, દો પખ ચામર છત્ર શિર પ્રૌઢ;
આવ્યો આડંબરેં કુમાર, મળિયા લોક ન લાભે પાર. ૧૮
રાજા દે બહુ માન સુજાણ, આવો [7]હઠીતણા સુલતાન;

---

૧ નકામો. ૨ વાર. ૩ કહીને. ૪ ઉતાવળો. ૫ પાલખી–મ્યાનો–સુખપાલ. ૬ બેસીને. ૭ હઠીવાળાનો બાદશાહ.

હા પ્રભુ તુમે કહ્યા તે સહી, પ્રસ્તાવે હઠ તજિયે નહીં. ૧૯
રાજા કહે આવો એકાંત, અર્થ કહી ટાળો મુજ ભ્રાંત;
હવે ગોઠ કીજે શી પરે, છકની વાત થશે જો સરે. ૨૦
[1]પ્રચ્છન્ન વાત હવે શી કરો, લોક પ્રતે રહેશે આફરો;
પૂછો કહું પ્રત્યુત્તર તિશો, નાચણ પેઠિ ઘુંઘટ કિશો. ૨૧
સાધુ સાધુ રાજા કહે કુંવર, પેલી વાત કહું સવિ પ્રવર;
કુંવર કહે સુણુ અવનીનાથ, પ્રથમ કર્ણે તેણિ દીધા હાથ. ૨૨
પુત્રી રાય કનોજા નામ, મેં વળી ધન દેખાડયો તામ;
ધનદત્ત શાહનો [2]અંગજ જાણિ, તિણે વળતો દેખાડયો [3]પાણિ. ૨૩
કહ્યા મુજને હવે હાથે ઝાલિ, હું તવ નીચો રહ્યો નિહાળિ;
પરસ્ત્રી સંગે [4]અધોગતિ હોય, તવ [5]વીણા કર ગ્રહી રહી સોય. ૨૪
તે કહે બાળકુમારી અછે, મેં મસ્તક કર ધરિયો પછે;
બોલ ચડાવ્યો માથે એહ, ડાબી જાંઘ દેખાડે તેહ. ૨૫
જાંઘ ઉઘાડું તુજ આગળે, રખે વાત કહિં થાએ મિળે;
મેં તવ ખભા દેખાડ્યા બેય, [6]પખે બેહુ સુકુલીણો એહ. ૨૬
પુષ્પદડો સુંઘી નાંખિયો, પછી [7]નિર્માલ્ય હુશે ભાખિયો;
મેં ધરી ચીરી ઊભી લહું, ઊભો ચીરે તોય નવિ કહું. ૨૭
સા સ્હામું જોઇ થુંકી વળિ, થુંક થશે પછી અમૃત ટળી;
મેં [8]પૂગી મૂકી રડવડી, ન કહું જો શિર જાશે પડી. ૨૮
રાજન એહ સમસ્યા કરી, પછે તિહાં મેં છાની તે વરી;
રાય કહે તિહાં કર્યા પ્રહાર, તવ તિણે શું કીધું હોય વાર. ૨૯
સાકર દૂધ કચોળું ભરી, માંહિ [9]રક્ષા પ્રક્ષેપણ કરી;
ઊકરડે નાખો કહે એહ, સાકર દૂધ આપણો નેહ. ૩૦

---

૧ છાની. ૨ પુત્ર. ૩ હાથ. ૪ નરકગતિ. ૫ સરસ્વતી વીણા વગાડનારી બાળકુમારી છે. ૬ મા બાપ અને મોશાળ. ૭ નકામો. ૮ સોપારી. ૯ રાખ નાખી.

કો લહેશે તો થાશે રાખ, પછી વળી કહાવી એ ભાખ;
સોનૈયા હોય મોતિ આગ, ધન જોઇયે મુજ પાસે માંગ. ૩૧
મોતી જિમ ગુણ દાણા હોય, તિણી પરે આપણ રહેવું હોય;
જાણે રખે કોઈ લવલેશ, અગ્નિમાંહિ તુજ સાથ પ્રવેશ. ૩૨
ઇણ પરે તિણે સમસ્યા કરી, વાર્યા ભણી ન મેં ઉચ્ચરી;
રાય કહે ધન તુજ અવતાર, ભલો ભલો રૂપચંદ કુમાર. ૩૩
જુલમથતાં કહ્યો મુજ નહીં, મુજ પુત્રી આગળ કિમ કહી;
ચિત્તે ચિત્ત મિલે જ્યાં રાય, તિહાં છાનું કાંઈ ન રખાય. ૩૪
મન લહિયો એ જાણ્યો કેમ, ચિત્ત અસંભ્રમ લાગે એમ;
કુંવર કહે સ્વામિ સુણ વાત, તું પૃથિવીપતિ પરજાતાત. ૩૫
પ્રજા સકળ તુજ [1]છોરૂ સહી, મન વિકલ્પ તાહરે કો નહીં;
એહવી વાત લેઈ તેં કિસી, ન્યાયનીતિ તાહરે મન વસી. ૩૬
કુંવર તાહરી મતિ નિર્મ્મળી, તેં ક્ષણમાંહિ સમસ્યા કળી;
પણ વળતું જે જે તેં કહ્યું, તે સવિ તિણ સ્ત્રીએ કિમ લહ્યું ?! ૩૭
રાજન સ્ત્રી કેટલી સુબુદ્ધિ, નારીની જગેં ઘણી પ્રસિદ્ધિ;
આગે મંત્રી–વહૂ મહારાજ, બુદ્ધિયેં લીધું અરધું રાજ. ૩૮
નરપતિ કહે મંત્રી–વહૂ કિસી ? તેહની કથા કહો ઉલ્લસી;
રૂપચંદ ભૂપતિ આગ્રહેં, કથા સુબુદ્ધિ કામિની કહે. ૩૯
અવનિમંડણ નગર અભંગ, રિપુમર્દન રાજા તિહાં ચંગ;
મયણવતી રાણી મુખ્ય નામ, બીજી પણ છે બહુ અભિરામ.૪૦
મયણવતી [2]માયાવી ભણું, રાયતણું ચિત્ત ચોરે ઘણું;
રાજા રંગ ભરે ઉચ્ચરે, તુજ ઉપરાંત ન કો માહરે. ૪૧
મતિમેહર મહેતો રાયને, કનકસિરિ કામિનિ તેહને;
બેટો બહુ ગુણવંત ઉદાર, શૂરસેન નામેં સુવિચાર. ૪૨
એક દિન સભામધ્ય રાજાન, બેઠો પાસે રહ્યો પ્રધાન;

૧ છોકરાંજ–બેટાબેટી. ૨ કપટકુશળ.

એતલે એક [1]ધીવર આવિયો, નૃપ આગળ મચ્છો લાવિયો. ૪૩
સ્વામિ આ મચ્છો ગુણગેહ, [2]ભખતાં રોગ રહિત હોય દેહ;
મેં [3]સમુદ્રસુર સેવા કરી, તિણે મુજ આ આપ્યો [4]હિત ધરી.૪૪
મૈં જાણ્યો હું ન ભખું પેટ, વડા રાયને કીજે ભેટ;
રાજા હરખ્યો વાત સુણેય, ધન દેઇ તસ વોલાવેય. ૪૫
તેડી મદનવતીની દાસિ, કહે રાણીને દ્યો ઉલ્હાસિ;
તે લઇ આવી રાણી કને, રાણી કહે શું લાવી મને. ૪૬
દાસી કહે રાજાએ રાજ, મચ્છ મોકલ્યો [5]વ્યંજન કાજ;
રાણી કહે તે મમ ઉઘાડ, અપર પુરૂષ મુખ મમ દેખાડ. ૪૭
જો એ જાણુતિ હું માછલી, તો હું શાક નિપાવત [6]હલી;
પણ એ પુરૂષ ન જોઉં માછલો, જઇ રાજાને આપો ભલો. ૪૮
દાસી જઇ રાજાને કહે, પુરૂષ ભણી રાણી નવિ ગ્રહે;
એ કહે રાય વિના હું સહી, અવર પુરૂષ મુખ જોઉં નહીં. ૪૯
મીન મૂક્યો તે સભા મઝાર, રાજા ચિંતે [7]ભલિ એ નાર;
તવ તે મચ્છો ખડખડ હસ્યો, રાયતણે મન [8]વિસ્મય વસ્યો.૫૦
શું લઇ હસ્યો માછલો મુઓ ! તવ મતિમેહરને કહે જુઓ;
હસ્યો કિશ્યો મંત્રિ માછલો !? કહો અર્થ એ ઉતાવળો. ૫૧
ફોકટ ગ્રામ ખાઓ રે કિશું, જે કોઇ અર્થ ન જાણે ઇશું;
જો જીવ્યાની આશા કરો, તો વિચાર વહેલો ઉચ્ચરો. ૫૨
[9]કાળક્ષેપણ કરવા ભણી, માગી અવધિ છ માસહતણી;
મંત્રી ચિંતે શી પરે કરૂં, અર્થ કિશું [10]અલહ્યે ઉચ્ચરૂં. ૫૩
નૃપ કહે માસ છમાંહે કહે, તો તું અર્ધ રાજ્ય સહી લહે;
નહિતો ખટમસવાડા આંત, કુટુંબસહિત તુજ આણીશ અંત.૫૪

---

૧ માછીમાર. ૨ ખાતાં. ૩ દરિયાના દેવતાની. ૪ સ્નેહ લાવીને. ૫ શાક–તરકારી. ૬ હમણાં. ૭ પતિવ્રતા–સતી સુંદરી. ૮ આશ્ચર્ય. ૯ વખત જવા માટે. ૧૦ સમજ્યા વિના.

મંત્રી ઘેર ગયો હા ભણી, હૈયામાંહિ વિમાસણ ઘણી;
અરતિ અભૂખ અનિદ્રા થઈ, મતિ સઘળી મુંઝાઇ રહી. ૫૫
પુત્ર તાતને પૂછે વાત, મંત્રી સકળ કહે અવદાત;
કુંવરે કુટુંબતણો ક્ષય લહ્યો, મનનો [1]મંત્ર ન કોઇને કહ્યો. ૫૬
છાનો થઇ પંથીને વેશ, સૂરસેન ચાલ્યો પરદેશ;
ખડ્ગ [2]સખાયત કીધું હાથ, લીધું મારગ [3]સંબળ સાથ. ૫૭
વાટે જાતાં નર કો મિળ્યો, તેહશું કુંવર વાતે વળ્યો;
કહોજી પધારશો કુણ ઠામ, તે કહે જાશું નળપુર ગામ. ૫૮
સુજને તેડિ જાશો તિહાં, તે કહે કુણ વારે છે કિહાં;
કિમ તિણ પુર જાઓ છો સહી, કુંવર કહે જોવા એ મહી. ૫૯

( ગાથા-છંદ. )

" देसे विवह चरियं, जाणिज्जइ सुजन दुज्जन विसेसो;
अप्पाणंच कलिज्जइ, हिंडीजे तिण पुहवियॆ. " १

વાટે કુમર વિમાસે ગુણી, કરૂં પરીક્ષા સાથીતણી;
કહે ભાઇ ક્ષણ થોભો અહિં, હું [4]અરણ્ય ભુવિ આવું જઈ. ૬૦
ઇમ કહી વૃક્ષાંતર જઈ રહે, તવ મન સાથે પેલો કહે;
એ કાજે ખોટી કુણ થાય, ઇમ ચિંતિ આગળ ઊજાય. ૬૧

( રેખતા-છંદ. )

" ચલિયે તિનકે સાથ ચલંતાં જે ચલે,
પણ દુખ ચલે ન સાથ જે લાંબા ડગ ભરે;
લીલા ગેલિ કરંત કે અંગ ન મોડિયે,
સો સોના જલિ જાઓ કે કન્નહ તોડીએ." ૧

કુમર વિમાસે નહિ એ ભલો, વર હું સહી જાઇશ એકલો;
એટલે પાછળથી આવિયો, વૃદ્ધ એક જો વ્યવહારિયો. ૬૨

---

૧ વિચાર. ૨ મદદગાર. ૩ ખર્ચી-ભાતું. ૪ જંગલ જઇ આવું.

શૂનસેન કહે ભાભા કહો, કિણુ નગરે જાશો કિહાં રહો ?
વૃદ્ધ કહે હું નળપુરિ જિહાં, કાકા મુજ લઇ જાશો તિહાં? ૬૩
વૃદ્ધ કહે આવોજી તમે, નળપુરમાં મૂકીશું અમે;
તેહની કુમર પરીક્ષા કરે, [1]બહિર્ભૂમિ જાશું કહે પરે. ૬૪
ક્ષણુ એક રહો ભાભા એટલે, છાનો જઈ બેઠો [2]તરૂતળે;
ઘડી બે ચાર થઈ નાવ્યો તદ્ધ, સાદ કરી બોલાવે વૃદ્ધ. ૬૫
પહોર એક [3]ડોકર થોભિયો, પછે આવ્યો મંત્રી મોભિયો;
વૃદ્ધ કહે શી એવડી વાર, તે કહે હતોજ [4]પેટ વિકાર. ૬૬
તવ તે આઘા ચાલ્યા સોય, વાટેં ગોષ્ટિ કરે તે દોય;
લાગ્યો થાક ઘણું થાકિયા, એક તરૂ તળે વિસામા લિયા. ૬૭
વૃદ્ધ શરીર ઉઘાડો કરે, પવન લિયે હાય હાય ઉચ્ચરે;
કુંવર ઢબૂરી બેઠો અંગ, શેઠ કહે આ અભિનવ ઢંગ. ૬૮
વળિ મારગ તે ચાલ્યા જામ, એટલે નદિ એક આવી તામ;
શેઠે ઊતાર્યાં ખાસડાં, કુંવર પગે રાખ્યાં પરગડાં. ૬૯
ચિંતે વૃદ્ધ ભલો વાંકડો, [5]હેકડ હાળી દીસે વડો;
એ આહવાં રૂડાં [6]પગત્રાણુ, વણુસાડે ભીંજવી અજાણુ. ૭૦
વળિ આઘા ચાલ્યા જેટલે, નગર એક આવ્યું તેટલે;
સવાર જાણી ત્યાં નહિ રહ્યા, વચે જોતા તે વહેતા ગયા. ૭૧
મોટું નગર વસે કહે વૃદ્ધ, કુંવર કહે ઉદ્વસ અસમૃદ્ધ;
સુણી વચન ચિંતે ડોકરો, [7]ગાઢો અવળો એ છોકરો. ૭૨
એક આવ્યું ન્હાનું શું ગામ, સરવરપાળ જમણુનો ઠામ;
મારગ જતાં મધ્યાન્હજ થયા, તે બેઉ તિહાં જીમવા રહ્યા. ૭૩
તિણુ ગામથી વસાણો લિયો, [8]સરવરપાળે ભોજન કિયો;
કુંવર કહે એ નગરજ વડું, વૃદ્ધ વદે ન્હાનું ગામડું. ૭૪

---

૧ જાજરૂ માટે. ૨ ઝાડ હેઠળ. ૩ બુઢ્ઢો. ૪ પેટમાં બિગાડ-દર્દ. ૫ મૂર્ખ ખેડૂત જેવો. ૬ જોડાં. ૭ બહુજ અવળચંડો. ૮ તળાવની પાળે.

ચિંતે વૃદ્ધ વડો કો એહ, વિકરમાંહિ દીસે છે રેહ;
હું નિશિ કહું એ કહે દીશ, કિહાં એ સાથ મળ્યો જગદીશ! ૭૫
કેતે દિન નળપુર આવિયા, શેઠ કહે અમ ઘર પાવિયા;
શૂરસેન સાંભળ મુજ ઘરે, આજ કહું છું ભોજન કરે. ૭૬
કુંવર તેડયો આગ્રહે કરી, કુંવર કહે સુણ વાતજ ખરી;
હાથે તાળી દેઇ ત્રણ્ય, ઘરમાંહે જઇએ જો મન્ન. ૭૭
તે હો માન્યું સાથે આવ, ફોકટ રીશ મને ન ચડાવ;
ઇમ કહી [1]મંદિર પેસે યદા, પુત્રી સ્નાન કરે છે તદા. ૭૮
ગયો ધસમસી મંદિર જામ, પુત્રી મનમાંહિ લાજી તામ;
પાછળ કુંવર રહ્યો ખડકિયે, તે પેખી ચિંત્યું કુંવરિયે. ૭૯
એ કુણ પુરૂષ રહ્યો આંગણે! [2]વસ્ત્ર સંભારી શિર આપણે;
માંહે પિતા પ્રતે જઇ ભણે, સાથે કવણ પુરૂષ તુમતણે. ૮૦
પિતા કહે એ માંહિ તેડિ, આપ અલોખું વચ્ચે મેડિ;
તવ તસ કુંવરી બોલાવેય, [3]કંચણ કરવી અલોખું દેય. ૮૧
કુંવર કહે શેઠ તુમ સુણો, એ સંદેહ હરો મનતણો;
કરવી કાચી પાકી એહ, સુણી વચનને તણખ્યો તેહ. ૮૨
હત્યાવડો કો દીસે લુંડ, વળિ વળિ રીશ ચડાવે ચંડ;
દરડ વરડ નાખીને ભણે, તુજને અહીં તેડયો છે કુણે? ૮૩
શૂરસેન દેખી અપમાન, બહાર તવ ચાલ્યો સાવધાન;
શૂન્ય હાટ આધેરૂં એક, ત્યાં જઈ બેઠો ધરી વિવેક. ૮૪
પુત્રી કહે કુણ નર એ તાત? તાતે કહ્યો પૂરવ અવદાત;
ઇણે મુજ પંથ સતાવ્યો ઘણું, કહું કિશું એહનું જડપણું. ૮૫
કથન માહરાં અવળાં કર્યાં, કુંવરીએ બુદ્ધે મન ધર્યાં;
કહે તાત એ ડાહ્યો ગુણી, તુમે કાંઇ નાખ્યો અવગણી? ૮૬

૧ મકાનમાં. ૨ કપડાં પહેરીને. ૩ સોનાની ઝારી.

પિતા કહે શી કાઢું ખોડ, તું પણ દીસે એહની જોડ;
સરિખા સરીખું એ જો મળ્યું, દેવ પ્રતેનું દૂષણ ટળ્યું. ૮૭
(ગાથા-છંદ.)
"રેહલ્લિ ગહેલ્લિ, મા ચડસિ પાંવ ઓ લંવ;
અહવા તુજ્જ ન દોસો, સરિસા સરિસેહિ રચ્ચંતિ."૧
તુમે કહ્યું તે સાચું પિતા, પણ એક કહું તે સુણો વારતા;
એણે તુમને જે જે કહ્યું, તે સઘળું સારૂં મેં લહ્યું. ૮૮
અરણે વાર લગાડી ઘણી, જોઇ પરીક્ષા સાથીતણી;
[1]કાકાદિક વિષ્ટા રખે કરે, તિણ વસ્ત્ર [2]વપુ ઢાંકયું પરે. ૮૯
નદીમાંહિ પહેર્યાં [3]પગત્રાણ, તે સ્વામિ એ સૂધું જાણ;
વિષકંટાદિક દીસે નહીં, પગે ભાંજે તો [4]રીબે સહી. ૯૦
તિણ નગરે તુમે કાંઇ નવિ લિયો, પાણી માત્ર કાંઇ નવિ પિયો;
તે તુમ લેખે ઉદ્યમ ગણો, એહને પિતા મૂર્ખ કાંઇ ભણો. ૯૧
ન્હાને ગામ વસ્તુ લઇ જમ્યા, સુખી થયા તિહાંકણ વીસમ્યા;
તો તે નગરથકી તુમ ભલો, પિતા ન જાણો શું એતલો? ૯૨
ઘર પેસત ત્રણ તાળી કરી, તે પણ વાત તુમે નવિ ગ્રહી;
જો રહી દ્વારે દેતા તાળ, તો હું થતે ચેતન તતકાળ. ૯૩
કાચી પાકી કરવી ધાર, છે કન્યા કે પરણી નાર?
ઇણે સર્વે સાચું ઉપદિશ્યું, ફોકટ તુમ મન જૂઠું વસ્યું. ૯૪
પ્રીછયું તાત વદે હા ખરૂં, હવે વચ્છ તું કહે તિમ કરૂં;
કુંવરી કહે હવે શું હોય, ઉઠાડી બુચકારે કોય. ૯૫
વળી એ નર પરખી જોઇએ, તવ કુમરી વિમાસ્યું હિયે;
આહાર જઇને જોયું જિમે, હાટ પેઢીએ દીઠો તિમે. ૯૬
વેગે આવી ઘરમાંહિં, એક દાસી તેડી ઉચ્છાહિં;
આપી દ્રવ્ય કહે મન ભાવ, વસ્તુ હોય કહું તે લાવ. ૯૭

૧ કાગડા વગેરે વીટ કરી દે. ૨ શરીર. ૩ પગરખાં. ૪ રીબાય.

એક વસ્તુનાં ફળ છોતરાં, ખાઇયે બીજ નાખીયે પરાં;
એક નાખિયે બીજ ઉદાર, નાખીજે છોતરાં અસાર. ૯૮
જઇ ચહુટામાંહિ ઊતાવળી, એ બેઉ વસ્તુ લાવ મન રૂળી;
તવ દાસી વેગે તિમ કરે, જઇ ચહુટે જનને ઉચ્ચરે. ૯૯
કહે કુંવરીએ કહી જેહવી, દોય વસ્તુ આપો તેહવી;
લોક કહે શું ઘ્હેલી થઇ, પૂછી આવ રૂડી પરેં જઇ. ૧૦૦
જિમ [1]પ્રીછે તિમ કહે કો ઇશો, ઇણુ પરેં અમે ન જાણું કિશો;
સઘળે ભમી ઉસન્ની સોય, પણ તે વસ્તુ ન આપે કોય. ૧
ઘેર આવી કુંવરીને કહે, બાઇ નામ ન કો તસ લહે;
તિણી પરે કહ્યું જિમ પ્રીછે સહુ, ભમી ભમી હું આવી બહુ. ૨
રીસ ચડાવી કહે કુમારિ, તે આણ્યા વિણુ નાવિશ દ્વાર;
રૂડી પરેં તેશું વળિ કહે, નવિ લાવી તો ઘરે કિમ રહે. ૩
તે બાપડી વળી નીકળી, આંસુ પડે થાએ ગળગળી;
શૂરસેને તે દીઠી અસે, કાં રે બાઇ રોવે કિશે? ૪
દાસીએ હતી તે કહી, તવ તે વસ્તુ કુમારેં લહી;
બાઇ આવ અપાવું સોય, ગાંધી હાટ ગયાં તે દોય. ૫
લીધ છોહારી ખારક ગળી, બદામ ઉજળી લીધી વળી;
દાસી વસ્તુ લેઈ ઘર ગઈ, ચોતે બેઠો [2]તિહાંકણુ જઇ. ૬
કુંવરી કહે કિમ લહ્યો વિવેક, દાસી કહે સાહમો નર એક;
ઓ પેલો બેઠો છે હાટ, તિણે અપાવી રૂડા માટ. ૭
કુંવરી હરખી હિયે અપાર, કોરાં [3]ચપણુ અણાવ્યાં ચાર;
ઉપર ઘેબર મ્હેલ્યાં સોળ, દાસી સાથ કહાવ્યા બોલ. ૮
આ સવિ આપે તેહને જઈ, વળી એટલું આખે કહી;
માહરી શેઠકુવરીએ રાજ, આ સવિ મોકલીઆં તુમ કાજ. ૯
સુણવચને એ કહી અવધાર, ઇણુ નગરીએ પોળજ ચાર;

૧ પુછે. ૨ ત્યાં. ૩ રામપાત્ર.

ચાર ચાર કોશીસાં ઓળ, તુમે નિરધારી જો જો પોળ. ૧૦
કહી એટલું વહેળી વળે, વળતું તે કહે તે સાંભળે;
ઇમ કહીને દાસી મોકલી, જાતાં તેહને પ્રીતે ઝલી. ૧૧
માં માં કરતાં લીધાં નાર, એક ચપણુ શું ઘેબર ચાર;
બીજાં સવિ લઈ આવી તિહાં, શૂરસેન બેઠો છે જિહાં. ૧૨
આપી ઘેબર કહાવ્યા બોલ, તે સઘળા તિણે કહ્યા નિટોલ;
શૂરસેને તે સવિ રાખિયું, જાતાં તેહને ઇમ ભાખિયું. ૧૩
કહેજે તે કુમરીને મન્ન, ઇણ નગરે છે [1]પોળજ ત્રણ્ય;
[2]કોશીસાં બારજ એટલું, અસત્ય ન બોલે માણસ ભલું. ૧૪
ઘર આવી કુંવરીને તેહ, કહે વાત તવ ચમકી એહ;
તવ ઝાલી દાસી કહે ખરૂં, ચોથા ભાગતણું શું કર્યું ? ૧૫
અતિ ચંપાવી માન્યું તિણે, ચિંતે કુમરી ઉપાએં કિણે !
એ નરશું થાએ વિવાહ, તો પૂગે મનનો ઉચ્છાહ. ૧૬
પિતા પ્રતે કહે સાંભળ વાણ, ઇણ વાતે સંદેહ મ આણ;
પરણાવે તો એ વર વરૂં, નહીં તો બાળકુંવારી મરૂં. ૧૭
પિતા વિચારીને ત્યાં ગયો, શૂરસેનને હાથે ગ્રહ્યો;
અતિ આદરે આણ્યો આવાસેં, તે કુંવરી દીધી ઉલ્હાસેં. ૧૮
સાંગણ શેઠ તેહનું નામ, પુત્રી પુણ્યસિરિ અભિરામ;
લખમીનો તસ ઘર નહીં પાર, શૂરસેન સુખ વિલસે સાર. ૧૯
સરખી જોડી મળી મનોહાર, સુખ અનુભવે બેહુ નરનાર;
પાળે પ્રીતિ નીર માછલી, કુંવર પ્રતે વાત પાછલી. ૨૦
એક દિન સાંભરી થયો નિરાશ, મુખે બે ચાર મૂક્યા નિશ્વાસ;
તવ કુંવરી કહે પિઉ તુમે ગુણી, એવડું દુખ આણો શ્યાભણી. ૨૧
કુમરે કહ્યો પૂર્વ વૃત્તાંત, પુણ્યસિરિ કહે સાંભળ કંત;
સભામાંહિ હસિયો માછલો, તેહનો અર્થ કહું હું ભલો. ૨૨

---

૧ દરવાજા. ૨ કાંગરાના બુરજ.

એ દુખ રખે ધરો તુમે સ્વામિ, આપણુ જઇયે તેણે ઠામિ;
સુણિ કુંવર મન હરખ્યો ઘણું, શેઠ પ્રતે કરે મોકલામણું. ૨૩
શેઠે આપી ઋદ્ધિ અપાર, તે સવિ સાથે લેઈ કુમાર;
પુણ્યસિરિશું અકળ અબીહ, નિજપુર આવ્યો થોડે દીહ. ૨૪
ઘેર જઇને પ્રણમ્યો [1]તાત, પછી પાય લાગ્યો જઇ માત;
દેખિ પુત્રને લોચન ઠર્યાં, માત તાતે ઓવારણાં કર્યાં. ૨૫
સાસુ સસરાને પાય પડી, વહુ દેખી વિકસી આંખડી;
માતપિતા સવિ કુંવર પ્રતે, સમાચાર સવિ પૂછે હિતે. ૨૬
પુત્રે પૂર્વ વાત કહી સહુ, માત તાત આણંદ્યાં બહુ;
મચ્છ હસ્યાનો જે સંદેહ, વહૂ તુમારી કહેશે એહ. ૨૭
હરખ્યો મંત્રિ ગયો નૃપ પાસ, રાય કહે મંત્રી સાબાશ;
અવધિમાંહિ થાકે દિન દોય, પછી તાહરી કેહીપરે હોય ?૨૮
મંત્રી કહે રાજન મુજ વહૂ, એહનો અર્થ લહે છે સહૂ;
મોકલીએ પાલખી પવિત્ર, અહિં આવી કહે અર્થ વિચિત્ર. ૨૯
રાજાએ સવિ તે પરે કરી, આડંબરે આવી સુંદરી;
[2]પરિઅચ બંધાવી વચમાંહિ, તવ [3]નરપતિ પૂછે ઉચ્છાહિ. ૩૦
મચ્છ હસ્યો તે વહૂ સ્યાભણી ? પુણ્યસિરિ બોલી તવ ગુણી;
[4]મીન હસ્યો તે કહીશું પછે, પહેલી એક વીનતી અછે. ૩૧
રાય ભણે જે કહે તે કરૂં, પુણ્યસિરિ કહે સાંભળો ખરૂં;
[5]ખાઇ એક ખણાવો બાર, તેડો સવિ અંતઃપુરનાર. ૩૨
પટરાણી આદિ દઈ આજ, ખાઇ ઓલંઘાવો મહારાજ;
માહરી દ્રષ્ટે જોઉં તેહ, પછે ટાળું તેહનો સંદેહ. ૩૩
રાજાએં કીધું તે કામ, પટરાણી મન ચિંતે તામ;
જો જો કામજ છોડીતણું, માપમાંહિ કણુ મોટું ઘણું. ૩૪
ખાઇ ટપાવા માંડી યદા, નૃપ પાસે કહેવરાવ્યું તદા;

---

૧ પિતા. ૨ ચક–પડદો. ૩ રાજા. ૪ માછલું. ૫ ખાડ.

ખાઈ ટપી પરે જઇ પડે, અર્દ્ધ રાજ્ય તેહને કર ચડે. ૩૫
ટપી શકે નહી ખાઇ વડી, તે પ્રમદા સવિમાંહિ પડી;
પટરાણીની દાસી એક, ખાઈ ટપીને પહોતી [1]છેક. ૩૬
આવ્યો લોભ હિયે તેહને, વહૂ કહે નૃપ ઝાલો એહને;
જુઓ વિમાસ્યું તેહનું થયું, આગમ ચિંત્યુ વાએ ગયું. ૩૭
પુણ્યસિરિ કહે નૃપ [2]અવધાર, એ સ્ત્રી નહી નર છે નિરધાર;
તવ રાજાએ પરીક્ષા કરી, સકળ વાત તે જાણી ખરી. ૩૮
પુણ્યસિરિ કહે સુણુ ભૂપાળ, સ્ત્રીચરિત્ર એ વડાં દયાળ;
પરનર કહી તજ્યું સુખમીન, પાસે કો રાખે એ હીન. ૩૯
એવી સતી ભૂળગી નાર, [3]મીની જઈ આવી કેદાર;
મત્સ તણે મન અચરીજ વસ્યો, સભામાંહિ તે ખડખડ હસ્યો. ૪૦
રાજા કહે મૂઓ તે મત્સ, કેમ હસી શકિયો રે વત્સ ?
કહે કુમરી કો વ્યંતર દેવ, અચરિજ દેખી રમિયો હેવ. ૪૧
રાયે પ્રીછિયો સઘળો હેત, તવ મન સૂધો વસ્યો સંકેત;
ઐ ઐ સ્ત્રીનાં લક્ષણ જુઓ, હું ક્ષિણ નવિ રહેતો એ જુઓ. ૪૨
હું જાણતો ઇણે સંસાર, એહવી સતી નહીં કોઇ નાર;
એહ જો ચાલી એહવે માગ, પાણીમાંથી પ્રગટી આગ. ૪૩
કહે પુણ્યશ્રી તેં કિમ લહ્યું ? અતિ [4]દંભકપણું ઇણે ગ્રહ્યું;
તે કારણ મેં અસતી લહી, જાતિ જાતિનું પ્રીછે સહી. ૪૪

(દુહો.)

"ધૂર્તા હોય સુલક્ષણા, વેશ્યા હોય સુલજ્જ;
ખારા પાણી નિર્મળા, બહુ ફળ ફળે અકજ્જ." ૧

પટરાણી [5]દેશોટે દીધ, પુણ્યસિરિ પરશંસા કીધ;
અતિ રાએ સન્માની તેહ, અર્દ્ધરાજ્ય વ્હેંચી લિયે એહ. ૪૫

---

૧ પાર પહોંચી. ૨ ધ્યાનમાં લ્યો. ૩ બિલાડી. ૪ કપટપણું. ૫ દેશપારની શિક્ષા.

રાએ માન્યો મંત્રી ઘણો, અર્દ્ધરાજ્ય આપ્યો આપણો;
અર્દ્ધરાજ્ય નિજ સુત થાપિયો, પોતે વૈરાગ્યે વ્યાપિયો. ૪૬
છંડી રાજ્ય કરે નિજ કાજ, સંયમ લેઇ થયો ઋષિરાજ;
તપિજપિ કર્મતણો મળ [1]દહ્યો, ચારિત્ર પાળી સદ્દગતિ ગયો.૪૭
રૂપચંદ કહે વિક્રમરાજ, જિમ વહૂ બુદ્ધે સિધ્યાં કાજ;
તિમ કેતી નારી આપણું, બુદ્ધે કાજ સમારે ઘણું. ૪૮
સુણી કથા વિક્રમ હરખિયો, રૂપચંદ સદ્દગુરૂ પરખિયો;
હરખી સભા સહુ કો મન્ન, મુખ બોલે કુંવર ધન ધન્ન. ૪૯
રાયકનોજા ગુણચંદ્ર જેહ, પાસે બેઠો છે પણ તેહ;
વિક્રમરાય હસીને કહે, તુમ પુત્રી એહના ગુણ લહે. ૫૦
તે વ્હેલી બોલાવો અહીં, રૂપચંદને પરગટ સહી;
પાણીગ્રહણ કરાવો તમે, ઇણ વાતે બહુ હરખું અમે. ૫૧
વિક્રમનો પામી [2]આદેશ, પુત્રી પાસે ગયો નરેશ;
પિતા કહે પુત્રી મન ધરો, રૂપચંદ ગમતો વર વરો. ૫૨
લાજી રહી અણબોલી બાળ, તવ ગુણચંદ્ર કહે ભૂપાળ;
પુત્રી મન માણસો વિચાર, રૂપચંદ સદ્દગુણી ભરતાર. ૫૩
શૃંગારી સોહગસુંદરી, પછે સુખાસન થાપી કરી;
સપરિવાર રૂડે અધિકાર, આણી વિક્રમસભામઝાર. ૫૪
ગુણજ્ઞાતા વિક્રમ ભૂપાળ, હુઓ ન હોશે ઇશો મયાળ;
સોહગસુંદરીને કહે વત્સ ! તું ગુણરૂપી સાચી [3]લચ્છ. ૫૫
પરમમિત્ર માહરો રૂપચંદ, કર્યો જમાઇ ધરી આણંદ;
તુંએ પણ મુજ પુત્રીસમી, રૂપચંદને [4]ગાઢી ગમી. ૫૬
હવે મનથી સવિ તજી વિચાર, પ્રગટ પરણ રૂપચંદકુમાર;
સભામાં મુખ્ય સોહગસુંદરી, નૃપ સાંનિધ રૂપચંદે વરી. ૫૭
ધનદત્તશાહ બોલાવ્યો તાત, તેડ્યા રૂપદેવાદિક ભ્રાત;

---

૧ બાળ્યો. ૨ હુકમ. ૩ લક્ષ્મી. ૪ બહુજ.

સહુ સુજન તેડ્યા નર નાથ, સોમદત્ત તે સસરા સાથ. ૫૮
મહાજન સવિ તેડસું સુવિચાર, વિક્રમ સવિ લેઈ પરિવાર;
ગુણચંદ્રરાયતણે દરબાર, ભોજન કીધાં વિવિધ પ્રકાર. ૫૯
ભક્તિ કરી તિણ રાએ બહુ, પછે મહાજન સાથે સહુ;
વિક્રમ બહુ આડંબર કરી, રૂપચંદ [1]ગજ-ખંધે ધરી. ૬૦
પંચ શબ્દ વાજાં નિર્ઘોષ, દિયે વસ્તુ માગણ જન પોષ;
આડંબરે ધનદત્ત આવાસ, સુપરેં સહુ આવ્યા ઉલ્હાસ. ૬૧
ધનદત્ત શેઠ વિવેકી તદા, સુપરેં સંતોષ્યાં સહુ મુદા;
પરમાણંદે સહુ ઘર જાય, રંગે પભણે વિક્રમરાય. ૬૨
નિત્યે મુજ [2]મંદિર આવજો, કામકાજ સર્વે કહાવજો;
[3]અંતર કાંઇ આણો રખે, વળિવળિ શું કહિયે તુમ મુખે. ૬૩
રાજા સહુ નિજ થાનક જાય, ઉલ્લટ અતિઘણુ અંગ ન માય;
રૂપચંદની કરે પ્રશંસ, ભાગ્ય બળી છે એ નરહંસ. ૬૪
રૂપચંદ માતા ને પિતા, સકળ સહોદર જે અતિમતા;
સહુ કુટુંબશું સરખી પ્રીત, ત્રણ્યે સ્ત્રી ચાલે શુભ રીત. ૬૫
દીધ પિતાએ ભલ આવાસ, રાત દિવસ તિહાં કરે વિલાસ;
નાટિક ગીત કથા કલ્લોલ, સુંદરી ત્રિહું સાથે રંગરોળ. ૬૬
કહીં સખેલ સોગઠાં ચંગ, કહીં શત્રંજ અષ્ટાપદ રંગ;
કહીં નાટિક ગંધર્વહ ગાન, કહીં દીએ મન વંછિતદાન. ૬૭
ખંડોખળી ચંદન જળભરી, કહીં ઝીલે સાથે સુંદરી;
સોવન શીંગી ભરી રસાળ, માંહોમાંહિ છાંટે સુવિશાળ. ૬૮
કુસુમવસ્ત્ર કુસુમાયુધ સાર, વાસિત [4]કુસુમનીર મનોહાર;
કુસુમ-સેજ કુસુમાલંકાર, કુસુમકેળિ ઇમ કરે ઉદાર. ૬૯
નવ યૌવન ટોળી મદમત્ત, ભામિનિ ભાવ કરે અનુરત્ત;

---

૧ હાથી ઉપર. ૨ મ્હેલમાં. ૩ જુદાઇ. ૪ ફૂલથી સુગંધીવાળું કરેલું પાણી.

ધન યૌવન વલ્લભ સંયોગ, સકળ રમે સંસારીભોગ. ૭૦
પૂરવ પુન્યતણાં [1]અહિનાણ, એ સવિ જાણેજો જગ જાણ;
રમી વિરમશી છેહડે એહ, છઠ્ઠું ખંડ કહીશું તેહ. ૭૧
ખંડખંડ વાણી વિસ્તાર, ભણતાં સુણતાં હર્ષ અપાર;
નવરસ કવિ નયસુંદર વાણિ, પહોતો પંચમખંડ પ્રમાણિ. ૭૨

ઇતિશ્રી રૂપચંદકુમરરાસે શ્રવણસુધારસ નામ્નિ વિક્રમાદિત્ય રાજા વિવિધ યુક્ત્યા રૂપચંદ્રસ્ય સમસ્યાર્થં પ્રસન્ન પ્રકરણં કુમરેણ અકથનં મંત્રી-બુદ્ધયારાજાકુમરાય નિજ સુતાદાપનં પશ્ચાદર્થં જ્ઞાપનં રૂપચંદ મુખાત્ બુદ્ધા પુણ્યથીકથા શ્રવણં તતો કુમરસ્ય પ્રકટ સૌ-ભાગ્યસુંદરી વિવાહકરણં મહતા મહેન રૂપચંદ્રસ્ય નિજ પિતુરાવાસે પ્રેષણં વિલાસાદિ વર્ણનો નામ પંચમ ખંડ સમાપ્ત.

---

## ખંડ—૬ ઠ્ઠો.

---

( વસ્તુ-છંદ. )

રાયવિક્રમ રાયવિક્રમ કરી બહુ ખેપ,
તોય કુંવર ન માનિયો મંત્રી વચને જમાત કીધો,
પ્રેમે વર દીધા ભણી પછે અર્થ બોલ્યો પ્રસિદ્ધો;
રંજ્યો ચરિત્ર કથા સુણી સભા સહિત ભૂપાળ,
તવ તે પરણાવી પ્રગટ સુખ વિલસે સુવિશાળ. ૧

( ચોપાઈ-છંદ. )

પંચમ ખંડતણો અધિકાર, સુણી ઊપનો હર્ષ અપાર;
શુચિયલ [2]મનપંકજ ઉલ્હસ્યાં, કદાં કદન તે હૈડે વસ્યાં. ૧
સકળ સભા શ્રોતા [3]ગહગહ્યાં, આગે સુણવા ઉત્સુક થયાં;
કહે કવિ નય પ્રભુ પૂરો રૂળી, છઠ્ઠો ખંડ સુણાવું વળી. ૨

---

૧ નિશાન. ૨ મનરૂપી કમળ. ૩ રાજી થયાં.

સરસતિ વરસતિ વચનવિલાસ, મુજ સેવકની પૂરો આશ;
સા સ્વામિનીનો લહી પ્રસાદ, મ્હેલી ગર્વ માન વિષવાદ. ૩
ભાવ ભગતેં પ્રણમી ગુરૂચંદ, સ્તવતાં ઘણુ લહિયે આનંદ;
[1]મેધાવી મહિમા મનોહાર, રૂપચંદ ગુણમણિ-ભંડાર. ૪
પદ અક્ષર પહિલે અભિધાન, તે ગુરૂવંદી દયાનિધાન;
નયધર કવિ છઠ્ઠો ખંડ કહે, સુંદર સુપ્રસ્તાવજ લહે. ૫
રૂપસુંદરી રત્નમંજરી, ત્રીજી વળી સોહગસુંદરી;
ત્રણ સાથે સરખો મનરંગ, [2]મધુકર મન માલતિ સુચંગ. ૬
રતિ અનંગ જિમ પાળે પ્રીતિ, તે ત્રણ્યે ચાલે પિઉ ચિત્ત;
પિઉ પણ નવિ લોપે તસ નીતિ, ઉત્તમની તો એહજ રીતિ. ૭
ત્રણ્યે શાસ્ત્ર યુક્તિ જાણંતિ, ત્રણ્યે ભાવ ભલા આણંતિ;
ત્રણ્યે ચિત્ત ચોરે પિઉતણો, ત્રણ્યે ઉપર પિઉ મન ઘણો. ૮
એ સવિ પુન્યતણાં પરિમાણ, પુન્યે મનવાંછિત કલ્યાણ;
પુન્યે સવિ સરખા સંયોગ, પુન્યે પ્રબળ પંચધા ભોગ. ૯
પુન્યે નાવે વિરહ વિયોગ, પુન્ય પસાયે તનુ નિરોગ;
ઇમ જાણી પુન્ય કરજો સહુ, ઋદ્ધિ વૃદ્ધિ જિમ પામો બહુ. ૧૦
લીલાપતિ લીલારસ પૂર, ઉગ્યો અભિનવ જાણે સૂર;
છ ઋતુના નવનવા વિલાસ, ઇમ સુખ વિલસે બારે માસ. ૧૧

( માલિની-છંદ. )

" हिम शिशिर वसंते ग्रीष्म वर्षा शरस्तु ।
स्तपतपनाविनांभोहर्म्यगोक्षीरपानैः ॥
दिवस कमल लज्जा शर्वरी रेणुपंकैः ।
सुखमनुभवराजंस्तद्विकोयांतु नाशम् ॥ "

વિક્રમરાય કરે હિત સદા, પ્રેષી આપ સુખાસન સદા;
રૂપચંદને સભા મઝાર, તેડાવી સદ્દગુણ સંભારિ. ૧૨

---

૧ બુદ્ધિ-સ્મૃતિશાળી. ૨ ભમરો.

કરિ ગુણગોષ્ઠિ અતિહિ ઉલ્હાસ, પધરાવે વળિ પ્રેમેં આવાસ;
સુખભર કાળ ગમે આપણો, દાને યશ વિસ્તારે ઘણો. ૧૩
એહવે સિદ્ધસેન ગણધાર, પરવાદિકૌશિકદિનકાર;
જ્ઞાનરત્નકેરા ભંડાર, લીધો સકળ શાસ્ત્રનો પાર. ૧૪
સૂરીશ્વર દેતા ઉપદેશ, વિહાર કરતા દેશ વિદેશ;
ભરૂઅચ નગર પધાર્યા જામ, સકળ સંઘ મન હરખ્યો તામ. ૧૫
એક દિન સંઘ પ્રતે વિનતી, સિદ્ધસેન બોલ્યા યતિપતિ;
શ્રીસંઘનો પામી આદેશ, દોહું શ્રીસિદ્ધાંત અશેષ, ૧૬
સુંદર સંસ્કૃત ભાષાએં કરૂં, જો શ્રીસંઘ સાનિધ લહું ખરૂં;
કહો વિચારી શ્રાવક જાણ, શ્રીસંઘનો આદેશ પ્રમાણ. ૧૭
(नमोऽर्हत् सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः) इत्यादि ॥
તવ શ્રીસંઘ વિચારે હિયે, વળતું ગુરૂમુખેં શું બોલિયે;
પણ જવ ચૂક પડે ગુરૂ પ્રતેં, તવ શ્રીસંઘ શીખયે હિતેં.૧૮
તે ભણી શ્રાવક કહે નિટોલ, ગુરૂ તુમે શ્યા એ બોલ્યા બોલ;
વીતરાગની લોપી આણ, હિયે વિચારી નિરખો જાણ. ૧૯
શ્રીજિનવર તીરથ ગુણધાર, પૂરવ ચૌદતણા ભણનાર;
આગે બહુ શ્રુતકેવળિ હવા, તુમે તેથી પંડિત અભિનવા. ૨૦
તેણેં જિનમુખેં ત્રિપદિ લીધ, પ્રાકૃત ભાષાએં રચના કીધ;
તે જિનવચન ઉથાપે જેહ, અનંત સંસારી થાએ તેહ. ૨૧
એહવું મુખથી બોલ્યા ભણી, [1]આલોયણ તુમ આવી ઘણી;
ઘણું કિશું મુખ દાખું અમે, નિરખો શાસ્ત્ર નિહાળી તમે. ૨૨
સુણી વચન સદ્ગુરૂ કહે સત્ય, તુમે કહ્યું તે માન્યું તહત્ત;
મહાનુભાવ મોટો શ્રીસંઘ, નિર્મળ પૂર્ણ પ્રવાહ સુગંગ. ૨૩
જેહને માને ત્રિભુવનભાણ, કુણ મૂરખ લોપે તસ આણ;
જે શ્રીસંઘ આલોયણ દિયે, તે અમે કર જોડી કીજિયે. ૨૪

---

૧ પ્રાયશ્ચિત-આલોચના.

સંઘ કહે ગુરૂ ગિરૂઆ તુમે, શી આલોયણ આપું અમે;
નિરખો ગ્રંથ આલોયણ સાર, જોઇ તપ આચરો ઉદાર. ૨૫
નિરખી ગ્રંથ કહે ગુરૂ તામ, એ અમ આલોયણનું કામ;
બાર વર્ષ આંબિલ તપ કરૂં, તિહાં લગે ગચ્છ બહાર સંચરૂં. ૨૬
સંઘ કહે સ્વામિ નિહાળિયે, એક ગયું તીરથ વાળિયે;
મિથ્યાત્વી એક નૃપ આકરો, પ્રતિબોધી તે શ્રાવક કરો. ૨૭
વચન પ્રમાણ કરી ગુરૂ સહી, શ્રીસંઘની સમ્મતિ તે ગ્રહી;
દિન કેટલા એકાકી ફરી, આવ્યા સૂરિ [1]અવંતિપુરી. ૨૮
જૈનતણું દર્શન ગોપવી, થઇ અવધૂત અકળ કો કવી;
મહાકાળ પ્રાસાદ મઝાર, બેઠા મૂળ ગભારા બહાર. ૨૯
એટલે આવ્યા [2]અર્ચક તિહાં, પૂછે કુણ બેઠો છે ઇહાં;
ઊઠ વચેથી જિમ જાઉં મધ્ય, મહાદેવ પૂજું મન શુદ્ધ. ૩૦
ઇણપરે બહુપરે બોલ્યા તેહ, હિયે કશું નવિ આણે એહ;
તવ તિણે જઇ વીનવિયો ભૂપ, કહ્યો સકળ અવધૂત સ્વરૂપ. ૩૧
આવ્યો વિક્રમ જાતેં ચડી, તે તિહાં બેઠો દીઠો અડી;
રાય કહે રે મૂરખ ઊઠ, મહાદેવને કાં દે પૂંઠ. ૩૨
રાયેં કર્યા અનેક ઉપાય, તે સવિ સિદ્ધસેન મનેં વાય;
મુખહુંતી નવિ બોલે ભાખ, બાંધી મુંઠી લહે જ લાખ. ૩૩
તવ રાજા ક્રોધાકુળ થયો, સેવકને કહે શું એ રહ્યો;
પાપી કિશી વિમાસણ કરો, એહને ઘસડી નાખો પરો. ૩૪
તવ સેવક જઇ વળગ્યા જાસ, વજ્રતણી પરે દેખે તામ;
રાય કહે ચાબુક કોરડા, કરો પ્રહાર વડા લઇ દડા. ૩૫
તવ પ્રકાર સેવક તે કરેં, ગુરૂ મુખથી નવિ બોલે શિરેં;
તે પ્રહાર અંતઃપુર જિહાં, રાણીને જઇ લાગે તિહાં. ૩૬
નાસે એક અબળા આરડે, એક અચિંત ભૂસંડળે પડે;

---

૧ ઉજેણ. ૨ પૂજારી.

જિહાં પેસે ત્યાં ન શકે રહી, રાણી સવિ અધમૂઈ થઇ. ૩૭
ઠામ ઠામ પહિયે પોકરાણ, તવ નરપતિને કીધી જાણ;
ગયા ખુંબિયા કહિ સવિ વાત, સ્વામિ એ મોટો ઉતપાત. ૩૮
અહીં તુમે એહને કરો પ્રહાર, તિહાં રાણી પાડે પોકાર;
ઈશું સુણી રાય ઝાંખો થયો, હિયડા સાથ વિમાસી રહ્યો. ૩૯
ચિંતે એ ન્હાનો નવિ હોય, મહાસિદ્ધ દીસે છે કોય;
એહશું જોરતણું નહીં કામ, પાય લાગીને કરૂં પ્રણામ. ૪૦
નૃપ કહે ચૂક પડી મુજ ઘણી, તુમે વાત પ્રભુ કહો આપણી;
શ્યે કારણ બેઠા ઇમ અહીં, કિશે દેવ પૂજણ દો નહીં ? ૪૧
મહાપુરૂષ તું મોટો સાધ, ખમો સ્વામિ એ મુજ અપરાધ;
હું કર જોડીને વીનવું, કહો સ્વરૂપ હુએ જેહવું. ૪૨
કરે રાજા ભોગાદિક સોય, થાઓ પરગટ જેકોઇ હોય;
તવ અવધૂત મહા આકૃતેં, ઇણપરે બોલ્યા રાજા પ્રતેં. ૪૩
રે રે તું અન્યાયી રાય ! દીસે ઘણો અહિયાં અન્યાય;
ન્યાય વાત ત્યાં કહિયે કિશી, તવ નૃપ વિક્રમ બોલ્યો હસી. ૪૪
શું અન્યાય અછે કહો અહીં ? પૂરવ વાત સવિ ગુરે કહી;
પુરિ ઇણ અવંતિ સુકુમાળ, હુયો [હતો] વણિક લીલા ભૂઆળ.
માત સુભદ્રા તેહની સતી, નારી બત્રિશ હતી ગુણવતી;
બહુ વિલાસ કરતો ધનપતિ, આર્યસુહસ્તી મળ્યા [૧]સંયતિ. ૪૬
સુણી વિચાર નલિનીગુલ્મતણો, પૂરવભવ મોહ લાગ્યો ઘણો;
પૂછી વાત જાએવા તિહાં, ગુરૂ જ્ઞાને કરી જોયું ઇહાં. ૪૭
દીઠો શેષ માત્ર તસ આય, રાતે દિયે દિક્ષા ગુરૂરાય;
સૂષો બોલ સુગુરૂનો ગ્રહ્યો, નિશિ મસાણ કાઉસગ ગ્રહી રહ્યો. ૪૮
તસ ત્રીજા ભવની વેરિણી, મરી નારી થઇ શિયાલણી;
[૨]નવપ્રસૂત આવી વિકરાળ, કાઉસગ જ્યાં અવંતિ સુકુમાળ.૪૯

---

૧ આચાર્ય–દીક્ષાધારી. ૨ તરતની સુવાવડી.

કર્યો ઉપસર્ગ સાધુને ઘણો, પૂરણ આયુ થયો મુનિતણો;
નલિની વિમાને દેવજ થયો, ન્હાણે સમાચાર માએં લહ્યો. ૫૦
વહૂ બત્રીશ સાથ દુખ ધરે, [1]પ્રેતકાર્ય બેટાનાં કરે;
સદ્ગુરૂ પ્રતે કહે પ્રભુ સુણો, ધણી નથી કો લક્ષ્મીતણો. ૫૧
દયા ધરી ગુરૂ કહે વિવેક, લહે સુતશું સુંદર સ્ત્રી એક;
અનુક્રમે તેણિયેં પામ્યો પુત્ર, તિણે લહ્યું તાતનું ચરિત્ર. ૫૨
તે જાણીતો થયો જિણ વાર, તાત કાઉસગ ઠામ ઉદાર;
આ પ્રાસાદ કરાવ્યો સહી, જિનવર મૂર્તિ થાપી અહીં. ૫૩
ઘણો કાળ જાતે સુણિ વાત, રાજન્ અહીં વ્યાપ્યું મિથ્યાત;
મિથ્યાત્વિયેં તે બિંબ [2]ગોપવી, રૂદ્ર જળાધારી લઇ [3]ઠવી. ૫૪
સુગુરૂતણે મુખેં મેં સુણ્યો, શાસ્ત્રમાંહિ દીઠો તે ભણ્યો;
વરતે અહીં એવડો અન્યાય, તિહાં અમે શું બોલું રાય. ૫૫
રાય કહે અમે સમજી વાત, આ શંકર છે જગવિખ્યાત;
કરૂં ભક્તિ પૂજું એ સ્તવું, એહથી દેવ કવણ છે નવું! ૫૬
ગુરૂ કહે શી પૂજા એ કરો, કંઠ પખે માળા કિહાં ધરો?
નાક વિના શું દીજે ધૂપ, પાય પખે કિહાં પ્રણમો ભૂપ. ૫૭
ઉત્તમ નમસ્કાર સ્તુતિ જેહ, ન ખમે માહરી કીધી એહ;
રાય કહે તે જોઇયે ઇશું, સ્તુતિ કીધી ન ખમે તે કિશું! ૫૮
અણમી સ્તવી દેખાડો તમે, નહીં ખમે તે જોશું અમે;
ભૂપે વચન કહ્યું તે જામ, તવ ગુરૂ સ્તવના કરે અભિરામ. ૫૯
( આ બાબત વિક્રમાર્ક ચરિત્રના સાતમા સર્ગમાં જુવો. )

( ઉપેંદ્રવજ્રા-છંદ. )

" इतोरिहंतं परतोरिहंतं, यतो यतो यामि ततोरिहंतम्;
विनारिहंतं भुवनं न पश्याम्यतोरिहंतं शरणं मपद्ये-" १

---

૧ મરણ કાર્ય. ૨ છુપાવીને. ૩ ગોઠવી.

ઇમ જિનેરાજ સ્તવ્યા જગદીશ, કીધાં કાવ્ય તે ચુમાલીશ;
કલ્યાણમંદિર નામ ઉદાર, કીધું સ્તોત્ર ગુરે તિણ વાર. ૬૦
તવ પ્રગટયા જિનશાસન દેવ, પીંડી [1]વેહર હિયે [2]તતખેવ;
મૂરતિ પ્રગટી પાર્શ્વજિણંદ, સેવિત પદ્માવતિ ધરણેંદ્ર. ૬૧
પદ્માસને બેઠા જિનરાજ, તે દેખી હરખ્યા ગુરૂરાજ;
ભક્તિ ભાવે પ્રણમી ઈમ કહે, રાજન્ સ્તુતિ માહરી આ સહે.૬૨
કિહાં હરલિંગ કિહાં જગગુરૂ એહ, રાગ દ્વેષ વિવર્જિતે દેહ;
જીત્યા વિષય કષાય વિકાર, ભવસમુદ્રનિસ્તારણહાર. ૬૩

( અનુષ્ટુપ-છંદ. )

" सर्वज्ञो जिनमान्योयं, ज्ञानशाली गुणाधिकः
मुक्तिलक्ष्मीवरः श्रीमान्, धरणेंद्र नमस्कृतः १
पापदावाग्नि जलदः सुरेंद्रगण सेवितः
समस्त दोप रहितो, निस्संगः कलुपापहः २
अस्य पूजा नमस्कार, प्रभावैर्भविनां विभो
भवंति संपदोवश्या मुक्तिश्चापि गृहांगणे. ३
सकृदुच्चरिते येन, जिन इत्यक्षर द्वयम्;
वद्धः परिकर स्तेन, मोक्षाय गमनं प्रति. " ४

ઇણી પરે સત્ય વચન બહુ કહી, વિક્રમનૃપતિ પ્રબોધ્યો સહી;
મિથ્યાભાવ સકળ પરિહર્યો, જિનધર્મે નિશ્ચળ મન કર્યો. ૬૪
ઇમ ઉન્નતિ જિન-ધર્મહ કરી, સંઘવચન બહુલું આચરી;
ગચ્છમાંહે પહુતા ગુરૂરાજ, વિક્રમનરપતિ પાળે રાજ. ૬૫
સિદ્ધસેન [3]ગણપતિ [4]અક્રોધ, લોકપ્રતે દેતા પ્રતિબોધ;
વળિ એકદા અવંતિપુરી, પહુંતા પરિવારે પરવરી. ૬૬

૧ ચીરા-ચાર ફાડ. ૨ તરતજ. ૩ ગચ્છના અધિપતિ. ૪ ક્રોધ રહિત.

સંઘ સકળ હરખ્યો મનમાંહિ, સ્હામા વંદન જાય ઉછાહિં;
અતિ આડંબરેં સવિ સમુદાય, વંદે સૂરીશ્વરના પાય. ૬૭
કરે મહોત્સવતણો પ્રવેશ, એહવે શ્રી વિક્રમનરેશ;
[1]રાજપાટિકા ફરવા જાય, સ્હામા આવે છે ગુરૂરાય. ૬૮
આગળ ભણે ગુણ સ્તુતિ ભાટ, તું ગુરૂ ધર્મ દેખાડે વાટ;
પરવાદીગજભેદન સિંહ, સકળ સૂરિમાં આડી લીહ. ૬૯
તું ભારતી–હૃદય–વર–હાર, તું અભિનવ ગૌતમ અવતાર;
તું અશેષ વિદ્યા–ભંડાર, તેં વાદી કીધા ધિઃકાર. ૭૦
તું ષટ્ દર્શન–પશુ–ગોપાળ, વાદિવૃંદનો વસુધાપાળ;
તું ગુરૂ વાદીગરૂડ મુકંદ, તું સર્વજ્ઞપુત્ર સૂરિંદ. ૭૧
સુણી બિરૂદ સર્વજ્ઞ સુપુત્ર, હિયે વિચારે રાજ વિચિત્ર;
એ સર્વજ્ઞ–પુત્ર વિખ્યાત, તો સહી જો લહે મુજ મન વાત. ૭૨
ઇશું વિમાસીને નરનાથેં, તવ વંદના કરી મન સાથેં;
ગુરૂ જાણી કર ઉંચો કરી, ધર્મલાભ આસીસંસ્કરી. ૭૩
આવી નૃપ પૂછે ગુરૂ કન્હે, ધર્મલાભ શ્યે દીધો મુન્હે ?!
ગુરૂ કહે મનશું વાંધા તુમે, ધર્મલાભ તિણે દીધો અમે. ૭૪
તવ રાજા રંજ્યો મનમાંહિં, સ્વર્ણ કોટિ આણી ઉછાંહિં;
સૂરિ પ્રતેં કહે પ્રભુ લીજિયેં, ગુરૂ કહે એ અમે શું કીજિય ? ૭૫
દ્રવ્ય અનર્થતણો એ પંથ, તે ભણી નવિ રાખે નિગ્રંથ;
જિનપ્રાસાદ કરેવા કાજે, સંઘ પ્રતેં દીધું નરરાજે. ૭૬
તવ પ્રવીણ મહેતા તેણીવાર, દાનતણી [2]વહિયેં સુવિચાર;
રહ્યા રાય વિક્રમની પાસેં, લખે શ્લોક એ મન ઉલ્હાસેં. ૭૭

( અનુષ્ટુપ્–છંદ. )

**धर्म लाभ इति प्रोक्ते, दूरा दुत्स्रृत पाणये;**
**सूरये सिद्धसेनाय, ददौकोटिं नराधिपः**

---

૧ હવા ખાવા માટે. ૨ ચોપડામાં.

મુજ મંદિર ઉગમતે સૂર, ન્હાણે પધારવા તુમ સૂરિ;
ઇમિ કહી નૃપ નિજ કારજ જાય, [1]પોષાળે પહોતા ગુરૂરાય. ૭૮
તવ પ્રભાત બીજે દિન ભૂપ, સભામાંહિં બેઠો સુરરૂપ;
નિજ મંત્રીશ્વરને કહે સહી, સિદ્ધસેન ગુરૂ તેડો અહીં. ૭૯
આવી મંત્રી વિનય બહુ કરે, સહિ ગુરૂ પ્રતેં વચન ઉચ્ચરે;
સ્વામિ શ્રી વિક્રમભૂપાળ, તુમ પધરાવે દેવ દયાળ. ૮૦
સંઘ સમસ્ત મિળ્યા તે સુણી, જાણી લાભ ગુરે હા ભણી;
સંઘ સહિત તિહાં પહોતા સૂરિ, વંદે વિક્રમ આણંદ પૂર. ૮૧
ગમણાગમણ પડિક્કમી કરી, સૂરીશ્વર બેઠા પરવરી;
વિક્રમરાય સિંહાસન છોડિ, ગુરૂ આગળ બેઠો મન કોડિ. ૮૨
તિહાં સવિ રાજકુળી છે મિળી, સંઘ સહિત બેઠો મન રૂળી;
સોઇ શેઠ ધનદત્ત શાહ જેહ, સુત ચારેશું બેઠો તેહ. ૮૩
રૂપચંદ તે કુંવર સુચંગ, ગુરૂ દેખી રોમાંચ્યું અંગ;
ભાવભકતેં પ્રણમી ગુરૂપાય, બેઠો સોઇ યથોચિત ઠાય. ૮૪
પ્રથમ લહી [2]પ્રસ્તાવ ઉદાર, સૂરી સુભાષિત કહે સુવિચાર;
પુરૂષરૂપેં સાચી સરસ્વતિ, રાય પ્રતેં બોલ્યા યતિપતિ. ૮૫

( અનુષ્ટુપ્-છંદ. )

अपूर्वेयं धनुर्विद्या भवता शिक्षिता कुतः
मार्गणौघः समभ्येति गुणो याति दिगंतरम् !

સુણી શ્લોક રંજ્યો ભૂપાળ, ઉજેણી આપી તતકાળ;
પુનરપિ ગુરૂ બોલ્યા સુવિવેક, રાજન્ શ્લોક સુણો વળી એક. ૮૬

( અનુષ્ટુપ્-છંદ )

भयमेक मनेकेभ्यः शत्रुभ्यो युगपत्सदा;
ददासि यच्चते नास्ति राजन् चित्र मिदं महत् !

---

૧ ઉપાશ્રય. ૨ સમય.

[1]તૂઠો ઘણો સુણી આ શ્લોક, તવ વિક્રમ નૃપ જોતાં લોક;
[2]હરિ [3]કરિ રત્ન કનક પૂરિયો, નિજ મંદિર સદ્‌ગુરૂને દિયો. ૮૭
સભા સહુ પંડિત પરધાન, હૃદય સાથ ચમકયા અસમાન;
બોલ્યા તવ ગુરૂ બુદ્ધિનિધાન, શ્લોક વળિ સાંભળ રાજાન. ૮૮

( અનુષ્ટુપ્-છંદ. )

कीर्तिस्ते यातयामेव, चतुरांभोधि मज्जनात्;
आतपाय धरानाथ, गतामातड मण्डलम् !

જિમ જળધરધારાએ જોય, કદંબપુષ્પ ઉલ્લસે સોય;
તિમ રોમાંચિત હુઓ નરેશ, દીધાં અંગાભરણ અશેષ. ૮૯
વાદિરાય વિશ્વવિખ્યાત, સુકવિમાંહિં મુખ્ય અવદાત;
સિદ્ધસેનસૂરીશ્વર નામ, વળિ શ્લોક બોલ્યા ઉદ્દામ. ૯૦

( અનુષ્ટુપ્-છંદ. )

सर्वदा सर्वदोऽसीति मिथ्यासंस्तूयसे बुधैः
नारयो लेभिरे पृष्ठिं न वक्षः पर योषितः !

સુણી રાય રંજ્યો અતિ હિયે, ચામર છત્ર આપણું દિયે;
પુનરપિ સિદ્ધસેન ગણધાર, બોલ્યા શ્લોક સભામાંહિ સાર. ૯૧

( અનુષ્ટુપ્-છંદ. )

अमीपान करंडाभाः सप्तापि जलराशयः
त्वद्यशोराजहंसस्य पंजरं भुवन त्रयम् !

અદ્‌ભુત શ્લોક ભાવ લહી ઇશો, રંજ્યો રાય ઘણું મન હસ્યો;
ગુરૂને દેશ નગર પુર સાથેં, સકળ રાજ્ય દીધું નરનાથેં. ૯૨
હિયે વિચારે પંડિત જેહ, સુરગુરૂથી નિર્મળ મતિ એહ;
સભા સહુ પામે આણંદ, શ્લોક યુગ્મ બોલ્યા સૂરીંદ. ૯૩

---

૧ પ્રસન્ન થયો. ૨ ઘોડા. ૩ હાથી.

(અનુષ્ટુપ્-છંદ.)

आसिधारापथे नाथ, शत्रु श्रोणित पिच्छले;
आजगाम कथं लक्ष्मी ? निर्जगाम कथं यशः ! १
सरस्वति स्थिता वक्त्रे, लक्ष्मीः करसरोरुहे;
कीर्तिः किं कुपिता राजन्, येन देशांतरं गता ! २

શ્લોક યુગ્મ ગુરૂ મુખથી સુણ્યું, સભા સહિત મન રંજ્યો ઘણું;
કહે પ્રભુ હવે નહીં કાંય તેહવું, જે તુમ દેઉં સુણી એહવું. ૯૪
ગુરૂ કહે એક વચનનો રાય, તો તું સહી [1]અનૃણી થાય;
જો સમકિત ધારે મન શુદ્ધે, કહું તે તાહરા હેતે બુદ્ધે.૯૫
રાય કહે સમકિત તે કિશું ? સૂરિ કહે નૃપ જાણો ઈશું;
દેવતત્ત્વ ગુરૂતત્ત્વ ઉદાર, ધર્મતત્ત્વ ઓળખિયે સાર. ૯૬
દેવ ઉપર મતિ દેવહતણી, ગુરૂ ઉપર ગુરૂની મતિ ભણી;
ધર્મ ઉપર મતિ ધર્મ સ્વરૂપ, તે સમ્યક્ત્વ કહીજે ભૂપ. ૯૭
[2]અદેવ ઉપર મતિ જે દેવ, [3]અગુરૂતણી ગુરૂ બુદ્ધે સેવ;
અધર્મ તે જાણે ધર્મ વાત, તે રાજન કહિયે મિથ્યાત. ૯૮
ત્રણ્ય લોક પૂજિત જિતકામ, સકળ દોષ વર્જિત અભિરામ;
નિર્મળ સકળજ્ઞાન દિનકાર, સત્યદેવ મુક્તિ-દાતાર. ૯૯
ક્રોધ લોભ માયા મદ માન, મત્સર કલહ-કંદ અસમાન;
નાટિક ગીત કામિનીરંગ, તેહિ જ [4]દેવમાંહિ એ સંગ. ૧૦૦
શત્રુ મિત્રજન હોય સમાન, પૂરણ [5]અતિશય કરી પ્રધાન;
નિઃસંગી નિર્લેપ નિરીહ, અક્ષય અક્ષર અકલ અબીહ ૧
જન્મ જરા મરણાદિકતણાં, દુખ અનંત જિણે વાર્યા ઘણાં;

---

૧ દેવાદાર. ૨ અઢાર દોષથી સહિત તે અદેવ-કુદેવ કહેવાય. ૩ કુગુરૂ-પરિગ્રહધારી-ગૃહસ્થાશ્રમી-લોભી લંપટ આદિ દુર્ગુણવંત. ૪ સૂર્ય. ૫ ચોત્રિશ અતિશયવંત.

ભવસમુદ્રનો લાધો પાર, તે અરિહંત ત્રિજગ આધાર. ૨
આઠ કર્મ મોટા રિપુ સુણ્યા, તે જિણે હેળામાંહિં હણ્યા;
તે શિવગતિદાયક અરિહંત, સાચો દેવ સોઇ ભગવંત. ૩
ચોશઠ ઇંદ્ર સુરાસુર વૃંદ, પૂજે જેહને ધરી આણંદ;
અર્હંત સકળ પૂજાને જેહ, અર્હંત નામ ભણીજે તેહ. ૪
કર્મબીજ સંસારહપણે, તપ દાવાનળે બાળ્યું જિણે;
પુનરપિ તેહજ ઊગે નહીં, શ્રી અરૂહંત ભણું તે સહી. ૫
જે આગે [1]ષટ જીવ નિકાય, તેહને જિમ પાળે તિમ તાય;
[2]રૂષણ તૂષણ નહિં લગાર, સોહી દેવ સાચો સંસાર. ૬
મહા મલ્લ જે રાગ દ્વેષ, જેણે જીત્યા લોક [3]અશેષ;
તે જિણેં હેળાં મનાવી હાર, સોઈ દેવ શિવગતિદાતાર. ૭
મહામલ્લ મોટો જગ મોહ, જિણે ત્રિભુવન પાડયો અંદોહ;
તે જિણે હાર મનાવી હેવ, સોઇ દેવ સાચો [4]મહાદેવ. ૮
ઠાકુર એક એહ ભગવંત, ત્રિહુ જગને સુખકર માહંત;
[5]ધાતા પણ એ જગગુરૂ કહ્યો, જેહથી પંથ મુક્તિનો લહ્યો. ૯
પુરૂષોત્તમ એહજ જગદીશ, જગન્નાથ ધ્યાઓ નિશિદીશ;
નહી મુક્તિ એક જિનવર વિના, કીજે તાસ [6]ત્રિધા સેવના. ૧૦
અવર નામ ધારક છે બહુ, તે સંસારિ જાણો સહુ;
મનમથબાણે રસિયા જેહ, મુક્તિ શકે આપી કિમ તેહ. ૧૧
જેહને હાથ શસ્ત્ર દેખિયે, વામ અંગે નારી નિરખિયે;
રૂષણ તૂષણ સુખ દુખ કરે, સોઇ દેવ કિમ તારે તરે ?! ૧૨
જે ભણી વિક્રમરાય સુજાણ, દેવતત્ત્વનો એહ વખાણ;

૧ પૃથ્વિકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય. એ છ કાયના જીવ. ૨ ગુસ્સે થવું કે પ્રસન્ન થવું જેને છેજ નહીં. ૩ બાકી નહીં એવા. ૪ શંકા. ૫ બ્રહ્મા. ૬ મન વચન કાયાથી. ૭ કામદેવના બાણના.

સત્યદેવ જિનવર આરાધ, સફળ જન્મ કરી કારજ સાધ. ૧
ગુરૂ જે પંચ મહાવ્રત ધાર, જેમાંહિ લાભે [1]પંચાચાર;
[2]પંચેંદ્રી વશ રાખણહાર, [3]ચાર કષાય કરે પરિહાર. ૧૪
ષટ નિકાય પ્રાણિ રખવાળ, નવવિધિ બ્રહ્મચર્ય પ્રતિપાળ;
[4]અષ્ટ પ્રવચન જનની જેહ, એક ચિતે આરાધે તેહ. ૧૫
દશ વિધિ સાધુ-ધર્મ આદરે, સત્તર ભેદ સંયમ આચરે;
વરજે પાપ અઢારે ઠામ, જપે એક જિનવરનું નામ. ૧૬
ખમે પરિસહ જે બાવીશ, શત્રુ મિત્ર સમ ચિત્ત મુણીશ;
દોષ બયાળિશ રહિત આહાર, લીજે કાજ કાયા આધાર. ૧૭
જે તપિયા ન કરે તનસાર, દાખે ધર્માધર્મ વિચાર;
શાંત દાંત મોહંત મુણિંદ, તે ગુરૂ સેવ્યાં દિયે મહાણંદ. ૧૮
સર્વ વસ્તુ અભિલાષી જેહ, જેહને ઘર કુટુંબ અતિ નેહ;
સર્વ ભખી ચારી અબ્રહ્મ, હિંસાતણો પ્રકાશે ધર્મ. ૧૯
અતિ આરંભ પરિગ્રહ કળ્યા, ભરવા પેટ પાપ-પથ ભળ્યા;
તિણે ભવસાયર કિમ તારિયે, નિર્ધન સેવ્યું શું ધન દિયે ! ૨૦
દુર્ગતિ પડતાં જે હોય ત્રાણ, તેહ ધર્મનાં કરો વખાણ;
જેહ કેવળિ ભાખિત જાણ, જિહાં પ્રશસ્ય છે જિનવર આણ. ૨૧
વિનયમૂળ જ્યાં દયા પ્રધાન, જે ભવજલનિધિ તરી સમાન;
સર્વ જીવહિતકર જાણિયે, શુભ ધર્મ તે મન આણિયે. ૨૨
જેહ ધર્મમાં હિંસા ઘણી, દયા ન દીસે પ્રાણિતણી;
શૌચ મૂળ પોકારે ધર્મ, નિષ્કારણ બાંધે બહુ કર્મ. ૨૩
કૂડાંશાસ્ત્રતણાં પદ ભણી, વાટ દેખાડે હિંસાતણી;
પ્રાણિ-વધ થાપે નિશિદીસ, શી ગતિ તસ હોશે જગદીશ ! ૨૪

---

૧ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર. ૨ નાક આંખ કાન મ્હોં શરીર. ૩ ક્રોધ માન માયા લોભ. ૪ પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ એ આઠ.

તે કુધર્મ જાણી છાંડિયે, સુધર્મ ઉપર મતિ માંડિયે;
[1]ત્રણ્ય તત્ત્વ એ સાચા ધરો, જિમ સંસાર જલધિ ઊતરો. ૨૫
પરભવ જાતાં પ્રાણી પ્રતે, છે [2]સખાઇ તે જુઓ નિજમતે;
પાળો પંચભૂષણ સમકિત્ત, ટાળો દૂષણ કરી સમ ચિત્ત. ૨૬

( અનુષ્ટુપ્-છંદ, )

" स्थैर्यं प्रभावना भाक्तिः कौशल्यं जिनशासने;
तीर्थसेवाच पंचास्य, भूषणानि प्रचक्षते. १
शंका कांक्षा विचिकित्सा मिथ्यादृष्टिप्रशंसनम्;
तत्संस्तवश्चपंचामी सम्यक्त्वं दूषयंत्यमी. " २

( શ્રી હેમસૂરિ પાદૈઃ )

સાંભળ વિક્રમ [3]અવનિપાળ, જે સમ્યક્ત્વ ધરે સુવિશાળ;
[4]શંકાદિક દૂષણ પરિહરે, તે સઘળે જય-લક્ષ્મી વરે. ૨૭
જો કદાચ શંકાદિક થાય, તો તે પડે કષ્ટમાં રાય;
ઉદાહરણ તે ઉપર જુઓ, આગે અહિબિંબ નૃપહુઓ.
ભણે ભૂપ કહો પૂજ્ય દયાળ, હુવો કવણ તે બિંબ ભુવાળ;
રાય પ્રમુખ એક ચિત્તે સહુ, સભા સાંભળે હરખે બહુ. ૨૯
ગુરૂ બોલ્યા અમૃતસમ વાણિ, રાજન આ ઉજેણી જાણિ;
હુઓ નામ બિંબય રાજાન, ગજ તુરંગ લક્ષ્મી અસમાન. ૩૦
તેહને બિંબા નામે સહી, રૂપવંતી પટરાણિ કહી;
[5]ત્રણ્ય શક્તિશું પાળે રાજ, ભૂપ પ્રજાનું સારે કાજ. ૩૧
શૂદ્ર ઈશે નામે એક વીર, [6]મહા સુભટ [7]સમરાંગણ ધીર;
બિંબયરાયતણી કરે સેવ, અંગ ઓળગે અહનિશિ મેવ. ૩૨

---

૧ દેવતત્વ, ગુરૂતત્વ, ધર્મતત્વ, ૨ મદદગાર. ૨ રાજા. ૪ શંકા કંખા વિગિચ્છા વગેરે. ૧ દાનશક્તિ, વીરશક્તિ, ધર્મશક્તિ. ૨ બડો લડવૈયો. ૩ લડાઇના મેદાનમાં બહુ ધૈર્ય રાખી ફતેહ મેળવનારો.

એહવે તિણુ નગરિયે એક, પરદેશી બ્રાહ્મણુ સુવિવેક;
આવ્યો ક્ષિપ્રા નદી મઝાર, સ્નાન કરી રૂડે આચાર. ૩૩
લઈ ચંદન પુષ્પાદિક હેવ, પૂજે નગરમાંહિ સવિ દેવ;
હરસિધ પીઠ આગળ આવિયો, ત્યાં લોકે દીઠો ભાવિયો. ૩૪
દિન વૈશાખી પૂનમતણો, દેવી મહિમ દેખાડે ઘણો;
હરસિધ દેવિ કાળિકા નામ, દેવી ગુણ છે ત્યાં [1]અભિરામ. ૩૫
યાત્રા કાજ મિળ્યાં સવિ લોક, તવ તે બ્રાહ્મણુ કહે રે ફોક;
લોક સવે એ મૂરખ થયાં, શું પૂજે દેવીને રહ્યાં. ૩૬
વિપ્રવચન સુણી એ કાન, તવ કાળિકા કોપિ [2]અસમાન;
[3]આખા પુષ્પ હાથશું લેય, બ્રાહ્મણતણે વદને મારેય. ૩૭
શૃંગ સહિત દોય પાસે ભયો, તવ તે વિપ્ર હરિણમુખ થયો;
જે હુહવે મુનિવર દેવને, ફળ તતકાળ હુવે તેહને. ૩૮
તવ તે [4]વાડવ ધરે વિષાદ, વેદ ઉચ્ચરે સરલે સાદ;
પુરિમાંહિં [5]આરડતો ગયો, રાજદ્વારે જઈને રહ્યો. ૩૯
તેડયો બિંબયરાયેં સોય, કહે વેશગર તું છે કોય;
ભલો વેશ તેં કાઢયો એહ, [6]યાચ પાસ મુજ જોઈયે તેહ. ૪૦
વદે વિપ્ર વેશધર નહીં, દ્રવ્યાદિક નવિ જોઇયે સહી;
હરસિધ કોપ હવો મહારાજ, તો એ વદન થયું ઇમ આજ. ૪૧
રાય કહે તો શું દુખ ધરે, [7]પોતકાર એવડો શો કરે;
પહેલાં પોતે મ્હેલી ધૂળ, મશળી પેટ ઉપાયું શૂળ. ૪૨
વસ્તુ હોય તો પાછી વળે, દેવીકોપ કિશી પરે ટળે;
સમાચાર વાડવના લહી, સભા સહુ આશ્ચર્યી રહી. ૪૩
બ્રાહ્મણુ વદે નરેશ્વર લેઇ, હરસિદ્ધને ભોગાવિક દેઇ;
મુખવિકાર જો નહિ ટળેશ, તો હું તુજ હત્યા આપેશ. ૪૪

---

૧ મનોહર. ૨ બહુજ. ૩ ચોખા–દાણા, ૪ બ્રાહ્મણ. ૫ બૂમ પાડતો. ૬ માગી લે. ૭ પોકાર.

તવ નરપતિ મન આવી દયા, ત્યાં જાવાને ઉત્સુક થયા;
વળગ્યા શૂદ્રવીરને હાથેં, રાણી કહે હું આવિશ સાથેં. ૪૫
શૂદ્રેં [૧]વારી પણ નવિ રહે, તવ આવણુ દે નરપતિ કહે;
એહની ઇચ્છા પૂરણ થાય, આપણ વિણુ એ તિહાં કિમ જાય.૪૬
સુણિ શૂદ્ર અણબોલ્યો રહ્યો, રાય રાણી તે ત્રીજો થયો;
હરસિધ પીઠેં આવે યદા, વિકટ શસ્ત્ર ધરી દેખી તદા. ૪૭
એહવે શૂદ્ર સુભટ ગાજતો, દેવીએ દીઠો આવતો;
તે સવિ દેખી દેવી ખળભળી, છંડી ભવન ગઇ વેગળી. ૪૮
રાજા તિહાંકણ આવ્યો હવે, શૂનું દેખીને ચિંતવે;
ગઇ દેવી એ દેખી શૂદ્ર, તે ભણી પાછો વળિયો શૂદ્ર. ૪૯
તવ દેવી આવી સવિ ઠામ, પ્રણમે રાય વિનવે અભિરામ;
હરસિધિ પ્રમુખ કાળિકાતણી, પૂજા ભકિત કરે નૃપ ઘણી. ૫૦
[૨]પ્રીણી હરસિધિ બોલી માય, જોઇયે તે વર માંગો રાય;
ભણે ભૂપ જો તૂઠી [૩]ક્ષિપ્ર, કરો માત [૪]પૂરવ સુખ વિપ્ર. ૫૧
તવ તે રાય વચન મન ધર્યું, પહેલું સુખ બ્રાહ્મણનું કર્યું;
હરખ્યો વિપ્ર કરે નિજ કાજ, નિજ મંદિર પહુતો વરરાજ. ૫૨
વ્હાણે વનપાળક સુવિચાર, વધામણિ દિયે એક સાર;
ધર્મઘોષ પહુતા વન સૂરિ, આવ્યો રાજા આણંદ પૂર. ૫૩
ત્રિકરણ શુદ્ધે પ્રણમી પાય, ધર્મદેશના નિસુણે રાય;
પહિલાં સમકિત ભાખ્યું જેહ, રાયેં આદર્યું હરખી તેહ. ૫૪
સુણી સૂરી ગુરૂના મુખથિકું, સુખ દુખ ભૂષણ દૂષણથિકું;
ગુરૂવંદીને મંદિર ગયો, બિંબય સમકિત ધારી થયો. ૫૫
બિંબારાણી એક દિન મુદા, હરસિધ પીઠે આવી યદા;
દેવીરૂપ દેખી [૫]ઉદ્દામ, તવ રાણી મોહી અસમાન. ૫૬

---

૧ મનાકરી. ૨ પ્રસન્ન થઇ. ૩ જલ્દીથી. ૪ પહેલાંની પેઠે. ૫ સુંદર.

બિંબા યાચે કાળી કન્હે, તુમ પાસેં બેસારો મન્હે;
કહે કાળિકા તવ [1]નિરધાર, તાહરો અગ્રહ આપ ભરતાર. ૫૭
તો તુજ [2]પાંતિ દેવીમાંહિં, બેસારિયેં અમે ઉછાહિં;
બિંબા કહે આપને તેહ, આપ્યો રાજા ભર્ત્તા જેહ. ૫૮
આપ્યો તો અમ્હે લીધો ભલો, હરસિધ આગળ કહે એટલો;
તવ રાણી કહે કાળીતણે, હરસિધપ્રતે વાત સવિ ભણે. ૫૯
લહી વાત હરસિધ કહે તામ, કાળી એ રૂડું નહિ કામ;
પૂજા ભક્તિ કરી ઇણે વડી, એહને કિમ લીજે આપડી. ૬૦
રાજા ભક્તિતણો કરનાર, તેહને લીધે દોષ અપાર;
એ ભુંડી નારીનું કહ્યું, કાળી કિશું તુમે એ ગ્રહ્યું. ૬૧
મંડપ માહરે આવ્યો રાય, તેહને લેતાં [3]કૂડું થાય;
પછે કો નહિ આવે લેઇ ઇશું, પૂજા વિણ પોસાસું કિશું? ૬૨
વળી વાર્त्ता [4]વિમાસો ખરી, એ માનવિણી આપણ [5]સુરી;
કિમ બેસે પાંતે આપણી, કાળી વાત મૂકો તે ભણી. ૬૩
હરસિધતણો વચન નવિ ગ્રહે, કાળી રીશ કરી ઇમ કહે;
બિંબય રાય-બળિ મેં લિયો, પાંતિ ઠામ રાણીને દિયો. ૬૪
મોટે વાત હાથ જે ગ્રહી, તે કૂડું પણ સાચું સહી;
તવ સવિ દેવી થઈ એક ચિત્ત, કાળી તુમે કહ્યું તે સત્ય. ૬૫
જે વિશ્વાસ આપણો ધરે, તેશું વિશ્વાસઘાત કુણ કરે;
કાળી મ કરો કર્મ કઠોર, ઇણ વાતે હુવે [6]પાપ અઘોર. ૬૬
બિંબાને કહે સઘળી દેવી, આવ બેસ અમ પાંતે હેવ;
જો તુજ ભર્त्ता લેશું સહી, તો તું સદા બેસજે અહીં. ૬૭
તવ કાળીએં મૂકયો તામ, મહામંત્ર જગભેદક નામ;

---

૧ અવશ્ય. ૨ પંક્તિ-ઓળમાં. ૩ નઠારૂં. ૪ વિચારો. ૫ દેવી.
૬ મહાન્ પાપ.

સમકિતધારી છે ભૂપતિ, તે ભણી ભેદી ન શકયું રતી. ૬૮
જઇ સમીપ કાળીને બકયો, એહને હું આંગમી નવિ શકયો;
કાળી મનશું કરે વિચાર, એહને છે સમકિત આધાર. ૬૯
જે હોય સૂધો સમકિતધાર, તેહને ન શકે ભજી વિકાર;
તો હવે [1]છળ જોઇ એ [2]છળું, વળી વિચારે મન એટલું. ૭૦
જવ એ નરપતિ સમકિત શોષ, શંકાદિક મન ધરશે દોષ;
તદા મંત્ર મૂકિશ હું જોય, તવ નૃપઅંગ ભેદશે સોય. ૭૧
ધરી કાળિકા દાસી રૂપ, રાણી સાથે ગઇ જ્યાં ભૂપ;
અંતઃપુરમાં પોઢયો રાય, સોય [3]તલાંસણ લાગી પાય. ૭૨
તવ રાજા એહવું ચિંતવે, સુખ અનંત સંમકિતથી હવે;
તે સાચું કે જૂઠું હોય, કાળિ લહે અંતર્ગતિ સોય. ૭૩
દેવી તે અવસર મન ધરી, સિંચ્યો [રાય] સુગંધિ જળે કરી;
મુખ વિકાશ કરી નૃપ ઊઠીઓ, તવ દેવીએ મંત્ર મ્હેલિયો. ૭૪
તે જગભેદક મંત્ર અભંગ, મુખ મારગે પેઠો નૃપઅંગ;
કરી એટલું દેવી કાળિકા, નિજ થાનક પહોતી તિહાં થકા. ૭૫
બિંબારાણી નિજ ઘર રહી, તવ તે મંત્રપ્રભાવે સહી;
[4]સકળ રોગ [5]શીઘ્રહ ઊપના, નૃપ શરીર વ્યાપી વેદના. ૭૬
ક્ષણ સૂતાં બેઠાં [6]રતિ નહીં, મરણ–વેદના વ્યાપી રહી;
[7]સહસા એ હમણાં ઊપની, તે ન લહું જે કિમ નીપની. ૭૭
બુદ્ધિયે શૂદ્ર વિચારી કહે, જે નર સ્ત્રીકરણી નવિ લહે;
નારીનો બહુ ધરે વિસાસ, તે તાહરી પરે થાય નિરાશ. ૭૮
સ્ત્રીવિશ્વાસ ધર્યો અતિ ઘણો, રાજન ફળ ભોગવ તેતણો;
નારી સહેજે કુટિલ અપાર, તેહને કુણ વીસસે ગમાર. ૭૯

---

૧ કપટ. ૨ છેતરૂં. ૩ પગનાં તળિયાં ઓળાંસતી હતી. ૪ બધાં દર્દ. ૫ તુરતજ. ૬ સુખ–ચેન. ૭ એકદમ.

( સ્રગ્ધરા-છંદ. )

" आवर्त्तः संशयाना मविनयभुवनं चित्तनं साहसानां ।
दोषाणां सन्निधानं कपटशतमयं क्षेत्र ममत्ययानाम् ॥
स्वर्गद्वारस्य विघ्नं नरकपुरमुखं सर्वमायाकरंडं ।
स्त्रीयंत्रं केन सृष्टं विषमयचरितं प्राणिनां लोहपाशः

( વસંતતિલકા-છંદ. )

एता हसंति च रुदंति विषादयंति ।
निर्भासयंति रमयंति विडंबयंति ॥
एताः प्रविश्य सदयं हृदयं नराणां ।
किं नाम वामनयना न समाचरंति ॥ "

રાજા શૂદ્ર કરે ઇમ વાત, એતલે એક થયો અવદાત;
ગાઢ સ્વરે કો રોવે નાર, રાજા સુણી ભણે તિણવાર. ૮૦
કવણ નારી રોયે એ શૂદ્ર, વહેલો જોઈ આવ કહે ભદ્ર;
રાયવચને ચાલ્યો તે [1]વીર, તે સ્ત્રી પાસ ગયો ગંભીર. ૮૧
પૂછે બાઇ કિશો તુમ શોક? જે મૂકો છો મોટી પોક;
તવ ગદગદ સ્વરે કહે સા બાળ, બિંબય નામે નગર ભૂપાળ. ૮૨
રાજ્ય સોય નૃપને હિતકરી, અધિષ્ટાયિકા હું છું [2]સુરી;
મરશે નૃપ તે દુઃખ [3]અતુચ્છ, તિણે તાર સ્વરે રોઉં [4]વત્સ! ૮૩
શૂદ્ર શૂર વળતો કહે માય, મુજને કાંઇ કહો ઉપાય;
જિણથી મરણ ન પામે રાય, તન નીરોગ ભૂપનું થાય. ૮૪
દેવી કહે રત્નાગિરિ નામ, પર્વત એક અછે ઉદ્દામ;
ત્યાં ત્રિનેત્રસુરનો છે વાસ, વજ્રપેટી એક છે તાસ. ૮૫

---

૧ શૂદ્રવીર. ૨ દેવી. ૩ ઘણું જ. ૪ પુત્ર.

તે તું હમણાં થઇ નિર્ભીક, લાવ શૂદ્ર થઇ સાહસીક;
તે પેટીમાંહિ ઘાલો રાય, તો એ નૃપ કોણે ન મરાય. ૮૬
પ્રભાત પહેલાં જો હોય કાજ, તો જીવતો રહે મહારાજ;
સુણી વચન રાતેં તિણ ઠામ, શૂદ્ર ગયો સ્વામિને કામ. ૮૭
દીઠો મહાકાળકંકાળ, દેવ ત્રિનેત્ર રૂપ વિકરાળ;
તવ ત્રિનેત્રસુર [1]સહસા તસેં, દેખે શૂદ્ર માનવી જિસેં. ૮૮
કહે દેવ તું માનવ ઇમ્મ, મહા શૂર ઇહાં આવ્યો કિમ્મ?
નાવે અહીં કો સાહસહીણ, કાજ હોય તે કહો કુલીણ. ૮૯
દેવવચન સુણીને ગહગહ્યો, સમાચાર નિજ પ્રભુનો કહ્યો;
માંગી વજ્રપેટિકા સોય, પુનરપિ તે સુર કહે તું જોય. ૯૦
સિદ્ધવડ હુંતી તૈલિકા નામ, શખ તે લાવો આણે ઠામ;
તો હું તુજને પેટી દેઉં, ચાલ્યો શૂદ્ર ચલાવી હિઉં. ૯૧
ગયો સિદ્ધવડ તેણી રાત, વડલે ચડી માંડી ખપરાત;
તે શખ શૂદ્ર વીર જવ ગ્રહે, તવ [2]શખ અવર ડાળ જૈ રહે. ૯૨
શૂદ્ર વળી તિણ ડાળેં જાય, પહુંચે મહું અનેરે ઠાય;
ઈમ શાખા પ્રતિશાખા ફરે, તવ તે ભડ વડથી ઊતરે. ૯૩
તે વડવૃક્ષ સમૂળો લિયો, જઇ ત્રિનેત્રસુરપુર મૂકિયો;
વીરપણે રંજ્યો તે દેવ, [3]સુર કહે ધીર પુરૂષ સુણ હેવ. ૯૪
તું કોશળ વીરનો રાય, [4]વિષમ કાજ તે સઘળાં થાય;
હું હરખ્યો દેખી ધીરપણું, પણ એક સુણ તે સાચું ભણું. ૯૫
ખિંખયરાએં કૂડી બુધ કરી, સમકિતમાંહે શંકા ધરી;
તવ યોગિનિ ચક્રે તે ભણી, મહા કષ્ટે પડિયો તુજ ધણી. ૯૬
હું તુજને કાજેં એકાંત, એ પેટી નાપું કલ્પાંત;

[1] ઓચિંતો. [2] મડદું. [3] દેવ. [4] ન થઈ શકે એવાં અઘરાં.

પણ સમકિતધારી એ ભૂપ, આપું તે ભણી જીવિતરૂપ. ૯૭
હું પણ છું સુર સમકિતધાર, એ પેટી ઇંદ્રને ઉદાર;
કોપથકી લેઈજ અપાય, પણ છે માહરો સ્વામિભાય. ૯૮
પેટીમાંહિં ઠવી રાજાન, કહેજો હવે થજો સાવધાન;
જે દૂષણ લાગ્યું તે ખામિ, શંકા ધરો પછે રખે સ્વામિ. ૯૯
પેટી દિયે દયાનો લિયો, ઈમ શીખવી શૂદ્ર ચાલિયો;
તવ તે વેગેં લાવ્યો તિહાં, રડે રાય આક્રંદે જિહાં. ૧૦૦
રાજા ઘાલ્યો લેઈ પેટિયેં, ઊપર દ્દઢ તાળું તે દિયે;
તે સુરશીખામણ સવિ કહી, રાયેં સર્વ હિયે [1]સદ્દહી. ૧
પેટીમાંહિં રહ્યો ભૂપાળ, ચિંતે જે જિનદેવ દયાળ;
સમકિતિ શંકાએ લાગ્યું પાપ, તે મિથ્યાદુષ્કૃત હો આપ. ૨
મંત્ર જે જગભેદક એટલે, નૃપશરીર હુંતું નીકળે;
પેટી સોય પ્રભાવે સહી, ન શકે મંત્ર દેહમાં રહી. ૩
તે નીકળી વેગે જવ ગયું, અતિ [2]સમાધિ નૃપ અંગે થયું;
[3]પન્નગ મંદિરથી જવ જાય, તવ ઘરસ્વામિ સુખિયો થાય. ૪
સમાચાર તે લહી સવિ દેવિ, તિહાં આવી સઘળી [4]તતખેવિ;
ડમરૂ ભંભારવ વાજતી, હક્કા હોળા [ કોળા ? ] હળ ગાજતી. ૫
રૂપ ભયંકર કરી અપાર, લઈ આવી સઘળો પરિવાર;
નિજ સ્વામીને લેવા ભણી, દીઠી દેવી આવી ઘણી. ૬
શૂદ્ર વીર ક્રોધે ધડહડ્યો, દેવીશું સંગ્રામે ચડયો;
આયુધ વિકટ ધરી નિજ હાથ, કરે સંગ્રામ સુરીની સાથ. ૭
એક પક્ષે સુરીગણ ભલો, બીજે પક્ષેં શૂદ્ર એકલો;
કરે સંગ્રામ થઇ સાહસી, તિસો શૂદ્ર ભડ દેવી તિસી. ૮
મહેલે બાણ ઇણી પરે ઘણાં, ત્રોડે હાર મોડે કાંકણાં;

---

૧ કબૂલ કરી. ૨ આરામ. ૩ સાપ ઘરમાંથી જતો રહે. ૪ તુરત.

દેવી પણ વરસે તિણુવાર, શૂદ્ર ઉપર બાણુવળી ધાર. ૯
રોષવતી દેવી હાકતી, ગદા શકિત [1]કાતી મૂકતી;
સમકિત [2]સાનિધ શૂદ્ર અભંગ, શસ્ત્ર ન કો લાગે પદુ અંગ. ૧૦
શૂદ્રે [3]સમરાંગણુ તિણુવાર, નિરાં કિયાં દેવી હથિયાર;
દેવી હાર માની સવિ રહી, તવ કાળી હરસિદ્ધિ સહી. ૧૧
પેટી લઇ આકાશે જાય, કેડે થકો શૂદ્ર તવ ધાય;
કહે સમકિત સાચું હોય સાર, તો માહરો હોજો જયકાર. ૧૨
જો સમકિત મહિમા પરગડો, તો એ કરથી પેટી પડો;
તવ તે પેટી ભૂંઇ પડી, લેવા અવર દેવી દડવડી. ૧૩
વળિ શૂદ્ર બોલ્યો તતકાળ, જો સમકિત મહિમા સુવિશાળ;
ભૂમિથકી એ પેટી તોય, દેવી લેઇ શકે નહીં કોય. ૧૪
તોહે લેવા ઉત્સુક થઈ, ગતશકિત સુરી સવિ થઇ;
લાજીને તે રહી વેગળી, કાળિ હરસિધિ આવ્યાં વળી. ૧૫
કરી રૂપ પોતે અતિ [4]રૂદ્ર, બાણો વરસે ઉપર શૂદ્ર;
કરે સંગ્રામ શૂદ્ર આકરો, કાળી ખમિ [ન] શકયાં ત્યાં ખરો. ૧૬
ગયાં વેગળાં ત્યાંથી ટળી, હરસિધિ માં રહી વેગળી;
તવ શૂદ્રે રહેલ્યાં ઇમ શસ્ત્ર, પડ્યાં ભુંય હરસિધિનાં વસ્ત્ર. ૧૭
વસ્ત્ર વિનાનાં જાણ્યાં જામ, શૂદ્ર થયો ઉપરાંઠો તામ;
પોતે વસ્ત્ર વિના નવિ લહે, તવ હરસિદ્ધિ શૂદ્રને કહે. ૧૮
તું સમરાંગણ છે વડ-વીર, બિહતો પૂંઠ દિયે કિમ ધીર !
બોલ્યો શૂદ્ર ન બિહું અભંગ, પણ જનની નિરખું નિજ [5]અંગ૧૯
જો જો તન હરસિધિ તે સુણી, તવ મન લાજ ઉપજી ઘણી;
સકળ વસ્ત્ર સંભાળી કરી, હરખી શૂદ્ર પ્રતે કહે સુરી. ૨૦
શૂદ્ર પરાક્રમી સ્વામિભકત, દેખી હૃષ્ટ ચિત્ત થઇ શકિત;

[1] તરવાર. [2] મદદગાર. [3] લડાઇનું સ્થળ. [4] ભયંકર. [5] નગ્ન.

તવ બોલી હરસિદ્ધિ માત, માંગ વત્સ વર તૂંહી રાત. ૨૧
ભલો ભલો તું [1]અટલ [2]અબીહ, સકળ સુભટગજભેદનસિંહ;
જયવંતો જગ સમકિતસાર, જેથી તમે લહ્યો જયકાર. ૨૨
ભણે શૂદ્ર જો તૂંહી માય, તો વિજયી કર બિંબયરાય;
ભલો ભલો બોલી હરસિદ્ધ, એ મેં વર દીધો મન શુદ્ધ. ૨૩
તેડી સવિ દેવી સંઘાત, થાનક તુમે પધારો માત;
હરખી હરસિધ કહે શૂદ્રને, દેવી સવિ તેડી નિજ કને. ૨૪
લિયા વસ્ત્ર ભૂષણ જે હતા, સંતોષિ સઘળી દેવતા;
સૂધી વાત શૂદ્રશું કરી, નિજ થાનક પહોતી સવિ સુરી. ૨૫
તવ પ્રભાત થયું ઊગ્યો સૂર, વાગ્યાં મંગળ ભેરી તૂર;
પેટીથી શૂદ્રે તતકાળ, બાહર પધરાવ્યો ભૂપાળ. ૨૬
નૃપને અંગ [3]નિરામયપણું, શૂદ્ર [4]પ્રશંસા કીધી ઘણું;
બિંબય શૂદ્રને માને ઘણું, કષ્ટ વિલય ગયું રાજાતણું. ૨૭
પાળે રાજ અખંડ પ્રતાપ, સમકિતશું મન ભેદ્યું આપ;
તે દિનથી [5]વર્જિત દૂષણે, પાળે સમકિત સુભૂષણે. ૨૮
શૂદ્રવીર કીધો ઘર-ધણી, કીર્તિ વિસ્તારી જગ ઘણી;
કાળે આયુ પૂરણ થયો, કાળ કરી સદ્ગતિયે ગયો. ૨૯
તે ભણી વિક્રમ-નરપતિ એક, નિર્મળ સમકિત પાળે જેહ;
તે ભવજલધિ તરે માનવી, શૂદ્ર વાત એ નૃપ માનવી. ૩૦
સંસારી સ્વર્ગાદિક સૌખ્ય, સુખ અનંતા જાણો મુખ્ય;
તે સવિ તાસ હથેળીમાંહિં, જિણે સમકિત આદર્યો ઉછાંહિ. ૩૧
દુર્ગતિબાર [6]અર્ગળા દીપ, તિણે સવિ સુખ આકર્ષિ લીધ;
ઇહિ ભવ પરભવનો આધાર, જિણે સમકિત આરાધ્યું સાર. ૩૨

---

૧ ન ટળી શકે તેવો. ૨ બીક વગરનો. ૩ રોગથી રહિત. ૪ વખાણ. ૫ દૂષણ રહિત. ૬ નઠારી ગતિનાં બારણાંને ઉલાળો.—ભુંગળ દીધી કે તે પછી કમાડ ઉઘાડી શકે નહીં.

( ગાથા-છંદ. )

" अंतोमुहुत्तमित्तंपि, फासियं हुज्ज जेहिं सम्मत्तं ।
तेसिं अवड्ढ पुग्गल, परियट्टो चेव संसारो. ॥ "

( શ્રી સિદ્ધાંત વાક્ય. )

જિણે સમકિતનું દીધું દાન, તેહના ગુણ જગ મેરૂસમાન;
કરે ઉપકાર કોડી તસ કોય, તોયે ઓસિંકળ નવિ હોય. ૩૩

( ગાથા-છંદ. )

" सम्मत्तदायगाणं, दुप्पडिआरं भवेसु बहुअेसु ।
सव्वगुण मेलिआहिव, उपचार सहस्स कोडीहिं ॥ "

( શ્રી ધર્મદાસ ગણિ મિશ્ર વાક્ય. )

કહું ભૂપતિ તાહરા હિત ભણી, લ્યો સમકિત અવંતિધણી;
તે રણ શુકલતણો ઉતરો, મનવાંછિત જયલક્ષ્મી વરો. ૩૪
સિદ્ધહસેનસૂરિનાં ઇસાં, સાંભળિ વચન રાય મન વસ્યાં;
સભા સમક્ષ ઊઠી ભૂપાળ, કહે સમકિત ગુરૂ આપ દયાળ. ૩૫
ગુરૂ કહે આદિ માર્ગ તું સાધ, [1]ત્રિધા ભકિત અરિહંત આરાધ;
રાય સુણી મન હરખ્યો બહુ, [2]સાધર્મિક સંતોષ્યા સહુ. ૩૬
સંઘભકિત પૂજા ગુરૂતણી, [3]ચારૂ મહોત્સવ માળવધણી;
અતિ ઉદ્યોત ધર્મનો કરે, શ્રીગુરૂમુખે સમકિત ઉચ્ચરે. ૩૭
સુજને દેવ સદા અરિહંત, ગુરૂ તે સાધુ સદા ગુણવંત;
વીતરાગનું ભાખ્યું ધર્મ, તે દાયક હોજો [4]શિવ-શર્મ. ૩૮
મન વચન કાયાએ સદા, એ સમકિત ધાર્યું મેં મુદા;
વાસક્ષેપ કરે ગુરૂ ગુણી, આળાવો ઉચરાવે ભણી. ૩૯

---

૧ મન વચન કાયા. ૨ સમકિત ધારી બાઇ ભાઈઓને. ૩ મનોહર. ૪ શિવસુખ-મોક્ષનાં સુખ.

ઉચ્ચરતાં સમકિત રાજન, ધન્ય પુરૂષ સુણિયો જિણે કાન;
[1]બોધબીજ અજુઆલ્યાં ઘણે, રૂપચંદકુંવર તવ ભણે. ૪૦
પ્રભુ તમે સમકિત કહ્યું ઉદાર, તે વાંછે અમ કુળઆચાર;
જૈનધર્મનો છે વિશ્વાસ, સેવ્યાં આપે શિવપુરવાસ. ૪૧
દેઇ ઉપયોગ હોય જેટલું, મુજને કહો આયુ કેટલું ?
તે પછે કોઇ કહો ઉપગાર, વહેલો જિણે તરિયેં સંસાર. ૪૨
ગુરૂ કહે આજ કરી [2]નિરધાર, કાલે તેહનો કહિશ વિચાર;
સાચું માને કુમર રૂપચંદ, કરો ધર્મ જિમ લહો આણંદ. ૪૩
ગુરૂ વંદી નિજ થાનક જાય, જીવદયા [3]ઘોષાવે રાય;
ન્યાયઘંટ બંધાવે બાર, પિયે [4]ચતુઃપદ ગળિયું વાર. ૪૪
લોક સહુ માને જિન-આણ, સઘળે હોય જિનધર્મ વખાણ;
કોઇ ન લોપે નરપતિ રજા, જેહવો રાજા તેહવી પ્રજા. ૪૫
બીજે દિન દેશનરસલીણ, ગુરૂ સભાએં પહોતા સુકુલીણ;
વિક્રમરાય સકળ પરિવાર, મળ્યો [5]ચતુર્વિધ સંઘ અપાર. ૪૬
તાત સાથ રૂપચંદ કુમાર, સાસુ સાથેં વહુ સુવિચાર;
સહુ સુગુરૂ વંદન આવિયાં, સુણી સૂરિ વાણી ભાવિયાં. ૪૭
મેઘતણી પરે વચન ગંભીર, દિયે દેશના સદ્ગુરૂ ધીર;
અહો લોકો સંસાર અસાર, સકળ વસ્તુ સોહણા વ્યવહાર. ૪૮
અસ્થિર લક્ષ્મી ને એ વાસ, સ્ત્રી ધન યૌવનની શી આશ;
જરામરણના ભય [6]અસમાન, ચંચળ પીંપળ પાન સમાન. ૪૯
એહ વાત સૂધી જાણતાં, મતિ ધર્મની નથી આણતાં;
પડયા પ્રમાદે તે જુઓ મૂઢ, પાપકર્મ સેવે છે પ્રૌઢ. ૫૦

૧ સમકિત ૨ નિશ્ચય. ૩ ઢંઢેરો પીટાવવો. ૪ ઢોર પશુને પણ ગળેલું પાણી પાવાનો બંદોબસ્ત કરાવ્યો. ૫ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા. ૬ બહુ.

( દોહરા-છંદ. )

એક અજ્ઞાની જીવડા, મન આણી અવિવેક;
એક જીવને કારણે, [1]હિંસે જીવ અનેક. ૧
મુખ [2]અસત્ય વાણી વદે, પરધન કરે [3]અપહાર;
પર રમણીશું [4]રત્તડા, તેહનો શ્યો અવતાર. ૨
પાપ પરિગ્રહ મેળતાં, નાણે મન સંતોષ;
અતિ અખત્ર પરે કરી, કરે કુટુંબહ કોષ. ૩
તેહને પડતાં નરકમાં, પછી [5]સખાઇ ન કોય;
પાપ કરે તે એકલો, ભોગવશે તિહાં જોય. ૪
તૃષ્ણા ખાઇ અતિ સબળ, કુણે ન પૂરી જાય;
લાભે લોભ વધે ઘણો, મન સંતોષ ન થાય. ૫
લોભતણે રસ લગ્ગીઆ, કરે કુકર્મ અનંત;
પરભવથી બિહતા નથી, શી ગતિ તસ ભગવંત ! ૬
ચોરાશિ લખ યોનિમાં, ભમતાં ભમત અપાર;
દશ દૃષ્ટાંતે દોહિલો, લહ્યો મનુજ અવતાર. ૭
જીવ અનાદિ નિગોદમાં, ભમિયો કાળ અનંત;
પૃથિવી અપ તેઉ વાઉ તિહાં, કાળ અસંખ મહંત. ૮
[6]સાધારણ [7]પ્રત્યેક વન, કાળ અનંત અસંખ;
તિહાં જીવે દુખ ભોગવ્યાં, કુણ કહી જાણે [8]સંખ. ૯
પૂંરા જૂ માખી પ્રમુખ, બિ તિ ચૌરિંદીમાંહિં;

---

૧ મારે. ૨ જૂઠી. ૩ હેરી–ચોરી–છેતરી લે. ૪ આશક્ત–લીન. ૫ બેલી. ૬ જે વાળીને ભાગતાં સરખાં ભાગે–છેદ્યાં ભેદ્યાં ચોંટયાં ઉગે તે. ૭ સરખું ભાગે નહીં–ચોંટયું છેદ્યું ભેદ્યું ઉગે નહીં તે. ૮ ગણત્રી.

સંખ્યાતા ભવ ભોગવ્યા, દુખ જીવે વળિ ત્યાંહિં. ૧૦
જળચર થળચર ને ખચર, ઉરપરિ ભુજપરિ હોય;
પંચેંદ્રી તિર્યંચમાંહિં, જીવ [1]રૂલ્યો તે જોય. ૧૧
સાતે નરકે દુખ સહ્યાં, સાગર આયુ અનેક;
કોડિ વરષ કહે કેવળી, તોય ન આવે છેક. ૧૨
સુરગતિ માંહિં રડવડયો, તિહાં ન સૌખ્ય લગાર;
કામ ક્રોધ અવિરતિપણે, વિફળ કર્યો અવતાર. ૧૩
[2]મણુઅ જન્મ હવે પામિયો, તોય ન [3]સીધો અર્થ;
દેશ [4]અનાર્યમાંહિં પડયો, કીધાં કોડિ અનર્થ. ૧૪
આર્ય દેશમાંહિં લહ્યો, નીચ કુળે અવતાર;
તિહાં પાપે પિંડ પોષિયો, ન લહ્યો ધર્મ-વિચાર. ૧૫
ઉત્તમ કુળ અવતાર હોય, તો [5]દોહિલી મુનિ-સેવ;
ધન કારણ ધંધે પડયો, નહિ નવરો [6]ક્ષણમેવ. ૧૬
કર્મયોગે નિર્ધન થયો, દોહિલું ઉદર ભરાય;
ભમતો હીંડે રાત દિન, તો કિમ ધર્મ કરાય. ૧૭
જો કદાપિ લખમી લહી, ધર્મતણી મતિ જાય;
કૃપણપણું આપે ઘણું, પુણ્યે નવિ ખરચાય. ૧૮
રામા રામા ધનતણું, આઠ પહોર મન ધ્યાન;
છોરૂ વ્યાધિયેં વીંટીઓ, મન ધરતો અભિમાન. ૧૯
મંદિર હાટ કરાવિયાં, કીધાં વિવાહ કામ;
અભિમાને ધન વ્યય કરે, ન ગમે ધર્મહ નામ. ૨૦
રાઉળ ચોર પલેવણે, ધન જો ગયું ખમાય;
પુણ્યે દેતાં પાયકો, વીશ વિસામણ થાય. ૨૧

---

૧ રઝળ્યો. ૨ મનુષ્ય. ૩ સફળ ન થયો. ૪ અપવિત્ર-સનાતન જૈન ધર્મથી રહિત. ૫ મુશ્કેલ. ૬ પળવાર.

પંચેંદ્રી પરવશપણે, સેવે પાપ [1]અઢાર;
વિષયતણે રસ વાહિયો, તજે ધર્મ–વ્યવહાર. ૨૨
મિળયે કુસંગતિ માનવી, સેવે કુવ્યસન [2]સાત;
મદમાતો રાતો રમે, ધર્મ ન જાણે વાત. ૨૩
ધર્મબુદ્ધેં હિંસા કરી, મોહ્યો મૂઢ મિથ્યાત;
વિફળ જન્મ કરે આપણો, જીવતણો ઉપઘાત. ૨૪
ચાલ ચલાવે આપણી, પામી નૃપ બહુ–માન;
[3]કર બેસારે નવનવા, લોક પ્રતે કરે [4]જાન. ૨૫
કરે [5]પિશુનતા પરતણી, લિયે વિવિધ પરેં લાંચ;
માણસરત્ન મરાવતાં, મન નાણે ખળખંચ. ૨૬
અતિ આરંભ પરિગ્રહેં, કલ્પ્યું કરે ઇમ પાપ;
ભક્ષ [6]અભક્ષ અજાણતો, કિમ સહશે સંતાપ. ૨૭
મોહનિદ્રાયેં ઘેરીઓ, ધર્મવાત ન રૂચંત;
હિલો શ્રાવક કુળલહી, ઇણપરે એળે ગમંત. ૨૮
સુરગિરિથી સોવન ઘણું, વાર અનંતી લીધ;
તોય મોહમૂર્છાતણી, જીવેં તૃપ્તિ ન કીધ. ૨૯

---

૧ પ્રાણાતિપાન, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, રતિ, અરતિ, પરિપરિવાદ, માયામૃષાદ, મિથ્યાત્વ શલ્ય. ૨ ચોરી, જુગાર, વેશ્યાગમન, મદિરાપાન, માંસભક્ષણ, શિકાર અને પરસ્ત્રીસેવન. ૩ ટયાકસ. ૪ નુકશાન. ૫ નિંદા–ચાડી. ૬ કરા, બરફ, ટાઢા દહીંમાં કે છાશમાં નાખેલાં કઠોળનાં વડાં, રાત્રિભોજન, બહુ બીજવાળાં ફળ, વંત્યાક, બોળઅથાણું, પીંપરની પીપિયો, વડના ટેટા, ઉબરાં, અજાણ્યાં ફળ, સૂરણ વગેરે સઘળી જાતના કંદ અને મૂળા વગેરે અનંતકાય, માટી, ઝેર, માંસ, માંખણ, કુણું ફળ, જેનો રસ ચલિત થયો હોય તે વસ્તુ, વગેરે ન ખાવા લાયક.

જળનિધિ જળથી બહુ પિયાં; જનની ધાન સદીવ;
કણ અનંત મૂંડા ભખે, તૃપ્તિ ન પામે જીવ. ૩૦
વાર અનંતી વિલસિયા, દેવતણા વળિ ભોગ;
રાજ ઋદ્ધિ પરિવારના, મિળ્યા અનંત સંયોગ. ૩૧
માત પિતા બંધવ બહેન, રમણી સુત સંસાર;
પરભવે કોઈ ન સખાઇયાં, ઊંડું હૃદય વિચાર. ૩૨
કુણ વૈરી કુણ વલ્લહો, કવણ અનેરો આપ;
ભવ અનંત ભમતાં હુઆં, નિત્ય નવાં માબાપ. ૩૩
મરણ કાળ જો જીવને, રાખી કો ન શકંત;
પાયક છન્નુ કોડિપતિ, તે પણ મરણ લહંત. ૩૪
નાખે ધન કારણ પડયો, કરે કોડિ ઉપચાર;
તેહને તૂટે આઉખે, કોઈ ન રાખણહાર. ૩૫
સગાં સણીજાં સહુ મળી, શોચે મંદિર બહાર;
રૂદન કરે સ્વારથ ભણી, ગુણ તેહના સંભારી. ૩૬
સાગર સંખ્યા આઉખાં, બહુ બળવંત હવંત;
પહોતાં પૂરણ આઉખે, તેહું દેવ ચવંત. ૩૭
સકળ દેવ સેવા કરે, માને મસ્તક આણ;
તેહું ઇંદ્રે મરણશું, કાંઇ ન ચાલે પ્રાણ. ૩૮
ચોસઠ ઇંદ્ર [1]ચરણ લુહે, પૂજે સુર નર વૃંદ;
પહોતા પૂરણ આઉખે, ગતિ પંચમી જિણંદ. ૩૯
તીર્થંકર ગણધર સધર, ચક્રી [2]કેશવ [3]રામ;
પરમ પુરૂષ તેહું ચળ્યા, અવરતણું કુણ નામ. ૪૦
માત પિતા ભ્રાતા ભગિની, સ્ત્રી વલ્લભ સુકુટુંબ;
મરણ સમે ન કરી શકે, કો ક્ષણ એક વિલંબ. ૪૧

---

૧ પાય ઓળાંસે. ૨ વાસુદેવ. ૩ બળદેવ.

"કબિરા ગર્વ ન કીજિયે, ઉંચા દેખિ આવાસ;
આજ કાલ ભુંઇ લેટણા, ઊપર જામે ઘાસ. ૧
કબિરા કંથા જલ ગઈ, ખપ્પર હુવા ફૂટિ;
ચોગિહંસા ચલ ગયા, આસન રહી બિભૂતિ. ૨
કબિરા માયા–ડાકિની, ખાયા સબ સંસાર;
ખાયા ન કબિરા બાપડા, રહ્યા પ્રભુકે આધાર. ૩
હાડ જલે જ્યું લક્કડી, કેશ જલે જ્યું ઘાસ;
સંસાર જલતા દેખિકેં, કબિરા હુઆ નિરાશ." ૪

( કબીરવાણી. )

( અનુષ્ટુપ્–છંદ. )

"इंद्रश्चैव यमश्चैव, लोकपाल स्तथैवच;
यदा छिद्रग्रहेमासा, स्तदा कन्या मिरिष्यति."

દુર્ગતિ પડતાં જીવને, નથી સખાઈ અનેક;
પરકારણ પાતિક કરી, વેદન સહશે એક. ૪૨
ઇમ જાણી જગ જાગતાં, ચેતો ચતુર સુજાણ;
ધર્મ એક નિશ્ચળ કરો, જે દુર્ગતિનો [1]ત્રાણ. ૪૩
ચિંતામણિ કર પામિયો, લહ્યો મનુજ અવતાર;
સામગ્રી જિન ધર્મની, નહીં પામો ફરિવાર. ૪૪
જે પ્રમાદવશ નહીં કરે, વિમળ ધર્મ જગનાથ;
તે મૂરખ [2]માખી પરે, પછે ઘસે જ્યું હાથ. ૪૫
મમતા મ્હેલો કારમી, સમતા ધરો સ્વભાવ;

---

૧ બચાવ. ૨ માખી મધ સંઘરી ખાઇ શકતી નથી, નથી ખવરાવી શકતી અને જ્યારે છેવટ વાઘરી મધ લઇ જાય છે ત્યારે પછી એ હાથે માથું કૂટી હાથ ઘસે છે કે હાય ! મેં કશું ન કર્યું જેથી હવે ખચિત પશ્ચાત્તાપ થાય છે.

ભવસમુદ્ર તરવા ભણી, બેસો જિનધર્મ નાવ. ૪૬
કુણ વ્હાલું અળખામણું, શત્રુ મિત્ર સમ જાણ;
સહુએ સરખું માહરે, એહવું હિયડે આણ. ૪૭
ઈણિપરે [1]નવરસમયી, ગુરે દેશના દીધ;
કાન-કચોળે તે સુધા, ભવિજીવે ભરી પીધ. ૪૮
વિક્રમ નૃપ હરખ્યો ઘણું, હરખ્યો માનવવૃંદ;
કાચા કુંભતણી પરે, મન ભીનો રૂપચંદ. ૪૯
સભા સમક્ષ ઊઠી કરી, પ્રણમી શ્રીગુરૂપાય;
સિદ્ધસેન ગુરૂને કહે, તાર તાર મુનિરાય. ૫૦
આયુ હવે છે કેટલું, તે ભાખો ગુરૂરાજ;
સંયમ દ્યો સુગુરૂ તમે, સારો માહરૂં કાજ. ૫૧
રૂપચંદ સાંભળ કુમર, તુજ છ માસ છે આય;
જિમ સુખ પામો તિમ કરો, ઈમ બોલ્યા ગુરૂરાય. ૫૨
સુણી કુંવર શોચ્યા કરે, આહા! થોડો કાળ;
કિશો ધર્મ મેં થાયશે, જન્મ ગયો એ [2]આળ. ૫૩
દીક્ષા દ્યો સૂરીંદ મુજ, ગુરૂ કહે [3]આદેશ લાવ;
ઘર જઇ માત પિતા પ્રતે, બોલ્યો સમતા ભાવ. ૫૪
માત પિતા સહુ સાંભળો, મયા કરી મુજ આજ;
દ્યો આદેશ દીક્ષાતણો, જિમ [4]સારૂં નિજ કાજ. ૫૫
અહિં વિચાર કો નાણશો, પૂરો એ મન આશ;
[5]અર્થ સારૂં હવે આપણું, છે આયુ ષટ માસ. ૫૬
માત પિતા તે સાંભળી, ધરણી ઢળ્યાં તિણવાર;
ભાઇ ભગિની ભામિની, નયણે ન ખંડે ધાર. ૫૭

---

૧ શૃંગાર, હાસ્ય, કરૂણા, વીર, બિભત્સ, રૌદ્ર, ભય, શાંત, અદ્‌ભુત. ૨ અમથો—નકામો. ૩ રજા. ૪ સફળ કરૂં. ૫ મતલબ.

કુંવર કહે મમ દુખ ધરો, સારો મ્હારો અર્થ;
રોયે રાજ ન પામિયે, થાઓ ધીર સમર્થ. ૫૮
કુંવર ધીર કિમ થાઇયે, તું અમ પ્રાણ આધાર;
તુમ વિણ કિમ રહેશું અમે, શૂનો એ સંસાર. ૫૯
આ સંસાર અસાર છે, મોહ મ ધરજો માત;
ક્ષણ જાએ હવે લાખિણો, [1]શીઘ્ર સમ્મતિ દ્યો તાત. ૬૦
માત પિતા કહે તાહરી, [2]પ્રીછવ ત્રણ્યે નાર;
કાજ સરે તે કર પછે, જો તસ હોય વિચાર. ૬૧
તે ત્રણ્યેને કહે કુમર, સુણોજ સાચી વાત;
સંયમ લેતાં મુજજને, રખે કરો [3]વ્યાઘાત. ૬૨
આયુ છે હવે થોડલું, સારૂં માહરૂં કાજ;
દ્યો આદેશ ઉતાવળો, તુમે ઘર કરજો રાજ. ૬૩
સુણી વચન સહસા તદા, ધરણી ઢળેજ બાળ;
કુમર કહે રે કામિની, કાં ઇમ કરો કંટાળ ? ! ૬૪
પ્રેમ ઘણો જો દાખશો, તો નાખશો સંસાર;
મરણથકી કિમ રાખશો, જુઓ વિચારી નાર. ૬૫
પરભવે ધરમ [4]સખાઈયો, સાથી અવર ન કોય;
તે આદરવા દ્યો હવે, રૂદન કર્યે શું હોય. ૬૬
વાર અનંતિ પામિયા, [5]કૃત્રિમ સુખ સંસાર;
પણ જિનધર્મ ન પામિયો, ત્રિહું જગનો આધાર. ૬૭
જો તુમ પાળો પ્રીતડી, [6]અવિહડ ઇણ અવતાર;
તો [7]અંતરાય મ થાયશો, કરો સખાયત નાર. ૬૮
તુમ ત્રણ્યે અતિ ચતુર છો, શું કહું વારંવાર;

૧ તુરત. ૨ પૂછી જો–સમજાવી જો. ૩ હરકત. ૪ મદદ કરનાર. ૫ બનાવટી. ૬ અખંડ–સાચી. ૭ હરકત–મના.

હું બહુ ભવ ભમી [1]ઓસરૂં, લેવા દ્યો વ્રતભાર. ૬૯
પ્રીછી ત્રણ્યે બાલિકા, બોલી એહવી વાણિ;
પિઉ તુમ સાથે પણ અમે, સંયમ લેશું જાણિ. ૭૦
અતિ દોહિલું સંયમ અછે, તુમે સુકોમળ અંગ;
મંદિર મ્હાલો માનની, શ્રાવકધર્મ સુચંગ. ૭૧
પ્રિય તુમ વિણ મંદિર કિશું, શું એ અંગ અસાર ?
સઘળે શૂનું નારીને, જો શિર નહીં ભરતાર ! ૭૨
કુંવર કહે એકાંત તુમ, જો હોય સંયમ રાગ;
તો શુભ જાણો તિમ કરો, હું સેવિશ [2]ગુરૂ-પાગ. ૭૩
સ્ત્રીશું ઈમ નિશ્ચય કરી, ભૂપ સમીપે જાય;
સકળ વાત સૂધી કહી, પ્રીછવ્યું વિક્રમરાય. ૭૪
સંયમ-ઉત્સવ કુમરનો, આપે રાય કરંત;
ઊજેણી નગરી મહીં, ઈમ [3]પડહો વાજંત. ૭૫
કુંવર સાથ સંયમ લિયે, સિદ્ધસેન ગુરૂ પાસ;
તેહનો ઉત્સવ હું કરૂં, તે નિસુણી ઉલ્હાસ. ૭૬
રૂપચંદ કુંવરતણો, દેખી અતિ વૈરાગ;
મહા પાંચ વ્યવહારિયા, કરે સંસારહ ત્યાગ. ૭૭
જીવદયા ઘોષાવિયે, દીજે દાન અપાર;
શોભા નગર કરાવિયે, મારગ [4]હાટ શ્રૃંગાર. ૭૮
મુહૂરત દિન મહોત્સવ ઘણો, મિલિયા લોક અનેક;
નિજ સમકિત નિરમળ કરે, દેખી કુંવર વિવેક. ૭૯
સંયમ અર્થિ સહુ પ્રતે, [5]નમણ કરાવી સાર;
વિવિધ વસ્ત્ર રચના કરી, પે'રાવી શ્રૃંગાર. ૮૦
રત્નજડિત નૃપ પાલખી, તિણે કુંવર બેસંત;
જોઈ લોક સંખ્યા વિના, ભવિક હૃદય વિકસંત. ૮૧

૧ પાર ઉતરૂં. ૨ ગુરૂના ચરણ. ૩ ઢંઢેરો. ૪ દુકાનો. ૫ સ્નાન.

એહુ પખે ચામર વીંઝતા, નૃપ ધરતા શિર છત્ર;
યાચક જન સંતોષતા, વાગતા બહુ વાજિત્ર. ૮૨
ધનદત્તશાહ કુટુંબશું, સોમદેવશાહ સોય;
નૃપકનોજ ગુણચંદ પ્રમુખ, સાથે છે સહુ કોય. ૮૩
બહુ ઉત્સવ કરતા સવે, પહોતા જ્યાં ગણધાર;
ભોંય સુખાસન મ્હેલીઆં, મ્હેલ્યા સવિ શ્રૃંગાર. ૮૪
રૂદન કરંતાં તિણ સમે, માય તાય કહે ભાય;
કુમર અમારો વલ્લહો, જીવથકી ગુરૂરાય. ૮૫
તુમ વચને વૈરાગિયો, એ સંયમ લ્યે આજ;
[1]વોહરો ભિક્ષા પુત્રની, [2]સારો એહનાં કાજ. ૮૬
રાય પ્રમુખ સજ્જન સહુ, કહે એમ ઉત્સાહિ;
રૂપચંદ એ કુંવર અમે, વ્હાલો જીવિત પ્રાહિ. ૮૭
સંયમ લે છે તુમ કન્હે, એહની કરજો સાર;
કુંવર કર જોડી કહે, દ્યો પ્રભુ સંયમભાર. ૮૮
તે પાંચે વ્યવહારિયા, સુંદરી ત્રણ્યે સાથ;
રૂપચંદ સંયમ લિયે, સિદ્ધસેન ગુરૂ હાથ. ૮૯
[3]પંચ મહાવ્રત ઉચ્ચરી, લીધો મુનિવર વેશ;
સમકિત સહુ નિર્મળ કરે, સુગુરૂ દિયે ઉપદેશ. ૯૦
ગુરૂ વંદી મુનિવર નમી, સહુ નિજ થાનક જાય;
કરે પ્રશંસા કુંવરની, રૂપચંદ ઋષિરાય. ૯૧
સામાયિક આદે કરી, પભણે [4]અંગ અગ્યાર;
[5]ગુરૂણી પાસે સાધ્વી, પાળે સંયમ ભાર. ૯૨

---

૧ પુત્ર અર્પણ કરિયે છિયે તેની ભિક્ષા અંગીકાર કરો. ૨ સફળ કરો. ૩ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ એઓનો સર્વવિરતિરૂપ ત્યાગ. ૪ આચારાંગ, સૂયગડાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞાતા, ઉપાશકદશાંગ, અંતગડદશાંગ, અનુત્તરોવવાઈ, પ્રશ્નવ્યાકરણ અને વિપાકસૂત્ર એ ૧૧ અંગ છે. ૫ સાધ્વી.

( ચોપાઇ-છંદ. )

એક દિન સૂરિ દિયે ઉપદેશ, નિસુણે માળવદેશનરેશ;
શ્રી શત્રુંજય તીરથતણો, મહિમા સુગુરૂ બોલે ઘણો. ૧
દેવ નથી અરિહંત સમાન, મુક્તિ સમું પદ નથી પ્રધાન;
શત્રુંજય સમ તીરથ નહીં, કલ્પ સમો કોઇ શ્રુત નહી. ૨
શ્રી શત્રુંજય યાત્રા કરૂં, એહવો ધ્યાન જો આવે ખરૂં;
તો ભવકોટિ સંચિત પાપ, સહસ પલ્યોપમ જાય સંતાપ. ૩
યાત્રા કાજે [1]અભિગ્રહ કરે, લક્ષ પલ્યોપમ પાતિક હરે;
ઈણુ મારગ જો સાગર સંખ્ય, પ્રાણી પાતિક હરે અસંખ્ય. ૪
દીઠે વિમલાચળ જિનદેવ, કુગતિ દોય છેદી તિણુ ખેવ;
પૂજા સ્નાત્ર કરે જિનરાય, દુષ્કૃત સહસ્ર સાગર જાય. ૫
ધૂપાદિક ઊખેવે જોય, લહે ઉપવાસ પંદર ફળ સોય;
[2]ઓગાહે મનશુદ્ધે કપૂર, પામે માસખમણ પુણ્યપૂર. ૬

( અનુષ્ટુપ-છંદ. )

" अष्टषष्टिषु तीर्थेषु, यात्रायां यत्फलं भवेत्;
शत्रुंजयादिनाथस्य, स्मरणे तत्फलं भवेत्.
दृष्ट्वा शत्रुंजयं तीर्थं, दृष्ट्वा रैवतकाचलम्;
स्नात्वा गजपदेकुंडे, पुनर्जन्म न विद्यते. " (पुराणोक्त)

શ્રી શત્રુંજયતીરથ વડું, નથી અવર કો જગ પડ (૨) વડું;
અતિ મહિમા નૃપ વિક્રમ સુણી, બોલે સંઘસુ યાત્રા ઘણી. ૭
વડારાય અવની આધાર, અછે ચોદ સેના નહીં પાર;
તે સવિ સાથ [3]સજાઈ કરે, દેશ વિદેશ વાત વિસ્તરે. ૮
સત્તર લાખ મહા ગુણવંત, સુશ્રાવક મિલિયા મહંત;
પુત્ર કલત્ર સકળ પરિવાર, સાથે અવર ન લાભે પાર. ૯

---

૧ કોઇ પણ પ્રકારનો દૃઢ સંકલ્પ કરવો, બાધા-નિશ્ચય કરવો.
૨ ઉતારે, આરતિ કરે. ૩ તૈયારી.

આવે સિદ્ધસેન સૂરિંદ, સહસ પાંચ મિલિયાજ મુણિંદ;
સાધુ સાધવી ગણ સંયુક્ત, આવ્યા સાધુ પ્રસાદે યુક્ત. ૧૦
શ્રી ગુરૂ સિદ્ધસેન ગણધાર, શુભ મુહૂરત જોઈ સુવિચાર;
[1]ભાળે શ્રી વિક્રમ ભૂપાળ, ધરે સંઘપતિ તિલક વિશાળ. ૧૧
શુભ મુહૂરતેં નાખ્યો શિર [2]વાસ, રાયતણે મન અતિ ઉલ્હાસ;
દેવાલય પૂજા જિનતણી, સંઘ ભક્તિ કીધી અતિઘણી. ૧૨
મંગળ પાઠકને દે દાન, અગણોત્તરસેં સંઘપતિ માન;
દેવાલય મહોત્સવ નહીં પાર, કરે પ્રતિષ્ઠા સહિ ગુરૂ સાર. ૧૩
સેજવાળાં કોડિ દશ લાખ, ઊપર નવ સરસ તે ભાખ;
ચાર [3]તુરંગમ લાખ અઢાર, ચાલ્યો સંઘ અપારાવાર. ૧૪
અહોતર સરસ ભલા ગજ સોય, સંખ્યા મુખ્ય ન જાણે કોય;
સંઘ સકળ સવિ ભેળી કરી, ચાલ્યો વિક્રમ ઉલ્લટ ધરી. ૧૫
મારગ સંઘ [4]સુશ્રુષા ઘણી, કરતો પુણ્યકાજ પુર ધણી;
મહા સુપુણ્ય કરતો નરરાજ, થોડે દિન ભેટયો [5]ગિરિરાજ. ૧૬
મુગતાફળ સોવનનાં ફૂલ, ગિરિ વધાવ્યો અતિ બહુ મૂલ;
અતિ આણંદ ધરી મનમાંહિં, ઋષભદેવ ભેટયા ઉત્સાહિં. ૧૭
દેખી હરખે ચંદચકોર, ઘનગર્જારવેં હરખે મોર;
તિમ દેખી શ્રીઆદિજિણંદ, સંઘ સકળ પામ્યો આણંદ. ૧૮
સ્નાત્ર મહોત્સવ ન લહુ પાર, સત્તર ભેદ પૂજા સુવિચાર;
નાટિક ગીત ઉગટી માળ, ભરે પુણ્ય–ભંડાર વિશાળ. ૧૯
મહાધ્વજા જિનમંદિર સાર, વિક્રમ નરપતિ દેઇ સુવિચાર;
શ્રીસંઘપૂજા ભગતિ સાહમી,[6] વિધિ સાચવે સકળ પય નમી ૨૦
શ્રી સિદ્ધસેનસૂરીશ્વરતણા, ઉપદેશે ઉલ્હાસે ઘણા;
વિક્રમરાય જગેં જસ લિયો, વર ઉદ્ધાર વિમળગિરિ કિયો. ૨૧

---

૧ કપાળમાં. ૨ વાસક્ષેપ. ૩ ઘોડા. ૪ સેવા ચાકરી. ૫ સિદ્ધાચળજી. ૬ સ્વધર્મિની.

રાખ્યો ચંદ્ર સૂરજ જિહાં નામ, રૂપચંદ મુનિવરનો નામ;
કરી ભાવ પૂજા વંદના, માગે જિનવર પયસેવના. ૨૨
લહી નિજ આયુનું બંધાણ, લેઇ સુગુરૂ આદેશ સુજાણ;
અણુસણતણો કરે ઉચ્ચાર, [1]ચારે આહારતણો પરિહાર. ૨૩
કરે મહોત્સવ રાજા ઘણો, નીજામે સદ્ગુરૂ આપણો;
રૂપચંદ મુનિવર મન શુદ્ધે, પાપ સકળ પરિહરે [2]ત્રિવિધે. ૨૪
[3]છએ કાયના જે જગજીવ, તેહને કર્યા સંતાપ અતીવ;
પૃથ્વી કાય ખણાવી ઘણી, અનુમોદના કરી તસતણી. ૨૫
જાણુ અજાણપણે કો હુઓ, તિણે મુજ કર્મબંધ જે હુઓ;
શ્રી અરિહંત સાખે જાણજો, તે મુજ મિચ્છાદુક્કડ હજો. ૨૬
કરી અપકાયતણી વિરાધના, કરણી કરાવણ અનુમોદના;
શ્રી અરિહંત સાખે જાણજો, તે મુજ મિથ્યાદુષ્કૃત હજો. ૨૭
તિમ વળી અગ્નિકાય વિરાધના, કરણ કરાવણ અનુમોદના;
શ્રી અરિહંત— ૨૮
વીંજ્યા વાયુ વીંજંગ્યા જેહ, અનુમોદી કર્મ બાંધ્યા તેહ;
શ્રી અરિહંત— ૨૯
છેદ્યો છેદાવ્યો વણસઈ કાય, અનુમોદે કર્મ બંધન થાય;
શ્રી અરિહંત— ૩૦
[4]બિ-તિ-ચોરંદી વિકલેંદ્રી પ્રાણ, દુહ્યા જે પણ જાણ અજાણ;
શ્રી અરિહંત— ૩૧
પંચેંદ્રી સન્નિ અસન્નિયા, જાણ અજાણપણે દુહવ્યા;
શ્રી અરિહંત— ૩૨

---

૧ અશન, પાન, ખાદિમ, સ્વાદિમ. ૨ મનથી, વચનથી અને કાયાથી. ૩ પૃથ્વી કાય, અપકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય. ૪ બે, ત્રણ, ચાર ઇંદ્રિયવાળા વિકલેન્દ્રિય જીવો.

[1]સૂક્ષ્મ [2]બાદર જીવહ ખાણ, [3]પર્યાપ્તા અપર્યાપ્તા જાણ;
ચોરાશી લખયોનિ મહંત, રૂળ્યો જીવ તિહાં વાર અનંત. ૩૩
આણે ભવે એનેરે ભવે, દુહવ્યા જીવ ભેદ નવ નવે;
શ્રી અરિહંત— ૩૪
મૃષા વચન બોલ્યા વળિ મિળી, બોલાવ્યાં અનુમોદ્યાં વળી;
શ્રી અરિહંત— ૩૫
લિયાં અદત્ત લિવરાવ્યાં જિકે, અનુમોદી કર્મ બાંધ્યા તિકે;
શ્રી અરિહંત— ૩૬
સેવાવ્યાં સેવ્યાં અબ્રહ્મ, અનુમોદી બાંધ્યાં બહુ કર્મ;
શ્રી અરિહંત— ૩૭
મેલ્યાં મૂર્છા પરિગ્રહ પાપ, મેલાવ્યાં અનુમોદ્યાં આપ;
શ્રી અરિહંત— ૩૮
નિશિભોજન કીધાં કરાવિયાં, મહાપાતિક જે અનુમોદિયાં;
શ્રી અરિહંત— ૩૯
ઇણીપરે પંચ મહાવ્રત ધરી, વિરાધના જિકો મેં કરી;
શ્રી અરિહંત— ૪૦
[1]પ્રાણિપાત [2][4]અલીક વચન્ન, [3]ચોરી [4]મૈથુન [5]મૂર્છાધન્ન;
[6]ક્રોધ [7]માન [8]માયા ને [9]લોભ, [10]રાગ [11]દ્વેષ પાપધર થોભ. ૪૧
[12]કલહ કઠોરજ [13]અભ્યાખ્યાન, [14]પૈશુન્યતા પાપ અસમાન;
રતિ–[15]અરતિ ને [16]પરિપરિવાદ, [17]માયામૃષાવાદ સવિષાદ. ૪૨
[18]મિથ્યાદર્શન શલ્યજ નામ, એ અઢાર [5]પાતિકનાં ઠામ;

---

૧ જેણે સૂક્ષ્મનામ કર્મ બાંધ્યું હોય તે. ૨ જેણે બાદરનામ કર્મ બાંધ્યું હોય તે. ૩ આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન આ છ પર્યાપ્તિ પૈકી જેને. જેટલી શાસ્ત્રોમાં કથી છે તે જીવ તેટલી પર્યાપ્તિયોવડે યુક્ત હોય છે તો તે પર્યાપ્ત કહેવામાં આવે છે અન્યથા અપર્યાપ્ત જાણવો. ૪ જૂઠ. ૫ અઢારે પાપસ્થાનક છે.

જે મેં સેવાવ્યાં સેવિયાં, કુકર્મ અનુમોદી બાંધિયાં. ૪૩
તે મન વચન કાયાએં કરી, નિંદું પાપ ધ્યાન શુભ ધરી;
શ્રી અરિહંત— ૪૪
જિનવર આણ આરાધી જેહ, સુકૃત સકળ સંભારૂં તેહ;
તે મુજ અનુમોદના ભાવજો, ભવ ભવ સોઈ ઉદય આવજો. ૪૫
સદા શરણ મુજ શ્રીઅરિહંત, સિદ્ધશરણ મુજ શ્રી ભગવંત;
સૂધા સાધુશરણ આદરૂં, શ્રીજિનધર્મશરણ શુભ કરૂં. ૪૬
શરણ ચાર એ સુખદાતાર, મુજ ભવ ભવ હોજો સુવિચાર;
હોજો [1]પંચ પરમેષ્ઠિ સાર, ઇહભવેં પરભવેં મુજ આધાર. ૪૭
સર્વ જીવ સંસાર મઝાર, ભ્રમણ કરે છે કર્મવિકાર;
તે સવિ માહરે [2]બંધુ સમાન, [3]છેહ લગી રેહજે સાવધાન. ૪૮
ઇણ પરેં સાત દિવસ મન શુદ્ધેં, સંલેખણા પાળી મન બુદ્ધેં;
આઊખું સંપૂરણ કરી, શુભ ધ્યાને પામ્યા સ્વર્પુરી. ૪૯
લહેશે મુક્તિ થોડા ભવમાંહિ, એહવા તુચ્છ સંસારી પ્રાહિ;
વિક્રમરાય શોક નવિ ધરે, મુનિનિર્વાણ મહોત્સવ કરે. ૫૦
પછે સુગુરૂ સંઘ સહ રાય, વિક્રમ શ્રી ગિરનારે જાય;
શ્રી યદુવંશરત્ન જિન દેવ, કીધી નેમિજિનેશ્વર સેવ. ૫૧
પૂજા ભક્તિ ધ્વજારોપણા, તિહાં પણ કરે મહોત્સવ ઘણા;
વળતા સંઘ સહિત રાજાન, પહોતા નિજ નગરીએં પ્રધાન. ૫૨
પ્રગટ પ્રતાપેં પાળે રાજ, અહનિશિ કરે ધર્મનાં કાજ;
કરિ ઉદ્યોત સકળ જિનધર્મ, શ્રી વિક્રમ પામે સુર શર્મ. ૫૩
તે ત્રણ્યે સાધવી સુજાણ. આરાધી ગુરૂ ગુરૂણીઆણ;
શ્રી જિનધર્મ શુદ્ધ સદ્દહી, સંયમ પાળી સુગતિ લહી. ૫૪

( વસ્તુ છંદ. )

સૂરી સિદ્ધસેન સૂરી સિદ્ધસેન સંઘ આદેશેં,
ગત તીરથ વાળિઓ જિન ધર્મ ઉદ્યોત કીધો,

---

૧ અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ. ૨ ભાઈ. ૩ મરણ લગી.

વિક્રમ સમકિત થિર કિયો, સભા મધ્ય ઉપદેશ કીધો;
રૂપચંદ કુંવર સુણી વૈરાગે લેઇ દીખ;
સંયમ પાળી સુર થયા, આરાધી ગુરૂ શીખ. ૧

(ચોપાઈ છંદ–ગ્રન્થ પ્રશસ્તિ.)

ઇમ જે રૂપચંદ મુનિપરે, ભોગાદિક વિલસી પરિહરે;
સાધે સોઇ કાજ આપણું, ઇહભવે પરભવે સુખ લહે ઘણું. ૧
રૂપચંદનો ઇણીપરે રાસ, રચ્યો અંગે આણી ઉલ્હાસ;
કુવણ શિષ્ય તે કવિતા હોય, કુણ સંવત્સર કીધો સોય. ૨
શ્રી જિનવર–શાસન સુવિવેક, હૂવા અભિનવ ગચ્છ અનેક;
ચંદ્રગચ્છ મૂળગો ઉદાર, સકળ ગચ્છમાં સોહે સાર. ૩
તે શ્રી **ચંદ્રગચ્છ** શિણગાર, શ્રી **ધનેશ્વરસૂરિ** ઉદાર;
**ચિત્રપુરિ** દેશન વિખ્યાત, પ્રતિબોધ્યા દિગ પટ સય સાત. ૪
થાપ્યો **ચૈત્રગચ્છ** ઇતિ નામ, તિહાં ગુરૂ **ભુવનચંદ્ર** અભિરામ;
સૂરીશ્વર ગિરૂવા ગછપતિ, તાસ શિષ્ય મહા મુનિવર યતિ. ૫
**દેવભદ્ર** ગુરૂ ગણિ અવતંશ, વીર–વચન–માનસ–સરહંસ;
સંવત બાર પંચાસીએ ચંગ, શુદ્ધ ક્રિયા તપ કર્યો અભંગ. ૬
શ્રીગુરૂદેવભદ્ર ગણિ રાય, જાવજીવ આંબિલ નિર્માય;
વિદ્યાપુરિ તપ કરી એકમના, **તપાગચ્છ** કીધી થાપના. ૭
તાસ શિષ્ય શ્રી ગચ્છાધીશ, પૂજ્ય **વિજયચંદ્રસૂરીશ**;
જેહથી **વૃદ્ધતપાગચ્છ** નામ, પ્રગટ્યો પુણ્ય પ્રબળ અભિરામ.
તાસ પાટે ગિરૂઆ ગચ્છપતિ, શ્રી **ક્ષેમકીર્તિસૂરીશ્વર** યતિ;
બૃહત્કલ્પ ટીકા અસમાન, કીધી સહસ બેતાલિશ માન. ૯
પરવાદીગજભેદનસિંહ, ગછનાયક ગુરૂ અકળ અબીહ;
તસ અનુક્રમે **રત્નાકરસૂરિ**, જસ નામે હોય પાતિક દૂરિ. ૧૦
**રત્નાકર** ગછ એહનું નામ, એ ગુરૂથી પ્રગટ્યો ઉદ્દામ;
તસ અનુક્રમે **જયતિલકસુરીંદ**, તસ પરતખ હુઓ ધરણિંદ. ૧૧

તાસ પટે જિમ ગૌતમસ્વામિ, શ્રી રત્નસિંહસૂરિ સુખનામ;
જિણે નિજ વચને વડો પાતશાહ, પય પ્રણમાવ્યો અહમદશાહ.૧૨
તાસ પાટે ઉદયાચળ ભાણ, શ્રી ઉદયવલ્લભસૂરીશ્વર જાણ;
તસપટ્ટાલંકરણ મુણિંદ, જ્ઞાનસાગરસૂરિ જ્ઞાનદિણંદ. ૧૩
પટ્ટ પ્રભાવિક આણંદપૂરે, વંદું શ્રી ઉદયસાગરસૂરિ;
તાસ પાટ દીપક દિનરાજ, ગુરૂ શ્રી લબ્ધિસાગર ગુરૂરાજ.૧૪
તાસ પાટોદ્યોતક દિનકાર, ગચ્છપતિ ગૌતમ અવતાર;
શ્રી ધનરત્નસૂરિ ગણધાર, જસ નામે નિત નિત જયકાર. ૧૫
તાસ શિષ્ય તસ પાટ પ્રધાન, અમરરત્નસૂરિ સુગુણ નિધાન;
સતીર્થ શ્રી તેજરત્ન સૂરીશ, સકળ સૂરિ વંદુ નિશિ દીસ. ૧૬
ગચ્છપતિ શ્રી અમરરત્ન સૂરીંદ, તાસ પાટે ગુરૂ તેજ મુણિંદ;
દેવરત્નસૂરીશ્વર રાય, વિજયમાન વંદું નિત પાય. ૧૭
શ્રીધનરત્નસૂરીશ્વરશિષ્ય, અંગે ગુણ સોહે નિશિદીશ; ૧૮
વિજયવંત વંછિત સુખકાર, શાસન સોહચડાવણહાર;
મુખ્ય વિખ્યાત સદ્ગુરૂતણા, માણિક્યરત્ન વિબુધ ગુણ ઘણા.
ગુરૂશ્રી ભાનુમેરૂ બુધરાય, તસ પદપંકજમધુકર પ્રાય;
લઘુ વિનયી નયસુંદર વાણિ, છઠ્ઠો ખંડ ચડયો પરમાણિ. ૨૦
મુનિ શંકરલોચન રસમાન, ભેળે ઈંદુ (૧૬૩૭) જો સાવધાન;
એ સંવત્સર સંખ્યા કહી, માર્ગશિર્ષ મસવાડો સહી. ૨૧
શુદિ પંચમી નિર્મળ રવિવાર, નક્ષત્ર ઉત્તરાષાઢ ઉદાર;
વિજય મુહૂર્ત વૃદ્ધિ યોગ લહ્યો, તવ આ રાસ સંપૂરણ થયો. ૨૨
વીજાપુર વર નયર મઝાર, રચ્યો રાસ શારદ આધાર;
હું મૂરખ માનવી અજાણ, જે બોલ્યો તે માત્ર પ્રમાણ. ૨૩
જે જગ વિબુધ સંત કવિપતિ, કર જોડી તસ કહું વીનતિ;
અસદ્ વચન જે જાણો અહીં, તે તમે સૂધો કરજો સહી. ૨૪

કેતો ચરિત્ર માંહેલો ચરી, કેતો કહ્યો સ્વબુદ્ધે કરી;
કેતી વાત સુણી તે કહી, અધિકું ઓછું ખામું સહી! ૨૫
વીતરાગના વચન વિરૂદ્ધ, જે મેં કાંઇ કહ્યું અશુદ્ધ;
જિનવર સંઘ સાખેં જાણજો, તે મુજ મિથ્યાદુષ્કૃત હજો! ૨૬
પ્રથમ (શૃંગાર) રસ થાપિયો, છેડો (શાંતરસે) વ્યાપિયો;
બોલ્યા ચાર પદારથ કામ, શ્રવણ સુધારસ રાસ સુનામ. ૨૭
એ ભણતાં ગણતાં સુખસિદ્ધિ, એ સુણતાં વાધે વરબુદ્ધિ;
એ સુણતાં જાએ મતિમંદ, એ સુણતાં ઉપજે આણંદ. ૨૮
એ સુણતાં સવિ આરતિ ટળે, એ સુણતાં મનવંછિત મિળે,
આવે હર્ષતણા કલ્લોલ, એ સુણતાં મંગળ રંગ રોળ. ૨૯
એકમના આણી ઉલ્હાસ, નયસુંદર જાણી એ રાસ;
જે નરનારી ભણે સાંભળે, તે ઘર નિશ્ચે અફળાં ફળે. ૩૦

ઇતિશ્રી રૂપચંદરાસે શ્રવણસુધારસનામ્નિ ષટ્ ખંડ મનોહર પ્રગટ પ્રબંધે શ્રી સિદ્ધસેનસૂરિણા ગતતીર્થવાલનં શ્રી જિનધર્મોદ્યોત કરણં શ્રી વિક્રમનૃપસ્ય જિનધર્મે સ્થિરકરણં શ્રી સમ્યક્ત્વસ્થાપનો પરિબિંબયનૃપકથાનકં કથનં શ્રી વિક્રમનૃપસ્ય સુશ્રાવકકરણં તદા રૂપચંદસ્ય પ્રતિબોધદાપનં રૂપચંદ્રેણ સંયમ ગ્રહણં શ્રી વિક્રમાદિત્યેન શ્રી શત્રુંજય તીર્થોદ્ધાર કરણં શ્રી રૂપચંદ મુને સ્વર્ગગમનાદિ વર્ણનો નામ ષષ્ટઃ ખંડ સમાપ્તઃ



વાચક શ્રીનયસુન્દર વિરચિત—

# નળદમયન્તીરાસ.

નમસ્કારરૂપ મંગલારંભ.

( ઢાળ ૧ લી–રાગિણી રામગિરી. )

[1]આતમબુદ્ધિ ધરી મન સાથેરે, વિશ્વ સંભાળ્યું ત્રિભુવનનાથેરે;
પૂરવજન્મમેં પારેવો રાખ્યોરે, સો સ્વામીએં દયાધર્મ દાખ્યોરે. ૧

( ઢાળ ત્રૂટક. )

દાખ્યોરે દયાધર્મ [2]દુઃખ વિમોચક, સકળ જનસુખકાર;
સો સોળમો તીર્થેસરૂ, હું નમું વારંવાર. ૨
અચિરા [3]ઉયરે અવતરી, જિણેં કર્યો હિત [4]એકાંતિ;
જગમાંહે [5]અહિત સમાવિયું, [6]તિણેં નામ પામ્યા શાંતિ![7] ૩

---

૧ आत्मवत् सर्वं भूतेषु–હું છું તેવાજ બીજા બધા જીવાત્મા છે એમ જાણીને વિશ્વની સંભાળ લીધી. તર્ક રૂપેં એમ પણ અર્થ થઇ શકે છે કે મેઘ વિશ્વનું જીવન હોવાથી મેઘરથ રાજાએ પોતાની વાસ્તવિક પાળકબુદ્ધિ મન સાથે ધરી વિશ્વ (વિશ્વસેન રાજાની) સંભાળ લઇ ચિંતા દૂર કરી. તેમજ ત્રીજા જન્મમાં પ્રાણ સાટે કબૂતરને બચાવી દયાનું ખરૂં રહસ્ય દર્શાવ્યું હતું તે સ્વામિયે અહિંયાં પણ દયા ધર્મ દર્શાવ્યો. ૨ દુઃખ દૂર કરનાર. ૩ ઉદરેં–કુંખેં. ૪ નિઃસ્વાર્થે અચળહિત સાચવ્યું. ૫ મરકીથી થતું મરણ અહિત. ૬ સંવત્ ૧૬૬૪ માં વાચક શ્રીમેઘરાજે પણ નળદમયંતી રાસ રચ્યો છે, જે ત્રીજા મૌક્તિકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તેની અંદર પણ શાંતિનાથનીજ સ્તવનારૂપ મંગલાચરણ કરવામાં આવ્યું છે, કારણ કે દમયંતીએ શ્રીશાંતિના ધ્યાનાથી ગયેલું સુખ પ્રાપ્ત કર્યું હતું જેથી બંને કવિયોએ પણ તેમનુંજ મંગળ સ્તવ્યું છે. ૭ "માય ઉઅર આવી હરી, દેશમાં નિવારિ મારિ; શાંતિ થઈ સહુ લોકનેં, શાંતિ નામ દિયો સારિ. ૨." મૌ. ૩. પાનું ૩૭૪. શ્રીજિનહર્ષકૃત હરિબળ રાસે.

[1]વિશ્વસેનરાય પ્રતેં કિયો, જિણેં નામ સાચો અર્થ;
આધાર બે [2]પરિ જગતણો, સવિ કાજ કરણ સમર્થ. ૪
ચક્રવર્તી પુહુવિયેં પાંચમો, મન રમ્યો તેહને પાય;
સો સ્વામી નામ સંભારતાં, સવિ [3]દુરિત દૂર પળાય. ૫
આગેરે જિણેં પ્રભુ પૂજિયા, ધ્રૂજિયા તેહથી પાપ;
આરાધતાં અરિહંતને, સવિ ટળ્યા મનસંતાપ. ૬
[4]મહાસતી **દમયંતી** હવી, તિણેં ભજ્યા શ્રીભગવાન;
વનમાંહિ વેલાઉલ થયો, જબ ધરિયો નિરમળ ધ્યાન. ૭
વનમાંહિ એકલડી પડી, [5]સા ચઢી દુર્જન હાથેં;
પાતક ટળ્યાં [6]સાજન મિળ્યાં, જબ કૃપા કરી જગનાથેં. ૮
કુણ હવી **દમયંતી** સતી, **નળરાય** જેહનો [7]કંત;
રાજિયો ભારત અર્દ્ધનો, મહીમાંહિ યશ મહંત. ૯

---

૧ પૂર્વના આગલા ભવમાં શ્રીશાંતિનો જીવ મેઘરથ નામા રાજા હતો, તેથી આવી ઉક્તિ લગાવી છે કે—જ્યારે મેઘરથ રાજાએ મેઘનો સ્વભાવ વિચારી વિશ્વની સંભાળ લીધી ત્યારે વિશ્વસેનરાયેં પણ પોતાના નામને સાચો કરી બતાવ્યો. એટલે કે વિશ્વરૂપ સેના (લશ્કર)ના રાજાનો એજ ધર્મ છે કે રાજ્યભરમાં શાંતિને જન્મ આપી અશાંતિનો અંત આણવો. તે વિશ્વસેન રાજાએં શાંતિને જન્મ અપાવી સ્વરાજ્યમાં ફેલાયલી અશાંતિ (મરકી) નો અંત આણ્યો. "શાંતિ કીધી ગર્ભ હુંતે, અભિનવો જગ સુરતરૂ;" મો૦ ૩ પાનું ૩૧૦ મેઘરાજકૃત નળદમયંતી રાસે. ૨ આ લોક અને પરલોક. ૩ પાપ. ૪ સરખાવો—" સેવ કરંતાં જેહનીરે સંપદા પરગટ હુઈ, દેવી દવદંતી તણીરે આપદા દૂરે ગઇ." મો. ૩. પાનું ૩૧૦. મેઘ૦ નળરાસે. ૫ દમયંતી નઠારા જનોના ફંદમાં ફસાઇ પડી ત્યારે જગનાથની કૃપાથી, ૬ ઉત્તમ જનો મળ્યાં. ૭ પતિ—ધણી.

[1]સુર લોકેં ઈંદ્રેં વખાણિયો, પાતાળેં [2]પન્નગરાજેં;
પરિહરિ પ્રેમ પ્રિયા તણો, થયો દૂત [3]દેવહ કાજેં. ૧૦
સહી સત્યસંગર એહવો, જગમાંહિ અવર ન કોઈ;
સિત છત્ર કીરતિ મંડળેં, ઝગમગેં જેહની જોઇ. ૧૧
જેહનીરે કીરતિ કામિની, [4]કવિ મુખ કરી આવાસ;
ખેલે નિરંતર તિહાં રહી, નવનવા રંગવિલાસ. ૧૨
[5]ભારતી લબ્ધ પ્રસાદ બુધ, [6]શ્રીહરષ સરિખો જેહ;
કવિતારે કીરતિ જેહની, નવ તૃપ્તિ પામ્યા તેહ. ૧૩
માણિકસૂર મહાયતિ, તિણેં કર્યો નળાયન ગ્રંથ;
[7]નવરસપયોધિ વિલોવવા, કરેં થયો જો સુરમંથ. ૧૪
સ્વસમય ને પરસમયનો, એકત્ર જિહાં અધિકાર;
શતસર્ગ જેહના વાંચતાં, ઉલ્લાસ થાય અપાર. ૧૫
અનુસરી તેહને મુખે કરી, અમ્હે જોડશું સંબંધ;
મન રંગ એહવો ઊપનો, બોલશું પુણ્ય પ્રબંધ, ૧૬
કિહાં સતી પુણ્યસલોક કીરતિ, કિહાં માહરી મતિ;

---

૧ ઇંદ્રલોક–દેવલોકમાં. ૨ નાગેંદ્ર. ૩ વચનનો બાંધ્યો નળરાય પોતાની પ્રાણાધિક બાળી પત્નિનો પ્રેમ ત્યજી દઇને ઇંદ્ર–વરૂણ–યમ અને અગ્નિ એ ચાર દેવોની સાથે દમયંતી વરે એવી ગુપ્તગોષ્ટિ –મસલત ચલાવવા પોતે દૂતરૂપ થઇ પ્રસિદ્ધિમાં આવ્યો. ૪ જે નળ રાજાની કીર્તિરૂપી સ્ત્રીએં કવિના મુખરૂપ ઘરમાં નિવાસ કરી નવનવા રંગ વિલાસ નિરંતર ખેલતી હતી. અર્થાત્ જેની કીર્તિ કવિયો ગાયા કરતા હતા. ૫ શારદાથી પ્રાપ્ત થયેલ વિદ્યારૂપ પ્રસાદ બળવડે. ૬ નૈષધકાવ્ય કરનાર શ્રીહર્ષ. ૭ નવરસરૂપી દરિયાનું મંથન કરવા માટે મંદરાચળરૂપ રવૈયો બની પ્રસિદ્ધિમાં આવ્યો.

[1]ઉતકીર્ણ મુક્તાફળ વિષે, ગુણતણી પરે હું ગતિ. ૧૭
કહો મંદ કિમ કવિ યશ લહે, કિમ ચડે પર્વતે પંગુ;
[2]તુલણાએ કહો કિમ તોલિયે, વર સાલિ[3] સરીખું કંગુ. ૧૮
નિજ બુદ્ધિ સારૂ બોલતાં, હસતા રખે કવિ સોય;
પંખિયા નિજ ભાષા વદે, તસ કરે [4]વારણ કોય? ૧૯
અનુક્રમે **નલાયન** અનુસરી, ભાખશું **નળ–અધિકાર;**
તિહાં સુગુરૂ ને [5]શ્રુતદેવતા, કવિતણી કરજો સાર. ૨૦
શારદા વરદા વીનતી, મુજ સફળ કરજો માત;
વિણ–વિઘ્ન એ પૂરણ હજો, **નળરાય**નો અવદાત. ૨૧
દિશિ [6]ઉદીચીપતિ નાયકો, અલકાપુરિપતિ જેહ,
પૂર્વાવતારી **નલ** નૃપો, સુર [7]**ધનદ** નામે તેહ. ૨૨
સલોક પતિ સમકિત ધરો, સારજો કવિ મન કાજ;
જિમિ પુણ્યસિલોગ પવિત્ર એ, ગાઇશું નળ મહારાજ. ૨૩

**( ઢાળ બીજી–દેશી ચોપાઈ. )**

ણય એક નલ નૃપ કીર્ત્તન્ન, સુણતાં ગણતાં વાધે ધન્ન;
દૂર હોય કલિકાળ કલંક, વશ થાયે અરિ જે હુએ વંક. ૧

**( કથારંભ ).[8]**

આ અવસર્પિણી ચઉથે આરિ, [9]**ધરમ શાંતિ** જિનવર અંતરિ;
જંબૂદ્વીપ ભરત અહિઠાણ, **આર્યાવર્ત** દેશ મંડાણ. ૨

---

૧ વિંધેલા મોતીની અંદર દોરાના સરખી મારી મતિ છે એટલે કે કરેલા માર્ગમાં પ્રવેશ કર્યો એમાં કંઇ નવાઇ જેવું કર્યું નથી. અર્થાત્ નલાયન ગ્રંથના આધારથી આ ગ્રંથ બનાવ્યો છે એથી કંઇ નવીન ચમત્કૃતિ ભરી રચના ગણાય નહીં. એમ કવિ પોતાની લઘુતા દર્શાવે છે. ૨ બરોબરી. ૩ ઉત્તમ ડાંગર અને કાંગ, એ બે સમાન કેમ થઇ શકે? ૪ મના કોણ કરે! ૫ સરસ્વતી દેવી. ૬ ઉત્તર દિશાનો ધણી. ૭ કુબેર ભંડારી. ૮ શ્રી મેઘરાજે નળના પાંચ પૂર્વભવોથી શરૂઆત કરેલી છે, જ્યારે અહીં નળરાજાના ભવથીજ વર્ણન આરંભાયું છે. ૯ પંદરમા શ્રીધર્મ અને સોળમાં શ્રીશાંતિ એ બેની વચ્ચેના સમયે.

નિષધનયર [1]અવનિ ઉરહાર, [2]અમરાવતીતણે અનુસાર;
ગઢ મઠ મંદિર પોળ [3]પગાર, ચોરાશી ચહુટાં મનોહાર. ૩
વાવ્ય સરોવર કૂપ રસાળ, વિમળ વિકસ્વર કમળ [4]મરાળ;
વિવિધ વૃક્ષ વન ખંડ વિશાળ, [5]પુષ્પિત ફલિત સદા સમકાળ. ૪
પ્રજાપાળ તિહાં નિષધ નરિંદ, પૂરણ પ્રબળ પ્રતાપ મરિંદ;
[6]વીરસેના જસ સેવા કરે, વીરસેન નામાંતર ધરે. ૫
દશ સહસ્ર રાણી તસ તણે, રૂપે [7]અમર સુંદરી અવગણે;
પટ્ટરાણી બહુ ગુણસુંદરી, જસ ઘડિ રાણી ગુણસુંદરી. ૬
તસ કુળ [8]રત્નાકર ચંદ્રમા, જસ શોભે શુભ સર્વોપમા;
વૈરી વન અનલોગતસળો, નિર્મળ ગુણનામે નૃપ નળો. ૭
ઋષભદેવવંશી વડવીર, વીરસેન નળ નરપતિ ધીર;
ઇસ્યું રાજ રાજેશ્વર નળો, જગતિ માંહિ હુસ્યે નહિ હવો. ૮
જે નળ નૃપને કરતાં રાજ, વનચર વિકટ ન લોપે લાજ;
પ્રજા ન જાણે આપદ કિસી, ધર્મ અર્થ સાધે હુલ્લસી. ૯
ષોડષવર્ષતણું વયમાન, તવ તસ રૂપ હવો અસમાન;
દેખી સુર જો ધરે સનેહ, તો માનવનો શું સંદેહ. ૧૦
પુણ્ય પ્રમાણે નળ નૃપ તણે, વરતે પ્રજા મનોરથ ઘણે;
તે તે સકળ ફળે મતિ આશ, [9]પ્રાય ન દીસે કોઈ નિરાશ. ૧૧

---

૧ સ્ત્રીના ઉર ઉપર શોભતા હારની પેઠે પૃથિવી રૂપી સ્ત્રીની છાતી ઉપર શોભાયમાન. ૨ દેવપુરી જેવી. ૩ કોટ. ૪ હંસ. ૫ દરેક ઋતુઓની અંદર ફૂલેલાં ફળેલાં વન-વૃક્ષો ઘટાયુક્ત રહે છે. અર્થાત્ દરેક ઋતુમાં ફળનારા વૃક્ષોથી શોભાયમાન. ૬ શૂરવીરતાવાળા લશ્કરી લોકો. ૭ દેવાંગનાને પણ શરમાવે તેવી. ૮ તેણીના કુખ રૂપી રત્નાકરમાંથી પ્રકટ થનાર ચંદ્રમા સરખો છતાં વૈરીઓના વનને બાળવા અગ્નિ જેવો જ્વાજલ્યમાન, અને સર્વ સુંદર ઉપમા યુક્ત. ૯ ઘણું કરીને, મોટે ભાગે.

લહે કૃષી મન માંગ્યા મેહ, અન્યો અન્ય ન ભાજે નેહ;
પરાભવે નહી એકો ઇતિ, કો જિનધર્મ ન લોપે નીતિ. ૧૨
વસુધાક્ષેત્ર સરસ દે અન્ન, ખાણુ સવે બહુ મૂલ્ય રતન્ન;
[1]આગર હેમરજત બહુ ભાતિ, મહાવનિ કરિણી [2]કલભ સુજાતિ.૧૩
[3]મહિષી ધેનુ ઝરે બહુ [4]ખીર, નદી કદી ન વિખૂટે નીર;
વૃક્ષ સદા ફળે અંગણિ બારિ, પ્રાય નહીં [5]મૃતવત્સાનારિ. ૧૪
કનક [6]વિછેદન અવસરિ તિંણિ, [7]બંધન સિર વર વનિતાવેંણિ;
[8]દંડ ધ્વજાએ છત્રે જોય, [9]કર સંગ્રહણુ વિવાહેં હોય. ૧૫
કુચ કચિ [10]કઠન શામલતાપણું, [11]વક્ર ચપલ ભૂલોચન ભણું;
[12]છિદ્રવિલોકન હારે સુણું, [13]મારિશબ્દ તે [14]સારિભણું. ૧૬
[15]બદ્ધમુષ્ઠિતા ખડગે ખરી, [16]સ્નેહ હાનિ તે દીપેં કરી;
[17]જડતા તે જલમાંહે રહી, [18]મુખમુદ્રા તે કમળે કહી. ૧૭
દોષ ન કો નળ નરપતિ રાજે, પ્રજા [19]લોભિણી પુણ્યહ કાજે;
જો રાજા પોતે પુન્યવંત, તો તસ પ્રજા સદા હુએ સંત. ૧૮

---

૧ ખાણ, અગર. ૨ હાથણીનાં બચ્ચાં. ૩ ભેંસ, ગાય. ૪ દૂધ. ૫ જેણીનાં બાળક જીવતાં ન હોય તેણીને મૃતવત્સા સ્ત્રી કહે છે. ૬ છેદવાપણું સોનામાં. ૭ બંધન માથાના અંબોડામાં. ૮ દંડ ધજા કે છત્રમાં. ૯ હસ્ત બંધન પરણવા વખતે. ૧૦ કઠિનતા અને કાળાશ કુચમંડળમાં. ૧૧ ચપળતા નેત્રમાં અને વાંકાશ ભ્રમરોમાં. ૧૨ છિદ્ર જોવાનું હારમાં. ૧૩–૧૪ માર શબ્દ સોગઠાં બાજીની રમતમાં. ૧૫ બંધાઇ ગયેલી મુંઠી તરવારની મુંઠ પકડવાના કામમાં. ૧૬ સ્નેહ –સ્નિગ્ધ (તેલ)ની અછત દીવાના કોડિયામાં. ૧૭ જડપણું જળ–પાણીમાં, અને ૧૮ મુખનું બિડાવું (મુંગે મ્હોડે રહેવું) કમળમાંજ નજરે પડતું હતું, એવો દોષરહિત રાજ્યકારોબાર હતો. આવાજ જૂદા જૂદા ભાવો 'અભયકુમાર ચરિત્ર' અને 'કાદંબરીમાં' પણ જોવામાં આવે છે. ૧૯ પુણ્યના કામોમાંજ લોભિયણ હતી, કોઇનું ઓળવી કે પડાવી લેવામાં નહિ.

નળરાજાનો દેખી દાન, [1]અર્થિ ઇશુ કરે અનુમાન;
દાણુ રાજા ઈમાઈ ભણી,, તવ નકાર ન ભણ્યું નિરગુણી. ૧૯
અથવા ભણી વિસાર્યું સહી, જેણિ નૃપ [2]મુખિ સો સુણિયો નહીં;
નળ નૃપનું ચિત્ત ઉન્નતપણું, કિસીપરે કહેવાએ ઘણું. ૨૦

(કાવ્ય.)[3]

"नाक्षराणि पठिता किमपाठि, विस्मृतः किमथवा पठितोपि;
इत्यमर्थिचयसंशय दोला, खेलनं खलु चकार नकारः"

(वंशस्थवृत्तः)

"विभज्य मेरुर्न यदर्थिसात्कृतो, न सिन्धुरुत्सर्गजलव्ययैर्मरुः
अमानि तत्तेन निजायशोयुगं—द्विफालवद्धाश्चिकुराः शिरःस्थितम्"

એક દિવસ નળ નરપતિ રંગે, [4]અભ્યંગન વરતાવે અંગે;
ઓળી કેશ શ્રૂઆદિકેં ભરિયા, મસ્તકેં દોય અંબોડા કરિયા. ૨૧
તવ નૃપ આગળ દર્પણ ધરિયો, નિજ વદનેંદુ વિલોકન કરિયો;
શિર દેખી અંબોડા દોય, રાજા મન ચિંતાતુર હોય. ૨૨
નહિ અંબોડા અપયશ થયા, એ બિંહું શિર ઉપરે રહ્યા;
એક અપયશ એક સાચું માનિ, વહિંચી મેરૂ ન દીધું દાનિ.૨૩
કરિ સંકલ્પ દાન અધિકારિ, અર્થી હાથે મેહલતાં વારિ;
સમુદ્ર નીર નીઠાડ્યાં નહીં, બીજો અપયશ એ શિરે સહી.૨૪
એહવા ઉચ્ચ મનોરથ ઘણા, કેતા કહિયે નળ નૃપ તણા?
[5]ત્રણે શક્તિ શું પાળે રાજ, પ્રજા લોકનાં સારે કાજ. ૨૫
દેશ સકળ સાધ્યા સુવિચાર, યૌવન સુખિ પામ્યું જયકાર;
કીધા સવિ અક્ષય ભંડાર, સેનાસાહણ ન લાભે પાર. ૨૬

---

૧ યાચક-કાર્યની ઇચ્છા રાખનારાઓ. ૨ મુખે. ૩ આ બંને શ્લોકો શ્રીહર્ષકૃત નૈષધકાવ્યના છે. ૪ તેલ મર્દન કરાવે. ૫ પ્રભુત્વશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિ.

અન્ય દિવસ છે વરષાકાળ, ઊંચે માળ ચડયો ભૂપાળ;
પાસે છે મહેતો શ્રુતશીલ, પૂરી જિંહા સભા સુશીલ. ૨૭
ઇંદ્રસભા સરિખી પરખદા, નળનૃપનિ સેવેછિ[1] તદા;
ઇણ અવસરે દેખી મલપતી, તાપસશ્રેણિ[2] સુપરિ આવતી.૨૮
તે તાપસ સવિ [3]સિંહ-દુઆર, પામી મોકલિયો [4]પડિહાર;
રાજા પ્રતિ કહ્યા [5]અધિકાર, [6]પાઉ ધરાવ્યા સહુ તેણી વાર. ૨૯
રાજાદિક તસ પ્રણમ્યા પાય, બેઠા સહુ યથોચિત ઠાય;
રાજા પ્રતિ દે ઋષિ આશીશ, નૃપ ! જીવે તૂં કોડિ વરીષ.૩૦
ભૂપતિ [7]પ્રણિપતિ સ્વાગતિ કરી, આગળ ફૂલ ફલાવલી ધરી;
ઋષિને કારણ આવ્યાતણું, પૂછે વિનય કરીને ઘણું. ૩૧
કહો સ્વામી તપ કરતાં વને, ધ્યાન કરંતાં એકે મને;
કરતો હોય કોઇ [8]અંતરાય, તે મુજને કહો કરી પસાય. ૩૨
તાપસ કહે મહારાજન્ સુણો, ઋષભદેવ સ્વામી સહુતણો;
સેવક તાસ [9]કુચ્છ-મહાકચ્છ,તાપસ વ્રત તિણે ધરિયો અતુચ્છ.૩૩
કીધો સર્વ સંગ પરિહાર, જટાધાર વનફળ આહાર;
[10]તૃણ-કુટિર વનમાંહે વાસ, પહિરણ અંગે [11]વાકુલાં તાસ. ૩૪
આદિનાથ અવિચળ અરિહંત, જટા મુકુટ મંડિત ભગવંત;
તાસ ભજન આરાધન સાર, [12]ત્રિકરણ શુદ્ધિ કરિ ત્રિણવાર. ૩૫

---

૧ સેવે છે. ૨ ટોલી. ૩ રાજગઢના મુખ્ય દરવાજે. ૪ પટાવાળાને. ૫ હકીકત. ૬ અંદર દાખલ કર્યા. ૭ નમસ્કાર કરી આગતા સ્વાગતા સાચવી. ૮ હરકત. ૯ કચ્છ-મહાકચ્છ એ બે રાજાઓએ શ્રી ઋષભ સાથે દીક્ષા લીધી. શ્રી ઋષભને એક વર્ષે અન્ન ન મલ્યું તે સમયે કચ્છ-મહાકચ્છાદિ ભૂખની પીડા સહી ન શકવાથી તથા ઋષભ તુલ્ય ચારિત્ર ન પાળી શકવાથી ગંગાતટે તાપસપણું અંગીકાર કરી રહેવા લાગ્યા. ૧૦ ઝુંપડી-પર્ણકુટી. ૧૧ વલકલચીર-ઝાડની છાલનાં વસ્ત્ર. ૧૨ મન વચન અને કાયા એ ત્રણેની શુદ્ધતા સાથ.

તેહને વંશિ અમ્હ રાજન્ન, તાપસ વ્રત પાળું નિશદિન્ન;
[1]પતિત પર્ણ આહાર ફળફૂલ, સકલ જીવસ્યું રહું અનુકૂલ. ૩૬
ગંગાતીરે તમોહર[2] નામ, આદિનાથ પ્રાસાદ ઉદ્દામ;
સોવન મૂરતિ ઋષભજિણંદ, [3]ભરત વિનિર્મિત નયનાનંદ. ૩૭
તિહાં અહનિશિ ઓલગીએ સ્વામી, [4]નિરાતંક રહિતાં તેણિ ઠામિ;
દુર-દૈવત પ્રેરિત પાપિયો, કૌંચકર્ણ રાક્ષસ આવિયો. ૩૮
ગિરિ વૈતાઢય પ્રથમ વાસિયો, મિલી સ્વજન સો નિઃકાસિયો;
સાધિ તિણિ કુવિદ્યા ઘણી, કેડે પડિયો તે તાપસતણી. ૩૯
કરતાં ઋષિને તપ સાધના, તે પાતકી કરે [5]યાતના;
મહારાય! તેહને વારિયે, એ વીનતી હિયે ધારિયે. ૪૦
તાપસ વચન સુણી કહે રાય, તુમ્હે ભાખ્યું તે [6]મહાપસાય;
હું વારિસ તે પાપી પ્રતિ, તુમ્હે સહુ રહિજો મનરતિ. ૪૧
ઋષિ સંતોષી વાળ્યા સર્વ, કૌંચકર્ણનો હરવા ગર્વ;
અતિ ઉત્સુક થોડે પરિવારિ, આવ્યો નૃપ તે વનહમઝારિ. ૪૨
રાયે તે બોલાવ્યો દુષ્ટ, વૈરી કૌંચકર્ણ પાપિષ્ટ;
બ્રહ્મ સ્ત્રી બાલક ગોતણી, હત્યા કરે નિરંતર ઘણી. ૪૩
વળિ અહીં રહે ઋષિ સંતાપવા, તે હું તુજ આવ્યો વારવા;
કે આ વન છંડી જા [7]પરો, કે યુદ્ધ કરવા સજ થા ખરો. ૪૪
સુણી વચન અભિમાને ચડયો, કૌંચકર્ણ કોપે ધડહડયો;
અરે અરે મૂરખ માનવી, કાં મરવા મતિ આવી નવી! ૪૫
[8]જોજેરે મુજ ભુજબલ પરચંડ, હું કે હોશે ફાટી શતખંડ;
મ મર અખૂટયે અરે અજાણ! એક પ્રહારે જાશે પ્રાણ. ૪૬

---

૧ ભોંય પડેલાં પાંદડાં ફૂલફળ. ૨ તમઃ અંધકારને હરવાવાળું મંદિર. ૩ ભરતેશ્વર મહારાજની ભરાવેલી. ૪ રોગરહિત દુઃખ વિના. ૫ પીડા. ૬ મોટી કૃપા. ૭ દૂર, પાછો. ૮ દેખજે.

નૃપ કહે ઝૂઝ મ ભાખે ઘણું, [1]ખેચરકુળે દીધું ખાંપણું;
મેહલિ મત્ત તું પ્રથમ પ્રહાર, અમ્હ કુળ એહ નથી આચાર. ૪૭
સોમ (સૂરજ) વંશી જે રાજા વીર, પહેલો ઘાય ન મૂકે ધીર;
ઇશો વચન નરપતિનો સુણે, ક્રૌંચકર્ણ [2]રાષારૂણપણે. ૪૮
રાય પ્રતે મેહલે [3]કરવાલ, તે જાળવે અલવે ભૂપાળ;
[4]ક્ષિતિપતિ કરે ધનુષ ટંકાર, કરિ યુગાંત ગાજ્યો જલધાર. ૪૯
વરસે વીરસેની (વૈરસૈન) તેણી વાર, રિપુ શિર વિકટ [5]શિલીમુખ ધાર;
હણે પિશાચ ચડયો હઠિ તામ, વરતે સબળ વિકટ સંગ્રામ. ૫૦
આણાવળિ વીર બેહુતણી, [6]અર્કછાંહ આચ્છાદે ઘણી;
દેવી દેવતા ભૂમિ સામંત, નિરખી રહ્યા [7]સમર માહંત. ૫૧
[8]અચલા ચાલી ચરણ પ્રહારિ, ઝબ ઝબ ઝબકાવે તરવારિ;
ક્ષિણે ક્ષિતિ રક્ષણ લહે જય વાદ, ક્ષિણે [9]રજનીચરનો ઉન્માદ.૫૨
ધનુષનિનાદ [10]ધરાધવતણો, ફેતકાર[11] રાક્ષસનો ઘણો;
તેણે દશ દિશિ ગાજી રહી, ઘણું ધ્રૂજવા લાગી [12]મહી. ૫૩
વ્યાત્ત વદન પિશાચ વિંધાય, અગ્નિશસ્ત્ર મહેલે મહાકાય;
જલદ શસ્ત્ર તે વારે રાય, તવ [13]પલાદ મુદ્ગર લઈ ધાય. ૫૪
નલરાયકુંડલી કરી કો[14] દંડ, બાણ અર્દ્ધ ચંદ્રાદિ પ્રચંડ;
તેણે કરિ મ્હેલે મર્મ પ્રહાર, પણ તે ન નમે દુષ્ટ લગાર. ૫૫
ક્ષણે હ્રસ્વ[15] ક્ષિણે[16] દીરઘ થાય,ક્ષિણ ક્ષિતિ[17] ક્ષિણ આકાશે જાય;
વામ પાશિ ક્ષિણિ દક્ષિણ લાગે,ક્ષિણ આગળ ક્ષિણ પૃષ્ઠ[18] વિભાગે.

---

૧ વિદ્યાધર. ૨ ગુસ્સાથી લાલચોળ. ૩ તરવાર. ૪ રાજા. ૫ તીર. ૬ સૂર્યની છાયા–પ્રકાશ. ૭ લડાઈ. ૮ ધરતી પગના ધબકારાથી કંપી ઉઠી. ૯ રાક્ષસનું તોફાન. ૧૦ રાજા. ૧૧ ફુંફાડો, ફુતકાર. ૧૨ પૃથ્વી. ૧૩ રાક્ષસ. ૧૪ ધનુષ. ૧૫ ટુંકો. ૧૬ લાંબો–મોટો. ૧૭ જમીન ઉપર. ૧૮ પાછલા ભાગમાં.

ઈમ ચિરદૃષ્ટિ કરી વંચના[1], વપુ [2]વરાહ ધરી દુર્મના;
અતિ ચંડાગતિ નાઠો જાય, તવ તે પૂઠે નરાધિપ ધાય. ૫૭
જિમ પન્નગ[3] કેડે પંખિરાજ, તિમ પલાદ પૂઠે મહારાજ;
ન ગણે ગર્ત્તા[4] ગિરિવન વૃક્ષ, ઉલ્લંઘે જાણે કરિ પક્ષ. ૫૮
ઘણી ભૂમિ જઈ ઢૂક્યો રાય, તવ તે શૂકર સન્મુખ થાય;
કોલ[5] ધરાધવ બે યુધ કરે, તેણે યુદ્ધે પર્વત થરહરે. ૫૯
રાયે મર્મસ્થાનકે માર, કીધો તીક્ષણ કુંત[6] પ્રહાર;
પડયો ભૂમિ આરડે[7] સશોક, ક્રૌંચકર્ણ પામ્યો પરલોક.[8] ૬૦
તવ વિજયી નલનૃપ ઉપરે, પુષ્પવૃષ્ટિ સુર કિન્નર કરે;
જય જય શબ્દ દેવ ઉચ્ચરે, તાપસવૃંદ હર્ષ સહુ કરે. ૬૧
તેં ઋષિની ચિંતા અપહરી,[9] તમોહરણ વન નિર્ભય કરી;
તે કુલપતિ[10] સવિ દે આસીસ, નૃપ જીવે તું કોડ વરીસ. ૬૨
ઇતિ આસીસ ઘણી મુનિ તણી, શિર આપણે ધરી સો[11] ગુણી;
નિજ પુર પહુતા લેઇ પરિવાર, વરત્યો સઘળે જયજયકાર. ૬૩
ગ્રંથ નલાયનનો ઉદ્ધાર, નલચરિત્ર નવ રસ ભંડાર;
કવિ નયસુંદર સુંદર ભાવ, એતલે હવો પ્રથમ પ્રસ્તાવ. ૬૪

ઇતિશ્રી નલાયનોદ્ધારે નલોપાખ્યાને ક્રૌંચકર્ણવધ-
વર્ણનોનામ પ્રથમઃ પ્રસ્તાવઃ



૧ ઠગાઇ. ૨ સૂઅરનું રૂપ. ૩ સાપ. ૪ ખાડો. ૫ સૂઅર. ૬ ભાલાનો માર મારી. ૭ બૂમો પાડે. ૮ મરણ. ૯ દૂર કરી. ૧૦ તાપસપતિ અને તાપસો. ૧૧ તે-રાજા.

# પ્રસ્તાવ બીજો.

(દુહા-છંદ.)

હવે બીજા પ્રસ્તાવનો, નલચરિત્ર અધિકાર;
બુદ્ધિમાનિ મુજ બોલતાં, સરસતી કરજો સાર. ૧
ભાનુમેરૂ ગુરૂપદકમળ, હૃદયકમળ રાખેસ;
કીર્ત્તિ પુણ્યશ્લોકની, ભલી પરે ભાખેસ. ૨

(ગાથા છંદ.)

नलनिव पुण्णसिलोगो, महासई जस्स देवि दमयंती;
तस्सय कीत्ति भणामो, रामोव्व जयंमि[1] विख्खाओ. ३

(પદ્ધડી છંદ.)

વિખ્યાત જસ જગમાંહે, એક દિવસ નૃપ ઉચ્છાહે;
પરવર્યો બહુ પરિવારે, આવિયો વનહ મઝારે. ૪
તિહાં અંબ જંબ કદંબ, જંબીર અર્જુન[2] લિંબ;
ધવ ખદિર[3] તાલ તમાલ, પુન્નાગ[4] ચંપકમાલ. ૫
કેતકિ બાલુ વેલિ, મચકુંદ મોગર વેલિ;
અતિ સદલ કદલિ[5] વૃક્ષ, વળિ અવર[6] તરવર[7] લક્ષ. ૬
શુક[8] પિક[9] કપિંજલ મોર, ચાતક[10] હારીત ચકોર;
કિન્નરી કિન્નર ગાન, તિહાં સદા [11]મુદ અસમાન. ૭

(ઢાળ ૧લી-દેશી-ચોપાઈ.)

રમે રંગિ તિણે વન મહારાય, એહવે ઇક [12]પંથિ પથિ જાય;
તીરથ કરતો ભુતલ ભમે, સો નૃપને દેખે તિણ સમે. ૧
મન ચિંતે એ મોટો રાય, એ જંગમ-તીરથ કહેવાય;
એહનો વદન વિલોકન થાય, તો નિર્મળ હોવે મુજ કાય. ૨

---

૧ જગતમાં. ૨ સાદડ. ૩ ખેર. ૪ પુંનાગ. ૫ કેળો. ૬ બીજાં. ૭ ઝાડ. ૮ પોપટ. ૯ કોયલ. ૧૦ બપૈયા. ૧૧ આનંદ. ૧૨ વટેમાર્ગુ.

ઇશું [1]વિમાસી નળનૃપ પાસિ, સો પંથિ પહુંતો ઉલ્લાસિ;
તિણે નયણે નિરખ્યો ભૂપાળ, ચિંતે અવરરૂપ સવિ આળ. ૩
સો પંથી નૃપ દૃષ્ટે હવો, પૃથિવીપતિ પરખી અભિનવો;
નિજ [2]સમીપ તેડયો સો ગયો, પ્રભુ પય પ્રણમી આગળ રહ્યો. ૪
નળનૃપતિ તસ દેઈ સન્માન, પૂછે સાંભળ સુગુણનિધાન;
કુણ કુણ તીરથ યાત્રા કરી? હવે કિહ જવાની મતિ ધરી? ૫
ભૂતળિ ભમતાં કૌતુક વાત, દીઠી હુએ તે કહો મુજ ભ્રાત;
સો કહિ મેં બહુ તીરથ કર્યાં, હિવ મુજ નિજ મંદિર સાંભર્યાં. ૬
રાજન્! વાત સુકૌતુક એક, સો કહિતાં નહું આવે [3]છેક;
પણ જે પૃથિવી [4]રત્નસવા, [5]સા નયણે નિરખી અભિનવા. ૭
દક્ષિણ દિશિ છે દેશ વિદર્ભ, સી નર રત્ન અમૂલિક ગર્ભ;
[6]કુંડિનપુર તિહ સરસ વિશાળ, ભીમનરિંદ પ્રજાપ્રતિપાળ. ૮
[7]મહિષી પુષ્પમતી પદ્મિની, સુતા તાસ **દમયંતી** કની;
શ્રી ગુણરૂપ રયણકી [8]ખની, અદભુત વાત સુણો તેહની. ૯
હું તે પુર આગળ સંચર્યો, તિહને વનિ વિસામો કર્યો;
ઇક વડ છાંહિં બેઠો યદા, તૂર શબદ મેં સુણિયા તદા. ૧૦
નર વિમાનિ સા બેસી કરી, દાસી [9]સહસ સાથ પરવરી;
તિણ વનક્રીડા કરવા કામ, આવી હું બેઠો જિણે ઠામ. ૧૧

૧ વિચારીને. ૨ પાસે. ૩ પાર. ૪ રત્નોને પ્રસવનારી. ૫ સુંદરી.
૬ ખરી રીતે 'કુંદન' અથવા 'કુંદિન' જોઇએ. પરંતુ પ્રાચીન સમયે વિશેષ નામોમાં આવો ભેદ કેમ નહિ હોય તે સમજી શકાતું નથી. દાખલારૂપે 'દંડ' 'નાંદોલ' 'નાદલાઈ' ને પણ 'ડંડ' 'નાડોલ' 'નાડલાઈ' લખવામાં આવતું ને હજુ લખાય પણ છે. જેમકે 'ડુમસનું' 'ડુમસ.' અર્થાત્ વિશેષ નામોમાં 'ડ'કારનો બહુ ભેદ તે કાલે નહતો તેવું જણાય છે. અને તે (ડ-દ) લખવામાં આવતું તે ચાલતું હશે. ૭ રાણી પુષ્પમતી. મેઘરાજના નળાખ્યાનમાં 'પુષ્પવંતી' અને પ્રેમાનંદમાં 'પદ્મની' નામ આપ્યાં છે. ૮ ખાણ. ૯ હજાર.

શિરપર શ્વેત છત્ર છાજિયે, બિહુ પાસે ચામર દીજિયે;
[1]નિસાણે વળી આ નિર્ઘોષ, તે દીઠે વાધે સુખપોષ. ૧૨
પુરૂષ ભણી હું અળગો રહ્યો, સા સુંદરીની દૃષ્ટે થયો;
પરદેશી પંથી જાણિયો, દાસી [2]પાહિ પાસે આણિયો. ૧૩
સા કન્યાયે હું પૂછિયો, નર તેં કવણ દેશ [3]વંછિયો ?
કવણ કવણ દેશાંતર ભમ્યો ? કુણ કુણ તીરથ નાહ્યો નમ્યો ? ૧૪
બંધવ ! સુણ ઇક પૂછું વાત, ચંદ્ર (સૂર્ય) સુવંશી નૃપ અવદાત;
પુરિ કોશલાનો રાજિયો, નિષધ નૃપતિસુત ગુણિ ગાજિયો. ૧૫
જસ જનની લાવણસુંદરી, કીરતિ તાસ વિમળ વિસ્તરી;
વૈરિવાર વન અનલ અબીહ, શ્રીનળરાજ રાજગુણ લીહ. ૧૬
[4]માગધજન મુખિ યશ વિસ્તર્યો, [5]અવનિ ઇંદ્ર અભિનવ અવતર્યો;
દાનિ દરિદ્ર વિશ્વનું હણ્યું, રૂપે કામદેવ નિરજણ્યું. ૧૭
ક્રૌંચકર્ણ જિણ હણ્યો પલાદ, શ્રવણ નયણ મુજ લાગ્યો વાદ;
[6]મુજ મનમૃગ વાગુર જ્યું ભયો, સો નર કિહ તુજ દૃષ્ટે થયો ? ૧૮
વળતું હું બોલ્યો સુણ માત, તે મુજ ન મિલ્યો મહા વિખ્યાત;
હવે મુજ સો[7] દિશિ જાવા લાગ, પુણ્યયોગિ પામિશ તસપાગ. ૧૯
સુણી વચન સા મારૂં તથ્ય, તો તિણિ મુજ દીધાં નેપથ્ય;
વાળ્યો બહુ [8]શંબળ દેઈ બળે, કહ્યું મુજ સંભારે સો મિલે. ૨૦
સા કન્યા મેં દીઠી ઇસી, ઇંદ્રલોકિ [9]અમરી નહુ તિસી;
તિહને ભાળ તિલક દીપતો, દીસે ભાનુપ્રભા[10] જીપતો. ૨૧
તે પિણ જન્મકાળથી ભણું, એ અચરિજ મેં દીઠું ઘણું;

---

૧ નગારે ડંકા દેવાથી અવાજ થતો સાંભળ્યેથી અને તેણીને દીઠેથી સુખની પુષ્ટિ વધે છે. ૨ મારફત. ૩ ઇચ્છયો છે ? ૪ માંગણ–યાચકજનોથી ! ૫ પૃથ્વીમાં. ૬ મારૂં મન ફંદમાં ફસાયલા હરિણની પેઠે તેના ગુણમાં સપડાયું. ૭ તે દિશામાં. ૮ ભાતું. ૯ દેવાંગના. ૧૦ સૂર્ય તેજને પણ જીતે તેવો, અને તે પણ વળી જન્મથીજ, તિલક સહિત જન્મેલી.

સુણિ હો વીરસેન નૃપ જાત, ઇણુ થલ ભૂલી નથી વિધાત. ૨૨
જો સા વરસે તુજને કની, તો હર્ષિત હોશે [1]મેદની;
થાશે સફળ [2]સ્વયંભૂ પ્રયાસ, [3]ઉભય ચિત્તની ફળશે આશ. ૨૩
તુજને [4]સ્વસ્તિ હુજો રાજન્ન, મનવંછિત ફળજો [5]અનુદિન્ન;
હિવ મુજ શીખ દિયો મહારાય, જિમ હું પહુચું માહરે ઠાય.૨૪
પંથિ વચન સુણી હરખીઓ, મહાપ્રસાદ પૃથિવીપતિ કિયો;
તસ વંછિત દઈ વોળાવિયો, નિજમંદિર મહીપતિ આવિયો. ૨૫

(ઢાળ ૨ જી–રાગ રામગિરી.)

ભૂપેં પંથિ વાળ્યો સુમુહૂત્તરે, નળ નૃપ સુંદર મંદિરિ પુહુત્તરે;
સો પંથિને ક્ષિણુ ન વીસારેરે, વળી વળી તેહની વાત સંભારેરે.૧

(ત્રૂટક.)

સંભારતાં ગુણુ સુજન કેરા, કિમહિ ન આવે પાર;
ભીમિ વિના સો ભૂપતિ, સૂનો લહે સંસાર. ૨
સુગુણુ સુણ્યા દમયંતીના, જે દિનથી રાજાનિ;
પરબ્રહ્મ યોગીની પરે, સો રહ્યો તેહને ધ્યાનિ. ૩
રતિ નહી બેઠાં સભામાંહિ, ગીત શું નહીં ચિત્ત;
નાટક નામ ન સંભરે, સો ઉષ્ણુ નાવે શીત. ૪
[6]ઉદ્યાન–મંદિર–રજની–વાસર, નહી રતિ સુખ સેજ્જિ;
ગૃહ વાટિકાએં ખંડોખલી, નવિ રમે રાજા હેજિ. ૫
કરે તાપ [7]ચંદન ચંદ્રમા, ન સોહાય ચંગા ચીર;

---

૧ ભૂમીના મનુષ્યની મેદની. ૨ લોકોના કહેવા પ્રમાણે જો સૃષ્ટિ બ્રહ્માએ રચી હોય તો તેમની મહેનત દમયંતીને જન્મ આપવાથી સફળ થઇ ગણાશે, જ્યારે, ૩ બેઉની આશા ફળશે તે વારે. ૪ કલ્યાણ. ૫ હમેશાં. ૬ વનવાટિકામાં, ઘરમાં, રાતમાં, દિવસમાં. ૭ ચંદન અને ચંદ્રમા શીતળના કરનાર છતાં તે વિરહની દશાઓના વેગથી તાપ–સંતાપ કરતાં હતાં, કેમકે તેઓ વિરહને વધારનાર છે જેથી શાંતિને બદલે અશાંતિ વધારતાં હતાં.

અતિ ગવિક્ષ સરસજ સૂણડી, નવિ રૂચે સાકર ખીર. ૬
કર્પૂરવાસિત [1]બીડલી, કસ્તૂરિકા ગુરૂવાસ;[2]
શ્રીખંડ[3] કેસર અંબરા, નવિ કરે અંગે ઉલ્લાસ. ૭
મચકુંદ મોગર માલતી, ચંપકો દુમનક વેલી;
કેતકી કંદુક કુસુમશું, ન સોહાય કરવી કેળી[4]. ૮
સા વાત વળી વળી સાંભરે, નવિ વીસરે ક્ષિણુ એક;
દશ[5] દશા લાગી પ્રગટિવા, તવ ધરે રાય વિવેક. ૯
જુઓ મદન[6] મોટો સુભટ એ, જિણે વશ કર્યાં ત્રિભુવન;
વેગળી[7] જનશ્રુતિ સાંભળી, વિહ્વલ થયું મુજ મન. ૧૦
ઉલ્લાસ અણદીઠે થયો, જઈ રહ્યો તિહાં મન-રંગ;
જંજાળે પાડયો જીવડો, કલપના કોડિ કુરંગ. ૧૧
એ મદન રંગે મોહિયા, પ્રાણી ત્યજે નિજ પ્રાણ;
જે પંડિતા ગુણ મંડિતા, ક્ષણુ થાય તેહ અજાણ. ૧૨
પડતાંરે પ્રમદા જાળમાંહિ, જડજંતુ ને શીંગાળ;
અતિ પીવરા જે ધીવરા, તેહું પડે તતકાળ. ૧૩
ઇંદ્રિ[8] એકેકી મોકળે, પ્રાણી લહે દુઃખ દેખિ;
આલાન[9] બંધનિ ગજ પડયો, લોલુપી સ્પર્શ વિશેષિ. ૧૪
જીભડી પરવશ માછલું, માંસનું લોભી ભાળિ;
કંઠડે લાગે કાંટડો, તવ લહે મરણુ અકાળિ. ૧૫
નાસિકા પરવશ ભમરલો, કમળે બંધાણો રાત્તિ;

---

૧ પાનબીડું. ૨ અગરનો સુવાસ. ૩ ચંદન. ૪ આનંદ-રમ્મત ગમ્મત. ૫ અભિલાષા, ચિંતા, ગુણકથન, સ્મૃતિ, ઉદ્વેગ, પ્રલાપ, ઉન્માદ, જડતા, વ્યાધિ અને મરણ આ દશ અવસ્થા પ્રગટવા લાગી. ૬ કામદેવ. ૭ ફક્ત અન્ય મુખથી વાત સાંભળી લીધાથી છેટે રહ્યે છતે પણ. ૮ એક એક ઇંદ્રિયોના રસથી પણ જીવો દુઃખ ખમે છે તે કવિ વર્ણવે છે. ૯ હાથી બાંધવાનો સ્તંભ.

વન-કરી-સુખ મારગ થઇ, પરલોકે જાય પ્રભાતિ. ૧૬
રંગિયો દીપ પતંગીઓ, લોચન વશ પરમાણિ;
સો અંગ જાળે આપણું, ઇમ કરે જીવિત હાણિ. ૧૭
મૃગલુંરે નાદ સવાદિયું, છે શ્રવણ પરવશ તાસ;
સો મૂઢ તેણે મોહિયો, બંધાય લુબ્ધક પાસ. ૧૮
ઇમ એકેકું આચર્યાં, વિષય દેય પંચત્વ;
પાંચે પરગટ પરવશે, કિમ સુખે રહેશો સત્વ. ૧૯
સ્ત્રીચરણ[1] નૂપુર રૂણિતથી, ઉનમત્ત હુએ રસરાજ;
ત્યાં ફળે તરૂ તિલકાદિકા, જ્યાં કરે રંભન કાજ. ૨૦
એકેંદ્રિ આદિકને નડે, આંકડે ન નમે ગર્વ;
ઇણ વિષય વૈરી વાંકડે, સાંકડે રાખ્યું સર્વ. ૨૧
સંસાર પારાવારનો, ઉત્તાર નહીં દુસ્તાર;
ચિત્તમાંહિ જો ચંદ્રાનના, નવિ ભજે ભાવ વિકાર. ૨૨

(અનુષ્ટુભ્.)

"संसार तव पर्यंत, पदवी न दवीयसी;
अन्तरा दुस्तरा नस्यु-र्यदिरे मदिरेक्षणाः"

કલિમલ અભૂખ અનાદરૂ, કરે અરતિ તે અતિદાઘ;
મન ગુફામાંહિ જબ વશ્યો, એ વૈરી વિષય વાઘ. ૨૩

---

૧ સ્ત્રીના પગનાં ઝાંઝરનો ઝણકાર થવાથી કામદેવનો મદ ચડે છે. ચંપો, તલ, આશોપાલવ વગેરે ઝાડો પર સ્ત્રીનાં કટાક્ષ, પાનનું પીક, સ્પર્શ તથા ઝાંઝરનો નાદ થવાથી ન ફળતાં :હોય તે ફળે છે. જુઓ એ મારેના દુહાઃ—

" દિવ્ય સુંદરી જો કરે, બકુલ-વૃક્ષ પર ધાર;
" મુખથી મધુ-ગંડૂષની, ફાલે તે તત્કાળ. ૧
" નૂપુર-રવથી ઝણકતા, ચરણે કરે પ્રહાર;
" અશોકને કદિ સુંદરિ, પુષ્પ ગ્રહે તે વાર." ૨

પંડયાકૃત કાદંબરી, પૃષ્ઠ ૭૬, આ૦ ૪થી.

ત્રિવટે ત્રિવળિ કુચ ચુવટિ, સ્ત્રી અંગે કામ પિશાચ;
અહનિશિ વસે તિહાં જો(ખલુ)ખલ્યો[1], સો છળ્યો માને સાચ. ૨૪

( ગાથા-છંદ. )

"मध्ये त्रिवलि त्रिपथे, पीवर कुचचत्वरे च चपलदृशाम्;
छलयति मदनपिशाचः, पुरुषं हि मनागपि स्खलितम्."

સ્ત્રી અંગ ભૂ કુચ પર્વતા, રોમાવલિ મહાવન્ન;
તિહાં વસે મનમથ ચોરટો, લૂટવા નર લખ ધન્ન. ૨૫

( દૂહા-છંદ. )

"अवलादेह अंग अतिनीको, उरवर भूमि अपूरवतत्थ;
तत्थ उत्तंगपयोधर पर्वत, गिरिपरिशिखर परे समरत्थ.
वरदराजमनि वनरोमावलि—लूंटे लख जिहि नरनथ्थ;
तिहिमन जाइ मनभ्रमभूलित, हरिहरचित्त हठी मनमथ्थ."

ઉનમત્ત હરિ કરિ વશ કરે, ખેલવે કાલ [2]ભુજંગ;
તે સુભટ સબળા પેખિયે, વિરલા [3]વિદ્દારે અનંગ. ૨૬

( वसन्ततिलका भर्तृहरि शृंगारे. )

" मत्तेभकुम्भदलने भुवि सन्ति शूराः,
केचित्प्रचण्डमृगराजवधेऽपि दक्षाः;
किन्तु ब्रवीमि[4] कृतिनां पुरतः प्रसह्य,
कन्दर्पदर्पदलने विरला मनुष्याः ! ६ "

મન થકી પાપી પ્રગટિયો, એ વિષમ કોઈ વિકાર;
તેણિ જાણ અજ્ઞાની કર્યો, સંવર્યો શાસ્ત્ર વિચાર. ૨૭

---

૧ સ્ખલિત થએલ. ૨ સિંહ અને હાથીને તાબે કરે પણ, કામદેવનો નાશ કરે તેવા વિરલા હોય છે. ૪ प्रत्यन्तरे 'वलिनां.'

મુજ સુજનશું દુર્જનપણું, રે કાં કરે કંદર્પ;
પણ લહી મેં પરિ તાહરિ, તું દૂધ પાયો સર્પ ! ૨૮
માનું-કામ કહે નળરાયને, તેં તડિ કરી મુજ દેહ;
તે વૈર વળતું વાળવા, મેં લહ્યો અવસર એહ. ૨૯
વળી રાય મનશું ચિંતવે, સંભવે સાચું એહ;
તે સુંદરી શું માહરે, સહી [1]ગત-ભવાંતર નેહ. ૩૦
અન્યદા મુજશું એવડો, ન કરે અનંગ કુરંગ;
જિહાં તિહાં ન બેસે જીવડો, પણ સહી પૂરવસંગ. ૩૧
સા કમળનયના કામિની, થિર રહી મુજ મન ઇમ્મ;
તેહનારે મનની વાતડી, મૈ લહી જાશે કિમ્મ ! ૩૨
ધન્યા રે સા કન્યા હજી, કુણ હુશે તસ મન કંત;
મુજને સંભારે શ્યાભણી ! કિમ લહિશ એ વૃત્તાંત. ૩૩
અથવા રે જે જગદીશ્વરે, દીઠું હશે તે સત્ય;
કલપના છોડિ કારિમી, આરાધિયે એક નિત્ય. ૩૪
સુવિચાર એ સાચો કરી, [2]સંવરી ઇંદ્રિય આપ,
નળરાય રાજ સુખે કરે, પરિહરિ પાપ સંતાપ. ૩૫

( ચોપાઇ-છંદ. )

અંથ નલાયનનો ઉદ્ધાર, નલચરિત્ર નવરસ ભંડાર;
કવિ નયસુંદર સુંદર ભાવ, એતલે હવો દ્વિતીય પ્રસ્તાવ. ૩૬

ઇતિશ્રી નલાયનોદ્ધારે નલચરિત્રે પથિકવાર્તાવર્ણનોનામ
દ્વિતીયઃ પ્રસ્તાવઃ



૧ દમયંતી અને નળને પૂર્વના પાચ ભવનો સ્નેહ હતો. "પૂરવ પાંચ ભવાંતર ચરી, નળરાજે દવદંતી વરી;" મૌક્તિક ૩. પાનું ૩૨૨.
૨ વશ કરી.

# પ્રસ્તાવ ત્રીજો.

(દોહા-છંદ.)

જિન મુખ ભારતી ભગવતી, મુજ મુખિ કરો નિવાસ;
જિમ ત્રીજા પ્રસ્તાવની, કહું કથા ઉલ્હાસ. ૧
વિનય કરી નિત વંદિએ, ભાનુમેરૂ મુનિરાય;
નલ નરેંદ્ર ગુણ બોલતાં, જિમ મતિ નિર્મલ થાય. ૨

(ઢાળ ૧ લી-દેશી ચોપાઇ.)

અન્ય દિવસિ માતા સરસતી, હંસવાહના અતિ હરખતી;
સાથે સઘળો નિજ પરિવાર, ચલી મેરૂ શિખરિ સુવિચાર. ૧
શ્રી હ્રીં કીર્તિ કાંતિ દેવતા, શારદસખી ગુણે અનુરતા;
આપ આપણે વાહનિ ચડી, ચાલી ચતુર દેવિ ચડવડી. ૨
આસો શુદિ અઠ્ઠાહી તણા, ઉત્સવ નવરજનીના[1] ઘણા;
સિદ્ધાયતન વંદવા કાજ, ચાલી માત ચડી હંસરાજ. ૩
સાથે અવર[2] દેવી બહુ થઈ, કનકાચળ[3] નંદન વન ગઈ;
શાશ્વત જિન વંદ્યા મન હસી, પાંડુકવન પુહુતી ઉલ્લસી. ૪
સિદ્ધાયતન જિનેશ્વર તણી, શાશ્વત મૂરતિ વંદી ઘણી;
પૂજી પરમેશ્વરના પાય, ઉત્સવ સુરી[4] કરે તિણ ઠાય. ૫
ગાય ગીત નાચે મન રળી, જાણે સવિ આશા અહીં ફળી;
નવ દિન ઉત્સવ કરી સુચંગ, ઠામે પહુંચવા હૂઓ રંગ. ૬
અવર દેવના વાહન જેહ, સવિ આગળ આવિ રહ્યાં તેહ;
હંસ ન આવ્યો લાગી વાર, પૂછે પરમેશ્વરી વિચાર. ૭
અવર દેવિ વાહન હારીત, બોલ્યો તવ ઈક થઇ વિનીત;
માત તુમારૂં વાહન જેહ, રાજહંસ અતિ ઉજ્વળ દેહ. ૮

---

૧ નવરાત્રીના. ૨ બીજી. ૩ મેરૂશિખર. ૪ દેવી.

બાલચંદ્ર નામે પંખિયો, નિજ હંસી દેખી હરખિયો;
કમળ મૃણાલ જાળ છે જિહાં, સોમકળા શું ક્રીડે તિહાં. ૯
સાચી વાત લહી સા જિમેં, તવ દેવી ક્રોધે ધમધમે;
ઘૂર્મિત લોચન સુરત શ્રમેં, આવ્યાં બાલચંદ્ર સો તિમેં. ૧૦
કોપ વચનિ બોલી સરસતી, જારે [1]વિગતત્રપ દુર્મતી;
વાહન તું માહરૂં વિહંગ, તીરથ ભૂમિ થયો [2]રતરંગ. ૧૧
બાહીલપણે [3]વરકાસ્યું રંમ્યો, જો તેં ન્યાયપંથ અતિક્રમ્યો;
તો તુજ વાસ [4]ભૂમિહુ ખરો, જાયાપતિ ક્ષિતિમંડળિ ફરો. ૧૨
ઈતિ શારદાતણો હુઓ શાપ, તવ તે હંસ ધરે સંતાપ;
પરમભક્તિ જઈ લાગ્યો પાય, [5]કરિ કરિ કૃપા હવે મુજમાય.૧૩
જનની ક્રોધથકી ઉપશમો, એ અપરાધ કર્યો તે ખમો;
તવ સવિ દેવી થઈ ઈકમતી, શ્રીવાણીને કરે વીનતી. ૧૪
ભગવતી ! બોલ [6]માનિ અમ ખરો, એહને શાપ [7]અનુગ્રહ કરો;
એ [8]મરાળ માતા તુમ બાળ, એહશું કોપ કરો વિસરાળ. ૧૫
તવ સરસતી કહે થઈ કૃપાળ, મહી મંડળિ કો મહાભૂપાળ;
વિરહાતુર અતિ વ્યાકુળ ચિત્ત, રાજસુતા સાથે [9]અનુરત્ત. ૧૬
તેહનું [10]દૂતપણું તું કરી, વિરહવેદના વારિશ ખરી;
સુરનર નાગ પ્રસિદ્ધ વખાણ, તવ તુજ શાપ અનુગ્રહ જાણ. ૧૭
ઈશું કહી બ્રાહ્મી સંચરી, અવર [11]વિહંગમ વાહન ધરી;
નિજ ધાનકિ પુહુતી શારદા, કહે હંસ હંસીને તદા. ૧૮
સોમકળા ! તુંમ પડિય શોકિ, આપણ જઈ વસશું ભૂલોકિ;
વહેલો શાપાનુગ્રહ કરી, સુર સુખ ભોગવશું સુંદરી. ૧૯

---

૧ લાજ વગરના. ૨ કામદેવની ક્રીડામાં આસક્ત. ૩ સ્ત્રી સાથે. ૪ ભૂમિમાં. ૫ કર, કર. કૃપા કરો. ૬ માન, અવધાર. ૭ શાપ મટવા-કોઈક થવા કૃપા કરો. ૮ હંસ. ૯ લીન થયેલો. ૧૦ તેનું દૂતપણું તું કરીને. ૧૧ પક્ષી.

શાપ શારદાનો [1]અન્યથા, આ [2]કલ્પાતિ ન હુવે વૃથા;
હવે રીસ માતાની ઘણી, પરિણામિં સા યશકારિણી[3]. ૨૦
હું વાહન છું બ્રાહ્મીતણું, મનિ વિજ્ઞાન દેખાડું ઘણું;
ગરૂડ પ્રપૌત્ર પ્રબળ પંખિયો, માહરે મિત્ર સબળ સાખિયો. ૨૧
તિણે મુજશું કીધી છે વાત, કુંડિનપુરિ **ભૈમી** અવદાત;
**નળનૃપ**શું લાગ્યો તસ નેહ, નળ મન સબળ વસી છે એહ. ૨૨
તે સુપાર્શ્વ પંખી [4]ચુણ ભણી, જાએ ભૂમિ નિરંતર ઘણી;
તિણિ એ વાત સર્વ છે લહી, મિત્ર [5]માટિ મુજ આગળ કહી. ૨૩
સા **ભૈમી નળ**નરપતિ તણું, દૂતપણું બોલિસ હું ઘણું;
અન્યો-અન્ય વધારશિ પ્રેમ, શાપાનુગ્રહ હોશે એમ. ૨૪
ઇમ કહી સમજાવી સુન્દરી, સોમકળા હંસી મન ઠરી;
સાથે અવર હંસ પરિવાર, રાજહંસ સાંચર્યો [6]સદાર. ૨૫
શરદકાળ આવ્યો તિણિ સમે, વળી **નળ**રાજા વનમાંહિ રમે;
વિરહાનળ પુનરપિ વ્યાપિયો, કામ દમે નૃપને પાપિયો. ૨૬
વીસરવા વિરહ વનમાંહિ, એક દિન રાય રહ્યો તરૂ છાંહિ;
એટલે રાજહંસિની [7]રાશિ, [8]ક્ષિતિ પુહુતી હુંતી આકાશિ.[9] ૨૭

---

૧ નકામો. ૨ આ કલ્પના અંતે ખાલી જનાર નથી. ૩ છેવટે મારાં માતુ યશ દેનારાં છે. ૪ કણ, દાણો. ૫ માટે. ૬ સ્ત્રી સહિત. ૭ ટોળું. ૮ પૃથ્વી ઉપર. ૯ પ્રેમાનંદના નળાખ્યાનમાં પણ હંસ સમાગમ વર્ણવી હંસ પાસે દૂતપણું કરાવેલું છે. માત્ર આમાં નળને પાન્થિકદ્વારા દમયંતી જાણવામાં આવે છે. જ્યારે પ્રેમાનંદમાં નારદજીદ્વારા જાણ કરાવી, પછી હંસનું દૂતપણું કથ્યું છે. આમાં વર્ણવેલી સરસ્વતી અને હંસની વાત પ્રેમાનંદમાં નથી. પ્રેમાનદે માત્ર વનમાં મેળાપ થયો ત્યાંથી વર્ણવ્યું છે. જુઓ—

"એવે સમે બહુ હંસ ત્યાં દીઠા, સુવર્ણનાં છે અંગ;
તે દેખી દમયંતી વિસરી, ટળી ગયો અનંગ.

જાણે ઉજ્વળ પિંડ કપૂર, અથવા ક્ષીરોદધિ-જળપૂર;
મહાદેવનો હાસ્ય સમૂહ, [1]મુક્તાહાર નિકરનો ઊહ. ૨૮
[2]તપ્તરજત શશિ કિરણ કદંબ, દુગ્ધભૃત દક્ષણ ભ્રમ[3]કંબુ;
[4]દધિચય શેષનાગ [5]નિર્મોક, દીઠો રાજહંસનો થોક. ૨૯
અતિ સુંદર ચંચા ને ચરણ, અનુપમ અવર અંગનો વરણ;
સહસા તિણ વન હવો પ્રકાશ, રાજા અચરિજ જુવે ઉલ્લાસ. ૩૦
સબળો રાજહંસનો સાથ, તેહનો બાલચંદ્ર [6]યૂથનાથ;
કનકવલય તસ કંઠિ વિશાળ, રત્નજટિત અતિ ઝાકઝમાળ. ૩૧
મુખ મરતક તે સોવન વરણ, અતિ સુંદર સોહે આભરણ;
ચરણે વજ્ર રત્ન મંજીર, બોલે વિમળ વચન ગંભીર. ૩૨
તિણ હંસે રાજા મન હર્યું, દેખી રૂપ હૃદય અતિ ઠર્યું;

---

"નહોતું દીઠું તે મેં દીઠું, આવ્યો દીસ અનુક્રમી;
આવી કનકની જાત પંખીની, બ્રહ્માએ ક્યારે નિરમી.

* * * *

"એવે સકલ પંખીનો રાજા, દીઠો પૃથ્વીમાંય;
વૃક્ષ તણે થડ નિદ્રા કરીને, ઉભો છે એક પાય."

આમાં અને પ્રેમાનંદ એ બંનેમાં મૃગને રાજાએ લીધાનું વર્ણવ્યું છે. ફેર માત્ર એટલો છે કે પ્રેમાનંદમાં હંસ પકડાયો ત્યારે દિલગીર થઈ ચંચુપ્રહાર કરી, છેવટે રાજાનું મન લઈ હર્ષથી તેણે વાત કરી. અને આમાં રાજાના હાથમાં આવતાંજ હંસે આશીર્વાદ દીધો.

શ્રીમેઘરાજકૃત નળાખ્યાન લઘુ હોવાથી આ પ્રસંગ વર્ણવવામાં આવ્યો નથી. એમાં નળના પાંચ પૂર્વભવ, અને નળનું સામાન્ય વર્ણન વર્ણવી, દમયંતીના સ્વયંવરની વાત કરી છે.

૧ મોતીના હારનો ઢગલો. ૨ તપાવેલી ચાંદી-રૂપું. ૩ શંખ. ૪ દહીંનો જત્થો. ૫ શેષનાગની કાંચળી. ૬ ટોળાનો નાયક.

અતિ કૌતુકે ચિત્ત[1] આવર્યો, રાય કર લેવા મન કર્યો. ૩૩
અતિ આનંદ્યો નળ ભૂપાળ, યૂથનાથ ગ્રહ્યો હાથ [2]મરાળ;
[3]નૃપ કર કમળ પદ્મ પાંખડી, બેઠો બુદ્ધિમંત તિહાં ચડી. ૩૪
બોલે મધુરાં વચન [4]પ્રધાન, ચિરંજીવ નળ મહારાજાન !
વિશ્વવિશ્વનો તું આધાર, તુજને સદા હુજો જયકાર ! ૩૫

(આર્યા–છંદ.)

" जय जगदखिलं खिलीकारिष्यन् ,
कुमुद मद प्रतिपन्थिभिर्यशोभिः ॥
निषधनृप निषिद्ध सर्वशत्रो,
निखिलनिर्मगिनिषेविताज्ञ नित्यम् ः ॥ १ ॥

( વસંતતિલકા. )

राजेन्द्रराजति भवद्वनराजिरेषा,
प्रौढालिरञ्जन समानतमालकान्ताः ॥
यद्वामहीपति सभा कतमापि भाति,
प्रौढालि रञ्जन समानतमाल कान्ता ॥ २ ॥ "

રાજન પુંડરીક મદહારી, અતિ નિર્મલ તાહરૂં યશવારિ;
તે પરિસર્યું સકલ સંસારિ, વિમલ હવું તિણે જગ વિસ્તારી.૩૬
રાજન તુજ કીરતિ હંસિકા, હવી [5]વિરંચી હંસ સંગિકા;
તિણે સા [6]વરટા હુઈ ગર્ભિણી, પછી ભૂમિ ઉલ્લંઘી ઘણી. ૩૭
સવિભૂ ભમી ગઈ આકાશ, પુહુતી સુરગંગાનિ પાસ;
તિણે તટે અવસ્થાન ક્ષણ કિયો, શરદચંદ્ર ઈંડક પ્રસવિયો. ૩૮

---

૧ ચિત્તની ચતુરાઈ ઢંકાઇ ગઇ. ૨ હંસ. ૩ રાજાના હાથરૂપી કમળની પાંખડી ઉપર. ૪ ઉત્તમ. ૫ બ્રહ્મા. ૬ હંસી.

તવ યશ રાજહંસ રાજન્ન, તસ નિવાસ પિંજર ત્રિભુવન્ન;
પાણી પાત્ર જલધિ તસ ઘણો, અરિયશ ધવળ કમળ સો ચુણો. ૩૯
તવ કીરતિ કન્યા જગમાંહિ, રાજન ખેલ કરે ઉચ્છાંહિ;
ક્રીડા ભૂમિ હિમાચળ કર્યો, પૂર્ણચંદ્ર [1]કંદુક કર ધર્યો. ૪૦
ઓડાખલિ ખીરોદધિ તાસ, શિજ્યા દિગ્ગજ દંત નિવાસ;
ઓઢણિ સુરગંગા શશિમુખી, ગોદેવિ તેહની પ્રિય સખી.૪૧
પંચાલિકા મિથુન સા તણું, નૃપ [2]ગિરીશ [3]ગૌરી તે ભણું;
તવ કીરતિ-કન્યા ક્રીડવા, રચ્યા ખેલ [4]દ્રુહિણે અભિનવા. ૪૨
સત્ય કહું મત જાણે આળ, તવ કીરતિ યોગિની કૃપાળ;
એક કર હિમગિરિદંડ વિશાળ, દ્વિતીય પાણિ તસ તારકમાળ. ૪૩
હિમરૂચિમંડલિ કાપાલિની, ભાલિ તિલક જસ સુર વાહિની;
ખિણમાં નાશ કરે રિપુજાળ, વિજયવતી સા હુ ચિરકાળ. ૪૪
તવ કીરતિ દૂતી સંચરી, ત્હારે વશ કરવા સુંદરી;
પહિલાં [5]હરિપત્ની ભોળવી, નિશ્ચળ મન તુજશું મેળવી. ૪૫
તવ મન શંકા કરે [6]ગિરીશ, આપે હુઓ અર્દ્ધ નારીશ;
બ્રહ્મા સુણી ચતુર્મુખ ભયો, સહસ નયન તે સુરપતિ થયો. ૪૬
એ આશંકા કરી વિચાર, ન કરે નારી-સંગ કુમાર;

---

૧ દડો. આ કાવ્યની અંદર ઘણુજ અલંકાર સાથ રાજાની સુકીર્તિ આદિનું વર્ણન છે તે જો સવિસ્તર વર્ણન કરવા જાય તો આખું પૃષ્ઠ ભરાય તેમ હોવાથી તેનું રહસ્ય સુજ્ઞ અલંકારના જાણુકારથીજ જાણી લેવા સોંપવું પડ્યું છે. ૨ મહાદેવ. ૩ પાર્વતી. ૪ બ્રહ્માએ. ૫ લક્ષ્મી. ૬ મહાદેવ અને પાર્વતીના હરણ માટે શંકા થવાથી અર્દ્ધ અંગમાં તેણીને શમાવી દીધી. બ્રહ્માજી તો તે આશ્ચર્યના લીધે ચાર મુખવાળા થયા. ઇંદ્ર હજાર નેત્રવંત થયા અને કાર્તિક સ્વામી તો શંકાના ભયથી સ્રીનો સંગજ ત્યજી કુંવારાજ રહ્યા.

સા તવ કીરતિ નિર્મળ હુંતે, નળ નૃપ કોટિ કલ્પ જીવજો![1] ૪૭
[2]સાલંકાર ઇસી સરસતી, રાજહંસને મુખિ વરસતી;
નળનરેંદ્ર શ્રવણે સાંભળી, ચિતશું ચમત્કૃત થયો વળિ વળિ! ૪૮
[3]ઇલાનાથ એહવું મન ધરે, આહો નવીન અપૂરિજ એ ખિરે!
લક્ષ ગમિ ગો કિશા મરાળ, હવાનુ ઓધ તેહનો ભૂષપાળ! ૪૯
પિંછ પરિચ્છદ પંખી જાતિ, એહ તન રત્નાભૂષણ વિભાતિ!
અત્યદ્ભુત એહની [4]ભારતી, વિમલમતિ એ કુણ [5]ખગપતિ! ૫૦
સકળ ગુણોદય પ્રભુતાપણું, એ પંખીને ઓાળે ઘણું!
તો સહી [6]શાપભ્રષ્ટ કો દેવ, થઈ વિહંગમ આવ્યો હેવ! ૫૧
અથવા કૌતુક કામ વિશેષિ, આવ્યો દેવ વિહંગમ વેષિ!
એ પંખી કર લીધે રંગ, માહરૂં ફરકે [7]દક્ષિણ અંગ! ૫૨
[8]ધરાધીશ એહવું ચિંતવે, તવ સો રાજહંસ વીનવે;
સુણુ હો કૃપાવંત નળરાય, અતિહિ [9]જરાતુર છે મુજ માય. ૫૩
[10]સા પણુ જાણ એક સુતવતી, પ્રિયા એક [11]વરટા મુજ સતી;
[12]નવ પ્રસૂત સા સુણુ [13]જિતમાર, તે બિહુને એક હું આધાર. ૫૪

---

૧ પ્રેમાનંદે, હંસમુખે આશીર્વચનો ન બોલાવતાં આ પ્રમાણે વિલાપ વર્ણવ્યો છે—"હંસે માંડયોરે વિલાપ, પાપી માણસોરે: શું પ્રગટયું મારૂં પાપ, પા૦ઓ કાળા માથાના ધણી, પા૦ જેને નિર્દયતા હોયે ઘણી, પા૦ એ તો જીવતે મારે તતખેવ, પા૦ હવે હું મુઓ અશ્વમેવ, પા૦ ટુંપી નાંખશે માહારી પંખાય, પા૦ મુને શેકશે અગ્નિમહાંય, પા૦" કડવું ૭ મું. ૨ અલંકારયુક્ત. ૩ રાજા. ૪ વાણી. ૫ પંખી. ૬ શાપથી ભ્રષ્ટ થયેલો કોઈ દેવતા છે! ૭ જમણું. પુરૂષોનું જમણું અને સ્ત્રીઓનું ડાબુ અંગ ફરકે તે શ્રેષ્ઠ અને તેથી વિપરીત અશ્રેષ્ઠ ગણાય છે. ૮ રાજા. ૯ ઘરડી—જરાવસ્થાથી અકળાયલી. ૧૦ તે. ૧૧ હંસી. ૧૨ સુવાવડી. ૧૩ સતી—કામદેવને વશ થઇ પરપતિનો સંગ ન ઇચ્છનારી છે.

વિધાતાએ સો તુજ વશ કર્યો, વિધિ વિયોગ પાપે નવિ ડર્યો;
સોચકળા હંસી એતલે, વળિ વળિ પ્રણમે નૃપ પય [તિ] તળે. ૫૫
સુણુ ભૂનાથ સાથ શાર્દૂલ, સકળ સંતને તું અનુકૂળ;
પુણ્યશ્લોક તાહરી જગિખ્યાતી, તેં વશ કીધા વિકટ[1]આરાતિ. ૫૬
અમ્હે મન આણી દ્રઢ વિશ્વાસ, આવ્યાં તુજ વનિ કરવા વાસ;
તું વિશ્વાસઘાતકી થયો, જેણે મુજ પતિ કર ગ્રહી રહ્યો. ૫૭
જિહાંથી રક્ષણ જોઇયે દેવ! તિહાંથી ભય કિમ હોવે હેવ!
મહારાજ મુજ પતિ વ્યતિરેક, ખીરનીર કુણ કરે વિવેક! ૫૮
તસ હણતાં કિમ વહશે હાથ, મુંચ મુંચ વલ્લભ નરનાથ!
થા [2]પ્રસીદ મુજને કરી મયા, દે પતિભિક્ષા આણી દયા! ૫૯
ગ્રહિ આભરણ સર્વ એહનાં, રાખ અંગ [3]અક્ષત દેહનાં;
હું બાળા બળિ જાઉં તુજ નામિ, ઊઆરણાં ઉતારૂં સ્વામિ. ૬૦
[4]ગુરૂ આદેશિ વર્ત્તવું ઘણું, શત્રુ સાથ શૂરાતનપણું;
દીન વિષે જે ધરવી દયા, મહાનુભાવ ત્રિહુ લક્ષણ કહ્યાં. ૬૧

(અનુષ્ટુપ્-વૃત્ત.)

"ગુર્વાદેશવર્त्तित्वं, शूरत्वं च विरोधिषु;
दीनेषु च दयालुत्वं, महतां लक्षणत्रयम्" ॥

પ્રાણપ્રિયા પાખે વલ્લભા, જીવિત વિણુ હોશે દુર્લભા;
અવર પંખી આ નાથ વિહીન, આશુ ટળવળી મરશે દીન. ૬૨
ઇતિ હંસીને વિવિધ વિલાપે, [5]સદય હૃદય નૃપ હુઓ આપે;
દિવ્ય રૂપ એતલે અદષ્ટ, વાણી અંબરે હુઇ વિશિષ્ટ. ૬૩

૧ જબરા શત્રુ. ૨ પ્રસન્ન. ૩ ખંડન કર્યા વિનાનાં. ૪ ગુરૂ-વડીલ જનોના હુકમમાં રહેવું. શત્રુઓની સાથ બાથ ભીડી પરાક્રમ બતાવવું, અને દીન જીવોપર દયાળુપણું રાખવું આ ત્રણ લક્ષણ મહાન પુરૂષોનાં છે. ૫ દયા સહિત.

મહારાજ મ ધરિશ [1]અંદોહ, રાજહંસ દેશિ તુજ સોહ;
દૂતપણું દમયંતી પ્રતિ, મેહલિ હંસ કરશે મન રતિ. ૬૪
ઈતિ વાણી નિસુણી ગહગહ્યો, હંસીને ઇમ કહિ નૃપ રહ્યો;
શુભે ! મ કર એવડા વિલાપ, અમ્હે નવિ લેઉં જીવવધ પાપ.[2] ૬૫
સોમવંશી જે જે રાજન, તસ કુલિ જીવદયા પરધાન;
તે કુળ સંભવ તું મુજ જાણિ, બાળા બોલ મ કરૂણાવાણિ. ૬૬
એ તાહરો પતિ બાળ મરાળ, પ્રિય દર્શન સુગુણી સુકુમાળ;
મુજ લોચનને ઉત્સવ થયો, કૌતુક કારણિ મેં કર ગ્રહ્યો. ૬૭
વાણી હવી વિમળ આકાશિ, તિણે એ રાજહંસ ગુણ રાશિ;
વિરહાંબુધિ પડતાં વારશે, [3]પ્રવહણની પરિ મુજ તારશે. ૬૮
હંસે તવ વાણી ઉચ્ચરી, એ તુજ ચિત્ત પરીક્ષા કરી;
રાજન હું વાહન [4]ભારતી, તિણે લહું વાત હુવે જે છતી. ૬૯
તુમ્હે પૂછો તે કહું વૃત્તાન્ત, કહો કાજ તે કરૂં મહંત;
નિજ [5]કિંકર મુજ જાણી દેવ, ચિત્ત પ્રવૃત્તિ પ્રકાશો હેવ. ૭૦
અમૃત વચન હંસનાં સુણી, અતિ [6]પ્રમોદ પામ્યો [7]ક્ષિતિધણી;
હંસ પ્રતે ભાખસે સુભાવિ, તે બોલિશ ચોથે પ્રસ્તાવિ. ૭૧
ગ્રંથ નળાયનનો ઉદ્ધાર, નળચરિત્ર નવરસ ભંડાર;
કવિ નયસુંદર સુંદર ભાવ, એટલે [8]ઈહિવો તૃતીય પ્રસ્તાવ. ૭૨

**ઈતિશ્રી કુબેરપુરાણે નલાયનોદ્ધારે નલચરિત્રે હંસાગમનવર્ણનો નામ તૃતીયઃ પ્રસ્તાવઃ**



૧ શંકા. ૨ આવોજ ભાવ પ્રેમાનંદે પણ કડવું ૮ માં વર્ણવ્યો છે. ૩ જહાજ. ૪ સરસ્વતી. ૫ દાસ. ૬ આનંદ. ૭ રાજા. ૮ આ.

# પ્રસ્તાવ ચોથો.

( દોહરા. )

સંભારી મતિ શારદા, પ્રીણિશું આતમરામ;
વિમળ વચન ભણવા ભણિશ, (શ્રી) ભાનુ મેરૂ ગુરૂ નામ. ૧

( ઢાળ ૧ લી-દેશી ચોપઈ. )

હંસ પ્રતે હવે કહે નળરાય, રાજહંસ તુમ્હે કરી પસાય;
જેહશું મુજ લાગ્યો છે મોહ, તેહની કથા [1]કહુ સંદોહ. ૧
હંસ કહે દક્ષિણ દિશિ ભણી, સિત્તરિ લાખ ગામનો ધણી;
ન શકે કો ચાંપી તસ સીમ, કુંડનપુર રાજા શ્રીભીમ. ૨
રૂપિ હરાવી [2]હરિગેહિની, [3]પ્રિયંગુમંજરી પ્રિયા તેહની;
સા શીલાદિગુણે શોભતી, સુખસાગરિ ઝીલે [4]દંપતી. ૩
[5]વસંત માસિ અન્યદા રાય, રાણિ સહિત [6]ક્રીડવા જાય;
તિહાં ઈક શાખામૃગ સુંદરી, દીઠી લઘુ બાળક પરિવરી. ૪
નિજ કંઠે વળગાડી બાળ, સા વાનરી ચડી દે ફાળ;
સ્તન્યપાન નિજ શિશુને દિયે, માનવની પરિ ચાંપી હિયે. ૫
કંઠિ આલિંગવીને સૂએ, રાય રાણી તે કૌતુક જુએ;
મન ચિંતે જીવિત આપણું, [7]સંતતિ વિના નિરર્થક ભણું. ૬

( અનુષ્ટુપવૃત્ત. )

"अपुत्रस्य गृहं शून्यं, दिशा शून्यं च बान्धवाः
मूर्खस्य हृदयं शून्यं, सर्वं शून्यं दरिद्रता."

---

૧ કહો આ પ્રતિમાં ઘણે સ્થળે 'હો' ને ઠેકાણે 'હુ' વાપરવામાં આવેલો છે. ૨ લક્ષ્મીજી. ૩ બીજા પ્રસ્તાવની નવમી ગાથામાં 'પુષ્પમતી' આપેલું છે. ૪ પતિ-પત્નિ. ૫ ફાગણ ચૈત્ર માસે. ૬ રમવા. ૭ પુત્ર પુત્રી વિના.

લીલા રાજ વૃથા સવિ એહ, સંતતિ વિના ન શોભે [1]ગેહ;
સંતતિ વિના ન ચાલે [2]પાટ, વિણ સંતતિ નહિ ધર્મ [3]આઘાટ. ૭
ઈણુ ચિંતાએ ઘણું દુઃખ થાય, મંદિર પુહતાં રાણી રાય;
પ્રજાકાજ ઈંદ્રી સંવરી, આરાધે સુરી ચક્રેશ્વરી. ૮
છંડી આહાર કરે ઉપવાસ, ડાભ સંથારે શયન નિવાસ;
સ્રી ભર્તાર તપસ્યા કરે, ચક્રેશ્વરી આસન થરહરે. ૯
જ્ઞાને વાત લહી સાહીએ, એક [4]પક્ષાંત દર્શન દીએ;
શંખ, ચક્ર સારિંગ ધનુ ગદા, ચ્યારિ ચિહું ભુજ ધરતી મુદા.૧૦
આદિ શક્તિ આવી પ્રત્યક્ષ, સ્તવના કરે દંપતિ (દયિતા) [5]દક્ષ;
[6]માયા બીજ મયિ મહામાય, જય જગદંબે કરો પસાય. ૧૧
સેવે પાય રિષભ દેવના, [7]ઉદ્ધત અમર કરે સેવના;
શાસિત શત્રુ ચક્ર શંકરી, નમો નમસ્તે ચક્રેશ્વરી. ૧૨
ઈતિ સંસ્તવન કરી શુભ મતી, [8]પ્રીણિત ચિત્ત હવી ભગવતી;
[9]કહિએ નિયમ સંપૂરણ કરો, વચન કહો તે હિયડે ધરો. ૧૩
મેં [10]પ્રેરિત ચારણ ઋષિ એક, **દમનક** નામે સદા સુવિવેક;
સો પ્રભાત તુહ્ય ઘર આવસિ, તેહથી તુહ્ય [મનરતિપાવશે]
[11]આરતિ ભાજસી. ૧૪
ઈતિ કહી સંતોષ્યાં નૃપ સતી, અંતર્ધાન હવી ભગવતી;
પ્રભાત ઋષિ **દમનક** આવીઆ, વડમુક્તાફલે વધાવીયા-
[પાઠાંતર] રાય રાણીને મન ભાવીઆ. ૧૫
[12]અભ્યુત્થાનાદિક સનમાન, સનમુખ ગમન ધરણુ શુભ ધ્યાન;
ત્રણ પ્રદક્ષણા દે વંદના, કરે સંયતિ પ્રતિ [13]પૃચ્છના. ૧૬
[14]પાદ–પીઠ સોવનમય સાર, તિહાં બેસાર્યા [15]શ્રીઅણુગાર;
મુનિ આગળ કરજોડી રહે, વાંછિત ફળ્યાં આજ એમ કહે. ૧૭

---

૧ ઘર. ૨ વંશપરંપરા–રાજપાટ. ૩ ન્યૂનતા રહિત ધર્મ મર્યાદા. ૪ પંદર દિવસ પછી. ૫ ડાહ્યા. ૬ હ્રીંકાર. ૭ તોફાની. ૮ સંતુષ્ટ. ૯ કહે. ૧૦ વિદ્યાચારણ મુનિ. ૧૧ ચિંતા. ૧૨ ઉઠી ઉભા થઇ નમન આદિથી સન્માન કર્યું. ૧૩ પૃચ્છા–પ્રશ્ન. ૧૪ આસન. ૧૫ મુનિ.

ચિંતામણિ અહ્મ કરતલ મળ્યો, અંગણિ સાચું [1]સુરતરૂ ફળ્યો;
કામધેનુ પામ્યો [2]ઘટ કામ, કીધુ પવિત્ર પૂજ્ય મુજ ધામ. ૧૮
પૂજ્ય તુમ્હારા પય ભેટીયા, અશુભ કર્મ દલ સવિ ખેટીયા;
દયા ભણી અમ્હ કીધી કૃપા, પાઉધાર્યા [3]સમતા રસપ્રપા. ૧૯
મુનિવર ધર્મ-લાભ-આશીષ, દેઈ કહે [4]સુણિ વસુધા ઈશ;
સમકિત વાસિત છે તુજ મન, પરમ પુરૂપ તુજ હુસી પ્રસન્ન. ૨૦

( શાર્દૂલ વિક્રીડિત છંદ. )

यस्मिन् यान्तिलयं पुनः पुनरपि प्रत्युद्गता कोटिशः,
कल्लोलाइव वारिधौ हरिहर ब्रह्मादयस्तेपिहि;
निर्व्युत्पत्ति निरञ्जनं निरुपमं निःकेवलं निःकलं,
नित्यं निर्विषयं ततोनुपरगं तद्ब्रह्म शर्माणिते ॥ १ ॥

ઈતિ આશીષ વૃત્તિ મુનિ ભણી, કહે સાંભળ નરપતિ તું ગુણી;
અમ્મા પિઉ સરખા જે કહ્યા, તે શ્રાવક તુહ્મ સિત લહ્યા. ૨૧
યદ્યપિ હોયે યતિ નિરાગ, તોપણ તેહુ ધરે ગુણ-રાગ;
જીહાં [5]છદ્મસ્થપણાનો લાગ,તિહાં લગે સંયમ હોય સરાગ.૨૨
તે ભણી દ્રઢ ધમ્મી તુમ્હે લહી, અહ્મ મન હરખ ઉપંજે સહી;
તુહ્મ મન ચિંતા સંતતિ તણી, મન મોદેજો કહું તે સુણી. ૨૩
પ્રિયંગુમંજરી રાણી પ્રતિ, ગુણ વાધસ્યે પ્રથમ સંતતિ;
જગત માનિની કન્યા હુશે, તેહના ચરણ દેવ અરચશે. ૨૪
સકળ સુલક્ષણ પૂરણ સતી, કરિ અવતાર હુશે સરસતી;
તેહના ગુણ ગાસ્યે સંયતિ, કંત હુશે [6]ભરતાર્ધપતિ. ૨૫
ભરત ચક્રી થાપિત માહંત, અષ્ટાપદ થાપના અરિહંત;
તપ [7]ઉદ્યાપન ફળી જગીસ,તિહાં જેણે તિલક દિયા ચોવીશ. ૨૬

---

૧ કલ્પવૃક્ષ. ૨ કામકુંભ. ૩ સમતા રસની પરબ જેવા. ૪ સુણ-સાંભળ. ૫ કેવળજ્ઞાન વિનાની દશા. ૬ અરધા ભારતવર્ષનો ધણી. ૭ ઉજમણું.

તેહજ પુન્ય પ્રભાવે કરી, તિલક પામશે સા કુંવરી;[1]
આજન્માંત લગે નિજ ભાળ, ભાનુકિરણ સરખું સંભાળ. ૨૭
[2]ત્રણે પુત્ર તદનંતર હોશે, તેહુથી રાજ ઘણું શોભશે;
સુણી વચન દમનક ઋષિ તણું, રાય રાણી પ્રીછ્યાં મન ઘણું. ૨૮
વળિ વળિ પય પૂજે મુનિ તણા, દેઇ ઉપદેશ ધર્મના ઘણા;
અતિ દ્રઢ ધર્મે કરી દંપતિ, [3]વિયત પંથ પુહુતા મુનિપતિ. ૨૯
તિહાંથી આશ ફળી નૃપ તણી, પિયંગુમંજરી હુઇ ગર્ભિણી;
શુભ ડોહલા નિત નવલા ધરે, તે સવિ રાય સંપૂરણ કરે. ૩૦
શુભ મુહૂરતે પ્રસવી બાલિકા, ઝલકે જેમ [4]અંશુમાલિકા;
ભાલે-તિલક ઉદ્યોત અખંડ, જાણે તરૂણ [5]કિરણ માર્તંડ. ૩૧
વધામણી પુહતી નૃપ પાસિ, અતિ શ્રીમતી હવી સા દાસિ;
રાયે [6]લઈ પ્રથમ સંતાન, ઉત્સવ કીધો અતિ અસમાન. ૩૨
યાચક લોક દરિદ્ર ચૂરિયાં, [7]જનપદ મન વંછિત પૂરિયાં;
મેલી સુજન કરે સવિ કામ, નૃપ થાપે પુત્રીનું નામ. ૩૩

---

૧ અર્થાત્ જન્મથીજ તેના ભાળમાં તિલક રહેશે. ૨ પ્રેમાનંદે પણ આવોજ ભાવ વર્ણવ્યો છે. કડવું ૩ જું.

"એવે સમે એક દમન નામે, આવીયો તાપસ;
"આતિથ્ય કીધું તેહનું ને, જમાડયો ખટરસ.
"ઘણા દિવસની ગઈ ક્ષુધા, ને પામીઓ સંતોષ;
"ત્રિકાળજ્ઞાને જાણીઓ, રાણીનો વંઝા દોષ.
"પૂછીને ત્યાં ખરૂં કીધું, નિશ્ચે નહિ સંતાન;
"કરૂણા આણી આપીયું, રાય રાણીને વરદાન.
"ત્રણ પુત્રને એક પુત્રી, હશે રૂપનાં ધામ;
"એંધાણી રાખજે એટલી, જે માહારે નામે નામ."

૩ આકાશ પંથે. ૪ કિરણોની માળ. ૫ સૂર્ય. ૬ લહી, પામી. ૭ દેશનાં માણસોનાં.

[1]વનદંતી દવથી રાખીઓ, રાણી સુપન હવો સાખીઓ;
તેહ ભણી **દવદંતી** સુતા, ઈસું કહી હુલાવે પિતા. ૩૪
રૂપે દમી ત્રિભુવન સુંદરી, તેહ ભણી **દમયંતી** કુંવરી;
બેહુ નામે કરી હુલાવતાં, નૃપતી ન પામે મન હરખતાં. ૩૫
સપ્ત વર્ષ સા બાલા લહી, ચોશઠ કળા વેગેં તિણે ગ્રહી;
[2]પાઠક સાખી ભૂતજ થયો, શાસ્ત્ર કદંબ સુખેં કરી ગ્રહ્યો. ૩૬
પ્રથમ ભણી વ્યાકરણ વિશેષ, નામ કોષ સાહિત્ય અશેષ;
ન્યાય ગ્રંથ છંદાલંકાર, પિંગલ ભરહ સુકુન રૂત સાર. ૩૭
ગણિત ગ્રંથ વેદાંત પુરાણ, ગીત નૃત્ય સંગીત સુજાણ;
[3]આયુર્વેદ ગણિત શુભ કળા, [4]પ્રવચન અર્થ ગ્રહ્યા નિર્મળા. ૩૮
ચિત્રિત લેખ લિખિત લિપિ સર્વ, [5]વારે વિબુધ સગર્વાં ગર્વ;
[6]નવે તત્વ [7]ખટ આવશ્યકી, લઘુ પણિ વિરતિ ગ્રહી શ્રાવિકી. ૩૯

---

૧ જંગલનો હાથી સરખાવો:–
" તે રાણીએ સુહણે પેખીયોજી, **દંતી** એક ઉદાર;
" દવથી ત્રાઠો અતિ સુખ પામવાજી, આવીયો નૃપ ઘરબાર. ૪
" જાગી રાણી ભૂપતિ પૂછીયુંજી, સુહણા તણો વિચાર;
" ગજ પરમાણે છોરૂ થાયસેજી, રાય કહે સુખકાર. ૫
" પુત્રી પ્રસવી રાણી રાયનેજી, કીધાં ઉચ્છવ કામ;
" સુપન વિચારી રાજા નવ દીવેજી, **દવદંતી** એ નામ." ૬
મો૦ ૩. પૃષ્ઠ ૩૧૭–૧૮ શ્રામેઘ૦ નળરાસે.

૨ ભણાવનારો. ૩ વૈદક. ૪ સિદ્ધાંતના. ૫ પંડિતો જે ગર્વવંત હતા તેઓના ગર્વ દૂર કર્યા.

૬ " जीवाऽजीवापुण्णं, पावाऽऽसवसंवरोयनिज्झरणा;
बंधोमुक्खोयतहा, नवतत्ताहुंतिनायव्वा ॥ १ ॥"
नवतत्त्वप्रकरणे.

૭ સામાયિક, ચોવિસત્થો, વાંદણાં, પ્રતિક્રમણ, કાઉસગ્ગ, અને પ્રત્યાખ્યાન એ ૭ આવશ્યક ક્રિયા.

ઈસી ન સરજી છે કો નવી, નહી દેવી કો નહિ [1]દાનવી;
મનુષ્ય લોકિ નિરખે માનવી, શુદ્ધ વાત એ નૃપ [2]માનવી ! ૪૦
અનુક્રમ સા પામી યૌવન, [3]મન્મથરાજ રમણ કાનન;
કવણ સુરૂપ વખાણી શકે, માનવ જીહ્વા એકે થકે. ૪૧
સા લાવણ્ય સુધારસ વાવ, કુણ માનવ નિજ પુણ્ય પ્રભાવ;
નિજ લોચન પુટ કરશે પાન, તે સહી જગમાંહી પ્રધાન. ૪૨
સરખી વય સરખા આચાર, સરખા કુળ સરખા શ્રૃંગાર;
રાજ સુતા આલી સાતસેં, અહિનિશિ સા કન્યા પાએ વશે. ૪૩
સુણતાં નૃપતિ ન હોએ લગાર, દીઠે થાય સફલ અવતાર;
સા નરેંદ્ર તુજ સુખકારિણી, હોજો વામ અંગ ધારિણી. ૪૪
એહવું હંસ કથન સાંભળી, ક્ષિતિપતિ ચિત્ત રહ્યું કલમલી;
વળિ વિશેષ વિરહાતુર થયો, હંસ પ્રતિ એણી પરે કહિ રહ્યો.૪૫
સાંભળ રાજહંસ તું ગુણી, સઘળી વાત ભલિ તેં ભણી;
તેહના ગુણ તુજ મુખથી સુણી, અંતઃકરણ રહ્યું રણઝણી. ૪૬
કહી એકેકો તસ ગુણ લવો, અમૃતથી અધિકો અભિનવો;
તેં એ જન સવિજન સાખીઓ, મહા મોહસાગર નાખીઓ.૪૭
વૈદર્ભિનું વર્ણન કરી, એ જનતણી મનોમતિ હરી;
કેમ વિસરી જાએ સા તિસી, [4]કહુ કુલહંસ હસ્યે પરિ કિસી.૪૮
દિન આતલા હતો સંદેહ, તુજ મુખે સત્ય સુણ્યું સવિ એહ;
હવે જીવીત કિમ રહેશે મિત્ર, જો દમયંતિ ન હુએ [5]કલત્ર. ૪૯
તેહને ગુણ ફંદી મેહલીઓ, અવર અધ્યાતમ સંકેલિયો;
મિત્ર વિના કુણ લહે મન વાત, તસુ ગુણે ભેદ્યા [6]સાતે ધાત. ૫૦

---

૧ દૈત્યની સુંદરી. ૨ હંસ કહે છે હે નળનૃપ! આ વાત ખરી-શુદ્ધ માનવી. ૩ કામદેવને રમવાના બાગ જેવી બની. ૪ કહો. ૫ સ્ત્રી ન થાય તો. ૬ લોહી, માંસ, મેદ, હાડ, પેશી, રસ, વીર્ય; એ સાત મુખ્ય ધાતુઓ છે.

વળતું હંસ કહે સુપ્રસન્ન, પ્રમુદિત મન થાઓ રાજન્ન;
તો હું તાહરો સેવક સહી, જો દમયંતિ પાસે જઈ. ૫૧
તસુ આગળ તુજ કહું ગુણ છતા, તુજશું મન નિશ્ચલ અનુરતા;
કરૂં [1]ત્વદેકશરણ સા કની, યોગી બ્રહ્મ જેમ એક મની. ૫૨
તાહરે [2]પ્રેમ-પયોદધિ પડી, નહિ સલસલી શકે બાપડી;
તુજ વીણ તાલોવેલી થાય, તો સાચું માને મહારાય. ૫૩
મુજ ! આજ્ઞા આપો હવે સહી, જેમ કુંડિનપુર જાવું વહી;
તિહાં લગે નિજ સમીપ સુર સાખિ, માહરો હંસ વર્ગ તું રાખિ. ૫૪
માહરી પ્રાણ પ્રિયા સુંદરી, સોમકલા પરિ કર પરવરી;
હું જબ લગે જઈ આવું તિહાં, તવ સમીપ સા રાખે ઇહાં.[3] ૫૫
જો વૈદર્ભિ તંવવ્યતિરેક, અવર પુરૂષ પરણે અવિવેક;
તો મેં સોમકલા માહરી, હારી સારી તાહરી કરી. ૫૬
તે વલતી મુજને [4]નાપવી, સત્ય પ્રતિજ્ઞા એ થાપવી;
રાજહંસ વિરત્યો એમ કહી, રાજહંસ વળી બોલ્યો સહી. ૫૭
સાંભળી હંસ વિહંગમ સખે, કેતા ગુણ કહું એકે મુખે;
કારણ વિણ ઉપકારી ખરો, અવર કવણ કહું તુજ ઉ ફરો. ૫૮
તું મુજ જીવિત તું મુજ પ્રાણ, તે મુજ ક્રીત કર્યો ગુણ જાણ;
કોઇક પૂરવ પુણ્ય સબંધ, [5]હંસ છદ્મે તું આવ્યો બંધુ. ૫૯
યદ્યપિ વિદર્ભિ દુર્લભા, તુજ પ્રસાદી હોશે વલ્લભા;
[6]જેમ જીમૂત પ્રસાદે વેલી, વૃક્ષ સાથે આલિંગે ગેલી. ૬૦

---

૧ યોગ સાધનાર જેમ બ્રહ્મા સાથે લીન બને તેમ તમારા ચરણમાં દમયંતીને લીન કરાવીશ. ૨ ત્હારા પ્રેમ સમુદ્રમાં મજ્જન કરવા પાડીશ કે અન્ય તરફ સળસળી પણ ન્હીં શકે. ૩ પ્રેમાનંદના નળાખ્યાનમાં હંસીને રાજા પાસે રાખવાની વાત નથી ૪ નસ્આપવી. ૫ હંસનારૂપે ભાઈ આવ્યો. ૬ વર્ષાદની કૃપાથી વેલી ઝાડ સાથે લપટાઇ પડે તેમ.

પણ તું કરે પ્રતિજ્ઞા જેહ, એવડું કશું પરિક્રમ એહ;
મિત્રભાવ તુજ સાથે ખરો, [1]ભૃત્યભાવ તે મેલ્હુ પરો. ૬૧
[2]સ્વયિ પર્જન્ય પુહવી જલ ભરે, સૂરિજ સ્વયિ અજુઆલું કરે;
સ્વયિ વૃક્ષ આપે ફળફૂલ, અમૃત વર્સે ચંદ્ર અમૂલ. ૬૨
તિમ જગ વરતે જે સજજના, તે ઉપકારી વિણુ પ્રાર્થના;
તે સવિ માહરેતું અવતંસ, મિત્ર પરમ ઉપકારી હંસ! ૬૩
મિત્ર વિના જીવિત તે ફોક, મિત્ર વિના કુણુ વારે શોક;
મિત્ર વિના કુણુ લહે મન વાત, મિત્ર વિના કુણુ લહે સંઘાત! ૬૪

(બેત.)

"યદીગાં નીદર્ય હાં, બેચાર ખુદન્ મુસ કિલાસ્ત;
રાજખૂદ બાહર કિસેઇ, જિહાર કર્દન મુસ્ત કિલાસ્ત." ૬૫

(દોહરા.)

દુનિયામેં [3]યારાં વિગર, જે જીવણા સવિ ફોક;
કહ્યા ન જાવે હરકિસે, આપણે દિલકા શોક! ૧

(પૂર્વ ઢાલ ચોપાઈ.)

મિત્ર વિના કુણુ ઉભો રહે, મિત્ર વિના કુણુ આપદ સહે;
મિત્ર વિના [4]કુણુ આપદ દહે, [5]ખીર નીર ઉપનય કવિ કહે. ૬૬
મુખ મિઠાં વિણઠાં ચિત્ત, તે મિત્રાઈ શત્રુ નિમિત્ત;
સા મિત્રતા વિના સારીએ, જેથી જશજીવિત હારીએ. ૬૭

(દુહાછંદ.)

સજજન તિહાં ન પતીજિયે, જહાં કપટકો હેત;
જાણું કળી કણેરકી, તન રાતું મન શ્વેત! ૧
સેઓ ઈસી પ્રીતી કરી, જેસી રૂખ કરાય;
ધૂપ સહે શિર આપણે, ઓરાં છાંહ ધરાય. ૨

---

૧ નોકર ભાવ. ૨ મેઘ પોતાની મેળેજ. ૩ દોસ્તદાર. ૪ પોતે દુઃખ વેઠે. ૫ દૂધ પાણીની પેઠે.

(પૂર્વ ઢાલ–ચોપાઇની.)

એક સજ્જનતા પંડિત હીન, પંડિત તો દુર્જનતા [1]પીન;
પંડિતતા સજ્જનતા પણું, એક વિષે દુર્લભતા ઘણું. ૬૮

(રથોદ્ધતા છંદ.)

"भवन्ति केचित् सुहृदो न पण्डितो, विचक्षणाः केपिन सौहृदेरताः
सुहृच्च विद्वांश्च स दुर्लभो जनो, यथौषधं स्वादु च रोगहारि॥"

એ બેઉ ગુણુ દીઠા તુજ અંગે, તે દમયંતી કથા પ્રસંગે;
વેળા સફળ કરી માહરી, તું જન વિરહ ચોર પાહરી. ૬૯
તું દોય પક્ષ વિશુદ્ધ શરીર, તું વિવેક કારણુ જળખીર;
શીખ સહોદર શી તુજ કહું, જીવિત જો એ તુજ કરી લહું. ૭૦
એણી પેરે શીખ બહુ પરી કહે, મનવાંછિત માહરૂં તું લહે;
તુજને શીખ બહુ દીજીએ, રાય હંસને આશીષજ દીએ. ૭૧

(આર્યા–છંદ.)

"तववर्त्म निवर्त्ततां शिवं, पुनरस्तुत्वरितं समागमः
अै साधय साधयेप्सितं, स्मरणीयाः समये वयंवयः"

એણી મારગ કુશળે પુહચજો, વહેલો વળી મેળાપકર હુજો;
અવિગત ઇષ્ટ કામ સારજો, સોઈ વેળા મુજ સંભારજો. ૭૨

(ઢાળ ૨ જી–રાગ ગોડી.)

સોમકળા સુપરેં સંતોખી, પ્રીછવીયો પરિવાર;
ચાલ્યો ચતુર હંસ હવે, ત્યાંથી નૃપને કરી જુહાર. ૧
નૃપ આશીષ ધરી નિજ મસ્તકે, વાટે વહ્યો વિહંગ;
નગર નદી અટવી ઉલ્લંઘી, લીલાએ ગિરિ શ્રૃંગ. ૨
કુશળે કુંડિનપુર સો પાયો, વેગે ન લાઇ વાર;
દમયંતિનો ક્રીડા–પર્વત, તેણે પેખ્યો મનોહાર. ૩

---

૧ દુષ્ટતાથી પુષ્ટ બનેલા.

શૃંગ ઉત્તંગ મણિમય મરકત, સજળ જલદ જિમ નીલ;
કનકકેલી [1]દામનિ જિમ ઝલકે, સુરગિરિ સરખી લીલ. ૪
તિહાં વૈદર્ભિ ક્રીડા-કાનન,[2] માનન વર્ણન તાસ;
વૃક્ષસેક સારિણિ જલ વાસિત, જિહાં કર્પૂર બરાસ. ૫
વિવિધ દેશના વૃક્ષ વિશેષે, સફલ સદલસછાય;
નાવે પાર નામ ઉચ્ચરતાં, દર્શને તૃષ્ણા જાય. ૬
ખડોખલી ચંદન રસપૂરી, કસ્તૂરી [3]ઘનસાર,
તિહાં ખાંતે ખેલે વૈદર્ભિ, સાથે સખી પરિવાર. ૭
રાજહંસ સુંદર શીતલ વન, નિરખી લોચન ઠારે;
શ્રી શારદ ક્રીડા કરવાનું, નંદન વન સંભારે. ૮
રત્નજટિત સોવનમય શ્રૃંખલ, વિમલ કનક પલ્લ્યંકી;
દોલા કેલી કરે તિહાં બેઠી, દમયંતી [4]હરિલંકી. ૯
કેલી કમલ કર કમલ ભમંતી, લટકતા ઉરહાર;
[5]રમા સરીખી રમતી દીઠી, હરખ્યો હંસ અપાર. ૧૦
સહસા પંખ સંવરી [6]નભથી, બેઠો મહી મરાલ;
સરસ શબ્દ પંખીના સુણીને, હવી સસંભ્રમ બાલ. ૧૧
સન્મુખ થઈ નિરખવા લાગી, તવ દીઠો સો પંખી;
[7]સાલિંભંજિકા પરે થઈ નિશ્ચલ, કર ગ્રહીવા આકાંક્ષી. ૧૨
[8]ભૈમીભાવ મનોગત બૂઝી, હંસ ન તિહાંથી હીંડે;
જવ કર ઝાલે તવ સો ચાલે, નવ આકાશે ઉડે. ૧૩
**દમયંતીને** એ પરે દેખી, હાસ કરે સવિ [9]આલી;
પંખી માત્ર વશ કરી ન શકે, એમ કહી કર દે તાલી. ૧૪

---

૧ વીજળી. ૨ રમવાનો બગીચો. ૩ બરાસ. ૪ સિંહના સરખી પાતળી કેડના લંકવાળી. ૫ લક્ષ્મી. ૬ આકાશથી. ૭ કાષ્ઠની પૂતલીવત્. ૮ દમયંતી. ૯ સખી.

ઈખિત રોષવતી **દમયંતી**, કહીરે સખી સંદોહ;
તાળી દઈ જે [1]ખગ ત્રાસવસે, તે કરસે મુજશું દ્રોહ. ૧૫
એ પંખીને પગલે જાતાં, જે મુજ સાથે આવે;
તેહશું માહરી રીસ જાણજો, એમ કહી આવી જાવે. ૧૬
જેમ જેમ હંસ ભરે [2]ભુવિ પગલાં, તેમ સાથે સા ચાલે;
હંસ હીંડવું તસ શીખવતો, જાણે નિજ ગતિ આલે. ૧૭
વળિ વળિ [3]પાણિ પસારે લેવા, પણ શો ગ્રહ્યો નવ જાય.
[4]શ્રમ પ્રસ્વેદવતી **દમયંતી**, તવ સા વિલખી થાય. ૧૮
તવ [5]મરાલ ભાખે સુણ [6]મુગ્ધે, તું મુજ લેવા ઇહે;
મુજ અનુપદિ એકલી વિચરતી, કેમ વન ગહને ન બીહે. ૧૯
શુણ ખેચર[7] ભૂચરકર ગોચર, કહે શુભે કેમ ઢૂકે;
તું યૌવિતે લહી યૌવન પણિ, [8]શૈશવભાવ ન મૂકે. ૨૦
પુણ્યશ્લોક [9]ધરિત્રી–ભૂષણ, નલરાજા નરહંસ;
તેહનો હું અભ્યંતર સેવક, હું ક્રીડાકલહંસ. ૨૧
જેહનું સુદ્ધ ખમી કો ન શકે, દાનવ માનવ કોય;
સુણ સુંદરી! તેહના સેવકને, કવણ પરાભવ હોય. ૨૨
વાત દૂર (દૂત) દેશાંતર કેરી, હું પુહચાડું તાસ;
કોઊ ગમે ક્રીડા વન તેહનિ, રાજહંસ છે દાસ. ૨૩
વિવિધ પરેં નલનૃપની સેવા, કરે હંસ મન રંગે;
કેતા વાયુ પંખેં કરી નાખે, રાય પ્રતિં રત સંગે. ૨૪
કે કોમલ કમળનું દલ આણી, રચે સેજિ સુકમાલ;
અંતઃપુર નારીને કેતા, ગતિ શીખવે મરાલ. ૨૫

---

૧ હંસ પંખીને બીવરાવશે. ૨ જમીનપર. ૩ હાથ લંબાવો. ૪ થાકથી થતા પરસેવાથી. ૫ હંસ. ૬ ભોળી! ૭ આકાશમાં ઉડનારાં પંખી પૃથ્વીપર ફરનારા માણસોના હાથમાં એમને એમ શી રીતે આવી શકે. ૮ બાળક ભાવ. ૯ પૃથ્વીના શૃંગાર સરખા.

કેતા વળી નૃપ વનિતા આગલે, વૃત્ત શ્લોક વખાણે;
હંસ સાથે હસતી [1]હરિણાંખી, શંકા કિંપિ ન આણે. ૨૬
કેતા રાજહંસ પત્નીશું, નિત વિનોદની વાતે;
રાય પ્રતિ કૌતક ઉપાયે, નવનવાં (વનમન્દિર) દિન રાતે. ૨૭
[2]તૂઠી માત શારદા નૃપને, હંસ વર્ગ તેણિ દીધું;
ભારતી વાહન ભણી અમ્હે જાણું, શાસ્ત્ર વિવેક પ્રસિદ્ધું. ૨૮
જે સામાન્ય માનવી હોએ, દર્શન તાસ ન દીજે;
તું છે [3]સકલસુંદરીભૂષણ, [4]ગોઠિ તેહ ભણી કીજે. ૨૯
ગોઠિ સમાન લહી મેં તાહરી, રહિસિ તેડિ મઇ પૂરિ;
વિષમ ગોઠિ જાણી તુજ આગલિ, મેહલી આવ્યું દૂરિ. ૩૦
તું કલ્યાણિ પ્રવીણ સુણી છે, બોલિ સુભાષિત સાર;
અથવા પૂછ [5]કૃષોદરિ મુજને, હું તે કહું ઉદાર, ૩૧
[6]તન્વી ! મેં તું કેડે તેડી, વૃથા ખેદ ઉપાવા;
વ્હાલું કથન કહું તે કીજે, તે ઓસિંકલ[7] થાવા. ૩૨
ઇતિ વચનામૃત રાજહંસનાં, [8]કરણકચોલે પીધાં;
હરખી હરિણલોચના ચિત્તે, કાજ સકલ મુજ સિધાં. ૩૩
દિવસ આજનો સફળ મુજ હુવો, મુજ અમીએ ઠરિઉં ચિત્ત;
મુજ વરનો અભ્યંતર [9]ચર એ, જો મિલીઓ એકંતિ. ૩૪
પણ એ આગલ સહસા કિમ મનની, વાત ન થાયે હેવ;
રખે કોઈ આવ્યું હુવે [10]છળવા, [11]દાનવ અથવા દેવ. ૩૫
અથવા સંભવીએ એ સાચું, પુણ્યવંત જે પ્રાણી;
તે શું છીજે તસ નવિ સંપજે, સાચિં તે એમ જાણી. ૩૬

---

૧ હરિણ જેવી આંખવાલી. ૨ સરસ્વતીએ પ્રસન્ન થઈ હંસ ટોળું નલને આપ્યું. ૩ સ્ત્રીઓના શણગાર તુલ્ય. ૪ વાત. ૫ પાતળા પેટવાળી. ૬ નાજુક સ્ત્રી. ૭ આભારી. ૮ કાનરૂપી કચોળા વડે. ૯ દૂત. ૧૦ ઠગવા. ૧૧ દાનવ.

જય જય તે નિષધાધિપ રાજા, ધન્ય ધન્ય નલ નામ;
વિસ્મયકરણ[1] વિહંગમ જેહના, કરે મનોગત કામ. ૩૭
શે કારણ એ મુજવન આવ્યું, પંખી ગુણે અગણ્ય;
કિં શું હોયે નળરાયે મોકલ્યું, કિહાં છે એવડું પુણ્ય. ૩૮
સો રાજા મુજને શું જાણે, [2]સ્વયી થાયે કિમ [3]રાગી;
ભલે હંસ તેહનો ઇહાં આવ્યો, મુજ ભાગ્યગતિ જાગી. ૩૯
એહનું મુખ પંકજથી જોઉં, નલનૃપ શ્રવણે પેસું;
તો મુજ અરથ સવે સહી સિધા, જો તસુ મનિ જઇ બેસું. ૪૦
ઇશું ચિંતવી બોલી બાલા, મુખ લોચન વિકસંતી;
રાજહંસ નલદૂત ચિરંજય, તેં મુજ નિજ ગુણિ કીતી. ૪૧
બાલ-લલિત જે તુજશું કીધું, તે ખમજો અપરાધ;
પ્રથમ [4]સમીહિત એ મુજ માનું, જે તુજ દરસણ લાધ. ૪૨
મૂલ ચરિત્ર [5]કહુ મુજ આગલ, કુણ છે તે નલરાય;
સ્વર્ગ મૃત્યુ પાતાલ પ્રસિદ્ધા, જસ કીરતિ ગવરાય. ૪૩
હંસ કહે [6]ઇંદી-વરનયને ! તુજ વિનોદને હેતિ;
[7]ધૂરિથી કથા કહું તુજ આગલ, સુપ્રસિદ્ધ સંકેતિ. ૪૪
ગ્રંથ નલાયનનો ઉદ્ધાર, નળચરિત્ર નવરસ ભંડાર;
કવિ નયસુંદર સુંદરભાવ, એતલે હવો [8]તુરિય પ્રસ્તાવ. ૪૫

ઇતિશ્રી કુબેરપુરાણે નલાયનોદ્ધારે હંસમુખાદ્ દમયંતી વૃત્તાંત
શ્રવણતાં પ્રતિહંસ પ્રેક્ષણાદિવર્ણનો નામ ચતુર્થઃ પ્રસ્તાવઃ

---

૧ જેના પક્ષીઓ પણ આશ્ચર્ય ઉપજાવે તેવા છે. ૨ પોતાની મેળે. ૩ સ્નેહવંત. ૪ ઇચ્છિત. ૫ કહો. ૬ કમળપત્ર સમાન અણીઆળાં રાતા ખૂણાવાળાં નેત્રવાળી. ૭ પ્રથમથી. ૮ ચોથો.

# પ્રસ્તાવ પાંચમો.

( દુહા. )

( ઢાળ ૧ લી–દેશી ચોપાઈ. )

હવે પંચમ પ્રસ્તાવની, પ્રસ્તાવના મુણેસિ,
ભાનુમેરૂ વંદિ કરિ, નલ સંબંધ ભણેસિ. ૧
આર્યાવર્ત્ત દેશ અભિરામ, સકલ સાધુજનનો વિશ્રામ;
નિષધનયરિ ગંગાતટિ વાસ, વીરસેન પૃથવીપતિ તાસ. ૨
પત્ની શીલાદિક ગુણ ભરી, રૂપવતી લાવણ્યસુંદરી;
સ્વાતિબિંદુ [1]મુક્તિ પુટ જેમ, ગર્ભ ધરે સા રાણી તેમ. ૩
[2]મતિ મહી ઉરણ કરવા તણી, [3]પ્રીતિ જીવજયણાની ઘણી;
શુભ સંપૂરણ દોહલે કરી, જનમ્યો પુત્ર રોર જલતરી. ૪
રવ્યાદિક મેષાદિક સુદા, ઉચ્ચ પંચગ્રહ વર્ત્તે તદા;
[4]વર્ધાપનિકા દે રાજાન, ઉત્સવ મંડે મેરૂ સમાન. ૫
લખમી પણિ વ્યય કીધી ઘણી, આશા પૂરી સવિ જનતણી;
એ સુત ચિત્ત નહી લાગે લોભ, તિણે નલ નામ ઠવ્યું[5] અતિશોભ. ૬
સો સંવ્યકત થયો જેણિ સમે, શાસ્ત્ર સમૂહ ગ્રહ્યું તિણિ તિમે;
[6]ચાર વેદ જાણે [7]ષટ અંગ, ષટ તર્કી ભાષા ષટ રંગ. ૭
[8]ષણમુખની પરિ વિક્રમ ઘણું, નથી પાર તેહના ગુણ તણું;
લિખિત પઠિત વિજ્ઞાન–વિલાસ, ન સા કલા જિહાં નહીં અભ્યાસ. ૮
યશ વિસ્તારિયો પણે કિશોર, રૂપ વર્ણવું કેમ રંભોરૂ;

---

૧ મોતીની છીપના દાબડાની પેઠે. ૨ પૃથ્વીને દેવાથી મુક્ત કરવાની વિચારણા હતી. ૩ દરેક જીવ ઉપર યતના–દયા યુક્ત. ૪ વધામણી. ૫ સ્થપ્યું, સ્થાપિયું. ૬ ઋક્, યજુ, સ્યામ, અથર્વ. ૭ શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, જ્યોતિષ, છંદ પ્રબંધ. ૮ કાર્તિકસ્વામી જેવું.

સંપૂરણ[1] શશિધર સકલંક, નલનૃપ વદન સદા નિકલંક. ૯
[2]શિર વર શામ સરલ ધમ્મિલ્લ, તરૂણી હૃદય વિદારણ ભલ્લ;
અતિ વિશાલ ભાલ સ્થલ ભણું, કપોલ પાલી ઝલકે ઘણું. ૧૦
ભ્રૂયુગ વક્રેસ કોમલશામ, ધનુષ દોઅે ધરીયાં અભિરામ;
લોચનયુગલ કમલદલ કહું, અતિ વિશાલ ઉપમા કુણ લહું. ૧૧
શુક મુખ અતિ સરલ નાશિકા, લંબ કર્ણ જાડી બૂટિકા;
રસના રકત સુધારસ ઘોલ, [3]અધર અમીદ્રહ વિદ્રુમરોલ. ૧૨
ઉચ્ચ સતેજી ગલ્લસ્થલી, [4]ચારૂ ચિબુક ગ્રીવા લઘુ વલી;
[5]સ્થૂલ સ્કંધ બાહુ આજાન, [6]વક્ષ વિશાલ કપાટ સમાન. ૧૩
બહુ પ્રકાર લખ્યણ બત્રીશ, [7]સિંહાદિક વળી જે ગુણ વીશ;
સવિ એકઠા મળ્યા નલ અંગિ, કરિ કલ્લોલ સુધા ગુણ સંગિ. ૧૪
કહી ન શકું અદ્દભુત શોભના, તસ સૌભાગ સગુણ વર્ણના;
જંગમ કો ગુણરાશિ નવીન, પ્રગટિઓ પૃથ્વીમાંહી કુલીન. ૧૫
એક દિવસે સેવક પરિવારિ, બાહ્યાલી ભૂમિકામઝારિ;
અસ્વાપહૃત મહાવન ગયો, અહો રાત્રિ એકાકી રહ્યો. ૧૬
તિહાં એક સરોવર દેખી રમ્ય, અશ્વથકી ઉતરિયો અગમ્ય;
પંથ ખેદ વારિયું જલસ્નાન, તવ કરૂણ ધ્વની સુણીઓ કાન. ૧૭
દુઃખિત જન રક્ષા કર ધીર, સ્વર અનુસારિ ચાલીઓ વીર;
[8]સમી વૃક્ષ સાથે એક સાધુ, [9]કીલિત દીઠું અતિ સા બાધ. ૧૮

---

૧ પૂર્ણચંદ્ર કલંક યુક્ત છે પણ નલરાજનું મુખચંદ્ર સદા નિષ્કલંકી છે. ૨ માથાપરની ચોટલી સ્ત્રીનું હૃદય વીંધવા ભાલા જેવી ચડાઉતાર છે. ૩ હોઠ અમૃતના ધરા જેવા છતાં પરવાળાં જેવા રાતા. ૪ મનોહર ચિબુક. ૫ મોટા ખભા અને હાથ ઢીંચણે અડી શકે તેટલા લાંબા. ૬ છાતી પ્હોળી દરવાજાના કમાડ જેવી. ૭ સિંહનો ૧, બગલાનો ૧, કુકડાના ૪, કુતરાના ૬, ગધેડાના ૩, અને કાગડાના ૫ એ ચાણાક્યમાં કહેલા ૨૦ ગુણો. ૮ ખેજડીના. ૯ ખાપેલો.

તેહનો શિષ્ય રૂદન અતિ કરે, પાસે એક કન્યા દુઃખ ધરે;
નલ-કુમાર અનુમી મુનિપાય, પૂછે શું દુઃખ છે મુનિરાય ? ૧૯
શિષ્ય કહે [1]સાંભળ કુમાર, મહિમાવાત અમુખ નહિ પાર;
પૂરવધર શ્રીગુરૂ ગણધાર, [2]સમેતાચલ ભણી કરીઓ વિહાર. ૨૦
મહાનુભાવ ગુરૂ માહરા એહ, સંયમ તપિ અંગોપિત દેહ;
વિહાર કરતાં શ્રમ પામીઆ, આ સરોવરતટિ વિશ્રામીઆ. ૨૧
હું [3]વેયાવૃત્ત કરૂં વિવેક, એતલે અધમ વિદ્યાધર એક;
ચાલ્યો[4] રાજસુતા અપહરી, નભમારગિ મિલીઓ તસુ અરી[5]. ૨૨
તેહને થયો કન્યાનો લોભ, શત્રુ બેહુ ઝૂઝે [6]અક્ષોભ;
સ્ત્રી પડતું મેહલી તિણિ સમે, સરોવર મધ્ય પડી સા તિમે. ૨૩
[7]અક્ષતાંગ બાહર નીકળી, ગુરૂ સમીપ આવી આકુળી;
[8]રાખિ! રાખિ! કન્યા કહે પૂજ્ય, સૂરિ કહે મહાભાગિ મ ધ્રૂજ. ૨૪
કન્યા કહે જાલંધર દેસ, ચંદ્રબાહુ તેહતણો નરેશ;
હું કનકવતી તસ કુંવરી, અધમાધમિ [9]ખેચરિ અપહરિ. ૨૫
જાતાં આ સરોવરમાંહિ પડી, એ બેહુ માંહોમાહિં બઢી;
વળી આવી અપહરસે આજ, એહથી ઊગારો ગુરૂરાજ ! ૨૬
[10]આસ્વાસના દેઈ તેહને, ઉપગારી ગુરૂ કહે એક મને;
જાંગુલી વિદ્યા ઉચ્ચરી, સર્વ અંગ રક્ષાએ કરી. ૨૭
અરિ જીપી ખેચરો કુધીર, બહુ [11]પ્રહારિ જર્જરિત શરીર;
આ કન્યા ગ્રહવા આવીઓ, વિદ્યાબલિ સો નવિ ફાવીઓ. ૨૮
સા કન્યા ગ્રહી સકીઓ નહિ, તેહ પ્રભાવ મુનિનો સો લહી;
વૃક્ષ સાથિ મુનિ બાંધી દુષ્ટ, કરી વિકર્મ નાઠો પાપીષ્ટ. ૨૯

---

૧ સાંભળો. ૨ સમ્મેતશિખર. ૩ સેવા ચાકરી. ૪ ચાલ્યો. ૫ શત્રુ. ૬ ક્ષોભ રહિત. ૭ કંઇ પણ વાગ્યા કે ઝખમી થયા વગર. ૮ રાખ રાખ ! રક્ષા કર. ૯ વિદ્યાધરે હરણ કર્યું. ૧૦ દિલાસો. ૧૧ ઘણો માર વાગવાથી ખોખરૂં શરીર થઈ ગયું હતું છતાં.

આ વેદના સહિ મુનિ આપ, નિજ મનશું નાખે પરિતાપ;
મહાનુભાવનાં લક્ષણ એહ, રક્ષા ન કરે આતમ દેહ. ૩૦
હવે જો એક પ્રહર જાયસિ, તો ગુરૂ પ્રાણ મુક્તિ થાયસિ;
એહ કુવિદ્યા મુણિ કીલણી, મધ્યાન્હિં જીવિત હારિણી. ૩૧
ગુરૂ પરલોક પામશે યદા, શિષ્ય [1]અનશન કરશે તદા;
તિવાર પહિલી એ કન્યકા, મરવા કારણ થઈ [2]ઉતશિકા. ૩૨
હત્યા એક નારી દો સાધ, એ પ્રતીકાર એક છે [3]દુસ્સાધ;
[4]પુંડરીકગિરિ છે ઓષધી, તેહથી [5]શલ્ય સમે એ સુધી. ૩૩
આયાનિસ્મૂલની તસ નામ, લખ્યણ બત્રીસે કરી અભિરામ;
ભૂપતિ પુત્ર અસમ સાહસી, ચુવા કોઈ લાવે ઉલ્લસી ! ૩૪
સિંહ વ્યાઘ્ર [6]વૃક વ્યાપી રહી, [7]કાતર કો ન શકે સા ગ્રહી;
પ્રતીકાર એવડું કિહાં થાયે, [8]નિરાબાધ કિમ હુઓ ગુરૂરાય. ૩૫
એહવો નર અહીં કિહાં આ સમે, [9]કહુ ? પરાર્થિ પીડા કુણ ખમે;
હા ! હા ! રાજસુતા આશું, રાખી પણ હવે હોસ્યે પરાસ્યુ. ૩૬
ઇતિ [10]શોકાર્ત્તિ તપસ્વી તણા, નલે વચન તિહાં સુણીયાં ઘણા;
પરદુઃખે અતિ દુઃખિત [11]થયું, બોલ [12]એહવું મુનિને કહ્યું. ૩૭
રાજપુત્ર સવિ લખ્યણ યુક્ત, છું સાહસી પ્રમાદ વિરક્ત;
પણિ એક દુઃખ હીયડે ન સમાય, તુરણ વિહાં કિમ જાઈ અવરાય.
તો એ જીવિત સહી અધન્ય, ન હવો સાધુ [13]વેયાવચ પુન્ય;
તો એ ધિક્ [14]મિથ્યા અભિમાન, જો ઉપગાર ન દીધું દાન. ૩૯
તવ હર્ષિત બોલ્યો સો યતિ, હિવે [15]આધૃતિ કો મ કરો રતિ;
એહજ શ્રીગુરૂતણે પ્રભાવિ, અશ્વહૃદય નામિ સંભાવિ. ૪૦

૧ પ્રાણ ત્યાગ કરવા અનસન કરશે. ૨ તૈયાર. ૩ દુખે સાધી શકાય એવો. ૪ શત્રુંજય. ૫ ઝખમ. ૬ વરૂ. ૭ કાયર. ૮ પીડારહિત. ૯ કહો. ૧૦ શોકથી પીડાયલો. ૧૧ થયો. ૧૨ એહવો. ૧૩ સેવા. ૧૪ જુઓ. ૧૫ અધીરતા.

મંત્રપઠિત સિદ્ધજ આ કરૂં, તે તુજ મુખે આવે છે ખરૂં;
તે તુમ્હે [1]પુરૂષવૃષભ મુખિ ભણ્યું, તુમ્હ પ્રભાવે સાચો તે સુણ્યું.૪૧
શીત ઉષ્ણ નવિ આસન દૂરિ, નાવે ક્ષુધા તૃષાનું પૂરિ;
વાજી પંખાલા જિમ જાઈ, મારગિ ભૂમિ છબે નહી પાય. ૪૨
અશ્વકર્ણિ સો મંત્રજ ભણી, થા [2]આરૂઢ વેગે તું ગુણી;
સો ગિરિ દો શત [3]યોજન હુંતિ, મહોષધી પરિખે તિહાં અંતિ.૪૩
તીણ ગંધ પત્ર છે ત્રણિ, શ્વેત પુષ્પ ફલ સદા સુવર્ણિ;
ઇતિ શીખવી મંત્ર તસ દીઓ, ઇમ કરી નળ વેગેં ચાલીઓ ૪૪
[4]અર્ધ યામિ પુહતુ ગિરિશ્રૃંગે, વ્યાઘ્રાદિક [5]વંચી મન રંગે;
લેઇ ઓષધી કુશલે ખેમિ, આવ્યો [6]આશુ પાસિ ગુરૂ પ્રેમિ. ૪૫
તેહનિં સ્પર્શિ માત્રેં સુકમાલ, ગુરૂ ઉતકીલિત[7] હુઆ તતકાલ;
થયા સચેતન જવ સૂરીશ, નળ પેખ્યો [8]તવ કહે આશીષ. ૪૬
મુગતિ વશીકર ચૂરણ મુષ્ટિ, ધર્મ સૃષ્ટિ પરમાણુ સુવૃષ્ટિ;
વીતરાગપદ[9] રેણુ પવિત્ર, તે તુજ પાવન કરો સુમિત્ર. ૪૭
નળકુમાર ! તુજ સરિખુ કોઇ[10], માનોન્નત મહીતલિ નહીં હોઇ,
અરધ ભરત ભોગવશો રાજ, કરશો સબલ ધર્મનાં કાજ. ૪૮
જેહથી જીવહિંસા નવિ હોઈ, [11]અરિ પરાભવી ન શકે કોઈ;
[12]સૂરિજપાક રસવતી આમનાય, અતિહિત કરી દીએ ગુરૂરાય૪૯
વળિ ગુરૂ ધર્મદેશના દીએ, એતલે [13]સેનાની આવી એ (મિલે);
દેઈ ભલામણ કુંવરીતણી, વળિ હિતશિક્ષા આપી ઘણી. ૫૦
નૃપ કુમારને પૂછી સૂરિ, સમેતશિખર પુહતા સુખ પૂરિ;

---

૧ પુરૂષમાં ધોરી જેવા ભાર વહન કરનાર છો જેથી. ૨ સ્વાર. ૩ બસો યોજન. ૪ અડધી રાત્રે. ૫ છેતરીને. ૬ જલ્દીથી. ૭ ખીલાયા વગરના-છૂટા થયેલા. ૮ પેખ્યો, નળને જોઇને. ૯ પદની રેત. ૧૦ સન્માનથી ઉચ્ચપદવાળો. ૧૧ શત્રુ. ૧૨ સૂર્યપાક રસોઇનો વિધિ. અર્થાત્ સૂર્યના કિરણોવડે દૂધપાક કરવાની વિધિ. ૧૩ સેનાપતિ.

[1]ગજારૂઢ સા નૃપ કુંવરી, તાસ તાત ઘરિ પુહતી કરી. ૫૧
નિજપુર પુહતા કુંવર પ્રધાન, પિતા પ્રશંસી દે બહુ માન;
એક દિન બેઠા પૂરિ સભા, નલસુતની સોહે સુપ્રભા. ૫૨

( ઢાળ ૨ જી—રાગ ધનાશ્રી. )

હવે ચંદ્રબાહુ નૃપ કેરો, વિનયવંત એક દૂતજી;
આવ્યો નૃપ પ્રણમી કરજોડી, કહે નિજ પતિ આકૂતજી. ૧
જાલંધરપતિ ચંદ્રબાહુ નૃપ, વીરસેનપદ વંદેજી;
કરજોડીને કરે વિનતિ, સુણતાં સહુ આણંદેજી. ૨
કનકાવલી સુતા સો નૃપની, આણુ [2]ત્રાણુ ક્રય ક્રીતીજી;
સા અત્યંત રાગિણી નલની, સહુ લહે વાત વદીતીજી. ૩
સપરિવાર સા સાથે તેડી, નૃપ પુર બહાર ઉતરીયાજી;
નળશું પાણિગ્રહણ કરાવ્યું, આવ્યા આણંદ ભરીયાજી. ૪
સુણી પ્રવૃત્તિ ચિત્ત સપુરંજન, હરખ્યું નિષધાધીશજી;
સમૂહરતિ સુતને મેં પરિણાવ્યો, પૂગી મનહ જગીસ[3]જી. ૫
નળને તેહશું રમતાં રંગે, કાલાતિ ક્રમ થાયેજી;
એક દિન [4]શ્રુતશીલાદિક આગલ, વીરસેન કહે રાયજી.૬
વૃદ્ધ સચિવ ! તુહમે સાંભલુ[5] સાચું, રાજધુરા અતિભારજી;
યુવા ધનુર્ધર સવિગુણ પૂરૂ, નળને કીજે રાયજી. ૭
લઘુ સુત કુંવર સેવા કરશે, નલ પાળશે સુરાજજી,
તુહ્મે જઇ નળ સુતને સમજાવો, અહમે કરશું ધર્મકાજજી. ૮
નૃપ આદેશ[6] ચડાવી મસ્તકે, નળ સમીપ સો આવેજી;
દેઈ કરજોડી તન સંકોડી, અમૃત વચન સુણાવેજી. ૯
સુણો કુમાર તુહ્મે ભાર-ધુરંધર, પર ઉપગારી વીરોજી;
[7]પ્રબલ પ્રતાપી કીરતી વ્યાપી, પિતૃભક્તિ[8] ગંભીરોજી. ૧૦

૧ હાથીઉપર બેસેલ. ૨ પ્રાણીનું સંરક્ષણ કરનાર. ૩ આશા, ઇચ્છા. ૪ મંત્રીનું નામ. ૫ સાંભળો ! ૬ હુકમ. ૭ પણો પ્રતાપી. ૮ પિતાની ભક્તિમાં.

એક સિંહ સુતને પ્રસાદે, સિંહી નિર્ભર સુએજી;
દશ સુત પ્રસવી [1]તુહુએ ખરી પણિ, ભાર વહી કુકુએજી. ૧૧
વિદ્યમાન તું સુત ભાર ક્ષમ, જે વસુધાનો ભારજી;
પિતા વહિતુ તું જાયાનું, મહિમા કિસ્યું કુમારજી! ૧૨
[2]આગામિક–ભવ–સંબલ વંછે, પંડિત પિતા તુંમાહરોજી;
રાજભાર નિજ મસ્તકે લેઈ, અરથ તાતનું સારોજી. ૧૩
ઈમ કહી બાંહિ ધરી કર બેઠો, પિતાપાસિ લેઈ આવેજી;
બલે કરી સિંહાસને બેસારિઓ, મસ્તકે છત્ર ધરાવેજી. ૧૪
તવ નલ વિકચ કમલદલલોચન, લજ્જાકુલ નત ગ્રીવજી;
પુરૂષવૃષભ નિસ્પૃહ ઈમ ભાખે, ઝરતો [3]અશ્રુ અતીવજી. ૧૫
વિણુ અપરાધ પિતા કાં છંડી, હું છઉં લઘુવય બાલજી;
ઈણુ સમે રાજભાર ન ઘટે, પિતા કરો સંભાળજી! ૧૬
ઈત્યાદિક બહુ વચન વદંતા, અતિ આગ્રહ ઉદારજી;
પિતા પુત્રને તિલક વધારે, વરતાવે જયકારજી. ૧૭
અવર સકલ સામંત નરેસર, તીરથ જલ ભૃંગારજી;
કરે અભિષેક કુંવરને રંગી, સંતોખ્યો સંસારજી. ૧૮
સારથવાહ સેઠિ મંત્રીસર, રાજકુલી છત્રીસજી.
સપરિવાર નળના પય પ્રણુમ્યા, તુઠયા શ્રીજગદીશજી. ૧૯
ભેરી નફેરી પડહ ઝલ્લરી, વેણુા[4] વેણું મૃદંગજી;
બધિર કરિઉં તેણી નાહિં [5]અંબર, [6]પુહવી પસરિઓ રંગજી. ૨૦
દીન ખીન ધનહીન ઉદ્ધરિયાં, છોડયા સવિ [7]અપરાધીજી;
યાચકજનમન વંછિત પૂરિયાં, કમલા કીરતિ વાધીજી. ૨૧
કુમાયાત શ્રુતશીલ સચિવની, સાર ભલામણુ દીધીજી;
નલને સર્વ સમો પિતા તે, ધર્મતણી મતિ લીધીજી. ૨૨

---

૧ તોયે પણુ. ૨ આવતા ભવનું ભાતું ચાહતો હોવાથી, ૩ આંસુ.
૪ વીણાવાદ્ય. ૫ આકાશ. ૬ પૃથ્વી. ૭ ગુન્હેગાર.

નિષધરાયે સંસાર નિષેધી, જિનવચનામૃત પીધુંજી;
માયા મમતા મૂલ નિવારી, કાજ બિહુ ભવ સિધુંજી. ૨૩
[1]સરવવિરતિ સંયમ આરાધી, [2]સુરપદવી તિણિ સાધીજી;
નલને પ્રીતિ પિતાશું બાંધી, ન વીસરે સા વાધીજી. ૨૪
પિતા પાસિ કરજોડી રહિતા, સોમ દ્રષ્ટિ મુજ દેતાજી;
[3]સિર ચુંબી [4]ઉત્સંગિ બેસારી, હિતશીખામણ કહિતાજી. ૨૫
તાત સંઘાતિ ભોજન કરતા, કરિ દેતા તંબોલજી;
માહરૂં લઘુ લીલાઇત દેખી, મન ધરતા રંગરોલજી. ૨૬
ઇત્યાદિક વલી વલી સંભારી, હૃદય વિદીર્ય ન થાયેજી;
તું સહી વજ્ર સાથિ એ ઘડીઉં, દુઃખએ ખમ્યું ન જાયેજી. ૨૭
એમ વિલાપ કરતો નૃપ રાખ્યો, શ્રુતશીલાદિ પ્રધાનેજી;
શિથિલ શોક કેતે દિન કીધું, યશ વિસ્તારિઓ દાનિજી. ૨૮
સો દિગ્વિજય ચિહું દિશિ સાધી, રાજ અખંડિત પાલિજી;
જયસ્તંભ જગતીતલિ રોપ્યા, પ્રજાતણા દિન વાલિજી. ૨૯
વિવિધ ધર્મે અઘાટ વળાવે, સકળ સંત સંતોષેજી;
[5]શિક્ષાનુગ્રહ [6]દુષ્ટ વિનિગૃહ, [7]ષટ દર્શન પ્રતિ પોષેજી. ૩૦

(ઢાળ ૩ જી—દેશી ચોપાઈ.)

નિત નવલા ઉત્સવ તિહાં થાય, સુખ ભોગવે તિહાં નલ મહારાય;
નવ નવ દેશ તણા રાજાન, વિવિધ ભેટ લાવે અસમાન. ૩૧
લાવે લક્ષણવંત [8]તુરંગ, લાવે મત્ત વડા [9]માત્તંગ;
[10]મુક્તાફલ મણિમાણિક ઘણા, અભિનવ વસ્તુ તણાં ભેટણાં. ૩૨
રૂપવંત પુત્રી આપણી, કે રાજા પરણાવે ઘણી;

૧ સર્વથા ત્યાગ, સાધુપણું. ૨ દેવપદવી. ૩ શિર. ૪ ખોળામાં. ૫ સારાજનો ઉપર કૃપા. ૬ દુષ્ટજનોપર ક્રૂરતા. ૭ યોગી, જંગમ, સેવડા, સંન્યાસી, દરવેશ, બ્રાહ્મણ; અથવા જૈન, મિમાંસક, બૌધ, સાંખ્ય, શૈવ, અને નાસ્તિક આ ૭ દર્શન. ૮ ઘોડા. ૯ હાથી. ૧૦ મોતી.

માનવલોક ઈંદ્ર અવતરિઓ, નલનૃપ રાજરિદ્ધિ પરિવરિઓ. ૩૩
સુણિ સ્વરૂપ જિત હરિભામિની, નલમહારાય કીરતિ કામિની;
વસ્ત્ર એક [1]ખીરોદધિસાર, પહિરી અંગે ધરે શ્રૃંગાર. ૩૪
ચરિઓ એક ગંગાજલિ હાર, એક કરિ કંકણ મેરૂ ઉદાર;
શશિ ધર મંડલ કુંડલ એક કાન, અવર વિભૂષણ એણિ માન.૩૫
નલ સમીપિ યાચે ખાપડી, સ્ત્રી સ્વભાવિ ગહિલિ હુઠિ ચડી;
અણહુંતું નૃપ કિહાંથી દીયે, તેણિ કરી સા રીસાવી હીયે. ૩૬
ભમતી હીંડિ દેશ વિદેશી, સ્વર્ગિ મૃત્યુ પાતાલિ નિવેશી;
હંસ ભણિ સાંભલિ [2]દમયંતિ, તુહિ તસ પૂગી નહી ખંતિ.૩૭
નિર્મલ નલ કીરતિની તુલા, [3]નાવિ શશિ સંપૂરણ કલા;
તે ભણી મૃગ કલંક સો વહિ, એ ઉપમા કારણ કવિ કહિ.૩૮
નલનૃપ શત્રુતણા આવાસ, પડ્યા ભૂમિ તેણિ ઉગ્યા ઘાસ;
તે ચરિવા મૃગ આવે સોઇ, તો શશિ નલકીરતી સમ હોય. ૩૯
[4]સુણિ સુંદરિ ! નલરાજા હઠી, રીપુ કીરતિ કીધી એકઠી;
પછે બ્રહ્માંડ મૂસ માહિં ધરી, નિજ પ્રતાપિ વિશ્વાનરે કરી. ૪૦
શોધી પુટપાકે સા ધમી, મૂલથકી [5]કસ્મલ નીગમી;
નિર્મલ યશ રૂપાનો પિંડ, નલરાજાએ લહિઓ અખંડ. ૪૧
સુણિ કિશોરી ! મન રંગિ કરી, નલનરેંદ્ર કીરતિ વહ્લરી;
તેહનું શેષનાગ જો મૂળ, કરિયું હિમાચલ થડ અતિ થૂલ[7]. ૪૨
તેહનું થંભ શિખર કૈલાસ, મંડપ તે પર ઠિયું આકાશ;
તારક શ્રેણિ કુસુમ ગણ ભણું, તારક પતિ તે ફલ તસ તણું. ૪૩
ઇમ અનેક નલ નૃપ વારતા, કહેતાં પાર નહી ગુણ છતા;

---

૧ ક્ષીરસાગર જેવું ઉજવળ વસ્ત્ર. ૨ હંસ કહે છે હે દમયંતી સાંભળ ? ૩ ચંદ્રમાં સોળ કળા, અને નળમાં અનંત કળા છે, જેથી ચંદ્રકળા કરતાં નળકળા વિશેષ છે. ૪ સુણ, સાંભળ. ૬ પાપ–મળ. ૭ સ્થૂલ, મોટું.

તુજ વિનોદકારણ [૧]તન્વંગિ! તસ ચરિત્ર લવ બોલ્યો રંગિ. ૪૪
હવિ તું કહે તે પૂરૂં ખંતિ, ગંતુ કામ મુજ લહે ગુણવંતી;
સુણી વચન અતિ વિસ્મિત મની,તવ બોલી નરપતિ નંદની.[૨] ૪૫
રાજહંસ તેં સુર સાખીઆ, મહાનુભાવના ગુણ ભાખીઆ;
વાત એહ મન સુખકારિકા, સફલ આજની હુઈ ધારિકા. ૪૬
જુ! તું વલી પૂરવે રૂહાડિ, તો નલરૂપ લખી દેખાડિ;
તવ સા લિખિત સજાઈ દીએ, હંસ નખેં કરી આલેખીએ. ૪૭
અતિસશ્રીક અમૂલ અનૂપ, દીઠું હંસ લિખિત નલરૂપ;
તવ [૩]મનમથ વસિ હુએ સા બાલ, શ્રમ જલ કંપવતી તતકાલ.
નિજ કંઠથી ઉતારી હાર, હંસ કંઠિ થાપિયો તેણિવાર;
જય જય [૪]જીવિ! જીવિ! ચિરકાલે! ભદ્ર ભદ્ર! તું બાલ મરાલ!
વળતું હંસ વચન એ ચવ્યો, કિશે હાર મુજ કંઠિ ઠવ્યો;
[૫]સ્મર પરવસિ લજ્જા પરિહરી, સા બોલી લોચન જલભરી. ૫૦
મ કર હંસ માયા મુજ સાથિ, તું મોકલીયો છે મુજ નાથિ;
જે મુજ જીવિતનો આધાર, તેહને તું દેજે મુજહાર. ૫૧
[૬]બાલભાવ મુજ મત જાણજો, કહું તે સાચું મનિ આણજો:
મેં મન વચન કાયાએ કરી, પહિલો નલ મ્હેલ્યો છે વરી. ૫૨
તુજને ચતુર કિશું [૭]મારચું, શીખામણ તે શી તુજ કથું;
ચતુર લહે અંગિત આકાર, [૮]આણે જનમિ એહજ ભરથાર! ૫૩
[૯]માગધ મુખથી સુણિયો યદા, મેં નલ નિશ્ચે વરીઓ તદા;
દેહ વહું આ નલને કામિ, અહિનિશિ વરતું છું નલ નામિ! ૫૪
એ[૧૦] કલ્પાંત વચન નવિ ચલે, આ ચિત્ત અવર ઠામિ કિમ ભળે!
[૧૧]કરહી પય જિમ માખણ છાસિ, ભિન્ન કરી કુણ શકે વિમાશી.

---

૧ કૃશાંગી. ૨ રાજપુત્રી, દમયંતી. ૩ કામવશ. ૪ જીવ! જીવ! ૫ કામવશે લજ્જા છોડીને. ૬ છોકરમત. ૭ વીનવું. ૮ લાવે. ૯ માંગણ—ભાટ. યાચક જન. ૧૦ કલ્પાંત કાળે પણ. ૧૧ ઉટડીનું દૂધ જમાવી તેમાંથી છાશ માંખણ કોઇ જુદું પાડી શકેજ નહીં.

ઇતિનુદતિ [1]સુદતી પ્રતિ હંસ, કહે [2]કરિકોરૂકની અવતંસ;
જુ તુજ એહ પ્રતિજ્ઞા ખરી, તો કહું તે સાંભલ સુંદરી. ૫૬
[3]પ્રિયવદનિ ! હું તાહરે કાજ, મોકલીઓ છે નલમહારાજ;
તું માગધ પંથી મુખ કરી, જિહાંથી નલ શ્રવણે સંવરી. ૫૭
તિહાંથી નૃપને લાગુ [4]વેધ, સો ન શકે કો કરી નિષેધ;
કરિ વેદના અંગે અનંગ, ન રૂચે અવર પ્રિયાનો સંગ. ૫૮
તાહરિ વિરહે સો નરસિંહ, અતિ દોહલ્યા નિગમે છે દીહ;
તસ તનુ દીસે કૃશતાપણું, ભયું [5]અંગુલીય કર કંકણું. ૫૯
મરતાં ભય તુજ વિસ્મૃત તણું, પીડે વિરહ જીવને ઘણું;
[6]સંપ્રતિ સો નરપતિ મહાભાગ, [7]જીવિત મરણ બેઇ સમભાગિ.
[8]તરલ-લોચના ! તાહરિકાજ, [9]વિગત-સ્પૃહ સો દીસે રાજ;
[10]સસ્ખલિત કરૂણ વાણી ઉચરે, મન તેહનું તુજ[11]પાખલિ ફરે.
જુ હું જાઉં શીઘ્ર[12] તસુ પાસિ, તુ જીવે તુજ સંગમિ આસિ;
એ તું સત્ય લહિ દમયંતી, શીખ આપી મુજને મતિમંતિ. ૬૨
ઇતિ કહી દવદંતી વન સંગ, છોડી ચાલ્યો ગગન વિહંગ;
રાજસુતા હાહારવ કરે, હંસવિયોગ તણું દુઃખ ધરે. ૬૩
હા ! હા ! કિહાં ગયું [13]કલહંસ, સાથે સે ! ન ગયું લેઇ હંસ ?
ઇતિ વિલાપ કરતી[14]શશીમુખી, દીઠી તિહાં આવી સવિ સખી.
કહે સખી [15]સ્યે વિલપે આફણી, નિજ તનુ તપાવિ છે શાભણી;
એકાકીની ગઇ શે ઘણે, પાઉધારો મંદિર આપણે. ૬૫

---

૧ સારા દાંતવાળી. ૨ હાથી કુંભસ્થળ સમાન સ્તનમંડળવાળી. ૩ પ્રિય મુખી. ૪ મોહ. ૫ આંગળીની વીંટી હાથ સૂકાઇ જાતાં મોટી થઇ છે. કંકણુ જેવી. ૬ હમણાં. ૭ મરવું ને જીવવું બે સમાન થઈ રહેલ છે. ૮ ચપળ લોચનવાળી. ૯ ગરજ વગર. ૧૦ સ્ખલિત કરૂણ-વાણી. ૧૧ તારી પછવાડે. ૧૨ તુરત. ૧૩ હંસ બાળક. ૧૪ ચંદ્ર મુખવાળી. ૧૫ શા માટે.

નર વિમાનિ બેસારી કરી, સખી જન પરિવારે પરિવરી;
**દમયંતી** પુહતી [1]આવાસિ, રાજ હંસ આવ્યો **નલ** પાસિ.
જિહાં વનમાંહિ રહીઓ છે રાય, વરસસમાન ઘડી તસ થાય;
જોયે વાટ વિહંગમ તણી, એટલે નયને દીઠો ગુણી. ૬૭
દેખત લોચન અમીએ ઠર્યા, હંસપ્રતિ અળઆરણા કર્યા;
હંસ રાયને કરી જુહાર, આગલ ધરીયા ઉપાયન હાર. ૬૮
હંસ ભણે સાંભલિ ક્ષિતિધણી, ચિંતા સવિ મેહલો મનતણી;
વધામણી આપું મહારાજ ! સિધું તાહરૂં વંછિત આજ. ૬૯
[2]સા પહીલી છે તુજ રાગીણી, વળિ તાહરી કીરતી મેં ભણી;
નિશ્ચલ ચિત્ત હવી સા સુણી, હાર મોકલ્યો છે તુજ ભણી. ૭૦
માગધ જન મુખથી સાંભળ્યું, તે દિનથી [3]**ભૈમી** મન મળ્યું;
હાર તેહનો સત્યંકાર, સિધું અર્થ હુવો જયકાર. ૭૧
**ભૈમી**જિમ હિયડા શું હાર, નૃપ આલીંગે વારોવાર;
હરખી કંઠ આપણે ઠવે, વિરહાનલ કાંઇકિ ઉલ્લવે. ૭૨
પૂછે હંસ પ્રતિ સુણે મિત્ર, રૂપ ધરે સા કિશું વિચિત્ર;
હંસ કહે મેં કિમ કહેવાય; શેષ નાગ નિશ્ચય નવિ થાય. ૭૩
તેહનું [4]મુખકજ સતત વિકાસ, અમૃતકુંડ જાણી ગુણ રાશી;
સરલ વેણી છલિ તેણી ભૂપાલ, વસિગ નાગ ધરિયું રખવાલ. ૭૪
વદન સુધા રૂચિ નવલ કિશોર, તિહાં રમશે તુજ નયન ચકોર;
ઉભય સમાન પક્ષ નિકલંક, ધરિઓ ભાલિ અષ્ટમી [5]મયંક. ૭૫
રતિ રાણી રાજા [6]પંચબાણ, ચાલ્યાં જગત્ર મનાવ્યા આણ;
પહિલું તુજ વશિ કરિવા ભણી, ભમિહી દોઈ **દમયંતી** તણી. ૭૬
ધનુષ દોઈ રતિ કામે ધરિયાં, તસ કટાક્ષના વક શર કરિયાં;
ઉચ્ચ નાસિકા નલિકા હુસે, તુજ તનિ સોઈ બાણ લાગશે. ૭૭

---

૧ ઘેર. ૨ દમયંતી મારા જવા પહેલાથીજ તમારાપર પ્રેમ રાખનારી છે. ૩ દમયંતી. ૪ મુખકમળ. ૫ આઠમનો અર્ધચંદ્ર. ૬ કામદેવ.

[1]રસના રકત સુધારસ ઘોલ, દંતપંતિ હીરક દોઇ સોલ.
અધુર સોણિ વિદ્રુમ[2] તંબોલ, ઝળકે ગલ્લ સ્થલી કપોલ. ૭૮
[3]કમલાક્રીડન દોલાકર્ણ, પદ્મ ગર્ભ તનુ સોવિન વર્ણ;
[4]કંબુ કંઠિ કોમલ ભુજલતા, હુ [5]કલ્પદ્રુમશુ અનુરતા. ૭૯
સુઘટિત કનકકલશ વક્ષોજ,[6] કૂપ પ્રથમ રસનાભિપયોજ;
ત્રિવલી મધ્ય અતિક્ષામોદરી, પૃષ્ટિ નિતંબ લંક કેસરી ૮૦
કદલી થંભ જંઘ જાૂયલી, નિમ્ન જાનુ કોમલ અંગુલી;
પૂર્વ જંઘ કર ચરણુ સુચંગ, શુભ રેષાતલ [7]યાવકરંગ. ૮૧
પદ્મરાગ–મણિ નખ ઉપમા, [8]શ્રીદેવીના દર્પણુ સમા;
કિમતસ સકલ રૂપ વર્ણવું, તેહની તુલા કવણુ ઓઠવું. ૮૨
[9]રમા ચપલ યોગિનિ **પાર્વતી**, સદાકાલિ કુંવરી **સરસતી**;
**સચી** સહિસલોચનની પ્રીયા, **કિન્નરી**એં ગાયનપતિકીયા. ૮૩
સવિષા **નાગલોકકામિની**, પતિ તનુ છિદ્રા **ભાનુભામિની**;
**તિલોત્તમા** રંભા **ઉર્વશી**, સુરગણિકા તસુ ઉપમ કિશી. ? ૮૪
જોતાં સઘળે છે આમલા, **દમયંતી** નહિ કો તુલા;
દોષરહિત **દમયંતી**નારી, ભલે ભૂપ સરજી સંસારી. ૮૫
ઇતિ પ્રવૃત્તિ **દમયંતી**તણી, હંસે હરખ ધરીને ભણી;
હરખીત હૃદય કરીઉં ભૂપાલ, નૃપ સમીપિ રહીઉં કેતુ કાલ. ૮૬
**ભૈમી**તણા સુગુણ ભાખવે, નિતવિનોદ નવલા દાખવે;

---

૧ જીભ. ૨ પરવાળાં. ૩ લક્ષ્મીને રમવા માટે. ૪ શંખ જેવી ગર્દન. ૫ કલ્પવૃક્ષ. ૬ પયોધર–સ્તન. ૭ અલતા–પોથીના રંગ સહિત. ૮ લક્ષ્મી. ૯ લક્ષ્મી ચપળ છે, પાર્વતી યોગિની છે, સરસ્વતી સદા કુંવારી છે, ઇંદ્રાણી હજાર આંખવાળાની સ્ત્રી છે, કિન્નરી ગાનારાની સ્ત્રી છે, નાગપત્નિ ઝેર વાળાની સ્ત્રી છે, સૂર્ય પત્નિના પતિના શરીરમાં છિદ્ર છે, અને તિલોત્તમા ઉર્વશી દેવોની ગણિકા છે, જેથી દમયંતીની બરોબરી કરવા ને કોઇ લાયક નથી.

[1]દુસ્સહ વિરહ વિદર્ભિ તણું, હંસે તુચ્છ કરિયું સો ઘણું. ૮૭
એકદિનિ નિશાશેષી શુભ મના, હંસ રાયને પૂછયા વિના;
આણી તીરથ યાત્રા રંગ, સપરિવાર સંચરિયો[2] વિહંગ. ૮૮
નિજસ્વરૂપ કો ન લહે જિમ્મ, મહી મંડલિ સો માહાલિ તિમ્મ;
ફરશે તીરથ ભૂમિ અનેક, સોમકલા સાથે સુવિવેક. ૮૯
વળિ વિયોગ વૈદર્ભિતણું, નૃપમનિ હંસનું વિરહજ ઘણું;
ન વિસરે જેઃગુણ મન વશ્યા, પામ્યુ નલ [3]પૂર્વાધિકદિશા. ૯૦
વળિ વળિ વિલપે તે [4]નરહંસ, હા! હા! મિત્ર કિહાં ગયું હંસ?
ગુણ દાખવી ગયો તું [5]ભદ્ર, કાં ઉલટાવ્યો વિરહ સમુદ્ર. ૯૧
મિત્ર! તાહરા સગુણ સનેહ, ન વીસરિ જીહાં રહેશે દેહ;
[6]બંધો! ઇતિ જાણે નિરધાર, નવી વિસરિ તાહરા ઉપગાર.૯૨

(અનુષ્ટુપ્.)

"शत्रुर्दहति संयोगे, वियोगे मित्रमप्यहो;
उभयोर्दुःखदायित्वे, को भेदः शत्रुमित्रयोः?"

શત્રુ દહે સંયોગે મલીયું, મિત્ર દહિપુણ અલગું ટળ્યું;
દોઇ દુઃખ જુ! દેઈ ખરૂં, શત્રુ–મિત્ર વચે શું અંતરૂં? ૯૩

(દોહરા છંદ.)

"તું વિછડયા આવે નહીં, મેરે દિલકે યાર;
મેં નજીક પૂ તુંહી, રહેવે કોશ હજાર. ૧
રે વલ્લભ! તો દર્શકું, અધર રહ્યો જી આય;
અબ ક્યા આજ્ઞા હોત હૈ, ફિરિ ઘટ રહે કિ જાય? ૨
જિઉ મેરા છોરે નહી, તેરી આશિષ મિત્ત;
શિર હાલે ભી તો અધે, જુદા ન હોસી ચિત્ત. ૩

---

૧ દુઃખે કરીને સહન થવા જેવો વિયોગ. ૨ સંચર્યો. ૩ પ્રથમના જેવી શોકદશા. ૪ રાજા. ૫ કલ્યાણકારી. ૬ હે ભાઈ!.

મિટ્ટીમેંસેં જીવતા, મે ઉહું જણ બહાર;
તવ ફિરિયાદ વહી કરૂં, કહાં હૈ મેરા યાર. ૪
પ્રિયતમ બિછૂરન ફિર મિલન, કા જાણે કબ હોય;
એહ જગ મિલન [1]અનુપ હે, મિલી ન વિછુરે કોય. ૫
બિછુર મિલે તે બહુત સુખ, જુ! પ્રિય તમ એહી લાઉ;
પ્રેમ પલટિયો હે સખે, બિછુરે મિલે તો કાઉ! ૬
જાણું તું તે સજજના, વિછડશું મૂઆહ;
[2]કબાડીની કાઠજું, વેર્યા કીયા જૂયાહ. ૭
તું વિછડતી સજજનાં, એકનિસા સુસુખ્ખ;
એક ભરીયા એક ઠાલવ્યા, સજજનતાથે દુખ્ખ. ૮
કુણ ભરીયા પાલવ્યાં, [3]કહું સખે મુજ તેણ;
દુઃખ હુંતા સો પાલવ્યા, નયણ રસ ભરિયાં જેણ. ૯

( સોરઠા. )

સજજનીયાં સંસાર, દેખું તુજ પેખું નહી;
કાં કીધું અંધાર, વિરહ દેઇને વાલહા. ૧૦
જે મન તુજ મિલે, તે અવરહશું કિમ મિલે;
કણ ખૂટે કોઠાર, બીજું ન ખાજે બાદરા." ૧૧

(પૂર્વ ઢાલ-ચોપાઈ.)

ઇતિ બહુપરિ વિલપે રાજાન, તે વારે **શ્રુતશીલ** પ્રધાન;
ન રૂચિ કરે નગર પ્રવેશ, કેતા દિન વોલિ રહ્યા નરેશ. ૯૪
હવે **દમયંતી** મંદિર ગઈ, મદનપ્રહારે જર્જર થઈ;
દિવસનિશા **નલ**! **નલ**! ઇતિ જપે, ચંદનચંદ્ર અંગિ અતિ તપે.
જગ **નલમય** જાણે સા બાલ, અવર જિકો જંપે સો આળ;
સ્નાન વિલેપન ને શૃંગાર, કરિ પરિહાર[4] સરસ આહાર. ૯૬

---

૧ સારૂં. ૨ લાકડાં કાપી લાવનારો કઠિયારો. ૩ કહો! ૪ ત્યાગ.

સખી સાથિ ન કરે [1]આલાપ, મુખિ નિસાસા વચન વિલાપ;
રૂદન કરંતી [2]ગત ચેતના, ભૂમિ પડી ભૂપતિનંદના. ૯૭
અંતઃપુર હાહારવ થયું, સખીવૃન્દ સવિ જમલું રહ્યું;
કરિ આલી આક્રંદ અપાર, વેગે કરે શીતલ ઉપચાર. ૯૮
ચંદનાદિક કદલી દલ વાય, વલિયું ચેત વિચરતાં ઉપાય;
નલ કે અનલ? ઈશું મુખિ ચવે[3], કેલીપત્ર સખિ વીંજ મા હવે.૯૯

(ગાથા.)

"मामा विजसी सहीए, कदलीपत्तेण सरल तरलेण।
अईमुद्धे नहु जाणसी, पवणेण हुआसणो डहइ ॥ १॥"

(દોહરા.)

"પ્રેમ નાગકી હું ડસી, માજી કિલે જે આઇ;
ઈસ દુખ વેદન ગારૂડી, ચશ થઈએં દુખ જાઈ. ૧
બાજ પીયારે આપણા, પીર ન બૂઝે કોઈ;
જસકી વેધી હું મરૂં, સો વૈદ હમારા હોય. ૨
હીયા ભીતરિ દવ બલે, ધૂંયા ન પરગટ હોય;
કે હું જાણું રે સખી, કે જિણિ લાયા [4]જોય. ૩
અંચલ બંધુ કંધરે, બોલ તુહ્મારે લેય;
હોશે કોઈ દેસરા, જિણી હું કંત મિલેય. ૪
સુહણી સાંઈ આઈઆ, ધાઈ લાગિ ગલિ રોઈ;
ડરૂં ન ખોલું અંખિઆ, મત બિછોહા હોય. ૫
બારી બહુત સું ફુલ્લહે, હું ચાહું સો નાંઇ;
મૂજ ચિંતા ઉસ ફુલ્લકી, સો નિશદિન હીયરે માંહી." ૬

( પૂર્વ ઢાલ–ચોપાઈ. )

ઇતિ પરિ [5]કુંદદંતી વિલપતી, દેખી વાત લહી જે હતી;
સખીજન આસ્વાસિ હિતભણી, આવ્યો ભૂપ કોલાહલ સુણી.૧૦૦

---

૧ વાતચિત. ૨ ગઈ. ૩ બોલે. ૪ પાઠાંતરે 'સોય'. ૫ કુંદ પુષ્પ જેવા ઉજ્વલ દંતવાળી.

[1]મનમથલખ્યણુ સવિ સંવરી, પિતા પાય પ્રણમે કુંવરી;
ચતુરપણે તસુ [2]અંગિત લહી, ઈતિ આશિષ પિતાએ કહી. ૧૦૧
થોડા દિવસમાંહી સુણિ સુતે ! સ્વયંવરા મંડપ ગુણુરતે;
ગુણમય વંછિત વર તું લહે, અંતઃકરણુ સાથિં ગહિગહે. ૧૦૨
સખીપ્રતિ વળિ શીખ્યા દીયે, કરો સંતોષ સુતાને હીયે;
સુણી [3]સઞ્યાજ વચન નૃપ તણાં, આલીવર્ગ કરે ઉઆરણાં. ૧૦૩
વિરહ વિષાદ હતો તે ઘટિયો, મોદ સુધા સાગર ઉલટિયો;
નિજ મંદિર **દમયંતી** સખી, સપરિવાર વિચરે હરખતી. ૧૦૪
ગ્રંથ **નલાયનનો** ઉદ્ધાર, **નળચરિત્ર** નવરસ ભંડાર;
કવિ **નયસુંદર** સુંદર ભાવ, એટલે હવો પંચમ પ્રસ્તાવ. ૧૦૫

**ઈતિશ્રીકુબેરપુરાણે, નલાયનોદ્ધારે, નલોપાખ્યાને હંસ પ્રેક્ષણ નલકથા દમયંતી અગ્રે કથન દંપત્ય પરસ્પર રૂપવર્ણનો નામ પંચમઃ પ્રસ્તાવઃ**



---

૧ કામદેવનાં લક્ષણો સંકેલીને. ૨ ચિન્હ જાણી લઈ. ૩ વ્યાજ-સ્તુતિ આદિ અલંકાર છે.

# પ્રસ્તાવ છઠ્ઠો.

(ચોપાઈ.)

વંદી ભાનુમેરૂ ગુરૂ ભાવિ, કહું કથા છઠ્ઠે પ્રસ્તાવિ;
હવિ કુંડનપુરનો રાજાન, દૂત પ્રતેં દેઇ સનમાન. ૧
મોકલીઆ ચ્યારિ દિસિ અંતિ, સવિ નરપતિ તુહુંતરિવા ખંતિ;
સ્વયંવરા વૈદર્ભિ તણો, ભીમેં ઉત્સવ માંડિયો ઘણો. ૨
તેપણિ ગૌડ ચૌડ કર્ણાટ, દ્રવિડ સુવેદી વત્સ વિરાટ;
લાટ ભોટ વળિ અંગ તિલંગ, કુંકણ કાશ્મીર કુરૂ વંગ. ૩
માલવ મગધ મલય મેદપાટ, ગંગાપાર સુઘોડા ઘાટ;
પારસ્કર કામરૂ કનોજ, વાગડ ખડગ કચ્છ કાંબોજ. ૪
સોરઠ મરહઠ આદિ અનેક, દેસિ દૂત પાઠવ્યા વિવેક;
[1]અનુચર એક [2]વિદુરવાગમી, ચતુર જવન[3] વાહન ઉપશમી. ૫
દેવદત્ત ઇતિ નામે ભલે, આર્યાવર્ત દિશિ મોકલે;
સખી મુખેં દમયંતી તાસ, એહવાં કહાવે વચન વિલાસ. ૬
સકલ ભૂપ આકરણે જેહ, તાતદેશ પ્રમાણજ તેહ;
મન નિશ્ચલ ઉત્કંઠા ધરી, દમયંતી નલનૃપને વરી. ૭
ઇતિ ધ્રુવ રાજસુતા આકૂત, જાણી સો સુવિચક્ષણ દૂત;
અવર રાય આમંત્રણ કરી, આર્યાવર્ત ગયો ગહિગહી. ૮
જિણિ વનિ મહેતાસું શ્રુતશીલ, નલ મહારાય કરિ વનલીલ;
તિહાં સો રત્ન ઉપાયન પાણી, નૃપ પ્રણમી બોલ્યો ઇતિ વાણી. ૯
મહારાજ ! રાજેશ્વર વીર, કમલ નયન નલ નરપતિ ધીર;
'લોચન સફલ હુવાં મુજ આજ, સીધાં સકલ મનોગત કાજ ! ૧૦

---

૧. નોકર. ૨. ભગવદ્ બક્ત છતાં બોલવામાં છટાદાર–સમય-સૂચક. ૩. ઊંટપર બેસીને.

પ્રણમી ભાલિં કરી અંજલી, વિનતી એક સાંભલ કહું વળી;
દેવ વિદર્ભ દેશનો ધણી, ભીમરાય પ્રીતિ અતિ ઘણી. ૧૧
ઉત્સવ સુતા સ્વયંવર તણે, તુમ આમંત્રે આદર ઘણે;
કૃપા કરો તિહાં પાઉ ધારિવા, દમયંતીનું ચિત્ત ઠારિવા. ૧૨
નૃપશેખર ! તુજ વિણુ સા બાલ, ન રૂચાવે ચિત્તિ અવર નૃપાલ;
ક્ષણુ વિલંબ હવે નવિ કીજીયે, પ્રયાણ[1]ભંભા પ્રભુ દીજીયે. ૧૩
ગંભીરાર્થ વચન ઇતિ સુણી, જાણી પ્રવૃત્તિ પ્રીયા મન તણી;
શ્રુતશીલને કરિ ભ્રૂ સાન, તવ બોલ્યો બુદ્ધિવંત પ્રધાન. ૧૪
ઘણી વાત ઉત્તમ તેં કહી, અમ સ્વામિએ નિજ મન ગ્રહી;
સા પહિલી પણિ છે અહ્મે સુણી, સ્વભાવિ તિલકા અતિ સદ્‌ગુણી.
નથી વિલંબ અહ્મારે કિસ્યો, આ આવ્યા જવ તુહ્મે ચુહચસ્યો;
તેહને કનક કોટી વર તુરી, દેઇ વાલ્યો સંતોષી કરી. ૧૬
સો આવ્યો કુંડિનપુર વહી, વાત સકલ ભૂપતિને કહી;
વળતું દમયંતી મનરૂલી, વયસી હાથ કહાવે વળી. ૧૭
માત ઉદીચી દિસીં રાજાન, કુંડિનપુરનું લાગ્યું તાન;
પણિ નલરાય કનકની કોડી, મુજને દીધી મન [2]કોડી. ૧૮
ઇશું સુણી ચતુરા ચીંત્તવે, વહેલો નલ સંગમ સંભવે;
તેહને ભૂષણ દેઈ પંચાંગ, વાધો પતિ મિલાપક રંગ. ૧૯
હવિ નિષધાધિપ ચતુરંગિણી, સેના સજ્જ કરાવે ગુણી;
અતિ ઉત્સુક કુંડિનપુર ભણી, ચાલ્યો કરી સજાઈ ઘણી. ૨૦

( શાર્દૂલવિક્રીડિત. )

**शेषः सीदति कूर्मराट् विलिखति क्षोणीतलं मज्जति,**
**क्षुभ्यन्त्वं बुधयः पतन्ति गिरयः क्रन्दन्ति दिग्दन्तिनः ।**

---

૧ પ્રયાણ ડંકો. ભંભા પ્રયાણ સમયનું એક વાજિંત્ર છે. ૨ હોંસે.

लुप्तं व्योम तलं दिशः कवलिता रुद्धो रविः पांशुना,
चक्रे तस्य बलस्थलद्भिरभित स्त्रैलोक्यमप्याकुलम् १

સો બલ સબલ સાથિ પરિવરિયો, કેતુ પંથ અતિક્રમ કરિયો
.નલરાય પામ્યો તટ નર્મ્મદા, નદી પાસિ ઉતરીયો મુદા. ૨૧
એટલે ઇંદ્ર સાથિં દિક્પાલ, સુરગિરિ પુહુતાછે સુવિશાલ;
સુરી સાથિં નંદનવનિ રમિ, નારદઋષિ આવ્યા તિણુ સમિ. ૨૨
તવ સુરપતિ થઇ [1]અભ્યુત્થાન, નારદ બેસાર્યા દેઇ માન;
ઇંદ્ર કહે ઋષિ! વંછિત લહો? અહિં આવ્યા તે કારણુ કહો. ૨૩
તુહ્ય મનિ હરખ હુવે જેથી, તે સંગ્રામ કિશું [2]ક્ષિતી નથી;
વસુંધરા શું થઈ નિર્વૈર, જિણે તુહ્મિ અંહિ પધાર્યા ધીર? ૨૪
નારદ કહે સાંભલિ [3]સુત્રામ! સંપ્રતિ ભૂતલ નહિ સંગ્રામ;
તેહનું કારણુ છે તે સુણો, ભીમરાયની પુત્રી તણો. ૨૫
સ્વયંવરા ઉત્સવ છે ઘણું, તેહની જોડી ન બીજી ભણું;
સ્વર્ગ મર્ત્ય પાતાલે જોઈ, દમયંતી સરખી નહી કાઇ. ૨૬
પૂરવ વૈર છંડી સહુ વળી, તિહાં આવે છે નૃપ મંડલી;
કલિ નહિ કરે તિહાં કો તદા, જાણે તીર્થંકર પરષદા. ૨૭
ઇણે કારણે ઇંદ્ર મહારાજ! યુદ્ધ નથી ભૂમંડલે આજ;
મનિ જાણ્યું દેવતા કદાપિ, યુદ્ધ કરે તો જોઇએ આપિ. ૨૮
સુર કલિ કૌતુગ જોવા તણું, અહિં આવ્યાનું કારણુ ભણું;
સુણી ઇંદ્ર કહે નારદ સુણો, અહીં પણિ સમર નથી સુરતણો. ૨૯
સુણી [4]કલહપ્રિય થયો નિરાશ, મુખિ મોટા મૂકી નીસાસ;
કહે અહીં રહ્યા તણું શું કામ, કદાપિ ભૂમંડલે સંગ્રામ. ૩૦
વિવાહ ભૈમિની [5]અવસાન, જો કલિ હોય મિલે રાજાન;
તો હુવે દ્રષ્ટિ પારણું સહી, બ્રહ્મપુત્ર ચાલ્યો ઇમ કહી. ૩૧

૧ ઉઠી ઉભા થઇને. ૨ પૃથ્વીમાં, આપને હર્ષ થાય તેવો શું કોઇ સંગ્રામસમય નથી? ૩ ઇંદ્ર. ૪ ક્લેશપ્રિય નારદમુનિ. ૫ સમય ઉપર.

સુર રિષીના મુખની એ વાત, ચમક્યો સુણી દેવ સંઘાત;
 ભૈમિ રૂપ સ્વયંવર હામ, જોવા ઉત્સુક ભયો સુત્રામ. ૩૨
એ આભનક સાચું ધરૂં, લોક ગતાનુગતિક તે ખરૂં;
 સ્વયંવરા જોવા માનવી, ઇંદ્રાદિક નિજુ[1] મતિ હુવિ. ૩૩
[2]વરૂણ હુતાશન ને યમરાજ, ચાલ્યા સાથિ ઇંદ્ર મહારાજ;
 સાચી વાત સુણી સા સચી, નિજ મનશુ શુદ્ધિ ઢચમચી. ૩૪
મલિન વદન મંજુઘોષા ભઇ, રંભાષ્ણંભી થંભ થઈ રહી;
 મૌનભાવિ ભાવી મેનિકા, હુઇ વિખિન્ન સહુ સુર કન્યકા. ૩૫
હરિ દિસિપાલ સહિત સંચરિયો, નલ નૃપ રેવાતટ ઉતરીયો;
 દીઠો મહીતાશું શ્રુતશીલ, હરાવતું શ્રીનંદન લીલ. ૩૬
નદી નર્મદા તણે નૃપ સોય, સંત્રિ સાથિ વન કૌતુક જોય;
 સહસા ચક્રવાક સુંદરી, દીઠી ચ્યારી હંસ પરવરી. ૩૭
સા નીરખી મહીંતાને કહે, આ અસમંજસ મોટું દહે;
 જુઓ રથાંગી કેડે ફિરે, હંસા સુરત કામના કરે. ૩૮
પણિ ચકવી નવ વંછે સંગ, તિમ તિમ હંસ ધરે છે રંગ;
 અનુચિતરાગ ભલો નહીં એહ, જાતી જુજુએ કિસ્યું સનેહ. ૩૯
એ અસમંજસ જે નીરખીએ, તેહનું કારણ એ પરખીએ;
 ભૈમી મેલાપક સુણી ભાય, એકો એક વિધિ કરશે અંતરાય. ૪૦
ઇતિ વારતા [3]સચીવશું કરે, પ્રિયા મેલાપક ચિંતા ધરે;
 એણે યુગતે વર્તતો નૃપાલ, પેખે ઇંદ્રાદિક દિગ્પાલ. ૪૧
અતુલ રૂપ દીઠું મહીનાથ, ઇંદ્રાદિક ચિંત્તે સુર સાથ;
 આહા રૂપ લાવણ્ય અગણ્ય, આહો આહો! જગતિ તલ ધન્ય! ૪૨
એમ કહી શિર ધૂણે દેવતા, ચિંતે એ નૃપના ગુણ છતા;
 દેખી દમયંતી [4]મહામના, નહિ પરણે નલ રાજા વિના. ૪૩

૧ નિજુ–નિજ, પોતાની. ૨ પાણી, અગ્નિ આદિ દેવો. ૩ પ્રધાન સાથે. ૪ મોટા મનવાળી.

એ દાતાર અતુલ સાંભળ્યો, આજ આપણી દ્રષ્ટિ મિલ્યો;
**દમયંતી** એહની રાગિણી, આપણી સા પહિલી છે સુણી. ૪૪
પૂરણ પ્રેમ નરેશ્વર તણો, **ભૈમી** સાથિ સુણ્યું છે ઘણો;
એ જો પ્રિયા પ્રેમ પરિહરે, દેવદૂત હુઇને સંચરે. ૪૫
**દમયંતીશું** વિદ્દી કરે, તો એ સત્ય પ્રતિજ્ઞા ધરે;
ઉન્નત ચિત નહી ચે સારીખું, હવે આપણ કીજે પારીખું. ૪૬
ઇશું વિમાસીને [1]સુરરાજ, **નિગમેષીને** દીધું કાજ;
નલને કહી સુકોમલ વાણી, સપદિ સમીપ માહરે આણી. ૪૭
ચાલ્યો **નિગમેષી** [2]હરિદૂત, જિહાં નૃપ **વીરસેનનું** પૂત;
દેખી **નલરાય** ચિંતિ હેવ, મુજ સમીપ આવે કુણ દેવ. ૪૮
ઇંદ્રદૂત આવીઓ **નલ** પાસ, બોલ્યો એહવે વચન વિલાસ;
રાજન ! મનિ વિભ્રમ [3]માણજે, મુજ [4]સુરહુત દૂત જાણજે. ૪૯
તુજે પૌલોમી[5] પતિ ભગવાન, પાઉધરાવે છે દેઈ માન;
સા સાંભલી સસંભ્રમ પણે, ઊઠિયો મન ઉલટી આપણે. ૫૦
કર જોડી શિર અંજલી ધરી, ચાલ્યો ચતુર ચિંતના કરી;
[6]પાકશાસન આવે પરિવરી, બિહુ પખે ચમર ચલાવે [7]સુરી.
વર વિમાનિ સિંહાસણિ સાર, તિહાં બેઠો જન બહુ પરિવાર;
બેઠો નાટક બદ્ધ બત્રીસ, કરાવતો પૂરવે જગીસ. ૫૨
ગાયે કલ-કંઠિ કિન્નરી, ચારણ કરે ગુણ સ્તુતિ ખરી;
લોકપાલ(ક) સાથિ [8]ગિરિઅરી, આવ્યો ભૂમિ અવસ્થિતિ કરી.
દેવરાજના પ્રણમી પાય, જોડી હાથ રહ્યો **નલરાય**;
પાવક વરૂણ અને યમરાજ, ભૂપે તે પ્રણમ્યા નિર્વ્યાજ. ૫૪
કહે ભૂપ ઇંદ્રાદિક પ્રત્યે, [9]જુ ! પ્રભુ દર્શન દીધું હિતે;
[10]તુ મુજ સીધા સઘળા અર્થ, વિલય ગયા વળી કોડી અનર્થ. ૫૫

---

૧ ઇંદ્ર. ૨ ઇંદ્રનો જાસૂસ. ૩ મતઆણજે. મ આણતો. ૪ ઇંદ્રનો દૂત.
૫ ઇંદ્ર. ૬ ઇંદ્ર. ૭ દેવીઓ. ૮ ડુંગરાઓનો શત્રુ–ઇંદ્ર. ૯ જો. ૧૦ તો.

ફળ્યું પુણ્ય માહરૂં [1]અસ્તોક, તુહ્મે પાવન કીધું ભુલોક;
કિહાં મુજ તપ થોડું મહાદેવ, કિહાં તસ ફલ પામી તુહ્મસેવ.
મુજ કિંકર જાણી આપણો, પ્રેમ ધરિ મુજ ઉપર ઘણો;
કાજ હુવે તે કહો મહારાજ, સફલ જનમ મુજ હુવો આજ. ૫૭
ઇતિ નૃપવચન સુણી સુરસાથ, સહિત સુરંજયો નિર્જરનાથ;[2]
વળતું વચન રાયપ્રતિ ભણે, છે તન કુશળ ભૂપ તુમ તણે. ૫૮
સપરિવાર વિજઇ છો તુહ્મે, ચ્યારિ લોકપાલ આ અહ્મે;
દેવલોકથી આવ્યા અહીં, રાજન! તુજ મિલવાને સહી. ૫૯
આગે તાહરી કીરતી સુણી, સિદ્ધ ચારણે જે વળી ભણી;
સત્ય પ્રતિજ્ઞાધારક ધીર, [3]વસુધાતલિ એક તું વડવીર. ૬૦
અંગી કરો વચન જો અહ્મ, તો એક કારિજ કહીયે તુહ્મ;
રાજા મનશું ચિંતે ઇશું, મુજશું કારિજ હોશે કિશું. ૬૧
રાજ રમા લીલા ભંડાર, તે દેતાં મુજ નહિ વિચાર;
અનાયત્ત પણિ **ભૈમી** સુખે, ઈંદ્રાદિક મુજ યાચે રખે. ૬૨
તથાપિ જે કહે તે સાંભળું, ઇતિ સુવિચારી બોલ્યું ભલું;
સુપ્રસન્ન વાણી ગંભીર, [4]વાસવ પ્રતિં કહી નલ ધીર. ૬૩
કારજ તુમ મન હોયે જેહ, મુજને દેવ! પ્રકાશો તેહ;
[5]કિંકરની પરિ ઇમે શિર ધરી, સા તુમ આણ પાળવી ખરી. ૬૪
ઇસું સુણી ઇંદ્રાદિક સહુ, સાધુ! સાધુ! ઇતિ બોલ્યા બહુ;
દંભ સમુદ્ર ઈંદ્ર ઉલ્લસી, નલરાજાનિ કહે ઇમિ હસી. ૬૫
રાજન! વિષમ કાજ [6]તેં સરે, એહવું અહ્મ મન નિશ્ચય ધરે;
કાજ અહ્મારે થોડું એક, વચન વ્યય તો કરો વિવેક. ૬૬
**ભીમરાય કુંડિનપુર** ધણી, [7]ધૂયા **દમયંતી** તસ તણી;
સો છે સ્વયંવરા ઉત્સુકી, કાજ એહ [8]સીજે તુજ થકી. ૬૭

---

૧ ઘણુંજ. ૨ ઈંદ્ર. ૩ પૃથ્વીમાં. ૪ ઇંદ્રને. ૫ દાસની પેઠે.
૬ તારાથી. ૭ પુત્રી. ૮ સફળ થાય.

દૂત કર્મ તેહસું જઇ કરો, ગુણ અહ્મારા બહુ ઉચ્ચરો;
જિમ **દમયંતી** અહ્મને વરે, તેહ પરે તેં કરવી શિરે. ૬૮
રૂપ સુણી **દમયંતી** તણું, તેહને ગુણ અહ્મિ મોહિયા ઘણું;
સત્ય પ્રતિજ્ઞાનો તું ઘણી, પાલુ[1] એ આજ્ઞા અહ્મ તણી. ૬૯
કર્ણશૂલ સરિખા એ બોલ, અતિ કઠોર સાંભળી નિટોલ;
મન માને ઇંદ્રને પિશાચ, વળતો નળ બોલ્યો ઇતિ વાચ ૭૦
સ્વામી ! તુહ્મ વચન પ્રમાણ, પણિ એક વાત વિચારો જાણ;
જે **ભમીને** સોંપ્યા પ્રાણ, પૂરણ પ્રેમતણું બંધાણ. ૭૧
સા અત્યંત સુણિ રાગિણી, ચાલ્યો તેહને વરિવા ભણિ;
તેહશું દૂતપણું કેમ થાયે, લોકે વિડંબના ગવરાયે. ૭૨
યદ્યપિ કેવલ તુમચે કામ, [2]સા દયિતા હું છંડું સ્વામ;
સ્વામિ અર્થે પ્રાણ આપીઇ, તો નારી શું ધરી હીઈ. ૭૩
કરવું દૂતપણું સ્ત્રી તણું, તે પામર પણિ ગહેઈ ઘણું;
સીમલ પુષ્પ ન લે ગ્રામીણ, તો નાગર કિમ ગ્રહે કુલીન. ૭૪
વળિ આજ્ઞા ગુરૂની જે સાર, તિહાં નહી કૃત્યાકૃત્ય વિચાર;
જો પણ ગુરૂનું વચન અકૃત્ય, તોપણ કીજે જાણી સત્ય. ૭૫
પણ સો ગુરૂ જો મૂરખ થાય, તો તસ કથન કરિસું કિમ જાય ?
હુયે સારથી વિલોચન[3] યદા, મારગિ રથ કેમ ચાલે તદા ? ૭૬
વળિ વિચાર અવર પરિહરૂં, કેવલ કથન તુમારૂં કરૂં;
પણિ વૈદર્ભિ તણો પ્રસંગ, કિમ એકાકિ મિલે અભંગ. ૭૭
તિહાં છે [4]આરક્ષકના લક્ષ, કિમ એકલાં જવાયે [5]દક્ષ ?
જો ! છીપીજઇએ યામિકા, તો વીસસે કિમ ભિમિકા. ૭૮
પહિલું છે તસ અંગિકાર, એણિ ભવિ એક નલ ભરતાર;

---

૧ પાળો. ૨ તે સ્ત્રી. ૩ હાંકનાર આંધળો હોય તો. ૪ લાખો ચોકીદારો છે અથવા જ્યાં લાખ ચોકીદારો ચોકી કરે છે તેમને છેતરીને અંદર કેમ દાખલ થઈ શકું ? ૫ ડાહ્યા.

સા કદાચિ મુજને ઓળખે, તો લાજે કિમ બોલે મુખે.૭૯
તે ભણી લોકપાલ ! સુપ્રસન્ન, થાઓ એક મુજ ગ્રહો વચન્ન;
એણિ અર્થે અવર ઊઠવો, મુજને [1]વિષમ કામે પાઠવો. ૮૦
લોકપાલ વળી બોલ્યા વાણી, રાજન! તું સાંભળ ગુણખાણી;
તુજને એ ભાખવું અયુક્ત, **ભૈમી** સાથ મ થા આસક્ત.૮૧
દીઠા વિણ સા તિં કિહાં વરિ, [2]શતંવરા કન્યા હોય ખરી;
તેહસું વિષ્ટી તો શ્યો દોષ, દેવ ભક્ત તું છે નિર્દોષ. ૮૨
સર્વ ભૂમિ સ્વામી સશ્રીક, સદા જિતેંદ્રિય શુચિ નિર્ભીક;
વિબુધવાગમી રિપુગંજણો, અર્થીજન આશા પૂરણો. ૮૩
એહવી તુજ તુલણા કુણ ધરે, **ભૈમીશું** જે વિષ્ટી કરે;
અર્થ એહ સીઝે તું થકી, અવર પ્રવેશ કરી કુણ શકિ. ૮૪
ઇંદ્ર વરૂણ રવિસુત ચિત્રભાનુ, યાચે તુજને દેઈ બહુમાનુ;
એહવા તુજ યાચક કિહાં મિલે, તું દાતાર ક સિકલ મિલે. ૮૫
મેલી અનિત્ય પ્રિયાનો મોહ, રાખ નિત્ય કીરતિ કુલ સોહ;
કુટિલભાવ મનથી પરિહરો, ઊઠો દેવ ! કાજ જઇ કરો. ૮૬
ઇતિ સાંભલી વિમર્શન કરે, પ્રિયા પ્રેમ વળી વળી સાંભરે;
કર ધુણાવે થઇ સશંક, જાણે લાગ્યો વૃશ્ચિક ડંક. ૮૭
વળી મનસ્યું એ કરિ વિચાર, ભાજે રખે પ્રતિજ્ઞા સાર;
ચિંતા અવર સકલ જો રહી, દેવકાજ મેં કરવું સહી. ૮૮
[3]ગુરૂશિ[1]જ્યાભોગી [2]બ્રહ્મઘ્ન, [3]મદિરાપાની અને [4]કૃતઘ્ન;
[5]ભ્રષ્ટ-પ્રતિજ્ઞાનો જે ધણી, ગતિ અઘોર પંચ એ તણી. ૮૯

---

૧ કઠિન—આકરા. ૨ જ્યાં લગી કુંવારી ત્યાં લગી સો વર સાથે રાગ રાખે તોપણ શું ? ૩ ગુરૂસ્ત્રીનો ગમન કરનાર, અથવા ગુરૂની શય્યામાં સૂતાર, બ્રાહ્મણને મારી નાંખનાર, દારૂ પીનાર, કર્યા ગુણને વિસરી જનાર અને બોલ આપી ફોક કરનાર, આ પાંચ જણ અધો ગતિને પામે છે.

જીવિત યૌવન રાણી મ રમા, કરિ વર કર્ણ ચપલ ઉપમા;
જાણી પ્રેમ પ્રિયાનો તજો, દેવકાજ નિશ્ચય પડિવજો. ૯૦
ઇતિ મન સાથિ કર્યો વિચાર, ઇંદ્રાદિક ઉલ્લસ્યા અપાર;
નલને દીયે અદ્દશ્યીકરણ, યમરાજ ઇંદ્ર અગ્નિ ને વરૂણ. ૯૧
હુવા દેવ સવિ અંતરધ્યાન, સ્થાનકે પુહતો નલ રાજાન;
સંધ્યા કારજ સઘળાં કરી, કુશલિ અતિક્રમી [1]શર્વરી. ૯૨
પ્રભાતિ તૂર શબ્દ નિશ્વાન, સુણી [2]વેતાલિક વચન પ્રધાન;
નલ નરપતિ નિદ્રા પરિહરી, પ્રભાત કારજ સઘળાં કરી. ૯૩
સભામાંહી નૃપ બેઠો હવે, એટલે દ્વારપાલ વિનવે;
સ્વામી ! **દમયંતીનો** દૂત, પુષ્કર નામે દ્વારિ પુહુત. ૯૪
સાથે બે કિન્નર કિન્નરી, વંછિ ભેટ સ્વામિ તાહરી;
નલનૃપ કહે [3]આશુ અહીં તેડી, એણી વાત ક્ષણ એક મજેડી.
કિંનર [4]યુગ્મ સાથિ ઉલ્લાસિ, પુષ્કર તેડિયો નલનૃપ પાસિ;
સો પ્રણમ્યો ભૂપતિના પાય, રાજા પૂછે કરીય પસાય. ૯૬
ભીમભૂપ વિજયી પરિવાર ? આવ્યાનું કારણ કહો સાર ?
પુષ્કર કહે પૃથવીપતિ ! સુણો, હું સેવક **દમયંતી** તણો. ૯૭
આજ સ્વયંવર કાજ અનેક, રાય મલ્યા છે કુણ લહે [5]છેક;
તેહનું [6]સ્વાગત કરવા ભણી, વ્યાકુલ મન કુંડિનપુર ધણી.૯૮
તુહ્મને પાઉધરાવા દેવ, **ભૈમીએ** પાઠવીઓ હેવ;
તુહ્મ પ્રયાણ દિનથી સા નિત્ય, [7]ચરમુખ પૂછે પંથ પ્રવૃત્તિ. ૯૯
દેવ ! સેવ તુમ કરવા સદા, કિન્નર [8]મિથુન મોકલ્યું મુદા;
સુણી વચન રંજ્યો જગદીસ[9], કિન્નર યુગ્મ દીયે આશીષ. ૧૦૦

---

૧ રાત વિતાવી. ૨ ભાટના દુહા ગાથા આદિ કથન. ૩ જલ્દીથી. ૪ બે, જોડું. ૫ પાર. ૬ સન્માન આદિ. ૭ જાસુસના મ્હોંએથી પંથ સંબંધી સમાચાર. ૮ જોડું. ૯ રાજા.

તેહને ઉતારા આપીયા, નિજ સમીપિ નિશ્ચલ થાપીયા;
સંધ્યા વિધિ સાધિ નરપતિ, બોલાવ્યાં કિન્નર દંપતિ. ૧૦૧
કલા પ્રગટ સો કરે આપણી, ગીત સુણાવે ગાયક ગુણી;
ઘોષવતીનો નાદજ સુણી, સપરિવાર રંજિયો [1]ક્ષિતિધણી. ૧૦૨
સભા સહુ થઇ ચિત્ર સમાન, પૂછયું નૃપે પુષ્કર દેઈ માન;
કહો એ યુગ્મ કિહાં પામીયું, ભૈમીને હિત કરી કુણે દીયું. ૧૦૩
પુષ્કર કહે વિદ્યાધર-સુતા, વૈદર્ભિને ગુણે અનુરતા;
સા કેશીનીનામિ શશીમુખિ, ભીમસુતાની છે પ્રિય સખી. ૧૦૪
કિન્નર યુગ્મ દિયું તેણીઇ, એહને ગાને સભા [2]પ્રીણીઈ;
ભૈમી પ્રેમ ખરો તુમ ધરી, મોકલીયાં કિન્નર કિન્નરી. ૧૦૫
સુણી રાય મનિ ચિંતે ઇશું, એ ભૈમી સુર કન્યા કશું;
વાંછે ઇંદ્રાદિક જસ દેવ, સારે કિન્નર કિન્નરી સેવ. ૧૦૬
મુજશું પ્રેમ પૂરણ એ ધરે, પણ અંતરાય દેવ વિચ કરે;
કિમ છોડશું પ્રિયાનો સંગ, કિમ કીજશું પ્રતિજ્ઞા ભંગ. ૧૦૭
એક પખિ વ્યાઘ્ર એક પખ [3]તટી, વાત એહ દીસે સંકટી;
કેમ નીપજશે દોય પ્રકાર, રાજા એહવો કરે વિચાર. ૧૦૮
ભૂપે સભા વિસર્જન કરી, સુખે [4]સ્વલ્પ નિદ્રા આદરી;
પ્રભાતી ગીત સુણી કિન્નરી, લહિઓ બોધ [5]તંદ્રા પરિહરી. ૧૦૯
દેવકાજ નિશ્ચે આચરૂં, કીરતી કાજ પ્રિયા પરિહરૂં;
રખે જાઈ વાચા આપણી, ચાલ્યો ચતુર કુંડિનપુર ભણી. ૧૧૦

( અનુષ્ટુપ્ છંદ. )

"राज्यं यातु श्रियो यान्तु, यान्तु प्राणा विनश्वराः
या मया स्वयमेवोक्ता, वाचा मा यातु शाश्वती." १

---

૧ રાજા. ૨ સંતોષવંત કરી શકાય છે. ૩ વાઘ અને નદીના ન્યાયની વાત જેવું મારે પણ બન્યું. ૪ થોડી. ૫ ઘેન-નિદ્રાપ્રકાર.

નિજ પરિવાર સકલશું સહી, નલ કુંડિનપુર આવ્યું વહી;
સમાચાર સો લહી નૃપ ભીમ,સન્મુખ ચાલ્યા[1]જવ નિજસીમ.૧૧૧
સ્વાગતિ પ્રણિપતિ કીધી ઘણી, મિલ્યા બેહુ પ્રેમેં ક્ષિતિધણી;
દોય રાય ચિત્ત વિકસ્યાં ઘણાં, દીધાં ઠામ ઉતારાતણાં. ૧૧૨
સપરિવાર નૃપ તિહાં ઉતર્યા, દેખી નગર લોક મન ઠર્યા;
ભૈમી એ વર વરશે ખરી, એહવી લોકવાણી વિસ્તરી. ૧૧૩
ભોજનાદિ વિધિ સાધન ભણી, ભીમે મહિતા મેહલ્યા ગુણી;
એહ વાત દમયંતી લહી, હીયડા સાથે ઘણું ગહગહી. ૧૧૪
સાર રસવતી સુંદર શાક, અતિ ઉત્તમ નિપાયા પાક;
ભૈમી નિજ વલ્લભનિ હેત, સખી સાથે મોકલિ સુચેત. ૧૧૫
સપરિવાર નૃપ ભોજન કરી, દેવ અર્થ નિશ્ચે મન ધરી;[2]
[3]અંતર્ધાન કરી નિજ કાય, કુંડિનપુરમાં પુહતા રાય. ૧૧૬
નવનવ પુર કૌતક નિરખતો, નૃપ મંદિર પુહુતો હર્ષતો;
સુણી ગંધર્વી કન્યા રાસ, ભૈમીનો તિહાં લહી [4]આવાસ. ૧૧૭
[5]દેવદૂત તિહાં આવ્યો હસી, અંતર્ધાન રહ્યો સાહસી;
પેખે રંભા કે ઉર્વશી, દમયંતીની દાસી તિસી. ૧૧૮
[6]ઉત્સુક મુખ જોવા વલ્લભા, આવ્યો તિહાં અભ્યંતર સભા;
જિહાં ભૈમી આલી[7] પરિવરી, સિંહાસન બેઠી સુંદરી. ૧૧૯
વાત કરી સહુ સખી હરખતી, દમયંતીનું મુખ નિરખતી;
આજ ગઈ ચિંતા સવિ દૂર, ઝીલી સખી સુખ સાગર પૂર. ૧૨૦
સા તુજ વલ્લભ ઈહાં આવીઓ, સકલ લોકને મન ભાવિઓ;
લોચન તુજ ચકોર હરખસી, તસમુખ–ચંદ્ર–પાન પામસી. ૧૨૧
સુણી સખી ! તાહરે ભરતારેં, યશ પૂરિયો સારે સંસારે;

૧ પ્રત્યંતરે–"સન્મુખ આવ્યુ જવ નિજસીમ." ૨ પ્રત્યંતરે "દેવ અર્થ નિશ્ચલ આદરી." ૩ પોતાનું રૂપ છુપાવી. ૪ મકાન, ૫ નળ રાજા–ઇન્દ્રનું દૂતપણું ગ્રહીને. ૬ આતુર. ૭ સખીવૃન્દ.

દાને પૂર્યા માગધ જન્ન, રૂપ સુધારસ વિશ્વનયન્ન. ૧૨૨
ગુરૂ આશીશ આજ તુજ ફ્લી, કુલદેવી સહી તૂઠી વળી;
ફળ્યા મનોરથ સહુ અમ આજ, તું વલ્લભ પામીસી વરરાજ.૧૨૩
એહવાં સખીવચન નૃપ સુણી, અતિ આદરી [1]અનિમેષજ પણી;
નયણે પીયે વલ્લભારૂપ, હરખ શોક સાથે લહે ભૂપ. ૧૨૪
મનિ ચિંતવે જેહવી સાંભળી, તેહથી કોડી ગમે આગળી;
હા વિધાત ! તેં કીધું કિશું ? પ્રેમવિઘ્ન માંડિયો એહશું ! ૧૨૫
હા હા ! ઇંદ્ર વહ્નિ કરી એહ, ગિરિપરિં કાંઈ ન ભેદ્યો દેહ;
લોકપાલ ! તુંહ લીલારસેં, શાપી ભસ્મ ન કીધું કિસેં ? ૧૨૬
**ભીમ** સુતાને પ્રેમે જડિયો, પણ તુમે વૈર વિના કાં નડિયો;
પ્રિયા [2]પ્રેમપાદપ સૂકવ્યું, ક્ષત્રીધર્મથકી ચૂકવ્યું. ૨૨૭
એહનું જેટલું જોઇએ રૂપ, તેટલું સુણીએ લાભ સરૂપ;
ઇસું વિમાસી તૃપતિ-વિહીન, નિરખે રૂપ ઇંદ્રિ આધીન. ૧૨૮
હરિ જિમ સહસ નયન કો ધરે, મેષોન્મેષ કદા નવ કરે;
નિરવધી જીવિત ધારી જોય, **ભૈમી** નિરખણ પાર ન તોય. ૧૨૯
ઇસું વિમાસે નિરખી રૂપ, ચિત્ર લિખિત જિમ તિહાં **નલભૂપ**;
એટલે **ભૈમી** લોચન [3]વામ, ફુરકે મન હરખે સા તામ. ૧૩૦
અંગિ [4]પુલક ઊપજે ઘણે, **ભૈમી** સખીપ્રત્યે ઇમ ભણે;
તવ નૃપ સહસા પરગટ થયો, [5]કૈરવિનિ વન જિમ શશિ રહ્યો.૧૩૧
તે દેખી નરપતિબાલિકા, સફલ કરે લોચન-માલિકા;
જોતાં સકલ રૂપ સંદોહ, સૈન્ય સર્વ પામ્યું વ્યામોહ. ૧૩૨
થઇ રોમાંચ કુંચ કામિની, કરે નિરીક્ષણ સહુ એક મનિ;
ન કરે કોલાહલ લવલેશ, ધરિ શંકા [6]યામિક પરવેશ. ૧૩૩

---

૧ પલકારો માર્યા વિના એક ટસે જોવું. ૨ પ્રેમ રૂપી વૃક્ષ. ૩ ડાબું નેત્ર ફરક્યું. ૪ રૂંવાડાં ઉભાં થઇ આવ્યાં. ૫ પોયણના સમૂહમાં ચંદ્રમા ઉદિત થાય તેવી રીતે. ૬ રાતે.

ક્રીડા સુક સારિકા મયૂર, દેખી નલ દર્શન રસપૂર;
ચિત્ર લખિત પરિ નિશ્ચલ રહે, અવરભાવ કેતા કવિ કહે.૧૩૪
હવે વૈદર્ભી લોચન-બાણુ, નૃપ ઉપર પડિયાં [1]સપરાણુ;
જાણે [2]લોચન-કૈરવ કરી, પૂજા કરિ ભીમ કુંવરી. ૧૩૫
બેહુ જણુ દ્રષ્ટિ એકઠી મિળી, જાણે બેહુ મન આશા ફળી;
ભેદી અંગ છેક નીકળી, [3]પંચબાણુની બાણુાવળી. ૧૩૬
હંસે જો દેખાડિયું લખી, સો નલ એહ કશું હુઈ સખી?
[4]પરબ્રહ્મતણી પરિ લીન, દર્શન દેખી થઈ આધીન. ૧૩૭
આપોપું નલપતિ જાણુતી, કૃપાભાવ મનશું આણુતી;
કહે ફળિયું અમ લોચન પુણ્ય, જિણિ તુમ દર્શન દીઠું ધન્ય.૧૩૮
હરખે હૃદય-કમલ વિકસિયે, અર્ઘ લેઈ આસન બેસિયે;
અલંકરીજે આસન એહ, પ્રગટ કરો વચનામૃત મેહ. ૧૩૯
કવણુ દેશ [5]અધુના અંધાર, કિહાં કરશો ચંદ્રોદય સાર;
તુજ નામિ કુણુ માઇ વર્ણ, સોઇ હે મુજ કર્ણાભર્ણ.[6] ૧૪૦
સ્વર્ગ મર્ત્ય પાતાળ નિવાસ, જિહાં હોસે તિહાં પુણ્ય પ્રકાશ;
કુણુ કુળ સફળ કરિયું અવતરી, કેહિ જાતી પવિત્રજ કરી. ૧૪૧
ઇતિ પૃચ્છા પ્રત્યુત્તર વાણી, શ્રવણિ સુધારસિ કર ગુણખાણિ;
અત્યાદર દેખી રાજન્ન, અલંકરિયું મણિ સિંહાસન્ન. ૧૪૨
વૈદર્ભિએ સ્તુતિ જે કરી, તે પણિ રાયે ચિત્તિ નવિ ધરી;
રાખી શુદ્ધ પ્રતિજ્ઞા ખરી, બોલ્યો નૃપ સાહસ આદરી. ૧૪૩
ભદ્રે ! સ્વસ્થ ચિત્ત થઇ સુણે, મુજને દેવદૂત તું સુંણે;
ઈંદ્ર વરૂણુ યમ પાવકતણી, સીખ ગ્રહી આવ્યો તુજ ભણી. ૧૪૪
માહરૂં માનવ લોકિ નિવાસ, ઈંદ્રાદિક મુજ પૂરે આશ;
દેવદૂત તે માહરૂં નામ, આવ્યો તેહનું કરિવા કામ. ૧૪૫

૧ તાણીને. ૨ લોચનરૂપ કમળ વડે. ૩ કામદેવના પાંચે બાણુની. ૪ યોગી જેમ પરબ્રહ્મ સ્વરૂપમાં લીન થાય તેમ દમયંતી નળસ્વરૂપે લીન થઇ. ૫ હમણાં. ૬ કાનનું આભૂષણ.

પરમારથી કહું એક તત્વ, તેહનું સફળ કરૂં [1]દૂતત્વ;
ઇતિ નિસુણી ચમકી સા બાલ, મૌન ધરી ઊઠી તત્કાલ. ૧૪૬
દેવદૂત કહે મુગ્ધે! કાંય, એ આસન છાંડીને જાય;
વચન કહું તે સુણુ એક [2]ચિત્ત, એ નર રખે લહે અવિનીત. ૧૪૭
તુજ મતિ છે [3]અસ્ખલિતાનંદ, વિજયી છે તુજ [4]આલીવૃન્દ;
[5]સંભલી [6]ગૌરી! [7]ગિરા માહરી,સુભગે! સબલ દિસા તાહરી.૧૪૮
ઇંદ્ર દંડધર પાવક વરૂણ, ચ્યારિ દેવ ચિહુંદિશિ આભરણ;
તે વસિ થયા ગુણે તાહરે, માને સત્ય વચન માહરે. ૧૪૯
તાહરે કાજે ઇંદ્ર મહારાજ, છોડી દેવલોકનાં કાજ;
સુરપતિપદવી તૃણ લેખવે, નિશિદિનિ તુજને મન ચિંતવે. ૧૫૦
ન રૂચી વાત શચિશું કિશી, નવિ સુહાઈ દીઠી ઉર્વશી;
ન ગમિ નાટક રંભાતણું, ત્રિલોત્તમા સાથિ રૂસણું. ૧૫૧
મંજુઘોષાનું ટળીયું માન, અહી રહિયો એક તાહરૂં ધ્યાન;
પુરંદરે એક તેં કરી હીંયે, [8]કલત્રવંતપણું વંછિયે. ૧૫૨
દંડધરા દક્ષિણદિશિસ્વામિ, તે પણિ થઈ રહિયો તુજ નામી;
ધર્મરાજ નવિ પૂરે સભા, [9]ત્રિકરણ વંછે તું વલ્લભા. ૧૫૩
[10]ધૂમોર્ણા દીઠી ન સુહાય, રાત દિવસ તાહરા ગુણ ગાય;
તેહનો પૂર મનોરથ શુભે! [11]લલને! લોકપાળ વલ્લભે. ૧૫૪
તરૂણિ! તુહને પાવક જપે, આપોપું અંગિ અતિતપે;
હોતું દ્રવ્ય તસ ન રૂચે કીશું, તસ મન તાહરે પાસેં વસ્યું. ૧૫૫
સ્વાહા દેખી હાહા કરિ, નામ નિરંતર તુજ ઉચ્ચરિ;
મુગ્ધે! તેહનો પ્રેમ મ મેલ્હી, કાચ કાજ માણિક્ય મ ઠેલી. ૧૫૬

---

૧ દૂતપણું. ૨ પ્રત્યંતરે "વચન કહું તે સુણ દેઇ ચિત્ત." ૩ અખૂટ આનંદ. ૪ સખિયોનો સમુદાય. ૫ આમાં સાંભલને બદલે દરેક સ્થલે 'સંભલ' 'સંભલી' પ્રયોગો વાપરેલાં છે. છતાં મોટે ભાગે સુધારી 'સાંભલ' કરવામાં આવ્યું છે. ૬ સુંદર સ્ત્રી! ૭ વાણી. ૮ સ્ત્રી કરવાની ઇચ્છા. ૯ મન તન વચનથી. ૧૦ યમપત્ની. ૧૧ હે લલના!

પાશધરણ પશ્ચિમ પતિ કહિયો, વરૂણ શરણ તાહરૂં ગ્રહી રહિયો;
તાહરે વિરહ દાવાનલ વહિયો, તું તેણિ જલસંચય સંગ્રહિયો.
યદ્યપિ અંગ ધરે સો પાશ, તથાપિ આયુધિ થયું અપાશ;
તેહની પૂરણ આશા પૂરી, વિરહવેદના વારૂં દૂરિ. ૧૫૮
દુઃસહ તુજ વિયોગ વિકરાલ, ચતુરે ! એ ચ્યારે દિશિપાલ;
ખમતાં ઘડી વરસ તસ થાય, [1]નિશિવાસ અતિ દુઃખે જાય. ૧૫૯
[2]સુતનુ ! સ્વયંવર તાહરો લહી, તે ચ્યારે [3]સુર આવ્યા અહીં;
દેવલોક છંડિયો તુજ કાજ, તું લીલા કરિ તેહને રાજ. ૧૬૦
એહ વાત તું સર્વ વિચાર, તેણે મુજ શિર મુંક્યું છે ભાર;
તેહ ભણી મહ્લક્ષણ (નર) એષ, તેહનું જાણે જંગ મ લેષ. ૧૬૧
વળિ કહાવ્યું છે તે [4]અવધારી, ભીમસુતે ! તું અમૃત વારિ;
હોયે તુજ વિરહાનલ એહ, દાધા નવપલ્લવ કરી તેહ. ૧૬૨
કરિ [5]પ્રસાદ અંગિકર સ્વર્ગ, તુજ ઓલગશે [6]અમરીવર્ગ;
નહિ તો ભૂતલે [7]નિવશું અમે, [8]મયા કરી જો માનો તુમે. ૧૬૩
તે (લ)ક્ષણ હવે પામિશે કદા, તુજ [9]મુખપંકજ દેખી મુદા;
લોચન એહ કૃતારથ હુશે, તવ મન હૃદિ[10] તુષ્ટિ પામશે. ૧૬૪
દેવદૂતનાં ઇસ્યાં વચન્ન, સુણી ચમકયું દમયંતી મન્ન;
અહો વાત તે બોલે કિશી, સુર શ્યે પ્રીતિ ધરે છે ઇસી ? ૧૬૫
એહને [11]સ્વર્ગ વધૂના ભોગ, શેં વંછે માહરો સંયોગ ?
સદા [12]શર્કરા જેહને સહે, સો પિણ કિમ પીંપરી મુખ ગ્રહે.૧૬૬
નથી જાણુતા જ્ઞાને કરી, એ ભૈમી નલનૃપ સુંદરી;
પરનારી સાથે શું પ્રેમ, એણી વાતે કેમ વંછે એમ ? ૧૬૭
રૂપ સકલ સોભાગ-નિધાન, દૂત એહ દીસે પરધાન;

---

૧ રાતનો સમય. ૨ મારા શરીરવાળી! ૩ દેવો. ૪ કબૂલ કર, વિચાર. ૫ કૃપા. ૬ દેવીઓનો સમુદાય ઓળગ કરશે. ૭ વસવું. ૮ મહેરબાની. ૯ પ્રત્યન્તરે "પદપંકજ". ૧૦ પ્રત્યન્તરે "દષ્ટિ તુષ્ટિ". ૧૧ દેવલોકની સુંદરીઓનો. ૧૨ સાકર.

એહને દર્શન કુણ સુંદરી, શીલ ન લોપે ધીરજ ધરી. ૧૬૮
મુજ મન કો ન હરે નલ વિના, એ દેખી હું હુઇ એકમના;
તો થઈ દૂત દેવનો સહી, નલ વલ્લભ એ આવ્યું અહી. ૧૬૯
[1]પરચિત્ત ધાતુ દ્રવિણ ટંકણો, અતિ બલ વિષયા યુદ્ધ અંકણો;
સુણવા દેશ વંશ એતલું, મુજ મન [2]મોદ ધરિ અતિ ઘણું. ૧૭૦
ઈસું વિમાસી ભૈમી વાચ, દેવદૂતને કહે સુણિ સાચ;
[3]નિરાતંક તે બોલી વાણી, [4]ગોક્રમ ભંગ મ કર ગુણખાણી. ૧૭૧
મેં તુજ નામાદિક પૃચ્છિતં, તેં મતિ વચન કહ્યું [5]કુત્સિતં;
[6]યથાછંદ ભાખ્યું અજ્ઞાન, [7]હસ્તીની પરિ કરીયું તેં સ્નાન. ૧૭૨
તુજ નામાદિ સુણું સવિવેક, સુણીવા અવર ન ઇચ્છા એક;
જલતૃષ્ણા જલ પાને શમે, [8]મધુપાને નવિ છીપે કિમે. ૧૭૩
ઇતિ ભૈમીનાં વચન વિશાલ, સુણી પ્રત્યુત્તર કહે ભૂપાલ;
અયિ ! મુજ નામ વંશ છે જસ્યું, તે સુણવા તુજ આગ્રહ કિસ્યું. ૧૭૪
માન(વી)ની હોયે મનીષા જેહ, વિના પ્રયોજન ન વદે તેહ;
વળિ સ્વયનામ સ્વયં કિમ કહે, જે અક્ષર લવ સાચું લહે. ૧૭૫
તો સ્વનામ હું કિમ ઉચ્ચરૂં, ભંગ વ્યવસ્થા હું કિમ [9]કરૂં;
તથાપિ આગ્રહ તાહરે માન, કિમપિ કહુ તે સાંભળી કાન. ૧૭૬
[10]વંશહિમાં સુવડો મન આણ, મુજનિ પત્ર માત્ર તસ જાણ;
મૌન રહિયો નૃપ એટલું કહી, તવ ભૈમી વળિ બોલી સહી. ૧૭૭
વંશ પ્રકાસ્યું ન કહિયું નામ, કીધું [11]અર્ધ વંચના [12]કામ;
શ્રોતાનું ચિત્ત હરવા ઇહાં, એ ચતુરાઇ સીખી કિહાં ? ૧૭૮

---

૧ પારકા ચિત્તરૂપી ધાતુને ગાળી નાંખવા ટંકણ સમાન. ૨ આનંદ. ૩ ભયરહિત થઇને, દુઃખ વિના. ૪ ઇંદ્રિયોનો—પૃથ્વીનો કાયદો—નિયમ ન છોડ. ૫ ખરાબ. ૬ મરજીમાં આવે તેમ અજ્ઞાનપણે બોલેલું. ૭ હાથી ન્હાઇને માથે ધૂળ નાંખે તેથી સ્નાન ન કર્યા જેવું થયું. ૮ દારૂ પીવાથી. ૯ પ્રત્યંતરે " ભોગ વ્યવસ્થાનું કિમ કરૂં." ૧૦ ચંદ્રવંશ. ૧૧ અરધી ઠગાઇનું કામ. ૧૨ પ્રત્યંતરે " કીધું અર્દ્ધ વચને કામ."

કહિ [1]પ્રછન્ન પ્રગટ વર્ત્તિની, કિહાં દુસ્તરા દૂર ગામિની;
દેવદૂત ! તાહરી [2]ભારતી, અભિનવ જેમ નદી સરસતી. ૧૭૯
તે ભણી મેં તુજ આગલ રહી, ઉત્તર પ્રગટ ન દેવો સહી;
આહીં કુલ કુમારીકા જેહ, પુરૂષ સાથિ નવિ બોલિ તેહ. ૧૮૦
ઈમ કહી દમયંતી રહી મૌન, દેવદૂત તવ બોલ્યું ધૂન;
સુંદરિ ! તુહ્મે પૂછ્યું જે સર્વ, તે કહેતાં હું ન કરૂં ગર્વ. ૧૮૧
પણ તું માને ગુણી-ગંગિકા, પરવશિ દૂત તણી [3]જીવીકા;
અલવે વાત કરંતા સુણો, થાય વિલંબ દૂતને ઘણો. ૧૮૨
એવડી વાર રહી કિમ શકે, સ્વામિ દુઃખી થાયે સું થકે;
તો શું દૂતપણું રે માહરૂં, સ્વામિદ્રોહ કીસી પરે કરૂં. ૧૮૩
સુરપતિ સહસ લોચને કરી, જોતા હશે વાટ માહરી;
ધિગ ! વિલંબકારિ એ દૂત, જેહનો પંથ જુવે [4]પુરહૂત. ૧૮૪
ઇતિ અનુરાય કરતો ભૂપાલ, દેખી જંપી ભીમક બાલ;
વિનયવતી થઇ ઈમ ઉચ્ચરે, અવિનય કુણ સુરપતિનો કરે. ૧૮૫
મહાનુભાગ તે મોટા દેવ, અમર અસુર નર સારે સેવ;
તેહને ત્રિધા નમું ત્રણિકાલ, તે માહરી કરજો સંભાલ. ૧૮૬
તથાપિ તુજ પૂછું એક વાત, અમૃતભોજી સુર સંઘાત;
કહો માનુષી તાસ કિમ ગમે, કિમ હસી [5]બંદાલે રમે. ૧૮૭
વય બલ બુદ્ધિ તેજ તેહની, કિહાં વળી કિહાં માનુષ દેહની;
નહિ એ સંયોજના વખાણ, કિહાં સુરરત્ન કિહાં પાષાણ. ૧૮૮
દેવતણિ આવર્જનકલા, તિહાં માનુષીનું હુઈ કૌસલા;
[6]ગજારોહણ ન લહે ગ્રામીણ, [7]કરિપાખર ખર ન હુઇ પ્રૂરીણ. ૧૮૯
કિહાં સુરકન્યા કિહાં માનુષી, કિહાં શશીવદની કિહાં હલમુખી;
ચંપક મોગર માલા કિહાં, કૂબક કાસ કુસુમ [8]સ્રજ કિહાં. ૧૯૦

---

૧ ગુપ્ત પણે કહી. ૨ વાણી. ૩ આજીવિકા. ૪ ઇંદ્ર ૫ કુકડ-વેલાના વેશામાં. ૬ ગામડિયો હાથી પર બેસવું શું જાણી શકે ? ૭ હાથીની પાખરો ગધેડાને ન શોભી શકે. ૮ માળા, હાર.

તેહ ભણિ ચતુરાઇ ચિંતવી, ઇંદ્રાદિક બોલ્યા મહાકવિ;
જૂઓ સિંહ તણો આશ્લેષ, મૃગલી ખમી શકે નહિ રેખ. ૧૯૧
પિતા [1]પિતામહ તે સુર સ્વામ, હું તેહને છોરૂને ઠામ;
તે પ્રભુ માહરી ચિંતા કરો, મુજ વિવાહ વિઘ્ન [2]અપહરો. ૧૯૨
દેવદૂત ! સાચું સાંભલો, એહ સ્વયંવર ઉત્સવ ભલો;
અનેક સહસ મિલ્યા છે રાય, પણિ હું પૂજસિ નલનૃપ પાય. ૧૯૩
એહ પ્રતિજ્ઞા સાચી ભણું, તુજ મુખે સુર પ્રારથના સુણું;
દોઇ પરિ ભઈ કિમ સરસે કાજ, દેવદૂત ! ઘો સીખ્યા આજ. ૧૯૪
મહાપુરૂષ સુરદૂત સમર્થ, તેહથકી કિમ નિપજે અનર્થ;
સુરપતિ પ્રમુખ કહિયા જે ચ્યાર, તુચ્છ કામનાથી તસ વાર ! ૧૯૫
મુરખ વચને રોષ નવિ ગ્રહે, શીખ્યા બેહુને સારી કહે;
યશ વંછે સહુશ્યું ધરે નેહ, સાચો સ્વજન ધર્મ છે એહ. ૧૯૬

"देया सम्यक् सुमतिरुभयोरन्तरं रक्षणीयं,
सोढव्यं च स्खलितमखिलं मूढबुद्धेर्जनस्य;
लिप्सा कीर्तेर्महति मनसि प्रेम सर्वत्र धार्यम्,
धर्मः सोयं जगतिसदृशः शाश्वतः सज्जनानाम् ॥१॥"

ઇતિ (પરિ) વિવિધ વચને પ્રીછવ્યો, દેવદૂતનો યશ સંસ્તવ્યો;
સત્ય પ્રતિજ્ઞા મનિ સંગ્રહી, **ભૈમી** મૌન ધરી વળી રહી. ૧૯૭
ગ્રન્થ **નલાયનનો** ઉદ્ધાર, **નલચરિત્ર** નવરસ ભંડાર;
કવિ **નયસુંદર** [3]સુંદરભાવ, એતલે હવો છઠ્ઠો પ્રસ્તાવ. ૧૯૮

**ઈતિ નલાયનોદ્ધારે, નલચરિત્રે ઇંદ્રસમાગમન, હરિણગમેષીપ્રેક્ષણ, નલરાય આમંત્રણ, દેવદૂતનામધરણ, તત્ર ગમન, દમયંતીઽગ્રે વાર્તાકથનવર્ણનો નામ ષષ્ઠઃ પ્રસ્તાવઃ**

---

[1] પિતાના પણ દાદારૂપ. હું તેમનું છોરૂ છું. [2] દૂર કરો. [3] પ્રત્યંતરે "કવિ નયસુંદર અભિનવ ભાવ."

# પ્રસ્તાવ સાતમો.

( ચોપાઈ. )

પ્રસાદ પામી સરસતી તણો, મનિ પ્રમોદ ઉપન્યો અતિ ઘણો;
શ્રીગુરૂ ભાનુમેરૂ પ્રણમેશિ, હવે સપ્તમો પ્રસ્તાવ ભણેશિ. ૧
દેવદૂત વળિ જંપું ખરૂં, ભીમ-સુતે ! સાંભલ નાગરૂં;
વિચસ્ત્રીની તુજ સરિખી જોઈ, એણી જગે જોતાં અવર ન કોઇ. ૨
વિનય વચન તું વદી સુવેધ, કીધુ [1]નિર્જર પ્રેમ નિષેધ;
તે ન ઘટે તુજ ભીમકસુતે ! ચંદ્રવદનિ ! સાંભલ શુભમતે. ૩
તુજ ઉપરિ તે રાગી ઘણો, તુજને તિહાં [2]પરાંગુખ પણો;
એ કિહીં નવિ સાંભલ્યું ન દીઠ, જો [3]નિધાન નિર્ધના અનિઠ. ૪
વધૂ હોતાં [4]વૃંદારકતણી, તુજ મોટિમ વાધે અતિ ઘણી;
મેરૂ મહીધરે ચડે જિ કોય, તસુ નીચતાપણું કિમ હોય ? ૫
મોટાનિ લઘુ સાથિ પ્રેમ, સમય વિશેષેં હુઇ એમ;
મૃગલે ચંદ્ર કરિયો સકલંક, તોહિ ન મેલે મોહ [5]મયંક. ૬
મનો વચન કાયા દ્રઢ ભક્તિ, સુરપૂજન કીજે નિજ શક્તિ;
ભક્તિભંગ તુજ કાં સુર વિષે, તેહને ન રૂચિ તે કાં ઝંખે ? ૭
કરી પ્રમાણ માહરૂં વચન, સુર સાથે થાઓ સુપ્રસન્ન;
ધર્મિ સુજ તુજ કીરતી વાધસે, સુર કામિત સંપૂરણ હુંસે. ૮
અથવા રણમથવા વર ભલુ, જુ ! તુજ ચિત્ત રૂચિ એકલુ;
ઉર કુણ વર વંછે તે થિકિ, તે વિણ તુજ કુણ નિરખી શકે. ૯

---

૧ ઇંદ્રદેવ. ૨ મ્હોં ફેરવીને બેસવાપણું. પ્રતમાં "પરાઙ્‌મુખપણું" લખેલું છે. ૩ નિર્ધનને નિધાન મળ્યા છતાં અનિષ્ટ લાગવું. ૪ ઇંદ્રની વહુ. ૫ ચંદ્ર.

અથવા પાવકનિ પતિ કરો, તેજસ્વી વર હીયડે ધરો;
ક્ષત્રી જાતીતણો ગુણ એહ, તેજસ્વી વિણુ ન ધરે નેહ. ૧૦
અથવા ધર્મશીલા તું સતી, ધર્મરાજ વર વર ગુણવતી;
બહુ દાક્ષિણ્યવતી તું જોય, સો પણિ દક્ષિણદિશિ પતિ હોય. ૧૧
અથવા વરૂણ તરૂણ વર વરો, એણી વાતે શંકા શી કરો;
દેખી સાયરતણા તરંગ, રાતિ દિવસ ઉપજિસે રંગ. ૧૨
સુણી **દમયંતી** ચિત્તે ઈસું, વળી પ્રતિવચન કહીસે કિસું;
ઇમ ચિંતી દીરઘ નિસ્વાસ, મેહલી બોલી હુંતી નિરાશ. ૧૩
નિર્દય દેવદૂત ! સંભલે, તેં સવિ કહિઉં શબ્દ [1]મોકળે;
[2]તપ્ત લોહ સૂચીમય બોલ, તે એહ કર્ણે ભરિયા નિટોલ. ૧૪
એ તુજ વચન હરે છે પ્રાણ, તેહને કુણ વારસે સુજાણ;
સા **કેશિની** પ્રતિ સવિ કહી, આપેં મૌન વિલંબી રહી. ૧૫
તવ **કેશિની** કહે સુણિ દૂત ! **ભીમ**સુતાનું કહું આકૂત;
મુજ મુખે **દમયંતી** મહાસતી, ઇણી પરે કહાવે છે ગુણવતી. ૧૬
તત્ત્વવાત સુરવર જાણતા, શ્યે ઈસ ચિત્તે નથી આણતા;
એ **ભૈમી** તો સહી [3]પરદાર, જે મનિ વરિયો **નલ** ભરતાર. ૧૭
એહ વાત જાણે સંસાર, તેહશું કિમ વંછે વ્યભિચાર ?
જે હુએ જ્ઞાત-તત્ત્વ મહાસતી, તે કિમ વ્રત ખંડાવે સતી. ૧૮
એ [4]કામાર્ત્ત થયા તું કહિ, **ભૈમી** મન સાથે નવિ ગ્રહી;
**ભૈમી** કહે માહરે તે પિતા, તો કિમ એ મિલશે વારતા. ૧૯
**દમયંતી** મનિ [5]**નલ**નૃપ વસ્યો, [6]મુધા મોહ તે મંડે કીસો ?
**નલ**થી મન અલગું નહિ થાય, [7]સુરગિરિ શિખર ચલે જો વાય. ૨૦

---

૧ મુક્તકંઠે. ૨ તપાવેલા લોઢાની સોય જેવા ડામ દેનારા તારા વચનો. ૩ પારકી સ્ત્રી. ૪ કામથી પીડાયેલા. ૫ પ્રત્યંતરે "દમયંતી મનિ નલ વર વસ્યું." ૬ નકામો–જુઠો. ૭ મેરૂગિરિ અચળ હોવા છતાં તેનુ શિખર જો વાયરાથી ચળાયમાન થાય તોપણ !

( કાવ્યં-શાર્દૂલમ્. )

"संग्रामेष्वचलः कलासु कुशलः सेवाजुषां वत्सलः ।
सत्कीर्त्या धवलः स्वभावसरलः प्रत्यर्थिकालानलः ॥
शोभाशोभितविग्रहो जनपतिर्भूमण्डलाखण्डलः ।[१]
श्रीवल्लीनवकन्दलः पुरुवरः सौभाग्यसिन्धुर्नलः" ॥ १ ॥

સો નલ આવ્યો છે ઇણિ ઠામિ, ભૈમીને પરણેવા કામિ;
તેહને ભૈમીશું બહુ મોહ, તે કિમિ સુર પાડે વિછોહ. ૨૧
વળી વળી વધે ઘટે શશિ કાય, [૨]રંભા છેદી વળી વળી થાય;
રસપતિ ભિન્ન થયો વળી મિલે, પણ એ વાચા વચન નવિ ચલે.૨૨
એક સ્તંભિ ન બાંધે કોઇ, મોટા મત્ત [૩]મતંગજ દોઇ;
[૪]દો અસિ એક કોસેં કિમ રહે, કિમ [૫]દો ભાનુ એકઠા વહે. ૨૩
[૬]સૂચી ઉભય વદના જે હોઇ, ચતુર ન તેણે સીવે કોઈ;
જઇ ન શકીએ દોઇ મારગેં, ઇતિ ભાખીએ શબ્દ પારગેં. ૨૪
તિમ એ ઉચિત નહિ નિરધાર, [૭]કુલદારાને દો ભરતાર;
વળી વિશેષેં દેવ માનવી, એ અનુચિત ગતિ સહી માનવી. ૨૫
ન કરિ કુલટાનું આચરણ, જો ભૈમીને દે કો મરણ;
નલ નૃપ વિના અવરશું નેહ, ન કરે ભૈમી મૂકે[૮] દેહ. ૨૬
જ્ઞાન વિમલ દર્શન ચારિત્ર, રત્ન ત્રણિ એ કહિયા પવિત્ર;
તિહાં ચારિત્રરત્ન જિનવરેં, શીલ રૂપ ભાખ્યું શુભપરે. ૨૭
તસ લોપેં કામુક કામુકી, કામતણા રસ વાહ્યા થકી;
ભસ્મરૂપ કોપાનલ તણો, તેણિ સ્વવંશી વિસ્તારિઓ ઘણો. ૨૮

---

૧ આ આખું પાદ અમે નવું મૂક્યું છે. ૨ કેળ કાપ્યાથી પાછી નવપલ્લવ થઇ ફુલિત થાય. ૩ મસ્તાન હાથી. ૪ બે તરવાર એક મ્યાનમાં કેમ હોય! ૫ બે સૂર્ય સાથે શી રીતે ચાલે? ૬ બે મ્હોંનાળી સોય. ૭ કુળવંતી સ્ત્રીને. ૮ અન્યપ્રતે "ન કરે જુ! ભૈમી ધરી દેહ."

( રથોદ્ધતા છંદ. )

"*न्यवेशि रत्नत्रितये जिनेन यः,
स धर्मचिन्तामणिरुज्झितो यया;
कपालिकोपानलभस्मनः कृते,
तदेव भस्म स्वकुले स्तृतं तया." ॥ १ ॥

સ્વલ્પ ચપલતા કરે શીલઘાત, કાચ પાત્ર જિમ ન ખમે પાત;
લાગે તાલવૃંતનું વાય, તોહિ [1]મૃણાલ-તંતુ ખંડ થાય. ૨૯
દમયંતીનું એ મન અંગ, વંછે એક નળ નૃપનો સંગ;
જો કદાપિ મિલે [2]કોડી અનંગ, તોહિ ન થાયે પ્રતિજ્ઞા ભંગ.[3] ૩૦
મિલે ભુજંગી સાથ ભુજંગ, દાનવી સાથ દાનવ રંગ;
મૃગસ્યું મૃગલી વૃક્ષશું વેલિ, હંસી હંસ મોરસ્યું [4]ઢેલિ. ૩૧
ચકવાશું ચકવી મન તોષ, [5]શુકશું શુકી પ્રતે સંતોષ;
દેવી રંગે રમે દેવશું, તિમ એક હું નૈષધ સેવશું. ૩૨
માનુષ સાથે માનુષી મળે, એ અનુક્રમ દૈવેં નવિ ટળે;
દેવદૂત! સાચું સુણ [6]ગૂઢ, મૂલ પંથ કુણ લોપે [7]મૂઢ. ૩૩
સુખ અથવા દુઃખ થાય કદાપિ, અપયશ વા યશ હોએ આપિ;
નરકવાસ[8] વા સ્વર્ગનિવાસ, નિધન સદા વા જીવિત આશ. ૩૪
હુવે તોહિ ન ત્યજે કુલવંત, મૂલ પંથ તે(જે) સાચું સંત;
મૂલ પંથ વૈદર્ભિ તેમ, [9]અલોલુપા કહિ લોલુપિ કેમ? ૩૫
ઈંદ્ર વરૂણ યમ પાવક જેહ, દમયંતી મન નલનૃપ તેહ;
[10]પંચમ લોકપાલને વરે, તો અપરાધ કિશું એ કરે? ૩૬

---

* नैषधीयचरिते ९ सर्गे ७१. ૧ કમળનાળનો તંતુ તાડછાના વાયરાથી પણ ખંડિતજ થાય. ૨ કોટી કામદેવ. ૩ પ્રત્યંતરે "તુહી રેષ ન થાયે ભંગ." ૪ મોરડી. ૫ પોપટથી પોપટડી. ૬ ગૂઢ-ગુહ્ય-ખરી રીતે. ૭ મૂર્ખ. ૮ અન્યપ્રતે-"નરકપાત." ૯ જેને લાલચ નથી તે લાલચુ કેમ થાય? ૧૦ રાજા-રાજા પાંચમો લોકપાલ કહેવાય છે.

વળી વળી તુજને કહિયે કિસું, નલસ્યું ઇહ મન નિશ્ચે વસ્યું;
કાલ સ્વયંવર હોસે કાજ, ભૈમી વરસે નલમહારાજ. ૩૭
હવે તુમે કૃપા કરો સુર દૂત, જઈ પ્રીછવો પ્રમુખ પુરૂહૂત;*
હવે સુરનું કહાવ્યું મ મ કહો, રખે લવલેશ શેષ મન ગ્રહો. ૩૮
આગિ એક વૈદર્ભિ પાસિ, આવ્યું હતું હંસ ઉલ્હાસિ;
[1]તેણિ નલરૂપ લખી દાખિયું, તાહરૂં રૂપ તાસ સાખિયું. ૩૯
તેહ ભણી તુમ કરશો સુરવાત, જો હોય વીરસેનનૃપજાત;
પ્રગટ થઇ કર મનસંતોષ, સજ્જન પીડે છે બહુ દોષ ! ૪૦
ઇતિ કેશિની વદન નિર્ગતં, પરમ વલ્લભા વચનામૃતં;
પીધું કરણ-કચોલાં ભરી, નલરાજે એક ચિત્તે કરી. ૪૧
ઇમ પ્રિયાને અભ્યર્થ્યું ઘણું, સાહસ નવિ છંડયું આપણું;
વળી વિશેષ થયું સાહસી, ભૈમીપ્રતિં ઇમ બોલ્યું હસી. ૪૨
અહો અહો ! હંસીની કલા, પંખી જાતિ પણ ગુણ નિર્મલા;
ખીર ઉદકે પંડિતપણું ખરૂં, લહે સેવાલ કમલ અંતરૂં. ૪૩
[2]પંકજનયણે ! તું પંડિતા, સકલ કામિની ગુણમંડિતા;
કિહાં મણિ કિહાં પાષાણ અસાર, કિહાં રવિ તેજ કિહાં અંધાર.
સુર નર વિચ અંતર એવડું, કાં ચતુરે ! ચિંતે નવિ ત્રેવડું;
મનસાએ સુર કામિત કરે, માનવ વંછિત કષ્ટે સરે. ૪૫
[3]કરભી જિમ છંડી સેલડી, કંટક વૃક્ષ ચરે આપડી;
તિમ તું સુરપતિની દેવિણી, નલ માનવી સાથે રાગિણી. ૪૬
એકદેશપતિ નલરાજાન, [4]ચર્મ ચક્ષુ ઉપજીવે ધાન;
મલ મૂત્રે પૂરિત હુઈ કાય, સંખ્યા સહિત ભોગવે આય. ૪૭
અવર ન ઉત્તમ જાસ સમાન, ત્રિભુવનમાંહિ સ્વર્ગ વિમાન;

* પ્ર૦ અં૦ "પુરૂહૂત" ઇંદ્ર. ૧ "કામિનિ કુંદન નળ હીરો સાર, જડનારો હંસ સોવણકાર;" કડવું ૨૩. પ્રેમાનંદ. ૨ હે કમળ લોચને ? ૩ સાંઢણુ. ૪ ચામડાની આંખોવાળો અને ધાન્ય ખાઇ જીવનારો.

તિહાં અસંખ્ય સુરસુરિ નિવાસ, તેહની ઇંદ્ર પૂરવે આસ. ૪૮
ઇંદ્રતણી જો માને આણ, તો તેઅહિ નિશ્ચલહિ કલ્યાણ;
જેહને બત્રીશ લાખ વિમાન, મોટું ઇંદ્રતણું રાજધાન. ૪૯
સો વર મહા પુણ્યે પામીયે, મૂઢપણે તે નવિ કામીયે;
અતિ ચતુરાઈ ભલી મ ધાર, તાહું તે રૂડું વ્યવહાર. ૫૦
માનવ-દેવતણા સંયોગ, આગે સાંભળીયા છે લોક;
ગંગાધર ભરતેશ્વર વાસ, વરસ સહસ નવનવા વિલાસ. ૫૧
બળી સાચું ચિંતિ કરે વિચાર, તે ચ્યારિ કુપસ્યે જિણિવાર;
તવ તુજ કિમ સકસ્યે નલ વરી, એવડી શક્તિ નથી તસ ખરી. ૫૨
ઇંદ્ર વરૂણ યમ પાવક તણી, શક્તિ સહુ જાણે આપણી;
[1]સ્પર્દ્ધા બલવત્તરસું જેહ, ભામિની ! ભલી મ જાણસી તેહ ! ૫૩

( આર્યાછંદ. )

" अनुचितकर्मारम्भः, स्वजनविरोधो बलीयसी स्पर्धा;
प्रमदाजनविश्वासो, मृत्युद्वाराणि चत्वारि. " ॥ १ ॥

સુણ ઉત્સર્ગ અને અપવાદ, તે વિચારવા મ કર પ્રમાદ;
રાજપુત્રિ ! તું બુદ્ધિનિધાન, એણી વાતે મમ થા અજ્ઞાન. ૫૪
તુજને સહુ [2]તત્ત્વજ્ઞા કહે, વચન વિચાર મ મૂઝી રહે !
ભલી પરે ઇંદ્રાદિક વરો, નહી તો [3]અનુશય પામસિ ખરો. ૫૫
ઇતિ સુરદૂત વચન સાંભળી, વલી વૈદર્ભિ ભઇ આકુળી;
શંકા દુઃખ અને અભિમાન, હવા અંગ તસ ત્રણિ સમાન. ૫૬
બોલી દેવસેવકપ્રતિ અસ્યું, દૂત ! વચન તાહરૂં મનિ વસ્યું;
શક્તિ સબલ ઇંદ્રાદિકતણી, તાહરા કહિયા વિના લહું ઘણી ! ૫૭
હાથે રવિ કિમ લિધું જાય, ભૂજા બળે કિમ ઉદધિ[4] તરાય;
કેમિ કુણ મેરૂ ઉલંઘન કરે, તિમ સુર જીપી[5] કુણ જય વરે ! ૫૮

---

૧ હરીફાઇ. ૨ તત્ત્વવાત જાણનારી. ૩ પશ્ચાતાપ. ૪ સમુદ્ર. ૫ જીતી.

સુર ચિંતે તે સાધે સર્વ, સુર આગલ કુણુ માંડે ગર્વ;
સુર તૂસે[1] તો સઘલી દિશા, સુર આગલિ માનવ તે કિસ્યા ! ૫૯
પણ જેહનું જીહાં લાગું મન્ન, કાચ ગ્રહે તે કરી રતન્ન;
[2]તિમ નલ ભૂપ વિના માહરૂં, અવર ઠામ ન રમે મન ખરૂં. ૬૦
જિમ [3]દિનકર સાથે કમલિની, કારણ વિના પ્રીતિ ઊપની;
તિમ નિષ્કારણ નલસું પ્રેમ, વૈદર્ભિને આવ્યો એમ. ૬૧
વિષ દેખીને નાચે મોર, રૂદન કરે વિષ દેખી ચકોર;
શિવ ધંતૂર નિવડ પ્રીતિડી, વૈરભાવ સાથે કેવડી. ૬૨
[4]રતિ અંગાર સાથ કર્પૂર, [5]દૃગકજ્જલ સીમંત સિંદૂર;
એકને એક સાથે સંતોષ, એકને એક દીઠે હુએ રોષ. ૬૩
અહીં કોહુનું નવિ ચાલે કહિઉં, ઉત્તમ મધ્યમ જેણિ જે ગ્રહિઉં;
તે જીવતાં ન મેલ્હે કિમે, તેહનું મન તે ઉપરી ભમે. ૬૪
જેહવું તેહવું સો માનવી, નિર્ગુણ અથવા ગુણ પૂરણ કવિ;
વીરસેનસુત ભૈમીકંત, બંધવ પિતા અવર માહંત. ૬૫
વળી વળી બહુ સું દાખીએ, સાંભલવું સુર નર સાખીએ;
નલ વલ્લભ ભૈમી નવિ લહે, નિજ અંગ [6]હુતાશને દહે. ૬૬
સુણી સુરદૂત પ્રતિજ્ઞા ઈસી, મન ચિંતે એ બહુ મેં કસી;
તોહિ ટેક ન દે લવ એક, હવે કીજે વલી દીસ્યો વિવેક. ૬૭
[7]નિવડ નેહ [8]નિષ્કારણ ધરે, ઇંદ્ર સરીખા વર પરિહરે;
શીલધર્મ સાચું આદરે, એહની તુલા અવર કુણ કરે. ૬૮
તુહિ દેવ અર્થે હું વળી, પુનરપિ એહને જોઉં કલી;
કદાચ વૈદર્ભિ મન વળે, તો સહી દેવ મનોગત ફળે. ૬૯

૧ તુષ્ટમાન થાય તો. ૨ અન્યપ્રતે "તિમ નલ ભૂપતિ એહાં માહરૂં." ૩ સૂર્ય. ૪ આનંદ. ૫ આંખ. ૬ અગ્નિમાં બાળશે. ૭ ઘણો મજબૂત. ૮ કારણ વગર.

ઇસ્યું વિચારી સ ગુણવંત, સુરનો પક્ષપાત એકાંત;
કરી પ્રકાશિ વચન ઉદાર, સુંદરી ! શીખ સાંભળો સાર. ૭૦
તું તો સુરવંછિત નવિ કરે, સુરસ્યું ક્રોધ કરી જો મરે;
તો સુરને શી લાગે ગાળ, [1]અનુશય કિસ્યું હુસે સંભાળ. ૭૧
અતિ બળ તેજતણા જે ધણી, તસ કરૂણા નહિ [2]દીનહતણી;
દીપક ઉપર જલે પતંગ, દીપકને નહીં દયા અસંગ. ૭૨
ભામિની ! ભર સમુદ્રમાં જોય, પ્રવહણ ભાગે સરણ કુણ હોય;
તિમ દિગપાલ કુપે જેહને, શરણ ન કો દીસે તેહને. ૭૩
યદિ તું કંઠિ બાંધી પાશ, પામસિ મરણ રહી આકાશિ;
ગગને રહી દેખી તુજ તમે, [3]વાસવ લેઇ જાસ્યે તિણ સમે. ૭૪
અગ્નિમાંહિ જુ અંગ દહેસી, તો પાવક ઉત્સંગે રહેસી;
જો જલપાતિં મરણ કામેસી, તો તું કંત વરૂણ પામેસિ. ૭૫
જો વળી અન્ય ઉપાયે કરી, જાવા મન કરસ્યે યમપુરી;
તો યમવંછિત ફલસ્યે સહી, નિજ મંદિર બઇઠાં તું લહી. ૭૬

ઇમ ભક્તૈં સક્તૈં સુંદરી, સુખેં દુખેં પ્રેમ હઠે કરિ;
ઇહભવ પરભવિ જંખ મ આળ, તાહરો કર ગ્રહસ્યે દિગપાલ. ૭૭

તેણિ નલ મોહ મેલ્હિ કારિમો, વિનયે [4]વાસવાદિસ્યું રમો;
પુણ્યે એ પામ્યા સંયોગ, સ્વર્ગતણા અંગિકર ભોગ. ૭૮

ઇતિ સુરદૂતવચન સાંભળી, ભૈમી અતિ મનસ્યું કલમલી;
દૂતવચન સાચું જાણીયું, અતિ દુઃખ ચિત્ત સાથિ આણીઉં. ૭૯
[5]સખેદા વેપથુ વર્ત્તિની, શુષ્ક કંઠ અધરા સા કની;
સહસા વૈદર્ભિ ભામિની, બુદ્ધિ ભ્રંશવતી સંપની. ૮૦

---

૧ પસ્તાવો. ૨ ગરીબની. ૩ ઇંદ્ર. ૪ ઇંદ્ર આદિ વાસવ આદિ.
૫ ખેદ સહિત થતાં પરસેવાવંત બની સુકાતે કંઠે અને લૂખે હોઠે નિશ્વાસ નાખતી જળજળીઆં લાવીને.

( દુહા-રાગ મારૂ. )

સુખિ નિસાસા મેહલતી, મન્દમન્દ સા રોઈ;
[1]ભૈમી બહુ દુઃખ ધરે, સખીવૃન્દ સહુ કોઈ. ૧
સ્વયંવરા ઉત્સવ સબળ, તાતે માંડિયો જેહ;
હા હા ! હવે વિફળ હુસ્યે, જવ કુપસે સુર તેહ. ૨
વીરસેનસુત સાંભલે, બેઠો જિણિ ઠામ;
મન વચન કાયે કરી, હું છું તાહરે નામ. ૩
નાથ ! નાથ ! સંભાળ કરી, જઇ પ્રીછવી દિ પાલ;
આગેં તેં આરાધિયા, તેહને કરો કૃપાલ. ૪
સુખ લજ્યા નહી લોપસે, તાહરી માહરા નાથ;
કૃપા કરો નિજ નારીની, સમઝાવો સુર સાથ. ૫
તાહરે કાજે કંતજી ! [2]નિધન ભલું નિર્ધાર;
તેણિ સુરલોકે સ્યું કરૂં, જિહાં નહી નલ ભરતાર. ૬
જે પહિલાં ભૈમીતણું, હૃદય વિદારે દેવ;
તેહથી સ્યું સુખ પામશે, વૈદર્ભિ ક્ષણમેવ. ૭
પૂરવપુણ્યતણું જિહાં, [3]વ્યય નિત હોય અપાર;
[4]અવર પુણ્ય ઉતપતિ નહિ, સો સુરલોક [5]અસાર ! ૮
[6]ઉછૃંખલ પતિ જેહના, સેવક સબલ કઠિન્ન;
દૂરિ રહી વંદન કરૂં, સો સુરલોક રતન્ન. ૯
હા જનની રે હા હા જનક ! હા બંધવા દયાલ !
કોપ એ કઠિન દિગપાલનું, કિમ કરસ્યું [7]વિસરાળ ? ૧૦
પ્રાણ કિસ્યેં કારણિ રહ્યા, મોકલાવે સા બાળ;
ઇતિ વિલપતી વૈદર્ભિની, પેખે નલ ભૂપાળ. ૧૧

૧ પ્રત્યંતર " ભૈમી દુઃખે દુઃખ ધરે. " ૨ મરણ. ૩ ખરચાઇ જાય. ૪ બીજા નવા પુણ્યની પ્રાપ્તિ થાય નહિ. ૫ નકામું છે. ૬ તોફાની, ઉછાંછળો. ૭ નાશ.

દૂતપણું સુરપતિતણું, વીસરીયું તેણીવાર;
આસ્વાસે ભૈમી પ્રતિ, વચન સુધારસ [1]વારિ. ૧૨

( ઢાલ–પૂર્વ–ચોપાઈ. )

વિરમ વિષાદહુંતી વલ્લભો, [2]મુંચ મુંચ રોદન તું શુભે;
અપિ તુજ કંત [3]સુઙ્હુ નલ જેહ, પેખ પેખ તુજ આગળ તેહ. ૮૧
આ સિંહાસન અર્ધે ઉદાર, [4]અલંકરો સુંદરી સુવિચાર;
કઠિનવચન તું કરી સાબાધ, [5]ક્ષામોદરી સો ખમ અપરાધ. ૮૨
ઇતિ [6]મનમથમંથર બહુ વાણી, નૈષધ બોલ્યુ વિવિધ વિનાણિ;
રાજસુતા આસ્વાસી ખરી, પુનરપિ સુરવાચા સંભરી. ૮૩
જિમ યોગેંદ્ર કાળવશ થયો, ક્ષણ ઇક ભંગ સમાધિજ થયો;
સાવધાન વળિ હોયે યદા, પુનરપિ લહે સમાધિ તદા. ૮૪
તિમ નરપતિ હુવો પૂરવરૂપ, આપે ઇતિ સુવિચારીયું ભૂપ;
અહો ! નવિ સીધું સુરકાજ, પુત્રી ખેદાણી નરરાજ. ૮૫
એણિપરિ અર્થ ન સીધા હોય, કિમ રતિ લહશ્યે સુરપતિ સોય;
નવિ દૂષણ સા દેવું સુરનાથ, વાત ન જો એકે નલહાથ. ૮૬
ઇતિ શોચ્યા કરતો નિરખીયો, ભીમસુતાએ નલ પરખીયો;
નલ વલ્લભ જાણિ ગુણ જડી, સહસા [7]તૃપાપયોદધિ પડી. ૮૭
[8]મોદ સમુદ્ર ઉલટિયો ઘણો, ધન્યપણું લહેતી આપણો;
પતિ સમીપ બેઠી તત્કાળ, [9]ત્રપા પાસ બંધાણી બાળ. ૮૮
નવિ બોલે નવિ ચાલી શકે, નવિ જોયે નવિ વાચા બકે;
વળી લાજે ન શકે *ઉસસી, [10]દમયંતી એણિ ભાવિ વસી. ૮૯

---

૧ અન્યપ્રતે 'સાર'. ૨ મૂક મૂક. ૩ પ્ર૦ અં૦ "હું" ૪ શોભાવો.
૫ સૂક્ષ્મ ઉદરવાળી. ૬ કામદેવને મથન કરનારી. ૭ લજ્જા સમુદ્રમાં.
૮ આનંદ. ૯ લજ્જા *ઉલસી (?) ૧૦ સ્તબ્ધદશા પામી બેસી રહી.

ઇણ અવસરેં સો પંખીરાજ, બાલચંદ્રનામે હંસરાજ;[1]
રાજહંસ અતિઉજ્વળ દેહ, બ્રાહ્મીસાપતણો લહી છેહ. ૯૦
સહસા નલ દમયંતી પાસ, આવ્યું વિહંગ હુંતી આકાશ;
આશીષ કહી નૃપ આગળ રહિયો, રાયેં મિત્ર સો પંખી લહિયો.૯૧
જયજય કહિને પ્રણમ્યુ પાય, સો દેખી નૃપ હરખ ન માય;
[2]ભલે બંધવ તું વંછીત મલ્યો, ચિંતિત આજ મનોરથ ફળ્યો.૯૨
અતિ [3]આવર્જન નરપતિ કરે, રાજહંસ તવ ઇમ ઉચ્ચરે;
મહારાજ ! સાંભલ નળ ભૂપ, તુમે લહિયો કૃપારસકૂપ. ૯૩
પણિ એવડી કઠિનતા હેવ, તુજ મન કહો કિમ આવી દેવ ?
કોમલ કમલ કઠિન જિમ નાલ, સૌમ્યરૂપ તિમ મનિ અકૃપાલ.૯૪
દૂત કાજ કીધું સુરતણું, રાજસુતા બીહાવી ઘણું;
નિજ કીરતી રાખેવા ભણી, ઓછું કિંપિ ન મેહલ્યું ગુણી. ૯૫
રાજપુત્રી ભૈમી સાંભળો, પ્રાણ રખે કરો આકળો;
કઠિન વચન નૃપનાં સાંભળિ, ભય લવલેશ મ ધરજો વળી. ૯૬
દેવ મહેંદ્રાદિક તે(જે) ચ્યાર, તે નવિ લિયે બળે પરનાર;
મહાનુભાવ ન કરે અન્યાય, તેહ ભણી નિર્ભય હોજો માય. ૯૭
રાજન ! તુમેં એવડી વાર, દેવદૂત ભાખ્યો સુવિચાર;
હવે જો પ્રાણ કંઠગત થાય, તોહિ દૂત રખે ભાખો રાય. ૯૮
એ [4]તવ પ્રિયા વાર એટલી, વિરહાનલે રહી છે પરજલી;[5]
હવે દુર્વચન કુવાયેં કરી, જ્વાળા રખે દીપાવો ખરી. ૯૯

---

૧ પ્રત્યંતરે "બાલચંદ્ર સાહિત પરરાજ."
૨ અન્યપ્રતે "ભલે ભયેં બાંધવ તું મિલિઓ,
વંછિત આજ મનોરથ ફલિઓ."
૩ નમ્રતાપણાનાં સ્નેહ વચન. ૪ તમારી પ્રિયા. ૫ બળી.

કઠિન સાથિ કઠિનપણું કહિયું, કોમળસ્યું કોમળપણું લહિયું;
[1]કાષ્ઠ કઠિન કોરે ભમરલું, [2]કુસુમપ્રતે નવિ પીડે ભલું. ૧૦૦
એણી રાજસુતાએ રાજ ! તાહરા સમાચારને કાજ;
મુજ [3]તિર્યંચપ્રતિ ફીરી-ફીરી, દાસી જિમ પ્રારથના કરી. ૧૦૧
હવે તુમ વચન [4]પ્રારથું એક, સો નિશ્ચે કરજો સુવિવેક;
પ્રાતઃકાલ સ્વયંવર હુસે, તિહાં ચ્યારે સુરપતિ આવશ્યે. ૧૦૨
તુમો પણ પાઉધારજો તિહાં, પછે ભૈમીચિત્ત રૂચસે જિહાં;
તાસ કંઠે **દમયંતી** બાલ, આરોપણ કરશે વરમાલ. ૧૦૩
સ્વામિન્! સત્ય વિચારો હિયે, [5]ગર્હિત દૂતથિકું[6] વિરમીયે;
હવે [7]રજની થોડી છે દેવ, નિજ ઘરે પાઉધારો [8]દ્રુતમેવ. ૧૦૪
તુજ ઘર નૈગમેષી સુર ગયો, તાહરી વાટ જુયે છે રહ્યો;
વલતા સમાચારને કાજ, મોકલીયો છે [9]નિર્જરરાજ. ૧૦૫
તુમ્હને સ્વસ્તિ હજો દંપતિ, ઇતિ કહી સંતોષી નલ-સતી;
એહુને શીખ દેઇ ગુણ રાશ, [10]ખગ ઉડી ચાલ્યું આકાશ. ૧૦૬
રાજહંસને વચને કરી, **ભૈમી** મન[11] આનંદે ભરી;
અતિ અવનમ્રપણે સખીયાહી, સ્વાગત વર્સાવે ઉચ્છાહિ. ૧૦૭
દધિ દુકુલ [12]દુર્વા ચંદન, [13]શાલિ રત્ન મુક્તાદિક ધન;
તેણિ પતિપદ અર્ચન આચરિયું, સ્વયંવરામંત્રણ બહુ કરિયું. ૧૦૮
અથ સત્વર ઉઠિયો મન થિરી, **દમયંતી** મોકલાવી કરી;
શબદી આપણે વસ્ત્રાવાશ, ગયો ધીર વીરાતન રાશ. ૧૦૯

---

૧ લાકડું. ૨ ફૂલ. ૩ પક્ષીને-તિર્યંચ પંચેંદ્રિને. ૪ અરજ કરી માંગી લઉં છું. ૫ તિરસ્કાર-નિંદાયોગ્ય. ૬ દૂતથકી-દૂતપણું ત્યજી દો. ૭ રાત. ૮ તાકીદે. ૯ ઇંદ્રે. ૧૦ હંસપક્ષી. ૧૧ અન્યપ્રતે "અતિ." ૧૨ ધરો, દરોઈ. ૧૩ ડાંગર.

નૈગમેષીએ પૂછી વાત, કહિયું નીપન્યું જે અવદાત;
સુર સંતોષ્યું (ષ્યા) સ્થાનકે જાય, શયનીયે પોઢયા નલરાય. ૧૧૦
શ્રમ નિવારવા નિદ્રા કરી, (સ્વ) મંદિર **દમયંતી** સુંદરી;
સ્વયં અગણ્ય પુણ્ય માનતી, સુખશય્યાયેં સુહી સતી. ૧૧૧
ગ્રંથ **નલાયન**નું ઉદ્ધાર, **નલચરિત્ર** નવરસભંડાર;
કવિ **નયસુંદર** સુંદર ભાવ, એતલે હવુ સપ્તમ પ્રસ્તાવ. ૧૧૨

ઇતિ શ્રીનલાયનોદ્ધારે, નલચરિત્રે સ્વયંવરમંડપમંડન, સર્વ નૃપ આમંત્રણ, દિગ્પાળ ઇંદ્રાદિ સમાગમન, નલરાય-દેવદૂતનામ સ્થાપન, તત્ર પ્રેક્ષણ, દમદંતીસહ-ઉત્તરપ્રત્યુત્તર-કરણવર્ણનો નામ સપ્તમઃ પ્રસ્તાવઃ



# પ્રસ્તાવ આઠમો.

---

( દુહા. )

હવે અષ્ટમ પ્રસ્તાવની, સુકથા સભા મઝારી,
શ્રીભાનુમેરૂ ગુરૂ પય નમી, કહું સરસતિ આધારી. ૧
[1]ગયું તીમિરઆસ્યું તિમિર, પ્રગટ હુવા શ્રીસૂર;[2]
તવ ભાનુપ્રભ ભૂપ ઘરિ, વાગ્યાં મંગલ તૂર. ૨
ગાન કરે મંગલ ધવલ, [3]વારવધૂ સુવિચાર;
કિન્નર મિથુન[4] ગુણ સ્તવે, નલનરેંદ્ર જયકાર. ૩
છંદ ભણે [5]વૈતાલિકા, નવ નવ કીર્તિ કવિત્ત;
નલનૃપ પુઢયો [6]જગ્ગવેહ, વાણી પુણ્ય પવિત્ર. ૪

( છપ્પય-ષટ્પદ-છંદ. )

આગમ તર્ક પુરાણ વેદ પરમાર્થ વિશારદ;[7]
યાચક જન ચાતક સમૂહ નવ કાંચન [8]વારિદ:
વાપી કૂપ તડાક, ચૈત્યમંડિત ભૂમંડલ;
નિર્મલતર નિજ કીર્તિ નિચય નિર્જિત વિધુમંડલ.
આબાલ કાલ કલિમલ રહિત, ધર્મ કર્મ નિર્માણ પર;
તવ સુપ્રભાતમનુદિનમુદિત, વીરસેન સુત નૃપતિ વર. ૫

( ભુજંગપ્રયાતછંદ. )

कलाकेलिकल्लोलिनीलब्धपार ! कुले वीरसेनस्य धर्मावतार !
जयश्रीवधुकण्ठशृङ्गारहार, सदा नैषध त्वं सदाचारसार ! ૬
यशोराशिभिर्निर्जितक्षीरनीर ! पराकिनीमेघमालासमीर !
कथं वर्ण्यसे वीर कोटीरहीर ! क्षितौ नैषध त्वं हि गंभीरधीर ! ૭

---

૧ સૂર્યકિરણોથી અંધારૂં નાશ પામ્યું. ૨ સૂર્ય. ૩ વેશ્યા. ૪ બે. કિન્નરોનું જોડું. ૫ ભાટ. ૬ જગાડે. ૭ હુંશિયાર. ૮ વર્ષાદ.

महाधर्मनिर्माणवद्धावधान ! प्रमोदप्रधानप्रसिद्धिं दधान !
न कश्चित् परो दत्तसन्मानदानो क्षितौ नैषधक्ष्मापते त्वत्समानः॥८

( સર્વ લઘુરેકસ્વરઃ )

अमलतमसरलनवकमलदलसमचरण !
समरभरतरलतरसकलभटमदहरण !
घनसजलजलदरव ! मदनरससमयकरण !
भरतनरवरतनय जय सभयजनशरण ! ९

( માલિની છંદ. )

इयमपि रमणीया जातरूपात्मकस्य,
त्रिदशनिकरभाजो भूधरस्योपकंठम्;
यदरुणकरमाला दृश्यते संपतन्ती,
तदुदय समयोऽयं त्यज्यतां नाथ! निद्रा. १०

( ચોપાઈ. )

અતિઉદાર વૈતાલિકવાણી, શ્રવણે સાંભલી ગુણમણિખાણી;
નલનરપતિ નિદ્રા પરિહરી, [1]બિઠુ સિજ્યા છોડી કરી. ૧૧
અંગિ પવિત્ર થઈ સો હવે, પ્રાતઃકૃત્ય સકલ સાચવે;
પૂજા ઉત્તમ [2]અષ્ટપ્રકાર, પરમેશ્વર પૂજ્યા સુવિચાર. ૧૨
[3]પરમેષ્ઠી પુરૂષોત્તમતણી, સ્તવના કરે ઇતિ સ્તુતિ ભણી;
જયજય વૃષભધ્વજ વિખ્યાત, નાભિ સમુદ્ભવ બ્રાહ્મીતાત. ૧૩

---

૧ બેઠા.

૨ "જળ[1] ચંદન[2] કુસુમે[3] કરી, ધૂપ[4] દીપ[5] મનોહાર;
"અક્ષત[6] ફળ[7] નૈવેદ્યથી[8], કરો સફળ અવતાર." આ આઠ પ્રકારે.

૩ શ્રીઅરિહંત, શ્રીસિદ્ધ, શ્રીઆચાર્ય, શ્રીઉપાધ્યાય, અને શ્રીમુનિ, એ પંચ પરમેષ્ઠી.

( વસંતતિલકાછંદ )

विश्वस्थितिस्थपतये भगवन्! जना ये,
तुभ्यं नमन्ति कमलासनसंस्थिताय;
ब्राह्मीपितानिरुपमप्रभुत्व! सर्वथापि,
तेषां हि नाभिभव! नाभिभवः कदापि. १४
स्वामिन्! जटामुकुटमालितमौलिभागं,
कन्दर्पदर्पदलनं वृषभध्वज! त्वाम्;
ध्यायन्ति ये हृदि महेश्वर! भव्यसत्त्वाः
सर्वज्ञ ते शिवपदं सहसा लभन्ते. १५
लक्ष्मीनिवास! नरकान्तक! सौम्यरूप!
श्रीवत्सलाञ्छन! सनातन! विश्वनाथ!
भास्वन्! सुदर्शन! विभो! पुरुषोत्तम त्वं,
नत्वा प्रियं जिन! जना जनयन्तिकिं न. १६

( ચોપાઈ. )

ઇતિ પુરૂષોત્તમ બ્રહ્મેસાનં, સ્તવ્યા જિનેશ્વર શ્રીભગવાન;
નલનૃપ અંગિ ધરે શૃંગાર, મસ્તક મુગટ મનોહરહાર. ૧૭
શસી-સૂરજસમ કુંડલ કાન, અવર વિભૂષણ અતિ અસમાન;
નિજ શરીર સોભાવી યદા, મહામંત્રિ તિહાં આવે તદા. ૧૮
કરજોડી નૃપને વિનવે, સ્વામી! ભીમરાય તુહ્મ(ને) હવે;
સ્વયંવરા મંડપિ મહારાજ, પાઉ ધરાવિ છિ પ્રભુ! આજ. ૧૯
તે ઇતિ વલ્યા[1] નિમંત્રણ કરી, સ્વયંવરની તિહાં રચના ખરી;
અતિ વિસ્તીર્ણ અતિહી આયામ, સુંદર સબલ સ્વયંવર ઠામ. ૨૦
અતિ ઉત્તંગ થંભ નહી પાર, ઉપર રચના રચી અપાર;
નવ નવ ભાંતિતણા ચંદ્રુઆ, અતિ વિચિત્ર બાંધ્યા જૂજૂઆ. ૨૧

---

૧ પ્રતિઅંતરે "તે પ્રધાન વળ્યા નિમંત્રણ કરી."

લહકે મુક્તાફળ ઝૂમખાં, પિંડિત તારાગણુ સારીખાં;
કનક પૂતલી રત્ન જડાવ, બહુ દીસે કરતી નવ ભાવ. ૨૨
માંડયા [1]મંચક ને મહામંચ, કીધા અવર અનેક સુસંચ;
તે કિમ કવિ જાણે કહી પાર, અભિનવ દેવલોકજ અવતાર. ૨૩
તેણિ સ્વયંવર મંડપ સહુ, આવે મહારાજ ગણુ બહુ;
બેસે ભૂપ[2] યથોચિત ઠામ, વદર્ભિને વરવા કામ. ૨૪
ચિહું દિસિતણા મલ્યા તિહાંભૂપ, એક જોવા દમયંતીરૂપ;
[3]એક આવ્યા કૌતક નિરખવા, [4]એક સજ્જન દુર્જન પરિખવા. ૨૫
તિહાં આવ્યા વિણુ કો નવિ રહિઉં, ભરતભૂમિ નૃપગણુ ગહિગહિઉં;
સ્વર્ણરત્ન સિંહાસન સંચ, પ્રથવીભુજ બેઠો મહામંચ. ૨૬
શુભ કપૂર અગર વર તણી, ધૂપઘટી તિહાં બહેકે ઘણી;
વર ચંપક મોગર માલતી, કુસુમમાલ તિહાં બહુ મહિકતી. ૨૭
તંતિભેદ વીણાદિક જાણુ, ઘનભેદેં તાલાદિ વખાણુ;
શુષીરભેદ વંશાદિક જોય, અનદ્ધ તે મરૂજાદિક હોય. ૨૮
ઇત્યાદિક ભેદે વાજિત્ર, વાજે ઝલ્લરી [5]ઝંઝરી ચિત્ર;
વાજે ભેરી શંખ મૃદંગ,[6] પણુવ [7]વેણુ ઢક્કા[8] નવરંગ. ૨૯
એવં વિધ વાજિત્ર અનેક, વાજે નાદ મિલે સવિ એક;
ગાયક ગાન કરે કૌશલા, પ્રગટ કરેં ગંધર્વકલા. ૩૦
ભૂપ ભૂપ [9]મંચિકિ નવનવા, કૌતુક જોવા સરિખા હવા;
નાટકગીત કવિત વાજિત્ર, મંચ મંચ પ્રતિ દીસે ચિત્ર. ૩૧
તેણે સ્વયંવર નર વર દૂત, મહાસુભટ દ્વિજ સામંત સૂત;
[10]વારવધુ સોવિન દંડ ધાર, જોતાં જન કો ન લહે પાર. ૩૨

૧ પ્રતિ અંતરે "માંડયા કનકમંચ મહામંચ." ૨ જે જેના દરજ્જન લાયક સ્થળ હોય તે સ્થળે વ્યવસ્થાપક બેસારે છે. ૩ કોઈ કૌતુક જોવા માટેજ. ૪ કોઇ દુર્જન અને સજ્જનની પરીક્ષા કરવા માટેજ આવ્યા છે. ૫ ઝંઝરી (?). ૬ ઢોલ. ૭ વાંસળી. ૮ ઢક્કા. ઢોલ, મૃદંગ વગેરે ઉપર ધક્કો દઇ અવાજ કરવો તે. ૯ મંચકે, માંચડે. ૧૦ ગુણિકાઓ.

હવિ નલનૃપ સારી શૃંગાર, અભિનવ રતિપતિનો અવતાર;
તેણિ સ્વયંવર પાઉધારિયા, અવર ભૂપ રૂપિં હારિયા. ૩૩
પ્રતિહાર પય લાગી તામ, મહામંચ સિંહાસનિ ઠામ;
અલંકરાવે નલનૃપ પાહિ, તિહાં [1]ક્ષિતિપતિ બેઠો ઉચ્છાહિ. ૩૪
તવ શોભી અતિ નરપતિ સભા, અવરરાય લોપાણી [2]પ્રભા;
[3]ટિટ્ટિભિ ઘણુંમાન મનિ વહે, પણિ રાજહંસ લીલા કિમ લહે. ૩૫

( દોહરા છંદ. )

"તાં ઢકવા તાં ઢકવલી,[4] જાં નવિ વાજે તૂર;
તાં ચંદા તાં ચાંદ્રણી, જાં નવિ ઊગે સૂર."

( ચોપાઈ. )

ઇતિ સ્વયંવર ઉત્સવતણું, મહિમા મનોહર વતિ ઘણું;
તવ ચિંતે ચ્યારે દિગ્પાલ, ભૈમી વરસે નલભૂપાલ. ૩૬
[5]તુ આપણ રચીએ નલરૂપ, જઈ બેસી જે ઉપનલભૂપ;
ઈમ ચિંતી ચ્યારે નલ હવા, નલનૃપ પાસિ બિઠા નવા. ૩૭
પંચેનલ પેખે જન સહુ, સભા સકલ આવર્જી બહુ;
ચતુર્નલો પેખી નલરાય, વિસ્મય ચિત્ત સશંકિત[6] થાય. ૩૮
પંચકલ્પતરૂ કરી [7]પ્રધાન, જિમ શોભે નંદન ઉદ્યાન;
તિમ તિહાં પંચ નલાકૃતિ કરી, રાજશ્રેણિ વિરાજી ખરી. ૩૯
[8]શક્રાદિક તિહાં આવ્યા લહી[9], અવર દેવ સહુ હરખ્યા સહી;
અતિકૌતુક આણી મનમાંહિ, તિણિ સ્વયંવરિ આવ્યા ઉછાહિ. ૪૦

---

૧ રાજા. ૨ કાંતિ. ૩ ટીટોડી. ૪ અન્યપ્રતે "તાંહાં લગિ હર્ષ હુઇઇ ઘણું, જાં નવિ વાજાઇ તૂર;" ૫ તો. આમાં 'તો, જો, સાંભલો' એને સ્થળે 'તુ, જુ, સાંભલુ' એવા પ્રયોગો વાપરવામાં આવ્યા છે. તેમજ 'બેસે, ઊઠે, તેણે, પેખે' ઇત્યાદિ સ્થળે 'બેસિ' અથવા 'બિસિ,' 'ઊઠિ' 'તેણિ' અથવા 'તિણિ' અને 'પેખિ' એમ પણ વાપરેલાં છે. ઘણે સુધાર્યાં પણ છે. ૬ શંકાયુક્ત. ૭ ઉત્તમ. ૮ ઇંદ્ર વગેરે. ૯ લહી—જાણીને, ઇંદ્ર વગેરે આવ્યા જાણીને.

દક્ષ-યક્ષ-ખંધુર-ગંધર્વ, કિન્નર-કિંપુરૂષાદિક સર્વ;
તક્ષક-શંખચૂડ-કર્કોટ, પ્રમુખ મહોરગ આવ્યા મોટ. ૪૧
વાસુકિનાગ નાગનો રાય, પ્રેમિ પાઉ ધારિયા તિણિ ઠાય;
નાગકન્યા ચમર વીંજીઈ, પર્ષદ લોક [1]સબળ રીઝીંઇ. ૪૨
ગિરિવર નદી સમુદ્રહતણા, સમધિષ્ઠાયક સુર જે ઘણા;
તે સવિ તિહાં આવ્યા ઉલ્હસી, વળી વિદ્યાધર આવ્યા હસી.૪૩
સિદ્ધ સકલ રિષિ નારદ વળી, સિદ્ધાંગના અપ્સરા મળી;
[2]શ્રીસર્વજ્ઞ સભામાંહિ જિમ્મ, દીસિ ત્રિભુવન મિલિયું તિમ્મ.૪૪
ઇમ સુર નર બહુ મિલિયા દેખી, રંજ્યો રાજા ભીમ વિશેષી;
મનિ ચિંતે મુજ પુત્રી ધન્ય, જોવા સુરનર મિલ્યા અગણ્ય.૪૫
પણિ મોટી ચિંતા એક વહે, એ સર્વનાં કુલાદિક (કો) કહે;[3]
પ્રતિહારિકા નહિ કોઇ ઇસી, સંપ્રતિ સા ગતિ હોસે કિસી. ૪૬
દેવ સહુ જાણી એ વાત, જઇ વીનવિ [4]ભારતી માત;
તવ સુર સહુ પ્રારથના કરે, કર જોડીને ઇમ ઉચ્ચરે. ૪૭
સુણુ માત ! ભારતી ભગવતી ! તુમે સવિ વાત લહો જેછતી;
ભૈમીસ્વયંવર આ અભિનવુ, ઇસ્યુ અવર કો હુસ્યે ન હવુ. ૪૮
સુરનર મિલ્યા ન લાભિ પાર, કવણ કહીસ્યે તસુ અધિકાર;
ભીમરાય મનિ ચિંતા ઘણી, અમે પ્રારથું માતા તે ભણી. ૪૯
આસશ્રીક સભા સુરતણી, વળી માનવી વડા ક્ષિતિધણી;
તુમ વિણુ એહની લહે કુણુ વાત, સુપ્રસાદ થાવો હવે માત ! ૫૦
એ સભા મધિ કુણે બોલાય, તુજ વિણ કવણ[5] કોવિદા થાય !
જુઓ સુવર્ણ ચૈત્ય સામટે, [6]કાષ્ટમયી ઘંટા કિમ [7]ઘટે ? ૫૧
ઇત્યાદિક [8]પ્રારથના સુણી, હર્ષિત ચિત્ત હવી [9]આફણી;

---

૧ અન્યપ્રતે "પ્રબળ રંજીઇ." ૨ શ્રીકેવળીભગવાનની. ૩ અન્ય પ્રતે "લહે" ૪ સરસ્વતીદેવી. ૫ પંડિતા. ૬ લાકડાના. ૭ શોભે ? ૮ અરજ-વીનતી. ૯ એનીમેળે, સ્વયં.

સભામધ્ય આવી તત્કાલ, ઉરિ લહિકે મુગતાફલ માલ. ૫૨
ગંગાજલ સરિખાં નિર્મલાં, વસ્ત્રાભરણ ધરિયાં વપિ[1] ભલાં;
ભીમરાય આગલ ભારતી, પ્રગટ થઈ બોલી [2]મતિમતી. ૫૩
રાજન્ ! ચિંતા મ કરશો કિસી, હું સ્વયંવરિ આવી ઉલ્હસી;
ન કરૂં સુર પ્રારથના ભંગ, વળી સ્વયંવર જોવા થયું રંગ. ૫૪
દંડ સુવર્ણતણો કરિ ગ્રહું, કુલ ક્રમાદિક સહુનાં કહું;
ઇસ્યું સુણી હરખ્યું ભૂપાલ, સ્વર્ણદંડ કરિ દે તત્કાલ. ૫૫
અથ વાજિત્ર તણા નિર્ઘોષ, ભીમભૂપ મંદિર નિર્દોષ;
વાગાં મંગલ તૂર મૃદંગ, સકલ લોકમનિ માય ન રંગ. ૫૬
સહસ પુરષ વાહિની વિશાલ, સહસકિરણ જિમ ઝાકઝમાલ;
સહસ શિખર સોહે જેહને, શક્રસભા ઉપમ[3] તેહને. ૫૭
[4]કોણ ચતુષ્ક ચ્યાર બારણાં, તિહાં વિજ્ઞાન વિવિધપરિ ઘણાં;
દમયંતી એહવી પાલખી, [5]અલંકરી સાથે બહુ સખી. ૫૮
[6]દમો દમનને ત્રીજુ દંત, ભીમપુત્ર એ ત્રણિ માહંત;
થઈ [7]સનદ્ધ સ પરિકર તિહાં, રહિયા પાલખી ભૈમી જિહાં. ૫૯
સુભટસેન નવિ લાભે પાર, દાસી સહસ સાથિં પરિવાર;[8]
[9]કે કે કરિ કર્પૂરબરાસ, [10]કે કરે તાંબુલાદિ વિલાસ. ૬૦
કે કરિ ચૂઆ મૃગમદ સાર, કે કરે સજલ કનકભૃંગાર;
[11]દેવકુસુમ–એલાદિક ભરી, થગી કથીપા કૈ કર ધરી. ૬૧

---

૧ વપુ, શરીરે. ૨ બુદ્ધિવાળી. ૩ ઇંદ્રની સભા જેવી ઉપમા. ૪ ચારે બાજુએ ચાર બારણાં. ૫ એવી પાલખીમાં સખીઓ સહિત શોભાવીને–બેસીને. ૬ "દમન દંતુ દુર્દમન, દમયંતી નામજ ધરયાં" પ્રેમાનંદમાં. અને કવિ ભાલણમાં "દમયંતી દમ દાંત એ ત્રણ, દમન ચોથો ધાર." ૭ સાવધપણે શસ્ત્રાસ્ત્ર સહિત પરિવાર સાથે. ૮ અન્યપ્રતે "દાસી સહસ તણું પરિવાર." ૯ કે કે, કોઈ કોઇ. ૧૦ કે, કઇક. ૧૧ લવિંગ–એલચી.

કનક ધૂપધાણું ધૂપનાં, વળી પંજર સોવન રૂપનાં;[1]
તે માંહી કીડા [2]કીર મયૂર, [3]પિક [4]સારિકા સુવાચા સૂર. ૬૨
નિજકર ગ્રહી તસ બોલાવતી, દાસી શ્રેણિ સાથિ ચાલતી;
ભૈમીયુવા ચિત્તે સાલતી, ચાલી દાન પ્રબલ આલતી. ૬૩
વાજિ પંચ શબ્દ નીસાણ, જોઇ [5]અટાલે રાણોરાણ;.
કવિત છંદ વૈતાલિક ભણે, ગીતધ્વનિ ગંધર્વની સુણે. ૬૪
ખેલા કેતી કરે મુહથકી, નૃત્યકલા દાખે [6]નર્ત્તકી;
ઈત્યાદિક આડંબર ઘણે, પુહતી પાસિ સ્વયંવર તણે. ૬૫
એટલે ત્રિણિ લોકના લોક, રવિ જોવા કારણિ જિમ [7]કોક;
તિમ જોવા **દમયંતી** બાળ, સભા ક્ષોભ હુવો [8]સમકાલ. ૬૬
સભા મધ્ય જવ કરે પ્રવેશ, તવ સુર કિન્નર [9]ઉરગ નરેશ;
ભૈમીવચન સુધારસ[10] પાન, નયનકચોલે કરે એક તાન. ૬૭
નલનૃપ દેવદૂતપણું કરી, જાણે ભૈમી દુહવી ખરી;
તિણિ સો નૃપ અપરાધી લહી, બંધપામ માલા કર ગ્રહી. ૬૮
કેતા રાય વિકસ્વર મુખે,[11] ગોઠી કરે સહચરસ્યું સુખે;
પ્રતિ થગીધર દાખે સાન, તાંબુલાદિ ગૃહિ કરી પાન. ૬૯
પત્ર સમારી બીડી કરે, મધ્યા તર્જની મધ્યે ધરે;
કર્પૂરાદિક મિશ્રીત આસી, સત્વર દંતે ગ્રહે ઉલ્લસી. ૭૦
[12]સારિ કેલી કરંતા કે રાય, પાસક નાંખી ચિંતી દાય;
કેતા રમે [13]કુસુમ દંડુકે, રમતિ કમલમુખી દે કરીયકે. ૭૧
ઇતિ પરિ સઘળી રાજ વળી, વિનોદ[14] કેલી કરે મન રૂલી;
તેણે **દમયંતી** દીઠી યદા, સકલ વિનોદ વીસરિયા તદા. ૭૨

---

૧ સોનારૂપાના. ૨ પોપટ. ૩ કોયલ. ૪ મેનાં. ૫ રાજરાણી ગોખમાં બેસીને જુવે. ૬ નાચ કરનારી. ૭ ચક્રવાકપક્ષી. ૮ એકી વખતે જોવાને ક્ષોભ—ગભરાટ થયો. ૯ સાપના રાજા—વાસુકી નાગ. ૧૦ અન્ય પ્રતે "સુધારસિ" ૧૧ વાત, ગોષ્ઠિ. ૧૨ સોગઠા. ૧૩ પુષ્પદડાવડે. ૧૪ મજાક

સુરનર સવિ તિહાં[1] તનમય થઇઉં, નિરખે રૂપ એકચિત્તે રહિઉં;
ધન ધન હાથ વિધાતા તેહ, અંગોપાંગ ઘડિયાં સવિ તેહ.[2] ૭૩
જે આપણિ શ્રવણિ સાંભળી, આ ભૈમી આ દૃષ્ટે મિલી;
આ તે ભાલ તિલક એહને, નયન [3]ઇહે જોવા જેહને. ૭૪
સફલ અયાસ હવુ આપણું, ખેદ સર્યું સવિ મારગતણું;
ધન્ય દિવસ વેળા આ ધન્ય, જિણિ દીઠું સ્રીરત્નનયન્ન. ૭૫
વર્ણવિભવ કુલરૂપ સુવેષ, પરિજન પ્રેમ વિલાસ વિશેષ;
ચિત્તિ ચિંતવતા ભૂપતિ સર્વ, ગહિને પડ્યા જિમ છંડી ગર્વ.૭૬
અવરરાયનું કહિયે કિસ્યું, જુ નલનરપતિ ચિંતે ઇસ્યું;
એ ભૈમી દેખી સતીવંત, ધૈર્ય કવણ ન ચૂકે સંત. ૭૭
નલનૃપ દેખી સુર માનવા, ભૈમીઆશ મહેલતા હવા;
નલભૈમી સરિખું સંયોગ, અવર સાથે અણસરિસ [4]યોગ. ૭૮
સભામધ્ય દમયંતી સતી, [5]અમર [6]નરોરૂગપ્રતિ નિરખતી;
સફલ કરેવા સુર વિનતી, તવ બોલી ભારતિ [7]ભગવતી. ૭૯
ભો ! ભો ! સુરવર માનવગણા, લોચન સફલ કરો આપણા;
નિજ મનથી શંકા [8]પરિહરી, નિરખો ભીમભૂપકુંવરી. ૮૦
સુણિ સશિવદને! ભીમકસુતે ! દૃગ વિક્ષેપ કરો શુભમતે;
[9]રે કન્યે! રહી સભા વિચાલિ, રંજે સુરનરરૂપ નિહાલિ. ૮૧
આ જો યક્ષદેવતા સભા, માનવને જોવા દુર્લભા;
તુજ પુણ્યે તે આવ્યા અહીં, નિધાનનાં સ્વામિ એ સહી. ૮૨
એમાં જુ તુજ આવે લાગ, તો તું સો વર વર મહાભાગ;
આહિં એ [10]વટવૃક્ષે વસે, આદર જો તુજ મન ઉલ્લસે. ૮૩

---

૧ દમયંતીમાંજ મોહ પામી સ્તબ્ધ બની ગયા. ૨ અન્યપ્રતે "જેણિ એહ." ૩ ઇચ્છે. ૪ પ્રત્યંતરે "અવર સાથિ તે અસરિસ સંયોગ." ૫ દેવતા. ૬ મનુષ્ય અને સર્પ વગેરેને. ૭ પ્રત્યંતરે "ભાષા ભગવતી." ૮ પ્રત્યંતરે "અપહરી." ૯ અન્યપ્રતે "તે કન્યે!" ૧૦ ઘણું કરીને વડના ઝાડમાં રહે છે.

હસી સુણી ભાષા ભારતી, તેહને નમસ્કાર સારતી;
વિદર્ભતનયા આગલ વહી, વળી [1]ગોદેવી બોલી સહી. ૮૪
આ ગંધર્વદેવ સુંદરા, નિજ ગર્વે ઉન્નત કંધરા;
કરિ વાજિત્ર વલ્લકી ધરે,, સ્વર ગ્રામ [2]શ્રીમુખે ઉચ્ચરે. ૮૫
જો તુજ પ્રબલ પ્રેમ–સંગીત, તો વર વરિ ગંધર્વ વિનીત;
તિહાંથી પણિ આગલિ સંચરી, વળી [3]વાણી ઈણિપરિ ઉચ્ચરી. ૮૬
[4]વિલોક વાસુકી [5]પન્નગરાય, જેહને [6]સહસ વદન એક કાય;
દો દો જીહ્વા એક એક મુખે, તેણિ તાહરા ગુણ [7]થુણસે સુખે. ૮૭
તક્ષક શંખચૂડ કર્કોટ, દુર્જનપ્રતિ દમે દઇ દોટ;
વાસુકીરાય તણા ચોધાર, મન માને સો વર ભરતાર. ૮૮
ફણાટોપ એહને મણિ જેહ, [8]દિગમંડલ દીપાવે તેહ;
જગે તુજ ભાલતિલક [9]દ્યુતિ કરે, તિમ ફણરત્ન તમ સવિ હરે. ૮૯
અવર દેવ નંદનવનિ રમે, એ ભોગી સઘળે જગિ ભમે;
ઈસ્યું સુણી તસ કરી પ્રણામ, વળી આગલિ સા ચાલી તામ. ૯૦
પુનરપિ કહે ભારતી ભગવતી, ગિરિ વૈતાઢ્યતણા અધિપતિ;
આ વિદ્યાધર સભા સુજાણ, અનેક ઉત્તમ વિદ્યાખાણ. ૯૧
આદિ પ્રજ્ઞપ્તી રોહિણી, [10]પોડષવિદ્યાદેવી ભણી;

---

૧ સરસ્વતી. ૨ પોતાને મોઢે. ૩ સરસ્વતી. ૪ જો, નિહાલ. ૫ સાપનો રાજા. ૬ હજાર મુખ. ૭ ગાશે. ૮ દિશા મંડળને. ૯ પ્રકાશ.

૧૦ " ॐ रोहिणी[1] पन्नत्ती[2], वज्जसिंखला[3] तह य वज्जअंकुसिया[4];
" चक्केसरी[5] नरदत्ता[6], कालि[7] महाकालि[8] तह गोरी[9] ॥७॥
" गंधारी[10] महाजाला[11], माणवि[12] वइरुट्ट[13] तह य अच्छुत्ता[14];
" माणसि[15] महामाणसिया[16], विज्जादेवीओ रक्खंतु ॥८॥"

तिजयपहुत्तस्तोत्रे.

પહેલી રોહિણી ધુન્ય બીજને પેદા કરનારી, બીજી પ્રજ્ઞપ્તિ અતિજ્ઞાનવાળી, ત્રીજી વજ્રશૃંખલા વજ્રમાન સાંકળ ધારણ કરનારી,

વળી મોહની [1]ગગનગામિની, એ સવિ એહને વશિ વર્ત્તિની. ૯૨
નમી-વીનમી વિદ્યાધરરાય, તેહના એ અન્વયી કહિવાય;
એમાંહિ રૂચે સો ચિત્તે ધરો, વચ્છે ! વિદ્યાધર વરતરો. ૯૩
શશિમુખિ ! ઇત્યાદિક સુરવૃંદ, તે તુજ ચિત્તને દે આનંદ;
હવે માનવી સભા નિરખિયે, ચકોર નયણે નૃપ પરખિયે. ૯૪
સૂરિજવંશ વિભૂષણ ભણું, ભૂપ અયોધ્યાનગરી તણું;
શશિવદની ! સાંભલ દેઇ કર્ણ, આ બિઠો રાજા ઋતુપર્ણ. ૯૫
એહશું ચિત્ત રૂચે તો વરો, [2]પદ્મલોચને ! કાં પરિહરો;
ઇત્યાદિક કહી રહી ભારતી, સા આગલિ ચાલી મલપતી. ૯૬
જગન્માત વળી કહે તું સુણે, આ અંગાધિપ ભૂપતિ મુણે;
પુષ્પકરંડિની પુરી પ્રસિદ્ધ, તેહનું સ્વામિ સબલ સમૃદ્ધ. ૯૭
ચિત્તિ રૂચે તો વર વર્ણિની, ! વળી આઘી ચાલી [3]નૃપ-કની;
તક્ષશિલાનગરીનું રાય, દાખે સરસ્વતી તિણે ઠાય. ૯૮
તેહના ગુણ બહુપરિ ઉચ્ચર્યા, વૈદર્ભિએ મન નવિ ધર્યા;
ગુર્જરપતિ ગુણ બોલ્યા વળી, ભૈમીમતી તેહશું નવિ ભળી. ૯૯
અવર દેશના નરપતિ વળી, સવિ દેખાડી નૃપ મંડળી;
તેહના ગુણ બોલ્યા જિમ યથા, ભૈમીમનિ સવિ હુયા [4]વૃથા. ૧૦૦

---

ચોથી **વજ્રાંકુશી** વજ્ર અને અંકુશ ધરનારી, પાંચમી **અપ્રતિચક્રા** ચક્ર ધરનારી, છઠ્ઠી **નરદત્તા** અથવા **પુરૂષદત્તા** પુરૂષોને વરદાન દેનારી, સાતમી **કાલિ** શ્યામવર્ણવાળી, આઠમી **મહાકાલિ** વિશેષે શ્યામ, નવમી **ગૌરી** શ્વેતવર્ણની, દશમી **ગાંધારી** ગાયના વાહનવાળી, અગીઆરમી **મહાજ્વાલા** મોટી જ્વાળાયુક્ત, બારમી **માનવી** મનુષ્યોની માતા સમાન, તેરમી **વૈરૂટ્યા** વૈર શાંત પાડનારી, ચોદમી **અચ્છુપ્તા** પાપરહિત, પંદરમી **માનસિ** મનને સહાયકારી, અને સોળમી **મહામાનસિ** સાનિધ્ય કારિણી વિદ્યાદેવીઓ છે.

૧ આકાશમાં ચાલનારી. ૨ પ્રસંતરે "કમલલોચને." ૩ રાજપુત્રી. ૪ નકામા.

વળી ભારતી ભણે ભગવતી, સાંભળ **દમયંતી** ગુણવતી!
રાજલોક [1]પ્રેમાકુલ બહુ, તુજ ઉપરિ દીસે છે સહુ. ૧
પણિ તે તુજ મનિ દીસે વાય, તાહરૂં ચિત્ત હરે નલરાય;
જિમ ચંદ્રિકાંત જને પીજીયે, ચિત્ત [2]ચકોર જને રંજીયે. ૨
ઇમ કહેતી આગલ સંચરી, શ્રીભારતી **ભીમકુંવરી**;
પંચમ લોકપાલસ્યું તિહાં, લોકપાલ બેઠા છે જિહાં. ૩
પંચ નલો પેખી મનોહાર, તવ ભારતી કહે સુવિચાર;
સુણિ! નલરૂપ ધરી સુરપતિ, આ બિહુ નિરખો ગુણવતી. ૪
એહસ્યું પ્રબલ પ્રેમ કીજીયે, સુરસુખ સુધારસ તનુ પીજીયે;
'માનવભવે સુરવર સંયોગ, એ દુર્લભ મિલવો સંયોગ. ૫
અવર લોકપતિ ઉપનલભૂપ, બેઠા ચ્યાર ધરી નલરૂપ;
એ ચ્યારિ દેવતા અભગ, એહસ્યું નિશ્ચલ કરિ મન રંગ. ૬
એ માંહિ જે તુજ વાલ્હી ગંઠી, વરમાલા [3]રોપુ તસ કંઠી;
એહવા ઉત્તમ વર તું લહી, કાં મનસું મુંઝાઈ રહી. ૭
એ વર છંડી અવર વરેશી, તો કિમ ચિંતાસમુદ્ર તરેસિ;
એ વિલંબ એ જડતા કિસી, એ વર અંગિકર ઉલ્હસી. ૮
ઇસ્યાં સુણિ ભારતીવચન્ન, કલમલીઉ વૈદર્ભિ મન્ન;
નલ દિગ્પાલ ન અંતર લહે, થઇ વિષન્ન તિહાં ઉભી રહે. ૯
તો હવે એ કેહીપેર હુસ્યે, નલવલ્લભ કિમ કરી આવસ્યે;
દુર્જન થયો દેવ સંઘાત, વલ્લભ ભલ્યો માંહિ એ વાત. ૧૦
સહુ સમક્ષ જો કહું વરમાલ, અંગિકરજો નલ-ભૂપાલ;
તો નલ સુર બહુ થાય વિરોધ,'કિહાં નલમાનવ કિહાં સુરયોધ.'
જો પણ મુજ ભાષા[4] શીખવે, નલ સુર વિગતિ કરી દાખવે;
તો [5]વાણીસ્યું હુઈ વિદ્વેષ, સુરપતિ લાજ ન રાખે રેષ. ૧૨

૧ પ્રેમવડે અકળાયલા. ૨ પ્રત્યંતરે "ચતુરે." ૩ રોપો, આરોપો. ૪ સરસ્વતી. ૫ સરસ્વતી ઉપર.

ઇત્યાદિક ચિંતવતાં ચિત્ત, મુંઝાઇ રહી **ભીમી** મિત્તિ મત્ત;[1]
[2]જલ આવર્ત્તિ પડી ગજ વહુ, કથમપિ નિર્ગમ ન લહે લહુ. ૧૩
તિમ સુરકપટ મહોદધિ પડી, સા ન લહે નિર્ગમ વાતડી;
એતલે શુદ્ધબુદ્ધિ ઉપની, વિનય કરે સુરપતિસ્યું કની. ૧૪
ચ્યારિ દિસિ–સ્વામિ! માહરૂ, નમસ્કાર ચિત્તે ધરજો ખરૂ;
મુઝ બાલિકા સાથિ સુકુમાલ, થાઓ પૂજ્ય તુમે દિસિપાલ. ૧૫
તમ રૂઠે **વૈદર્ભિ** તણી, તુમ વિણ અવર નહિ ગતિ ભણી;
અન્ન વિરોધીતણું શરીર, રાખી ન શકે નીર સમીર. ૧૬
નિર્બલપ્રતિ બલવત્તરતણું, તેજ પ્રગટતાં નહી યશપણું;
જિમ કાઠને કુઠાર કઠોર, મૃગલીને વળી જિમ હરિજોર. ૧૭
તિણે જગતી જાલે નહિ સૂર, પ્લાવે નહિ સાયરનું પૂર;
શક્તિવંત જે ક્ષમા ધરંતિ, તેણિ કારણ એ જગ વરતંતી. ૧૮
**દવદંતી** ઉપરી દિગપાલ! કેવલ કરૂણા કરો કૃપાલ;
આપો ભિક્ષા ભર્તાતણી, સુપ્રસન્ન થાઓ જગધણી. ૧૯
જો પણિ **નૈષધ**પતિ વ્યતિરેક, **દમયંતી** મન ધરે અવિવેક;
તો તુહ્મો હણજો વજ્રે કરી, જ્ઞાને કરી પરિલહિસ્યો ખરી. ૨૦
ઇતિ પરિ વિનય કરંતાં સતી, નિજ મન બુદ્ધિ ધરે [3]ધીમતી;
સુર માનવ અંતર જાણવા, એતા બોલ ચિત્તે આણવા. ૨૧
[4]મેષોન્મેષ સુરા ન કરંતિ, વળી [5]ભૂભાગે પાઉ ન ધરંતિ;
મને કરી સાધે સવિકામ, નવિ [6]કુરૂમાઇ કદા સુમદામ. ૨૨
ઇણી લક્ષ્યણે ઓળખીએ દેવ, ગ્રંથે ઇતિ ભાખે જિનદેવ;
બોલ એહ હૈસીએ ગ્રહિયા, ઇણિ અવસરે સુર સુકૃપા થયા. ૨૩

---

૧ મતિ. મતિ બ્હેર મારી ગઇ. ૨ જળ–પાણીના ભમરમાં પડેલી હાથણી કેવી રીતે ઝટ નીકળી શકે? ૩ બુદ્ધિવાળી. ૪ દેવો આંખો મટમટાવતા નથી. ૫ પૃથ્વી પર પગ અડાડતા નથી. ૬ ફુલની માળા કદિ કરમાતી નથી. કુરમાઇ–કરમાયે.

ચિન્હ એહ સવિ જોયાં યદા, અપ્રપંચ નલ જાણ્યો તદા;
એતલે સરસ્વતી કરિ ધરી, દમયંતી મુખ આગલ કરી. ૨૪
લાવી લોકપાલને પાસી, પય પ્રણુમાવે અતિ ઉલ્લાસી;
ચ્યારિ વંધા દોઇ કર જોડી, વૈદર્ભી રહી અંજલી જોડી. ૧૨૫
તે ચ્યારિ પામ્યા સંતોષ, મનહુંતી મેહલ્યુ સવિ રોષ;
કહિ ભારતી [1]ભીમજા! સુણે, ઈંદ્રાદિક તુજ તૂઠા સુણે. ૨૬
પ્રણુમત જન ઉપરિ જસ કૃપા, નિજ ગુણુ સાંભલતાં જસ ત્રપા;
શીલવિષય જસ શ્રદ્ધા ઘણી, [2]પ્રકૃતિ માહંતતણી એ ભણી. ૨૭

(અનુષ્ટુપ્છન્દ.)

प्रणतेषु दयालुत्वं, लज्जालुत्वं च संसदि;
श्रद्धालुत्वं च शीलेषु, प्रकृतिर्महतामियम्.[3] ૨૮

(ચોપાઈ.)

એહવા એ સુરપતિ નિર્દોષ, ન કરે કુણુસ્યું દીરઘ રોષ;
સુભગે! તુજ પતિભિક્ષા દીએ, તું અસમાન હરખ ધર હિયે. ૨૯
આ તુજ વલ્લભ નલમહારાય, કરિ અનંગ ધરી આવ્યો કાય;
વરમાલા રોપો એહ કંઠિ, બંધો [4]નિવડ નેહની ગંઠી. ૩૦
ઇતિ નિસુણી ભારતીવચન્ન, અતિ વિકસ્યું વૈદર્ભિમન્ન;
સમદ સુધાસમુદ્ર વિચિ રહી, કર પંકજે વરમાલા ગ્રહી. ૩૧
સકલ લોક દેખતાં વિશાલ, નલનૃપ કંઠે ઠવી વરમાલ;
પુષ્પવૃષ્ટિ તિહાં સુરવર કરે, [5]બંદીજન જયજય ઉચ્ચરે. ૩૨
તવ વાજિત્ર વિવિધ વાજ્યાં, મંગલ ધવલગીત ગાજ્યાં;
તિહાં અતિ [6]કલરવ ઉછળ્યો, અવર ભૂપગણુ અલગો ટળ્યો. ૩૩

---

૧ ભીમરાજાની પુત્રી! દમયંતી! ૨ મોટા પુરૂષોની આવીજ પ્રકૃતિ હોય છે. ૩ નમ્રલોકોમાં દયાલુપણું, સભામાં લજ્જાલુપણું અને શીલમાં શ્રદ્ધાલુપણું રાખવું એ મોટા માણસોની પ્રકૃતિ છે. ૪ ગાઢ, દૃઢ. ૫ યાચકજનો. ૬ અવાજ, ઘોંઘાટ, બૂમારો,

કરિવા યુદ્ધ થયા સજ સહુ, તવ સુરપતિ ઇમ બોલ્યા બહુ;
સુર–માનવીસભાજન જોય, **નલ–દમયંતી** ઉપરિ કોય. ૩૪
મનેં કરી ચિંતવસ્યેં આળ, તેહનું ફલ લહસ્યેં તત્કાળ;
શિર–સ્ફોટ તતક્ષણિ થાઇસ્યે, સો [1]સત્વર યમપૂરી જાઇસ્યે.૩૫
સુરપતિ વિનય વચનેં હરખીઓ, **દમયંતીને નલવર** દીઓ;
**નલ–દમયંતી** રંગે વરો, રખે અસૂયા[2] કો જન કરો. ૩૬
વળી પ્રેમ મનિ આણી ઘણુ, 'સૂરિજપાક' રસવતીતણુ;
દીધુ *આમ્નાય નલપ્રતિ ખરૂ, **નલનાં** વિઘન સહુઇ અપહરૂ. ૩૭
ઇતિ બહુ ઘોષે [3]નિર્જરનાથ, અંતર્ધાન હવુ સુરસાથ;
પુહતાં ઠામિ [4]અમર આપણે, સરસ્વતી **લૈમી**પ્રતિ ઈમ ભણે. ૩૮
નિવડ નેહ વલ્લભસ્યું હુજો, સંતતિ યુગલ વિમલ પામજો !
ઇતિ આશીષ દીએ ભારતી, તવ [5]મરાલ આવ્યું ખગપતિ.૩૯
સો ભગવતીને પાયે નમ્યું, પૂરવરોષ સકલ ઉપશમ્યું;
તેહને [6]શાપાનુગ્રહ કરિયો, વાહન થઈ રહિયો મન ઠરિયો. ૪૦
પુહતી માત આપણે ઠામિ, હવે **કુંડિનપુર**કેરો સ્વામી;
વિનય કરી રાજા મંડળી, રાખી સુજન રહિયા મન રૂલી. ૪૧
વર્ત્યુ સઘળે જયજયકાર, વિવાહ મહોત્સવ મંડિયો સાર;
સકલસજનમનિ હરિષ ન માય, ચાલ્યો ઉદ્ભટ [7]પ્રવરપ્રવાહ. ૧૪૨

( ઢાલ—રાગ કેદારો. )

હવે **કુંડિનપુર**નો અધિપતિ, મહાદેવી **પ્રિયંગુમંજરી** સતી;
ઉત્સવ મંડે વીવાહતણુ, [8]જનપદજન સહુ હરખ્યુ ઘણુ. ૧
નિજ પત્નિપ્રતિ રાજા ભણે, બહુ પુણ્ય ફલ્યું સુણુ આપણે;
[9]જામાતા **નલ** સરખુ લહિઉ, ત્રિહુંભવને યશ સાચુ રહિઉ. ૨

---

૧ અન્યપ્રતે "સીઘર" શિઘ્ર. ૨ હરકત–ગડબડ. ગુણી ઉપર દોષનો આરોપ. * વિધિ. ૩ ઇંદ્ર. ૪ દેવો. ૫ હંસરાજ. ૬ શ્રાપ ટાળવાની કૃપા કરી. ૭ મોરો. ૮ દેશનાં લોકો. ૯ જમાઇ.

સહી આપણા પુણ્ય [૧]અગણ્યજી, જીવિત આપણું ધન્યજી;
**દમયંતી** સરખી [૨]નંદના, જામાતા નલ સરીખો સુમના. ૩
હવે આલસ અળગો છંડીએ, વિવાહ વિવધપરિ (રંગી) મંડીએ;
આજ્ઞા સેવકને દીજીયે, મંડપ રચના વર કીજીયે. ૪
ઘરિ બંધુવર્ગ પાઉધારિઇ, બહુમાને સબળ સત્કારીઈ;
નિત [૩]ભોજનવાર કરાવીએ, દાનિ [૪]**વૈશ્રમણ** હરાવીએ. ૫
યાચક ઉપરિ બહુ રીઝીયે, દાલીદ્ર દવાનલ વીંઝીયે;
[૫]કેકાણુ કનક કરિ દીજીયે, ભૂપતિ [૬]કમલાફલ લીજીયે. ૬
નિર્દોષ લગનદિન આવીઓ, સવિલોકને મન ભાવીઓ;[૭]
મંડપ મંડાનજ માંડીઆ, દારિદ્રનાં દરિદ્ર ખાંડીઆ. ૭
માતર મંદિર રચના ખરી, ચતુરાઇ વર ચતુરે કરી;
મંડાણુ સકલ માંડી કરી, જાણે દેવ ભૂમિ આવી ખરી. ૮
[૮]ગૌરી શ્યામા સોહામણી, તિહાં ધવલ મંગળ ગાય ઘણી;
હિવે **ભૈમી** અંગે ઊવટણુ [૯]કરે, મુખે મંગલ [૧૦]બહુપરિ ઉચ્ચરે.૯
ન્હવણાદિક વિધિ સઘળું કરી, વળી વસ્ત્ર વિવેકે વપુ ધરી;
આભૂષણુ અંગે અલકરી, બહુ નૃપ નારીયેં પરવરી. ૧૦
વાજિંત્ર વિવિધપરિ વાજંતી, શિરી મેઘાડંબર છાજંતી;
બહુ મંગલ ધવલ સુગાવતે, મણિ માણિક વધાવતે.[૧૧] ૧૧
[૧૨]માયહરે આણી **ભીમક**–સુતા, અંગિ રગ અધિક જનની પિતા;
હવે **નલ**નૃપ અંગિ ઉગટ સારિ, બહુ ધવલ મંગલ ગાય નારિ.૧૨
સુર નિર્મિત વસ્ત્ર ધરિયાં અંગે, આભરણુ સકલ પહિરિયાં રંગિ;
જાણે જંગમ સુરતરૂ હવુ, નરદેવ નિપુણુ નલ અભિનવુ. ૧૩

---

૧ ન ગણી શકાય તેટલાં વિશેષ. ૨ પુત્રી. ૩ જમણવાર. ૪ કુબેર ભંડારીને. ૫ ઘોડા. ૬ લક્ષ્મી મળ્યાનો લ્હાવ. ૭ પ્રત્યંતરે " સહુ સજ્જનવર્ગ મનિ ભાવિયો." ૮ સોળ વર્ષની શ્યામા. ૯ અન્યપ્રતે " ઉગટિ કરે." ૧૦ અન્યપ્રતે " મંગલવાણી ઉચ્ચરે." ૧૧ અન્યપ્રતે " મણિમોતી લાજિ વધાવતે." ૧૨ માયરે, ચોરીમાં.

શૃંગારિઓ ધવલમતંગજે, આરૂઢ હવો નૃપ હોઈ સજે;*
પરિવાર અસંખિત પરિવરીઓ, નલ કુંડિનપુરમાંહી સંચરિયો.
[1]પાખરીયા પાર ન કો લહે, [2]મદમસ્ત મત્તંગજ બહુ વહે;
[3]પાયકદલ સંખ્યા કુણ લહે, જન થોકિ થોકિ જોવા રહે. ૧૫
આગલથી ચાલે સાજનું, માણુસ મિળીયું સહુ રાજનું;
સુણિ કૌતુક વાજિત્ર વાજતું, નામ ન લિયે કો અન્ય કાજનું. ૧૬
ખેલા ખેલે ખંતે ખરા, નાટક નટૂઆ નટક બહુતરા;
નવ નાટક નિરૂપમ [4]નૃત્યકી, કરે ગાન મધુર જાણે પિકી.[5] ૧૭
ગંધર્વ ગાવે ગંધ્રવકળા, વૈતાલિક છંદ ભણિ ભલા;
ઇત્યાદિક ઉત્સવ નવનવા, નલનરપતિ ચાલ્યુ પરણવા. ૧૮
બહૂ જન જોયે ઉંચા ચડી, જાણે આ ધન વેળા ઘડી;
નલરૂપ પુરંદ્રી જન પીયે, નિજ જનમ સફળ માને હિયે. ૧૯
સોભાગિણિ વૈદર્ભી સાચી, નલવરસ્યું જે સૂધી રાચી;
નલરાય મોટો તપોબલી, તસ પત્ની દમયંતી મિલી. ૨૦
એ જોડી અભંગ સદા હુજો, વરવહુ વંછિત ફલ પામજો!
ઇતિ બહુ આશીષ સહુ ભણે, નલરાજા [6]તે શ્રવણે સુણે. ૨૧
બહુ યાચકજન સંતોષતો, દાને સનમાને પોષતો;
થાનકિ થાનકિ થોભતો, પૌલોમિપતિ જિમ શોભતો.[7] ૨૨
વરરાજા તોરણે આવીઓ, મોતીએ થાલ ભરી વધાવીઓ;
કરે પ્રિયંગુમંજરી પુંખણાં, રાય ભીમ કરે બહુ લુંછણાં. ૨૩
સંતોષી જાન ભલીપરિં, વર પાઉધરાવ્યા માઇહરિ;[8]

---

* સજ્જ. ૧ ઘોડા. ૨ મદથી મસ્ત બનેલા હાથી. ૩ પાળા સિપાઇ. ૪ અન્યપ્રતે "વર્ત્તકી" ૫ કોયલ. ૬ પ્રતિઅંતરે "નિજ શ્રવણે સુણે." ૭ શ્રી વિનયવિજયકૃત 'શ્રીપાલ' અને કવિ દર્શનવિજયકૃત 'પ્રેમલાલચ્છી' રાસાઓમાં પણ લગ્નના વરઘોડા વખતના આવાજ ભાવો વર્ણવવામાં આવ્યા છે. ૮ માયરે, ચોરીમાં.

સોવિન સિંહાસન બિસીઆ, સાજન [1]મન-પંકજ વિકસીઆ. ૨૪
સાધે [2]વર વિપ્ર વેલા ખરી, ઘૃત મધુ સિંચિત [3]પાવક કરી;
સો [4]હુતભુજ કીધું સાખીઓ, વરવહુ કર મેળાપક કીઓ. ૨૫
તિહાં મંગલ ચ્યારે વરતીઆં, [5]કરમોચને ગ્રામ નગર દીઆં;
પહિરામણી પાર ન પામિયે, તે લહીએ જેણિ જે કામીએ. ૨૬
[6]ઈમ બહુ ઉત્સવ વિવાહતણા, સવિ ફળ્યા મનોરથ આપણા;
જે ભૂપ આવ્યા સ્વયંવરે, તે સંતોખ્યા સહુ શુભ પરે. ૨૭
નલરાયે ત્યાગ (જે) સબલ કર્યા, સહુ યાચકલોક (તે) અલંકર્યા;
સંતોષ્યા સ્વજન સુગતિં ઘણી, કીરતી વિસ્તારી આપણી. ૨૮
દિન કેટલા રહી આદર હવે, નલ-દમયંતી સુખ ભોગવે;
હવે નિષધનયરિં જવાભણી, આજ્ઞા લે ભીમ ભૂપતિતણી. ૨૯
ભૈમીપ્રતિ માત-પિતા-સખી, દીયે શીખામણ કહે શશિમુખી;
પતિ ચિત્તિ પુત્રી ચાલજો, પ્રિયુશ્યું મન રંગે માહલજો. ૩૦
નલભૂપતિ પરિકર આપણુ, પરિવાર સકલ ભૈમીતણુ;
લેઈ નિષધપુરી પાઉધારિયા, [7] જનપદજન વંછિત સારિયા. [8] ૩૧

---

૧ મનરૂપી કમળ ખીલ્યાં-વિકશ્વર થયાં. ૨ ઉત્તમ, સમયનો જાણ. ૩ અગ્નિ, હોમ. ૪ અગ્નિ. ૫ હસ્તમોચન વખતે. ૬ પ્રત્યંતરે "ઇતિ ઉત્સવ હવા વિવાહતણા." ૭ દેશના લોકોની ઇચ્છા પૂરી કરી. ૮ શ્રીસમયસુન્દરજી, નળદમયંતી રાસે કુંદિનપુરથી નિષધપુરીનો વાટપ્રસંગ આ પ્રમાણે વર્ણવે છે. ખંડ ૧ લો, ઢાળ છઠ્ઠીઃ—

"મારગમાંહિ આવતાં, આધી રાતિ મઝારિ;
"નલદમયન્તી સાંભલ્યા, ભમરાના ઝંકાર.
"અચિરજ નલને ઉપનો, લસકર થંભ્યો તેથિ;
"દેખ્યો ક્યું દીસે નહિ, ભમર ગુંજે જેથિ.
"દવદન્તી પ્રીયુ પૂછીઓ, કહો એ કુણ વિચાર?
"વૃક્ષસું ગન્ધ કહું ઇહાં? ભમરા ગુંજે સાર.
"નળ કહે નિરતિ પડે નહીં, ઘોર ઘપટ અંધાર;

" કુણ જાણે ઇહાં છે કિસું, ઉભા રહ્યા લિગાર.
" દમયન્તી હાથ ફેરીઓ, ભાલ ઉપરિ અવિલંબ;
" તેજ પુંજ પ્રગટયો તિહાં, જાંણે સૂરજ જિમ બિંબ.
" અજુઆલો સઘળે હુઓ, દીઠો સાધ નિગ્રન્થ;
" એકાંતે કાઉસગ રહ્યો, સાધે મુગતિનો પન્થ.
" નલદમયન્તી આવીઆં, સાધુ સમીપિ કોડિરે;
" દેઇ ત્રિણ્ય પ્રદક્ષણા, વાંદે બે કર જોડિરે.
" × × × × × × ×
" કરમછેદન કાઉસગ કરે, તપજપ ઉગ્ર વિહારરે;
" દેહતણી મમતા તજી, નિરમમ(ત્વ) નિરહંકારરે.
" મદ ઝરતો ગજ આવીઓ, ખાજિ ખણું એણે રૂંખરે;
" વારવાર માથું ઘસે, મુનિવર નાણે દુઃખરે.
" મેરૂ અડગ મુનિવર રહ્યા, ડોલ્યો નહિય લિગારરે;
" મદ લપટાણો ડીલસું, પણ સાધજી ન કરે સારરે.
" મદ સુગન્ધ અતિ વાસના, સહુ વન રહ્યા મહકાયરે;
" ભોગી ભમરા આવીઆ, મુનિ તનુસું રહ્યા લપટાયરે.
" × × × × × × ×
" નલરાજા પૂછે કહો ! તિલક હુઓ એ કેમરે ?
" પૂરવપુન્ય કિયા કિસ્યા, તપજપ ક્રિયા નેમરે !
" અવધિનાણી મુનિ ઉપદિશે, સુણિ ! રાજન ! વિરતાંતરે;
" દમયન્તી પહલી હુંતી, નૃપની સ્ત્રી ધર્મવન્તરે.
" તીર્થંકરનો તપ કીઓ, ઉજમણો કીઓ એહરે;
" જિન ચઉવીસને ચોડીઆ, રતનતિલક સુસનેહરે.
" ભાલ તિલક હુઓ ઇણિ ભવે, આગલિ ભવિ પણ સુખરે;
" ઇમ જાણીને ધર્મ કરો, જિમ દેખો નહીં દુઃખરે.
" × × × × × × ×
" ચાલ્યો નલ વલિ સુંપસ્યું, પુહુતો નગરી પાસિ;
" દમયન્તીને દેખાડતો, વનવાડી આવાસિ."

પુરપ્રવેશ મહુરત નિરમલું, [1]દૈવજ્ઞ દત્તેં દીધું ભલું;
નિજનગરીમાંહિ સિધાવિયા, ભરી મોતી થાળે વધાવિયા. ૩૨
પુર જનપદજન આણંદિયા, [2]ઘરિ ઘરિ મંગલઉત્સવ કિયા;
સહુ પ્રજા હવી [3]સવિ મદમતી, નલ–ભૈમી નિજ ઘરિ દંપતિ. ૩૩
આનંદ ઉદધિ ઝીલે સદા, નહી વિરહવિયોગ ઘડી કદા;
નખમાંસ ખીરજલની પરિં, નહી ભિન્ન કદા વન મંદિરિં; ૩૪
[4]ષટઋતુના ભોગ ભલા લીયે, નિસિદિન દોઈ પ્રેમસુધા પીયે;
સુખ વિલસે પંચવિષયતણા, માનવભવે સુરભવથી ઘણા. ૩૫
ઇતિ દાને યશ વિસ્તારતુ, સજ્જનમનવાંછત સારતુ;
આનંદ પ્રપૂરિત નિત સમે, મનવંછિત કાલ અતિક્રમે. ૩૬
**ભીમીનલરાયતણું** ચરી, કહિઉ ગ્રંથ **નલાયન** ઉદ્ધરી;
એતલિ 'પૂર્વાર્ધકથા' કહી, 'ઉત્તરાર્ધ' કહીસ્યું વળી સહી. ૩૭
**શ્રીવૃદ્ધતપોગણ** ગચ્છપતિ, **ધનરત્નસુરિંદ** નમો યતિ;
સુવિનેય તાસ **ભાનુમેરૂગણિ**, બહુકૃપા લહી તે પૂજ્યતણી. ૩૮
**માણિક્યરત્ન** વાચક વરો, લઘુ બંધવ તસુ **નયસુંદરો**;
જુ સભા સુજન(ની) આજ્ઞા લહે ! તુ કથા ક્ષણાંતર રહી કહે ! ૩૯

---

શ્રીમાન્મેઘરાજે અતિસામાન્યપણે આ વૃત્તાન્ત વર્ણવ્યો છે. જુઓ આ૦ કા૦ મ૦ મૈ૦ ૩ જું. પાને ૩૨૪ માં:—

" રાત અંધારી વાટ ન દીસે, પ્રગટ કરે દમયન્તી;
" તિલક અનોપમ સરિજસરખું, તેણે વાટ દીસંતી. ૬
" ગજમદગંધે ભમરે વીંટયો, કાઉસગિ છે મુનિ એક;
" નિષધનરેસર સવિપરિવારે, વાંદે ધરી વિવેક. ૭
" કોશલનગરે આવ્યા નરવર, વર્ત્તે ધર્મ અપાર; " ૮

૧ જોતિષીએ. ૨ ઘેરેઘેરે. ૩ પ્રત્યંતરે "સમ્મદવતી." ૪ વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, શિશિર અને હેમંત એ ૭ ઋતુ.

ગ્રંથ નલાયનનુ ઉદ્ધાર, નલચરિત્ર નવરસ ભંડાર;
કવિ નયસુંદર સુંદરભાવ, એતલિં હુવો અષ્ટમ પ્રસ્તાવ. ૪૦

ઇતિ શ્રીકુબેરપુરાણે ગ્રંથ નલાયનોદ્ધારે નલચરિત્રે ભૈમીસ્વયંવરામંડન સર્વરાજા એકત્રમલણ ઇંદ્ર (આદિ) ચતુર્નલીરૂપધરણ ભીમી વિનયકરણ, ઇંદ્રેણ દત્ત નલભર્તારપાણિગૃહણવર્ણનો નામ અષ્ટમઃ પ્રસ્તાવઃ

**इति नलपूर्वकथा समाप्ता.**



# પ્રસ્તાવ નવમો.

## अथ नलउत्तरकथा प्रारभ्यते.

(દુહા.)

હવિ નવમા પ્રસ્તાવની, કહું કથા કલ્લોલ;
શ્રીભાનુમેરૂ ગુરૂ નામ વર, મુખિ મંડિત તંબોલ. ૧
બોલું હવે ઉત્તરકથા, સજ્જન સુણજો ભાવિ;
સરસ્વતી સંભાલ કર, મુજ મુખે વસજો આવી. ૨
શ્રીસારદ સુપસાઉલિ, ઉત્તર નલ અધિકાર;
નલચરિત્ર ભૈમીતણું, સાંભલજો સુવિચાર. ૩

(ચોપાઈ.)

સુરપતિ આદે સઘળા દેવ, અમરાવતીએ પુહચિ હેવ;
મારગિ નલભૈમીની કથા, કહિતાં [1]અમૃત માને વૃથા. ૪
એટલે કલિવિષીઓ સુરપતિ, કલિ ઇતિ નામે છે દુર્મતિ;
સપરિવારિ આવે ભૂલોકિ, તિણિ સુરપતિ દીઠા સુર થોકિ.[2] ૫
સુરને [3]ગમનાગમનની વાત, [4]કલિ પૂછે સૂર [5]કહિ અવદાત;[6]

---

૧ અમૃતની મિઠાસ દમયંતીની મીઠી વાત અગાડી નકામી માનતા. ૨ દેવતાઓના ટોળાંસહિત. ૩ જવા આવવાની–ગયા આવ્યાની. ૪ કલિયુગ. ૫ કહે. ૬ કવિ ભાલણના નળાખ્યાનમાં આમાં જેમ વર્ણવ્યું છે તેમ, ઇન્દ્ર વગેરેને કલિ મળ્યો એ વૃત્તાંત સામાન્યથી વર્ણવેલો છે.

જ્યારે ભટ્ટ પ્રેમાનંદે આ બંનેથી વિપરીત, કલિકાલ, પરણ્યા પછી સ્વદેશે જતાં નળ દમયંતીનેજ વાટમાં મળ્યો એમ વર્ણવ્યું છે. જુઓ કડવું ૨૮ મું—

" વાજતે ગાજતે નળ વળ્યો, એવે કલિયુગ સામો મળ્યો;
" વરવા વૈદર્ભી નારદે મોકલ્યો, આવે ઉતાવળે શ્વાસે હળફલ્યો.

ભૈમી સ્વયંવરા અભિનવુ, ભૂતલિ એહવુ હુસે ન હવુ. ૬
નલભૈમી બે સરખી જોડી, તેહમાંહિ કિંપિ ન દીસે ખોડી;
ભૈમી અતિ ચતુરા સુંદરી, સુર છોડી નલ માનવ વરી. ૭
ઈત્યાદિક હુઇ જિમ સંકથા, સુરે સકલ ભાખી તિમ તથા;
સા નિસુણી મન અમરખ ભરિયો, કલિસુર અતિક્રોધે થરહરિયો. ૮
સુરને કહે તુહ્મે નીસત સહી, જુ ભૈમીને લાવ્યા નહી;
ન શકયા વરી ભૈમીકુંવરી, તુ ! સી ! રિદ્ધિ તુહ્માારી ખરી ? ૯
તુમ બિઠાં વરિ ગયું માનવી, એ અપકીરતી સઘળે હવી;
તુમ દેવત્વપ્રતિ ધિક્કાર ! ન હવુ કો ભૈમી ભર્તાર. ૧૦
તુમ [1]બહુ નિરબુદ્ધિની મડયા, જે એણિ અવસરિ જડ થઈ પડયા;
પણિ ન સકું હું ખમી એ વાત, કિમ [2]શૃંગાલ સિંહને દે લાત ? ૧૧
જુ નલઅંગિ આણું ખોડી, નલભૈમી નેહ નાંખું ત્રોડિ;
એ નરનારી કરૂં રેવણી, તુ જાણું એ કલિ વિષ ધણી ! ૧૨

" બેઠો મહીષ ઉપર કલિકાળ, કંઠે મનીષનાં શીશની માળ;
" કરમાં કાતું લોહશૃંગાર, શિર સગડી ધીકે અંગાર.
" જૈ વરૂં દમયન્તી રૂપનિધાન, જુએ તો મળી સામી જાન;
" કન્યાએ નળ જાણ્યો વર્યો, કલિ ક્રોધે પાછો ફર્યો.
" જો નળે પરણવા દીધો નહિ, આજથી લાગું પૂંઠે થઇ; "

કવિ ભાલણે દ્વાપર સાથે હતો તેટલું વિશેષ કહ્યું છે. જુઓ કડવું ૧૪ મું—

" સુખ પામે નર નારી અતિશે, લોકપાલની કહું વિધિ;
" દેવ વળિયા સ્વર્ગ જાવા, તેણે કલિતણી કળ કીધી.
" મળ્યો કળજુગ વાટમાં, દ્વાપર હુતો સાથ;
" બલિવૃત્રઅરિ (?) ઉચ્ચરે, કયાં જાય દ્વાપરનો સાઇ હાથ ? "

વાચક શ્રીમેઘરાજજીના અને શ્રીસમયસુન્દરજીના નળાખ્યાનો સામાન્ય વિસ્તારવાળા હોવાથી તેમાં કલિવૃત્તાંત છોડી દેવામાં આવ્યો છે.

૧ પ્ર૦ અં૦ "સહુ". ૨ શિયાળવો સિંહને લાત કેમ દઈ શકે ?

ઇતિ નિસુણી ખીજ્યા સુર સહુ, કલિ વિષમુખી નવિ બોલ્યા બહુ;
શ્રીભારતીપ્રતિં કરે સાન, કહે ભગવતી અરે અજ્ઞાન ! ૧૩

भारतीउवाच—

મુખિ [1]મ ઝંખ અતિ બંગડ બોલ, રે રે કલિ નિર્લજ્જ નિટોલ !
નલરાજા અતિપુણ્ય પવિત્ર, તિં સો દુઃખી ન થાય કપુત્ર ! ૧૪
એ બેહુ આશ્યા પુણ્યે ફળી, પુણ્યે વિઘન સવિ જાય ટળી;
નલભૈમીને પુણ્યબલ ઘણું, ચિંતિત [2]વિફલ હુસે તુજતણું. ૧૫
[3]અમરખ મેહલી એહસ્યું મૂઢ ! હું તુજ શીખ કહું એ [4]ગૂઢ;
સુપુણ્યસ્યું નવિ ચાલે પ્રાણ, એહ અસૂયા મ્હેલ અજાણ. ૧૬

कलिउवाच—

[5]વાણી વચન સુણી વિસ્મય જડિયો, કલિવિષ કલિ ક્રોધે ધડહડિયો;
વળી વચન બોલ્યો [6]વાચાળ, પાપી પુણ્યવંતનું કાળ. ૧૭
પુણ્ય પુણ્ય સહુ કો કાં કહો, કલિયુગ વચન કહે તે ગ્રહો;
ખાઓ પીઓ સહુ કરો વિલાસ, પરભવની કો મ કરો આસ ! ૧૮
વ્યસન[7] સાત સેવો મન રંગે, મ બીહો પાપતણે પરસંગે;
ગાવો વાઓ ને નિરખો નાચ, જે દૃષ્ટે દીસે તે સાચ ! ૧૯
અદૃષ્ટ ફલ સઘળું તે ફોક, રખે લહો જે છે પરલોક;
જપતપધ્યાને મ દુહવો દેહ, કલિ કહિ[8] સાચુ નાસ્તિક એહ ! ૨૦

---

૧ વગર સમજ્યું જેમ તેમ ન બક્યા કર. ૨ નકામું-ફોકટ. ૩. ઇર્ષ્યા. ૪ ગુહ્ય શીખામણ. ૫ સરસ્વતીના. ૬ બહુ બોલો.
૭ શ્રીસમયસુન્દરકૃત નળદવદંતી રાસે, દ્વિતીય ખંડે, પ્રથમ ઢાલે—
"દ્યૂત (૧) માંસ (૨) વેશ્યા (૩) સુરારે (૪), પારધી (૫) પરદારો (૬);
"ચોરી (૭) વ્યસન સાતે પ્રચારે, દુરગતિના દાતારો.
ઉધ્ધારો—"દુરગતિના દાતારરે સાતે, પર જાયેં છમ્મિં વ્યસનનિ વારે;
"ભીખ માગીજે દિવસે જાતે, પિંડ ભરાવે પાપને ખાતે."
૮ કહે.

દાન પુણ્યથી રહો વેગળા, સીખો કૂડ કપટની કળા;
માનો [1]મદનતણી વળી આણ, ફળ લ્યો એક દેહનું સુજાણ! ૨૧
ઇતિ ગતિ ચાલે તે કલિમિત્ર, પુણ્યવંત તે કલિનું શત્રુ;
'પુણ્યશ્લોક' કીર્તિ નલ લહે, તે સુણતાં કલિ ભડકે દહે. ૨૨

( ઇન્દ્રવજ્રાછન્દ. )

" दाता [1]दरिद्री कृपणो धनाढ्य[2]:,
पापी चिरायु[3]: सुकृतिर्गतायु[4]:;
कुलीनदासो[5] अकुलीनराज्यं[6],
कलौयुगे षड्गुणमाश्रयन्ति.[2] ॥ १ ॥"

તે ભણી મૃત્યુલોકે જૈ વસી, જો એ નલને મેહલે કસી;
તો સહી કલિનો સાચો પ્રાણ, નહિ તુ લહેજો સદા અજાણ! ૨૩
ઇતિ દુર્વચન કલિનાં સુણી, [3]પુનરપિ કથન ભારતી ભણી;
भारतीउवाच—
રે રે દુષ્ટ હૃદય પાપિષ્ટ! ઇતિ ભાષિત મત ભાખિ અનિષ્ટ. ૨૪
જે જગદીસેં [4]પ્રવચને કહિયાં, સદાકાળે તે સાચાં લહિયાં;
મૂરખ! જો કિમ નહીં પરલોકિ, એક સુખી ને એક સશોક. ૨૫
પાતિક[5] પુણ્ય પટંતર માનિ, એક બધિર[6] એક સાંભલે કાનિ;

---

૧ કામદેવની આજ્ઞા. ૨ દાનેશ્વરી છતાં દરિદ્રી, કૃપણ છતાં ધનવાન્, પાપી છતાં લાંબા આયુષ્યવાળો, સુકૃત્ય છતાં ટુંકા આયુષ્યવાળો, કુલવાન્ છતાં દાસ, (અને) હીનકુલે છતાં રાજ્ય, આ છ બનાવોં ( તાત્વિકપણે જો કે કલંકરૂપ છતાં કલિકાલના પ્રભાવથી ) કલિકાલમાં ગુણરૂપે લેખાય છે. ૩ ફરીને ભણી=બોલી. ૪ જૈન—આગમોની અંદર જિનરાજે જે પાપપુણ્યનાં ફળ કહ્યાં છે તે સત્યજ છે. ૫ પાપ પુણ્યમાં. ૬ બ્હેરો.

એક *વિલોચન સુનયન એક, એક અજ્ઞાની એક સુવિવેક. ૨૬
રાજલીલા એક ભોગવે ખરી, એક આગલિથી ધામે તુરી;[1]
પૂરવ પુણ્ય-પાપના યોગ, દેખે પરગટ [2]જુજુઆ પ્રયોગ. ૨૭
નાસ્તિકમત કુણ થાપી સકે, સુરપતિ ધર્મધુરંધર થકે;
જુ સુરપતિ સાંભળશે વાત, તુ વજ્રૈં કરસ્યે ઉપઘાત. ૨૮
રે મુરખ ! આણી ચેતના, બોલ બહુ મન ધર હેતના;
[3]મુધા મ કર નલનૃપસ્યું દ્વેષ, તિહાં તાહરું નહીં ચાલે રેષ. ૨૯
દુર્મતિ ! મ્હેલી કઠુપતાપણું, સુરને મ કર વિડંબન ઘણું;
સ્વયંવરા [4]અતિ શોભાવવા, નલભૈમીને વર આપવા. ૩૦
પાઉધાર્યા હુતા સુર તિહાં, કૌતુક નિરખી આવ્યા ઈહાં;
ઇમ તેં કૂડું સ્યું સાંભળ્યું ? જે ભૂંડે મુખે ભૂંડું [5]લવ્યું. ૩૧
નલનું ક્ષત્રી-ધર્મ[6] આકરૂ, શીલ [7]વહ્નની ભૈમીનું ખરૂં;
તેમાં તુજ સરિખા કુલહીન, [8]સલભ થઇને બલસ્યે દીન. ૩૨
ખડગધાર [9]મધુલિપ્ત જિસી, એ વિદર્ભ તનયા છે ઈસી;
નલ વિણ જે વંછે તસ સંગ, ખંડોખંડ થાય તસ અંગ. ૩૩
ઇતિ ભારતીવચન સાંભળી, મુરખ કલિ ઊઠ્યો કલમલી;[10]

કલિરુવાચ—

તું વાચાલિ સરસ્વતી ! વળી, નલ વર્ણન કરવા સાંપડી. ૩૪
અહો અહો ! નિરખું ગતિ વામ, દેવ કરે [11]વૈતાલિક કામ !

* આંધળો. ૧ ઘોડો. ૨ જુદાજુદા. ૩ દ્વેષ. ૪ પ્ર૦ અ૦ "પ્રતિ".
૫ બોલ્યો, લવારો કર્યો. ૬ પ્ર૦ અ૦ "બગ". ૭ શીળરૂપી અગ્નિ.
૮ પતંગિયું. 'શલભ'. ૯ મધથી ચોપડી રાખેલ તરવારની ધાર
ચાટવા જતાં મધ સ્વાદ જેવા જાય છે જીભ કપાતાં પ્રાણની હાનિ
થાય તેવી. ૧૦ પ્ર૦ "કળમળી." ૧૧ ભાટ ચારણો જેવા બિરદાવલી
બોલનારા કે જે હવે ટીપ કરવા મંડ્યા છે. દેવોની એવી વાણ-
ઊઠી અને કહેલી ભાવ ચેતનામાં આવે છે.

સ્તવના ધ્યાન કીટની[1] કરી, સુરને ત્રપા અણાવે ખરી. ૩૫
ઉચિત નહિ વર્ણવવા સોય, સુરને અર્થ હાનિકર હોય;
રત્ન-ચોર વૈરી-પર્ષદા, તેહનું નામ ન લીજે કદા. ૩૬
હવે કલિકાલી નલ જુ કુપ્યુ, તુ જાણે થોડેરૂં તપ્યુ;
ઘણું કહી શું દાખું મુખેં, જાણીસે જુ રહસે સુખેં. ૩૭
આજથિકુ નિશ્ચે કરી કહે, મહાવૈર નલસ્યું કલિ વહે;
સુર-માનવ-દાનવ કલિથિકે, જોઈસિ જુ કો રાખી શકે! ૩૮
હૃત સર્વસ્વ રાજગુણ ભ્રષ્ટ, નિજ નારી નિર્વાહ લહિ કષ્ટ;
વનિ મેહલી એકલી કઠોર, જો નાશી જાય જિમ ચોર. ૩૯
ક્ષુધા તૃષાતુર દ્વેષી લોક, ધૈર્ય વિવર્જિત ઘણો સશોક;
કાયર રૂદન કરંતો ભમે, કીરતિ સઘલી એની ગમે.[2] ૪૦
જુ નલ મ્હેલું એહવુ કરી, તુ જાણજો પ્રતિજ્ઞા ખરી;
નહી તુ લહેજો [3]સરડો સદા, રખે વચન એક માનો કદા! ૪૧
देवउवाच—
ઈસિયાં વચન કલિનાં અવિવેક, સુણી દેવ બોલ્યા થઈ એક;
[4]સામ વચન પ્રીછવવા તાસ, કલિ! [5]મુધા તું મેલ્હ [6]વિખાસ. ૪૨
કિસી રીસ કૂડી એ ઘણી, નિષ્કારણ વૈરી સ્યા ભણી?
[7]આપે અંધતણી પરિ થઈ, કાં ઉનમારગે વિચરે લઈ (સઈ)? ૪૩
જુ પણિ સ્વયંવરેં સુર ગયા, ઉત્સવ નિરખી હર્ષિત થયા;
લહી સંતોષ વલ્યા સવિયોધ, તુ તુઝનેં નલશું શું ક્રોધ? ૪૪
સ્ત્રી વા પુરૂષ યુવા વા વૃદ્ધ, ધન વિહીન વા હુયો સમૃદ્ધ;
સઘલે સહી આચાર પ્રધાન, અનાચાર કહીં ન લહે માન. ૪૫
જે આચારેં વડા ગુણવંતા, તેહનુ પક્ષ કરે (સુર) દેવતા;

---

૧ कीटक (?) ભાટોની માફક સ્તવના કરતાં દેવોને ત્રપા-લજ્જા અણાવે છે. ૨ પ્ર૦ "યશ કીરતિ સઘલી નિર્ગમે." ૩ ધૂતારો, ઠગારો. 'सरंड'. ૪ શાંત કરવાવાળાં. ૫ નાહક. ૬ ક્લેશ. ૭ પોતે.

નલ-દમયંતી [1]વિશદાચાર, એહનુ યશ ભાખે સંસાર. ૪૬
જે નિશ્ચલ ગુણરાગી સદા, સજ્જન સાથિં કપટ નહીં કદા;
સુખે સુવે સો [2]વિભુતાવંત, કહીએ પામર અવર અસંત. ૪૭
કપૂર કાળું નુહિ કહીં, ચંદન ઉષ્ણ કહીં કો નહીં;
દૂધમાંહી નુહિ[3] પૂતરા, તિમ સજ્જન તે સજ્જન ખરા ! ૪૮
શીલવતી દમયંતી ભણી, સત્ય પ્રતિજ્ઞાનુ નલ ધણી;
તેહના ગુણ બોલતાં ખિચ્ચાર, કહે તુઝ મત્સર કિસ્યું ગમાર ? ૪૯
એ ધર્મજ્ઞ [4]કૃતજ્ઞ વિશેષ, એહને કેહિસ્યું નહી વિદ્વેષ;
તે નલ સાથે વૈર તું વહે, કાંઈ ! આપ આપોપું દહે ? ૫૦
સમુદ્ર જિમ ગંભીર અપાર, નલ ગુણ રયણતણુ ભંડાર;
[5]ટિટ્ટિભીની પરે સોષણ તાસ, તે આરંભિયો દીસે દાસ. ૫૧
કર્યો પરિશ્રમ એ થાયે ફોક, તો ઉપહાસ કરે સવિલોક;
તેહ ભણી નલસ્યું મત્સર મેલ્હ, ક્રૂર કલિસુર ! કથન મ ઠેલ. ૫૨
ઇતિ પ્રસન્ન ગંભીર વચન્ન, સાંભલી સુરનાં સો દુર્જન્ન;
[6]ક્રોધાનલેં પ્રજ્વલ્યો અપાર, [7]કરાસ્ફોટ કીધુ ત્રિણવાર. ૫૩

कलिप्रतिज्ञा—

સાભિમાન ઊઠયો ઊછળી, ઇતિ કલિ [8]કરિ પ્રતિજ્ઞા વળી;
નલનિં કાઢયા વિણ જો સહી, સ્વર્ગ ઠામે કલિ આવે નહી ! ૫૪
[9]અનર્થ શંકા આણી હેવ, વળતું વચન ન બોલ્યા દેવ;
[10]ખીરપાને અતિવિષ હુએ નાગ, કુપે સુશીખે અધમ અભાગ. ૫૫

---

૧ પવિત્ર આચારવાળાં છે. ૨ પ્ર૦ "સુખી સોઇ સો વિગુણવંત, કહિયે પાપી મેથિ અસંત." ૩ નહિ, ન હોયે. ૪ કર્યા ગુણોના જાણનાર. ૫ ટીટોડીની પેઠે. ૬ પ્ર૦ "ક્રોધાકુલ" ૭ ત્રણ વખત તાલોટા બજાવીને. ૮ કરે. ૯ નઠારૂં પરિણામ આવવાની શંકાને લીધે. ૧૦ દૂધ પાવાથી સાપ ઘણા ઝેરવાળો થાય છે.

સુર સહુ સાખ પ્રતિજ્ઞા કરી, નિઃકારણ નલ નૃપનું અરિ[1];
સુર કલિ કોપ ઘણો મન ધરી, [2]મૃત્યુલોકિં પુહુતુ મત્સરી.૫૬

[ इति देवकलि संवाद.

[3]આર્યાવર્ત દેશમાંહિ ગયો, સપરિવારિં તિહાં જઈ રહ્યો;

---

૧ કારણ વિના નલ નૃપનો અરિ=શત્રુ થયો. ૨ માનવલોકે.

૩ અહીં વાચક શ્રીમેઘરાજજીના અને શ્રીસમયસુન્દરજીના નળદમયંતી, તથા નળદમયંતી રાસાઓમાં નીચલી બે વાતો વિશેષ છેઃ—

" રાજ કરંતા નિષધને, દેશે ન ઇતિ લગાર;
" દેવગુરૂધર્મ સાચવે, સુખીઆં વરણ અઢાર. ૧
" એક દિન નરપતિ ચિંતવે, એ સર્વ પુણ્ય પ્રમાણ;
" રાજ અનોપમ ભોગવું, સવિ માને મુજ આણ. ૨
" એમ વિમાસી મુનિ થયો, થાપ્યો **નળ** નિજ પાટ;
" ચોથે આશ્રમે રાયની, વંશ ઇખા(ક્ષા)ગાં વાટ." ૮
" રાજ પાળે **નળ** નય કરી, વરતે આણ અખંડ;
" રાય રાણા સેવા કરે, દેતાં બહુળા દંડોરિ. ૧
" અન્યદા મંત્રી પૂછિયું, આજ અમારી આણ;
" કોણ ભૂપતિ માને નહિ, ભોળા ભમે અજાણોરે. ૪
" મંત્રી કહે આણા તુમતણી, માને નહિ **કદંબ**;
" તે રાજા જીતેથકે, જસ વાધે અવલંબોરે. ૫
" કટક સજાઇ લેઇ ચઢયો, માંડે ઝૂઝ અવિલંબ;
" **નળ** જીત્યો પુણ્યે કરી, ભાગો રાય **કદંબોરે.**" ૮

[ શ્રી આ૦ કા૦ મ૦: મૌ૦ ૩ જું. પાને ૩૨૪–૨૫–૨૬. વાચક શ્રીમેઘરાજકૃત નળદમયંતી રાસે. ]

" નિષધરાય અવસર નિપુણ, **નળને** દીધો રાજ;
" **કુબ્બર** યુવરાજા કીઓ, આપ કરે ધર્મ કાજ.
" દીક્ષા લેઇ રૂડીપરિં, પાલી પંચાચાર;

ધર્મવંત દીઠો સવિ લોક, સુખી સદા મુદ મુદિત [1]અશોક. ૫૭
[2]આરય લોક વસે સહુ કોય, નથી કુવાસ અનારય જોય;
તે દેખી કલિ ચિંતે તિસેં, એહસ્યું સી [3]પરિવિગ્રહ હુસે. ૫૮
પુણ્યવંત પોતે એ રાય, તેહસ્યું આણુ કિસી પરિ થાય !
તો થિર થઇ રહું ઇણે ઠાય, જોઈ છિદ્ર [4]છલું નલરાય. ૫૯
[5]પરિકરનેં કહિ પાછા વહુ, તુમો જઇ નિજ થાનકી રહુ;
કલિ રહસ્યે નરલોકેં સહી, નિપધનયરિ આવ્યુ ઇમ કહી. ૬૦
ત્રિવટે ચાચરે ને ચઉવટે, [6]અટન કરિ મત્સર સામટે;
[7]નગરિમાંહિ ફિરે નિતમેવ, [8]વિરટતણી પરિ ફિરિ કુદેવ. ૬૧
પેખિ સત્વવંત સહુજન્ન, એક કરિ નિતુ જીવયતન્ન;
[9]દાનસૂર દીસે તિહાં ઘણા, ધર્મ ન છંડે કો આપણા. ૬૨
[10]પરમેશ્વર પૂજા ત્રણિવાર, [11]જિનહરિ ઉત્સવ સદા અપાર;
[12]સત્તરભેદ પૂજા શોભતી, ધજારોપ મંગળ આરતી. ૬૩

---

" તપ જપ કરી અતિ આકરો, પુહતો સરગ મઝારિ.
" નળરાજા થાપ્યો નવો, પાળે રાજ અખંડ;
" પુણ્ય પ્રમાણે ભોગવે, ભરતતણા ત્રિણ ખંડ.
" નામ કદંબ નરેસરૂ, તેજ પ્રતાપ પ્રચંડ;
" નળ આણા નવિ માનતો, તે ભાજ્યો ભૂજદંડ. "

[ શ્રીસમયસુન્દરકૃત નળદમયંતી રાસે બીજે ખંડે, પ્રથમ ઢાલે. ]

૧ પ્રસન્ન મન-શોકરહિત. ૨ આર્ય, પવિત્ર આચરણવાળાં. ૩ યુદ્ધ. ૪ ઠગું. ૫ પરિવારને કહે પાછા વહો-વળો અને દેવલોકમાં જઇ પોતાને થાનકે રહો. ૬ રખડે, ફરે. ૭ પ્ર૦ "નગરીમાંહિ નિરંતરમેવ" ૮ પ્ર૦ "ચરટતણી પરિ ફિરિ કુદેવ." ૯ દાન દેવામાં શૂરા-જબરા. ૧૦ સવાર-બપોર-સંધ્યાએ. ૧૧ જિનહરે, જિનચૈત્યે. ૧૨ ન્હવણ ૧, ચંદન વિલેપન ૨, વસ્ત્રયુગલ (મતાંતરે નેત્ર-ચક્ષુયુગલ) ૩, સુગન્ધ ચૂર્ણ-વાસપૂજા ૪, પુષ્પપૂજા ૫, પુષ્પમાળા ૬, પુષ્પઅંગરચના ૭,

પ્રવચનસૂત્ર પાઠ સજઝાય, પભણિ અહિનિશિ મુનિવરરાય;
શીલ તપોભાવના વિવેક, વિનયાદિક ગુણયુક્તા અનેક. ૬૪
એવં વિધ જે નગરીમધ્ય, [1]વસિ લોક સહુ પુણ્ય પ્રસિદ્ધ;
નહિ અધર્મીતણું પ્રવેશ, રહી ન શકે પાપી લવલેશ. ૬૫
ઇતિ જાણી રહી ન શક્યો તિહાં, પુહુતુ કલિયુગ પુરવન[2] જિહાં;
દીઠું વૃક્ષ [3]વિભીતક ઠામ, તિણી તરૂવરિ કીધો વિશ્રામ. ૬૬
કલિયુગ કૂડો છે જેહવું, મિલ્યું ઠામ તેહને તેહવું;
જો જો સરિખા સરિખ્યું મિલિઉં, દૈવતણું તિહાં દૂષણ ટલિઉં. ૬૭

( ગાથા છંદ. )

छारसु मिले धूली, धूली तह मिले कच्चरि सरिस्स;
सुणहस्स हड्डखंडं, सरिसा [4]सरसेण रच्चंति. ६८
[5]हे कारिल्ल अणज्जे ! चडि मा लिंबंमि पायवे कडूए !
अहवा न तुज्झ दोसो, सरिसा [6]सारिसेण रच्चंति[7]. ६९

વાયસની પરિ બેહિડે રહે, વૈર વડું નલનૃપશું વહે;
અહિનિશિ છિદ્ર જોઈ ભૂપનાં, એ લખ્યણ દુર્જન રૂપનાં. ૭૦

---

ચૂર્ણ ૮, ધ્વજારોપણ ૯, આભૂષણ ૧૦, પુષ્પગૃહ ૧૧, પુષ્પમેધ-વર્ષણ-વૃષ્ટિ ૧૨, અષ્ટમાંગલિક ૧૩, ધૂપ ( મતાંતરે ધૂપ-દીપપૂજા ) ૧૪, ગીતગાનાદિ ૧૫, નાટિક-નૃત્ય ૧૬, વાદ્ય-વાજિંત્ર ૧૭, આ પ્રમાણે ૧૭ પ્રકારે.

૧ વસે. ૨ નગરના ઉદ્યાનમાં. ૩ બહેડાંનું ઝાડ. ૪ પ્રતિઅંતરે "सरिसे हिं रच्चंति" ૫ પ્ર૦ અ૦ "रे हल्लि गिहिल्लि कारिल्लि, मुक्खि मा चडसि पावए लिंबे." ૬ પ્ર૦ "सरिसे हिं रच्चंति." ૭ રાખોડીની સાથે ધૂલનો, અને ધૂલનો પોતાના સરખા કચરાની સાથે મેલાપ થાય છે, કૂતરો હાડકાંના ખંડોમાં રતિ પામે છે, સરખા; સરખાઓની જોડે આનન્દ માને છે. હે અનાર્ય કારેલા ! તું કડુ લિંબડે ન ચઢ ! અથવા આ તારો દોષ નથી, કારણ સરખા સરખાની સાથેજ રતિ પામે છે.

એક છત્ર નલનૃપની આણ, પેખી સઘળે હવુ હેરાણ;
તેણિ વનિ [1]સાઠિસહસ રહિયો વર્ષ,પણ પૂરણ ન હવુ તસ હર્ષ.૭૧
નલમહારાય ભોગવે લીલ, પુણ્યશ્લોક પવિત્ર સુશીલ;
સંતતિની પરિ પાલે પ્રજા, પુણ્યતણી બહુ બાંધી ધજા. ૭૨
દુર્વિનીતને સિખ્યા દિયે, ન્યાયધર્મ સાચુ તસ હિયે;
તેણિ ત્યજીય જે હુયે દુષ્ટ, પરિ જિમ અહિ[2] ડકયો અંગુષ્ટ. ૭૩
વિનયવંતનુ પાલક વીર, સ્વપર દોષગુણ જાણ ગંભીર;
ભીમકાંત ગુણિ કરી સુરમ્ય, જનને ભયંકરો અતિગમ્ય. ૭૪
ધીર લલિત કુળ શીલોપેત, સ્વધર્મચિંતા કરણ સચેત;
[3]નિત્યેં ધર્મ–અર્થ ને કામ, તુલ્યભાવ રાખે ત્રણિ ઠામ. ૭૫
ઈહિ ભવનાં ફળ અંગિં ધરે, પરભવથી મનમાંહિ ડરે;
વિદ્યા ચૌદ વિસારદપણે, રિપુ ષટ્‌વર્ગ સુ વસે જેહતણે. ૭૬
પ્રભુત્વ(૧) મંત્ર(૨) ઉચ્છાહ(૩) રવિં(૪) ભક્તિ, એહથી ઉપની ચ્યારિ શક્તિ;[4]
[5]તેહસ્યું નૃપ પણિ પાલે રાજ, પરિજન સેવ કરે [6]નિર્વ્યાજ. ૭૭

---

૧ સાઠ હજાર વર્ષ તે વન–ઉદ્યાનમાં કલિ રહ્યો. ભટ્ટ પ્રેમાનંદે હજાર વર્ષ અને કવિ ભાલણે માત્ર બાર વર્ષજ કલિને રખડવાના જણાવ્યા છે. જુઓ—

" નગર પૂંઠે ફેરા બહુ ખાય, સન્ત આગળ પ્રવેશ ન થાય;
સહસ્ર વર્ષ વહીને ગયાં, દમયન્તીને બે બાળક થયાં." પ્રે૦ ક૦ ૨૮

" કાર્ય કરવા કલિ ઉભો, લાગ નવ લહેવાય;
બાર વર્ષ એમ વહી ગયાં, મનોરથ સિદ્ધ ન થાય." ભા૦ ક૦ ૧૫

૨ સર્પ. ૩ પુરુષસ્ય ધર્માર્થકામલક્ષણસ્ત્રિવર્ગઃ ૪ પ્ર૦ અં૦ "પ્રભુત્વ (૧) મંત્ર (૨) ઉચ્છાહ (૩) વિભક્તિ, એહથી ઉપની ત્રણિ શક્તિ;" જુઓ પાને ૧૭૭માં ગાથા ૨૫ મીનું ત્રીજું ચરણ. ૫ પ્ર૦ "તેહસ્યું નૃપ પાલે નિજરાજ" ૬ નિકપટ. બદલાની આશાવિના.

સ્વામી[1] મંત્રી[2] મિત્ર[3] ઉદાર, દેશ[4] દુર્ગ[5] બહુબળ[6] ભંડાર[7];
એ સપ્તાંગ રાજાનાં કહિયાં, નળમહારાય રાજિ તે લહિયાં. ૭૮

सेनाविचार—

એક હસ્તી એક રથ સુવિચાર, પાયક પંચ ત્રણિ અસ્વાર;
એટલે એક પત્તિ કહિવાય, એ સવિ ત્રિગુણી સેના થાય. ૭૯
ત્રિહું સેનાયે સેનામુખ જોઇ, ત્રિહું સેનામુખિં ગુલ્મજ હોઇ;
ત્રિહું ગુલ્મે વાહિની વિચાર, ત્રિહું વાહિનીએ પૃતના સાર. ૮૦
ત્રિહું પૃતનાએ ચમૂ એક કહી, ત્રિહું ચમૂએ અનીકિની લહી;
એણી દશે એક અક્ષૌહિણી, સા જેહનિ દલિ[1] દીસે ઘણી. ૮૧

एतदेवाहुः कालिकालसर्व(ज्ञ) श्रीहेमचन्द्राचार्यपादाः अभिधानचिन्तामणिनामकोषे—

( अनुष्टुभूवृत्त. )

" *एके भैकरथाअश्वा, पत्तिः[1] पञ्च पदातिका;
" सेना[2]-सेनामुखं[3]-गुल्मो[4]-वाहिनी[5]-पृतना[6]-चमूः[7] ॥१॥
" अनीकिनी[8] च पत्तेः स्यादि भाद्यैस्त्रिगुणैः क्रमात्;
" दशाऽनीकिन्योऽक्षौहिणी[9], सज्जनं तु परीक्षणम्× ॥२॥"

आसां विवरणङ्काऽपि यथा—

"એક (૧) હસ્તી એક (૧) રથ ત્રણિ (૩) અશ્વવારાઃ પાંચ પાયક ઇતિ પત્તિ." ૧

---

૧ લશ્કરમાં અર્થાત્ નળના સૈન્યમાં આવી ઘણી અક્ષૌહિણી સેનાઓ છે.

* [ एके भैकरथाऽश्वा स्यात्, ] × [ सज्जनं तूऽपरक्षणम्. ]

"ત્રણિ (૩) હસ્તિનઃ ત્રણિ (૩) રથાઃ નવ (૯) અશ્વવારાઃ પન્નર (૧૫) પદાતયઃ ઇતિ સેના." ૨

"નવ (૯) હસ્તિનઃ નવ (૯) રથાઃ સત્તાવીસ (૨૭) અશ્વવારાઃ પંચતાળીસ (૪૫) પદાતયઃ ઇતિ સેનામુખ." ૩

"સત્તાવીસ (૨૭) હસ્તિનઃ સત્તાવીસ (૨૭) રથાઃ એકાસી (૮૧) અશ્વવારાઃ એકશત પાંત્રીસ (૧૩૫) પદાતયઃ ઇતિ ગુલ્મ." ૪

"એકાસી (૮૧) હસ્તિનઃ એકાસી (૮૧) રથાઃ બસેં ત્રિતાલીસ (૨૪૩) અશ્વવારાઃ ચ્યારસિં પાંચ (૪૦૫) પદાતયઃ ઇતિ વાહિની." ૫

"બિસેં ત્રિતાળીસ (૨૪૩) હસ્તિનઃ બિસેં ત્રિતાલીસ (૨૪૩) રથાઃ સાતસેં ઓગણત્રીસ (૭૨૯) અશ્વવારાઃ બારસિં પન્નર (૧૨૧૫) પદાતયઃ ઇતિ પૃતના." ૬

"સાતસિં ઓગણત્રીસ (૭૨૯) હસ્તિનઃ સાતસિં ઓગણત્રીસ (૭૨૯) રથાઃ બિ સહસ એકસુ સત્યાસી (૨૧૮૭) અશ્વવારાઃ ત્રણિ સહસ છસિં પંચતાલીસ (૩૬૪૫) પદાતયઃ ઇતિ ચમૂ." ૭

"બિ સહસ એકસુ સત્યાસી (૨૧૮૭) હસ્તિનઃ બિ સહસ એકસુ સત્યાસી (૨૧૮૭) રથાઃ છ સહસ પંચશત એકસઠિ (૬૫૬૧) અશ્વવારાઃ દશસહસ નવશત પાંત્રીસ (૧૦૯૩૫) પદાતયઃ ઇતિ અનીકિની." ૮

"એકવીસ સહસ આઠસિં સિત્તિર (૨૧૮૭૦) હસ્તિનઃ એકવીસ સહસ આઠસિં સિત્તિર (૨૧૮૭૦) રથાઃ પાંસઠિ સહસ છસિં દસ (૬૫૬૧૦) અશ્વવારાઃ એક લાખ નવસહસ ત્રણસિં પંચાસ (૧૦૯૩૫૦) પદાતયઃ ઇતિ અક્ષૌહિણી." ૯

| હાથી. | રથ. | અશ્વ. | પાળા. | નામ. |
|---|---|---|---|---|
| ૧ | ૧ | ૩ | ૫ | પત્તિ. |
| ૩ | ૩ | ૯ | ૧૫ | સેના. |
| ૯ | ૯ | ૨૭ | ૪૫ | સેનામુખ. |
| ૨૭ | ૨૭ | ૮૧ | ૧૩૫ | ગુલ્મ. |
| ૮૧ | ૮૧ | ૨૪૩ | ૪૦૫ | વાહિની. |
| ૨૪૩ | ૨૪૩ | ૭૨૯ | ૧૨૧૫ | પૃતના. |
| ૭૨૯ | ૭૨૯ | ૨૧૮૭ | ૩૬૪૫ | ચમૂ. |
| ૨૧૮૭ | ૨૧૮૭ | ૬૫૬૧ | ૧૦૯૩૫ | અનીકિની. |
| ૨૧૮૭૦ | ૨૧૮૭૦ | ૬૫૬૧૦ | ૧૦૯૩૫૦ | અક્ષૌહિણી. |

( ચોપાઈ. )

ઇમ તસુ સૈન્ય ન લાભે પાર, સેવે સદા સબલ ઝૂઝાર;
પ્રબલ છત્રપતિ રાય અનેક, અહનિશિ સેવ કરિ સુવિવેક. ૮૨
જેહને રાજિ ન કોઇ વિકાર, નહીં [1]આતંક ને તિલગાર;
[2]નિરાયાસ [3]નિરામયપણું, ઇણિ પરિ રાજ કરે આપણું. ૮૩
વળી [4]વિશેષે વિદર્ભિયે, નલનૃપ રાજ સબલ શોભિયે;
તે તે વેષ કલા વિજ્ઞાન, દાખે સા દાક્ષણી પ્રધાન. ૮૪
પ્રાણિગૃહણ દિવસથી મુદા, વિયોગ તે બેહુને નહીં કદા;
દોલા કેલી શ્રવણ સંગીત, પુષ્પાવચય ખેલે એ કવીત્ત. ૮૫
આગેં દિલપાલે વર દીધ, સૂર્યપાક રસવતી પ્રસિદ્ધ;
જલ પાવક આવે ઈકઠાય, [5]સૂર્યતાપિ રસવતી [6]પચાય. ૮૬
ઇણિ પરિ નીપાઇ રસવતી, ભૈમીને [7]ભોજન ભૂપતિ;
અતિહિં સરસ આપે કેળવી, નિત્યે ભુંજાઇ[8] નવનવી. ૮૭

---

૧ પીડા–દુઃખ. ૨ શ્રમ નહિ આપનાર. ૩ રોગ રહિત. ૪ પ્ર૦ “વિશેષતર” ૫ પ્ર૦ “ઇચ્છાયિ” ૬ બનાવાય, પકાવાય. ૭ પ્ર૦ “ભોજનેં ભાવતી.” ૮ બનાવે, પકાવે.

જે દેવે દીધું વર વળી, જેહથી પૂગી મનની [1]રૂલી;
ભૈમીને દો સંતતિ હોય, એક પુત્ર એક પુત્રી જોય. ૮૮
તિણિ સંતતિ સજ્જન-હરખીયે, પ્રબલ દાન યાચક દીજીયે;
નલનૃપ ઉત્સવ મંડે ઘણું, કહિતાં પાર નહીં તેહતણું. ૮૯
ઠામિ ઠામિની આવે ભેટિ, રાજા ભિમણી વાળે નેટિ;
ધવલમંગલ સોહા(ગ)સણી ગાય, ઠામિ ઠામિ તોરણ બંધાય. ૯૦
ઉત્સવ કીધા દિન એકવીસ, પૂગી સહુ મનતણી [2]જગીસ;
કુલાચાર સુપરિ સવિ કીધ, ઇન્દ્રસેન અભિધાન તસુ દીધ. ૯૧
ઈન્દ્રસેના કુમરીનું નામ, બેહૂબાળ વાધેં ઉદ્દામ;
સર્વસુલક્ષણ સોભે સોય, રાજ સુહાવે બાળક દોય. ૯૨
તે તેને મંગલ કલ્યાણ, નલ-ભૈમીનિં ઉદય મંડાણ;
દેખી મનિ કલિજુગ પરજલિ, રતિ જિમ જલદિ જવાસુ બલિ. ૯૩
રતિ વસંત એહવે આવીઓ, ચતુર લોકની મનિ ભાવીઓ;
પુષ્પત ફલીત હવી [3]વનરાજિ, રહે શશિ રતિ નિજ મનસ્યું લાજિ.
પસરિયો મલયાચલ વનવાય, મંજુરિયાં અંબ સદલ સછાય;
સ્વર પંચમ કોકિલા આલવિ, [4]મધુકર તાસ સરતિ પૂરવિ. ૯૫
અભિનવ કેલી કરે દંપતિ, ઈણે સમે નલ-દમયંતીસંતી;
પ્રમોદ ભરિ મધુ ખેલન કામિ, સપરિવારિ આવ્યું [5]આરામિ. ૯૬
કુસમ કેલિ જલક્રીડા સાર, દોલા કેલિ કરે મનોહારિ;
[6]કેલિહરા રચીયાં અતિ રમ્ય, તિહાં રાજા બેહુ અભિગમ્ય. ૯૭
વસન્તપૂજા કરી સુવિવેક, દીયાં દાન ગાયક અનેક;
સન્ધ્યા [7]સમુ હવું એતલિં, [8]વૈતાલિક બોલ્યાં તેતલિં. ૯૮

---

૧ આશા. ૨ આશા. હોંશ. ૩ વનસ્પતિ. ૪ ભમરા. ૫ બગીચે, ઉદ્યાનમાં. ૬ કેલના ઘરો, માંડવા. ૭ સમિ, સમે, સમયે-વખતે. ૮૬ ભાટચારણાદિક.

ડાહડહિતી ડમરૂક ડાહતી, ગહિગહિતી અંબરિ [1]ગાહતી;
નળમહારાય દમયન્તી સતી, સા પ્રસન્ન તુમ્હે સન્ધ્યાવતી. ૯૯
સાયંકાળ લહી ક્ષતિધણી, સન્ધ્યાકૃત્ય કરેવા [2]ભણી;
વેગિં ચરણ પખાળે ધીર, રન્ધ્ર [3](રન્ધ્ર) અંગુલી ન છાંટ્યું નીર.
कलिप्रवेश—
ઇતિ નૃપછિદ્ર લહી લવલેશ, કલિ; નલઅંગિ કરે પરવેશ;
ઈત્યાદિક દેખીને છિદ્ર, છલે મનુષ્યપ્રતિ સુર ક્ષુદ્ર. ૧૦૧

( यतः–स्रग्धरावृत्त. )

सम्यक्शोचेन हीनं क्षतविवशतनुं मुक्तकेशं हसन्तम्,
निष्ठीवन्तं रुदन्तं मदनपरवशं जृम्भमाणं स्खलन्तम्;
भीतिभ्रान्तं विवस्त्रं परिकलितरुषं लङ्घितोऽच्छिष्ट धान्यं,
छिद्रं लब्ध्वा विशन्ति ध्रुवमिह पुरुषं प्रायशो दुष्टदेवाः[4] ॥ २

( ચોપાઇ. )

કલિ કાલુષ્યપણિં બહુ ભરિયું, જવ પ્રવેશ નલઅંગિ કરિયું;
તવ તસ ભેદ્યાં સાતે ધાત, વિષ ભેદે જિમ કરતાં વાત. ૩
[5]દ્યૂતવ્યસન કલિયુગનો દૂત, સંભારિયું આવ્યું અવધૂત;
[6]મૃષા છલ[7] છદ્મનિ[8] [9]તસ્કરી, ઇતિ પરિવારિ રહિયો પરવરિ. ૪
કલિ સમીપિ માગિ આદેશ, કલિ કેહિ દ્યુતવ્યસન સુવિશેષ;
[10]દક્ષણકર નલનો રહે ગૃહી, તેણિ તતખિણી તિમ કીધું સહી. ૫

---

૧ ગાજતી. ૨ કરવામાટે. ૩ છિદ્ર, દૂષણ, દોષ. ૪ રૂડી પવિત્રતાએ રહિત, ગુમડાં ઘાના શરીરવાળો, છૂટા કેશવાળો, હસતો, થુંકતો, રોતો, કામવિકારે વ્યાપ્ત, બગાસું ખાતો, સ્ખલના પામતો, ભયભ્રાંત, વસ્ત્ર વિનાનો, ક્રોધે ધમધમાયમાન, ઉચ્છિષ્ટ અનાજને ઓળંગતો, એવા છિદ્રોવાળા પુરૂષોમાં અવશ્યે (બહુળતાએ) દુષ્ટદેવો પ્રવેશ કરે છે. ૫ જુગાર. ૬ જૂઠું. ૭ કપટ. ૮ 'छद्मन्' કપટી, ઢોંગીપણું. ૯ ચોરી. ૧૦ જમણો હાથ.

તે દિનથી નલરાજાતણી, મતિ થઇ[1] દ્યૂત [2]ક્રીડવાભણી;
નગરમાંહિ નરવર આવિયો, કૂબર બંધવ બોલાવીઓ. ૬

દ્યૂતક્રીડા—

[3]અપરમાતનુ સુત તે હોઇ, ક્રીડા કાજિ આરથ્યું સોઇ;
તેહસ્યું ક્રીડાની મતિ મેલી, સભામધ્ય બેઠા મનરૂલી. ૭
નલરાજા કૂબર બંધવો, ક્રીડા પ્રેમ હવુ અભિનવો;
જૂઆ કેલિ કરે મનિ રંગિ, સા વિણુ [4]રતિ ઉપજે ન અંગિ. ૮
વિજય પરાજય હુઆ દો પ્રતેં, તિમ તિમ દ્યૂત રમે મનિ રતેં;
જે રસ હુંતો ભૈમી સાથિ, તેહુ વીસારિયો નરનાથિ. ૯
વિનોદ સર્વ ગયા વીસરી, ક્રીડાસ્યું મન રહિઓ આવરી;
ભૈમીથી સા હુઇ વલ્લભા, અહનિસિ કૌતુક નિરખે સભા. ૧૦
વૈદર્ભિનેં સુખ આપણું, પ્રાંહિ નવિ દેખાડિ ઘણું;
જિમ રવિપ્રિયા પદ્મિની પ્રતિં, દર્શન ન દીયે વર્ષા રતિં. ૧૧
નલનૃપ [5]આપિ જૂયારી[6] થઇઉ, વિવેક તનુથી[7] અલગું રહિઉ;
દિવસ અનેક ઇણિ પરિ હવા, રાજ કાજ લાગાં વિણસવા. ૧૨
રાતિ દિવસ રાજા જૂ રમે, અવર વાત એકુ નવિ ગમે;
દ્યૂતવ્યસન નલભૂપતિ કલિયો, લોકવાદ એહવો ઉછલિયો. ૧૩
મોહ ધરી મહિતાસુ વિવેક, દ્યૂત નિંદા પર વચન અનેક;
પરિ પરિ કહી પ્રીછવ્યુ રાય, પણિ [8]વસુધાપતિ મનિ તે વાય. ૧૪
ગીત નૃત્ય વાજિત્ર ઉદાર, ગાથા કૌતુક કથા વિચાર;
સુખ નિદ્રાદિક અનેક ઉપાય, જૂયા સા કિની સમી ન જાય. ૧૫
ભૈમી વાત સકલ તે લહી, હીયડામાંહિ ગ્રહી સા રહી;
તિમ તિમ મનડું ભડકે દહે, પણિ પતિદોષ ન કુણને કહે. ૧૬

---

૧ પ્ર૦ "ભઇ" ૨ રમવાની. ૩ બીજી માતાનો—સાવકો ભાઇ.
૪ આનંદ. ૫ પોતે. ૬ જુગારી. ૭ શરીરથી. ૮ રાજા.

તેણિ દુઃખે સા દુર્બલ થાય, એક દિન મંદિર આવ્યુ રાય;
[1]અભ્યુત્થાન થઈ સા સતી, [2]અત્યાદર પૂજ્યુ નરપતિ. ૧૭
કદાપિ વ્યસની હુયે ભરતાર, તુહિ કુલસ્ત્રી અતિ આચાર;
દેવતણી પરિ પતિ અર્ચવો, ફેરી બોલ ન કો ખર્ચવો.[3] ૧૮
પતિ આગલિ ઉભી રહી સતી, ઝરતી [4]અંશૂ ભૂમિ નિરખતી;
[5]મલિનમુખિ નિરખી સા બાલ, [6]ઈત્યાદરેં પૂછે ભૂપાલ. ૧૯

નલપૃચ્છા—

સુણિ કેસિની[7]! કાં મુજ વલ્લભા, દીસિં જિમ દિવસેં શશિપ્રભા;
અંગિ વિભૂષા નહીં એહનેં, સ્યેં ? શિશ્રુષા નહીં દેહનેં ? ૨૦
કાં વૈદર્ભી ! ચિત્ત તાહરૂં, [8]નિરાતંક નવિ દીસે ખરૂં ?
કાં એ અધિકો અંગિ ઉચાટ, તરૂણિ તાહરૂ એ સ્યું ઘાટ ? ૨૧
કવણ દ્વેષ તુઝ ઉપરિ ધરે, વૃથા વચન કુણુ તાહરૂં કરે ?
ભીરૂ ! કવણ ભય તુજનેં કહે, કુણુ ઉપરિ તું અમરખ વહે ? ૨૨
ભીમભૂપપુત્રી ! તુઝ કહુ, વીરસેન વસુધાપતિ વહૂ;
ઉભયપક્ષ પૂરણુનિર્મલી, તુઝ મતિ કુલુષભાવેં કાં ભલી ? ૨૩
[9]સદય રદય કરી થાઓ સુપ્રસન્ન, ઈત્યાદિક કહિતો રાજન્ન;
કરિ ધરી [10]ઉચ્છંગિ બેસારી નારિ, પૂછે સમ દેઈ વારંવારિ. ૨૪

ભૈમીઉત્તર—

દમયંતી જોડી [11]દોઇ પાણિ, નિજસિરિ ધરી બોલી ઇતિ વાણી;
સ્વામી ! ચિન્તિ મ ધરિ વિખવાદ,સુણુ વીનતિ કરી પ્રસાદ ! ૧૨૫
તું માહરે [12]જંગમ શૃંગાર, કસ્યાં અવર આભરણુ અસાર ?

૧ ઊઠી ઉભી થઇ. ૨ ઘણા આદરથી. ૩ પ્ર૦ “ ચર્ચવો ” ૪ આંસુ. ૫ ઉદાસ. ૬ ઇતિ+આદર. ૭ કેશિનીનામા મુખ્ય દાસીને પૂછે છે. ૮ દુઃખ રહિત. ૯ દયાળુ ચિત્ત કરીને. ૧૦ ખોળામાં. ૧૧ બન્ને હાથ. ૧૨ મને સ્થાવર શૃંગાર સોના રત્નાદિના છે તેની કશી જરૂર નથી પરંતુ જંગમ શૃંગારરૂપ આપ સંલગ્ન હો તો અત્યાનંદ છે.

તુઝ સન્માન વિના તે ફોક, ભારભૂત સિરિ ધરિયાં સશોક. ૨૬
અંગિ વિભૂષણ વિણુ અવધારિ, પતિ સન્માને સોભે નારિ !
જિમ [1]પુષ્કરણી પૂરણ વારિ, કમલ વિના સોહિ સુવિચારી. ૨૭
[2]ધવલ કીર્તિ તાહરી પ્રાણેશ ! જે વ્યાપી છે દેશિવિદેશિ;
તેણિ ઉદ્યોત સદા મુઝ કાય, કહો કુલષ માહરિ કુણ ઠાય ! ૨૮
તુઝ અર્ધાસનતણે પ્રભાવિ, સુખ સવિ વસિયાં અંગિ આવી;
તેણે હું સુખ ઇંદ્રાણીતણું, એ સુખથી અધિકું નવિ ગુણું; ૨૯
ઇમ પ્રસાદ વલ્લભ ! તાહરે, સર્વ [3]સમીહિત છે માહરે;
હવે પણિ **દમયંતીને** માનિ, દીસે પ્રગટી ભાયગ હાનિ. ૩૦
જે તુઝ પાસે દીસે રહી, **ભૈમી**તણી સપત્ની [4]સહી;
[5]તે સુણી અછે તુમે આદરી, તેણી તુઝ મન લીધું છિ(છે)હરી.૩૧
**વૈદર્ભી** ઉવેખી કરી, સા તેં સુણીઅ છે આદરી;
પણિ એહના અવગુણ છે બહુ, ચતુર ચેતિ તું જાણિ સહુ ! ૩૨
ગણિકાની પરે એ નિર્લજ્જ, [6]નિસ્વ કરે રાજા ને પ્રજા;
નગ્ન કરણી (છે) એહનું નામ, મિલે તેહનું ફેડિ ઠામ. ૩૩
સજ્જનસ્યું ઉપાયે દ્વેષ, અપયશ બોલે લોક અશેષ;
પહિલું હાનિ દ્રવ્યની કરિ, [7]એટલે શરીરતણું સુખ હરિ. ૩૪
સ્નાન દાન ભોજન નિંદઈ, વેલા ન લહે રતિ નહીં ઘડી;
સકલ કાજનુ કરિ વિનાશ, કો નવિ માને તસ વિશ્વાસ. ૩૫
વ્યસન સર્વ પછે સાંકળ્યાં, એક સમીપિ અવર સવિ ભળ્યાં;
જે માનવી જૂયારી થઇઉં, સાચે સર્વ વ્યસન સો ગ્રહિઉં. ૩૬

---

૧ વાવડીમાં પાણી ખૂબ ભરેલું છતાં કમળથી રહિત હોય તો ખરાબ લાગે. ૨ ઉજ્વળ કીર્તિ. ૩ ઇચ્છા-મરજીસર. ૪ પ્ર૦ "સપની" સ્વપ્ને (?). ૫ "પ્ર૦ એ ધૃતક્રીડા વિપની" ૬ કંગાળ. ૭ પ્ર૦ "પછી શરીર"

સુણીયે સ્વામી ! પુરાણે સોઇ, કદ્રૂ-વિનિતા ભગિની દોઇ;
વચન ઘૂત જે કહીયે હોડિ, તેહુથિકું તે પામી(ઉ) ઓડી. ૩૭

ભૈમીભાષિત-પુરાણકથા—

સાંભલિ સ્વામિ ! સો અધિકાર, ગંધમાદનિ પર્વત છિ સાર;
તિહાં કદ્રૂ-વિનિતા એકવાર, બિહિનિ બેહુ બેઠી સુવિચાર. ૩૮

ઉદય પામતું પેખિ સૂર, અતિ આરકત પૂર સિન્દૂર;
સાહમું જોઈ રહી બેહુ જણી, જોયુ દિનકર વેલા ઘણી. ૩૯

નયન તેજ તસ થોડું થયું, કદ્રૂયેં વિનિતાને ઈમ કહ્યું;
સૂરિજ રથના ઘોડા હોય, કૃષ્ણવર્ણ વનિતા ! તું જોય. ૪૦

તવ વનિતા કદ્રૂનિં હસી, કૂડી વાત કહી તિં કિસી !
શ્વેત તુરંગમ છિ રવિરથિં, કૃષ્ણ કવણ માને તુઝ કથે. ૪૧

તવ કદ્રૂ બીજીનેં કહે, જા રે વનિતા ! તું સ્યું લહે;
રવિરથે કૃષ્ણ તુરંગમ હોય, એણી વાતે 'પણ' કરસ્યું દોય. ૪૨

ઇતિ વિવાદ કીધુ બેહુ મિલી, પાડિ હોડિ થઇ વ્યાકુલી;
કાલ ભલીપરિ થઇ જોઇયે, અમૃતકુંભ હારે તે દિયે. ૪૩

ઇતિ કહી ગઇ બિહુ નિજ ઠામિ, કદ્રૂ પાડે વાત વિરામિ;
નિજ સુત પન્નગનિં કહી વાત, પન્નગ કહે સંભલિ તું માત ! ૪૪

જૂઠો વાદ કરિઓ તેં એહ, રવિરથ ઘોડા ઉજવલ દેહ;
કદ્રૂ ભય પામી ઇતિ સુણી, તેહની ચિંતા હરવા ભણી. ૪૫

[1]ભાનુ-તુરંગમ અંગિ જઇ, [2]કદ્રૂ સુત જે વિંટ્યા રહી;
બીજે દિને બિહુ એકઠી મિલી, તરૂણિ તુરંગમ જોવા હલી. ૪૬

સ્યામ તુરંગમ દીઠા જિમે, કદ્રૂ વનિતાનેં કહે તિમે;
રે ! આપણું વચન થિર થાપિ, અમૃતકુંભ ભરી મુજ આપિ. ૪૭

---

૧ સૂર્યના ઘોડાને. ૨ પ્ર૦ "કદ્રૂસુત વીંટાયા રહી;"

વિનિતા કહે હું કુમરી બાલ, કિહાંથી કુંભ દેઉ તતકાલ!
તું કદ્રૂ કહિ નાપિ જિહાં, મુજ ઘરિ દાસી હુઇ રહે તિહાં. ૪૮
વનિતાયે [1]પડિવજિયું તેહ, કદ્રૂ કઠિન હિયાની એહ;
વિનિતાને નિજ વાહન કરી, ભ્રમણુ કરે નિત્યેં મદભરી. ૪૯
જલાનયન સંવાહનપણું, ઇત્યાદિક દુઃખ દાખે ઘણું;
કદ્રૂ ક્રૂર ચિત્ત વિકરાલ, અતિ સંતાપિ વનિતા બાલ. ૧૫૦
વર્ષ એકસત વોલ્યાં ઈમ્મ, વનિતા અતિ ખેદાણી તિમ્મ;
ગંગાતટિ જલ ભરવા ગઈ, ગાઢે રૂદન કરે તિહાં રહી. ૫૧
તેહનું સુણી સબલ [2]આક્રંદ, તિહાં આવ્યું કશ્યપામુણિંદ;
તેણિ વૃત્તાંત સકલ પૂછિયો, વિનિતા મુખિથી સકલ પ્રીછિયો. ૫૨
તુ રિષિ મનસ્યું આણી દયા, ઈંડક દો વનિતાને દિયા;
એહથી તાહરે સુત હોઈસ્યે, તે તાહરૂં રણુ ઉચ્છેદસ્યે. ૫૩
વરસ સહસ એક જવ જાઇસ્યે, તવ દો પુત્ર પ્રગટ થાઇસે;
ઈમ કહી કશ્યપમુનિવર ગયુ, કિમપિ હર્ષ વનિતા મનિ થયુ. ૫૪
વર્ષ પંચસત ઇમ વોલિયાં, રાતિ દિવસ દોહિલિ તિણિ લિયાં;
કાળક્ષેપ કરી નવિ સકી, અર્ધ-કાલિ ફોડિયો તે થકી. ૫૫
પુરૂષ એક પ્રગટિયું પાંગલું, નાભિ ઉર્ધ્વ રૂપિં અતિભલું;
અર્ધપકવ ફોડિયું જે ભણી, અરૂણુ પંગુ પ્રકટિયું તે ભણી. ૫૬
વનિતાને કહિ સુણિ મુજ માત! પૂરે દિવસે હુસે મુજ ભ્રાત;
તેહથી સુખ હોસે ઇતિ કથી, અરૂણુ હુવો સૂરિજસારથી.[3] ૫૭
વરસ સહસ પૂરે વિઘટિયું, [4]ઈંડક એક સ્વયં પ્રગટિયું;
રૂપ અનોપમ ગુરૂડહતણું, પંખી જાતિનું રાજા ભણું. ૫૮
આવી લાગુ વનિતા પાય, જનની દઇ સુણી દુઃખ થાય;
અમૃત હરિવા કેરે કામિ, સૌ આવ્યુ નંદનિ આરામિ.. ૫૯

---

૧ કબૂલ કર્યું. ૨ પોકાર-વિલાપ. ૩ સૂર્યનો રથ હાંકનારો. ૪ ઇંડું.

તિહાં આરક્ષક જીપી કરી, અમૃતકુંભ ચાલ્યું અપહરિ;
કીધું યુદ્ધ સુરે તે લહી, અક્ષતાંગ આવ્યું સો વહી. ૬૦
વનિતા-આગલિ ઘટ મેહલ્યો, વિનિતાયેં કદ્રૂને દિયો;
ઈમ [1]અનૃણિ કરી તિણિ માત, તવ કદ્રૂએ તેડયાં જાત.[2] ૬૧
અમૃતપાન કરિવા ઉલ્હાસિ, પુહુતા પન્નગ કદ્રૂપાસિ;
અમૃતકુંભ જનનીયેં દિયો, સર્પે દર્ભ ઉપરિ મ્હેલિયો. ૬૧
કરવા સ્નાન ગયા જેતલિ, ઈંદ્ર અપહરી ગયુ તેતલિ;
આવ્યા નાગ નવિ દીઠી [3]સુધા, ચિંતિત તાસ હવું સવિ [4]મુધા. ૬૩
દર્ભ ચાટવા લાગા જામ, [5]દ્વિધા હુઈ [6]રસના તસુ તામ;
દ્વિજિંહા એણિ કારણિ તે થયા, ગરૂડે નિજવૈરી તે લહિયા. ૬૪
કષ્ટ સંભારી માતાતણું, ગરૂડ થયુ કોપાનલ[7] ઘણું;
સર્પતણુ માંડયું ઉપઘાત, કંપાવિ પાતાલહ[8] સાત. ૬૫
તવ વાસુકિ કરવા [9]કુલત્રાણ, ખરી ગરૂડની માની આણ;
સંપ કરી રાખ્યા થોકલે, નિત્યે એક નાગ મોકલે. ૬૬
સો પન્નગ મલિયાચલિ જાયે, ચંચે હણી વનિતા સુત ખાય;
એણિ પરિ કાલ ઘણું તિહાં ગયું, સર્પ [10]અસ્થિનું પર્વત થયું. ૬૭
એહવે મલયાચલ પતિતણું, જામાતા મહારાજા ભણું;
સો જીમૂતવાહનો નામે, કૃપાવંત આવ્યો તેણિ ઠામે. ૬૮
તેણિ તિહાં પ્રીછિયો સવિ અવદાત, હવે રાખિવા સર્પ ઉપઘાત;
રાજા મનસ્યું કરિ વિચાર, દયાપાલ દુઃખિત–આધાર. ૬૯
શંખચૂડ તેણિ વારિ તિહાં, આવ્યુ વંધ્યશિલા છિ જિહાં;
રૂદન કરિ માતા તેહની, અતિ આક્રંદ કરિ ગેહિની.[11] ૭૦

---

૧ ઋણ રહિત કરી. ૨ પુત્રને–સાપને. ૩ અમૃત. ૪ ફોકટ. ૫ બે ભાગ. ૬ જીભ. ૭ પ્ર૦ "ક્રોધાકુલ" ૮ સાતે પાતાળ. ૯ વાસુકિનામા સર્પના રાજાએ કુલનો ત્રાણ–બચાવ કરવા માટે ગરૂડની આજ્ઞા માની. ૧૦ સર્પના હાડકાનો પર્વત થયો. અસ્થિ. ૧૧ ગૃહિણી, સ્ત્રી.

તે દેખી રાજા તસ કહે, શંખચૂડ ! તું અલગું રહે;
તાહરે ઠામિ ગરૂડને આજ, નિજ શરીર દેસે મહારાજ. ૭૧
શંખચૂડ તો ના ના કરે, રાજા શુદ્ધ દયા મનિ ધરે;
ઈત્યાદરિ તસ અલગું કરી, સ્વ બિઠો સાહસ આદરી. ૭૨
આવ્યું ગરૂડ કરે ભક્ષણું, દીઠું અતિ સાહસ નૃપતણું;
જાણ્યું જીમૂતવાહન રાય, ગરૂડ કરે તવ મહાપસાય. ૭૩
તુઝ સત્વેં તૂઠો ગુણ રાશિ, રાજન ! વર માગો મુઝ પાસિ;
સર્પ રખ્યાનું[1] વર માગિયું, ગરૂડેં તસ સાહસથી દીયું. ૭૪
અક્ષતાંગ રાજાનેં કરિયો, તેહનો યશ ત્રિભુવને વિસ્તરિયો;
નિજશરીર સુંપી મહાભાગ, જિણિ જગમાંહિ ઉગારિયા નાગ. ૭૫

यतः— ( અનુષ્ટુભ્વૃત્ત. )

परप्राणैर्निजप्राणान्, सर्वे रक्षन्ति जन्तवः;
सर्पान् ररक्ष स्वप्राणै-रेको जिमूतवाहनः[2]. १७६

( ચોપાઇ. )

ગરૂડે નિજ જનનીનો ખેદ, સહસ ગુણું કીધું ઉચ્છેદ;
ઇતિ સંબંધ પુરાણે કહિયો, સો 'હરિવંશગ્રંથ'માંહિ લહિયો. ૭૭

[ इति पुराणकथा.

વચન દ્યૂતથી એણિ પરિ જુઓ, કદ્રૂ-પુત્રતણો ક્ષય હુઓ;
તેહભણી કરિવો દ્યૂત [3]પરિહાર, જુ ભમીસ્યું પ્રેમ લગાર ! ૭૮

नल उवाच—

ઇતિ કહિતી લાગીનૃપ પાય, દોઈ [4]કરિ ધરી ઉઠાડિ રાય;
આલિંગન દેઈ ઇમ કહે, એવડું મનસ્યું (તું) મત દહે ! ૭૯

---

૧ રક્ષાનું, રક્ષણનું. ૨ પરપ્રાણના ભોગે સ્વપ્રાણ તો સઘળા જંતુઓ રાખી શકે છે, પણ, પોતાના પ્રાણથી તમામ સર્પોના પ્રાણને બચાવનાર તો એક જિમૂતવાહનજ છે. ૩ ત્યાગ. ૪ હાથે.

તું છિ સુતા ભીમભૂજાનિ, સમ તાહરા કરિ કહું સાનિ;
જૂઆ ન ખેલું દિન આજથી, વિરમ્યું એહ અશુભકાજથી. ૮૦
ભીરૂ ! મ ધરજે ભય લવલેશ, સ્વસ્થ ચિત્ત પહિરો શુભવેશ;
તેણે સુખેં મેં સ્યું કીજીયે ? તરૂણિ ! જેહથી તું ખીજીયે. ૮૧
[1]પ્રણયવાણી ઇતિ બોલ્યુ ધણી, સો અપરાધ આપણુ સુણી;
વૈદર્ભિ વચનામૃત ઠરિયો, દ્યૂતજ્વર તતખિણિ ઉતરિયો. ૮૨
દિન કેતાં અન્તઃપુર રહિયો, ભાવ પરાવર્ત્તિત સો થઇયો;
જિમ મલયાચલિ ચન્દન વાય, સુગન્ધવૃક્ષ અનેરા થાય ! ૮૩
ગ્રન્થ નળાયનનુ ઉદ્ધાર, નળચરિત્ર નવરસ ભંડાર;
કવિ નયસુંદર સુંદરભાવ, એતલિ હવુ નવમું પ્રસ્તાવ. ૧૮૪

ઇતિ શ્રીકુબેરપુરાણે નલાયનોદ્ધારે નલચરિત્રે કલિ-સુરસંવાદ, ( નળાંગે ) કલિપ્રવેશ, ( નળ ) દ્યૂતક્રીડન, નલા પુરાણકથાવર્ણનો નામ નવમઃ પ્રસ્તાવઃ



૧ વિશ્વાસયુક્ત, અને પ્રીતિસહિત વાણીથી.

# પ્રસ્તાવ દસમો.

( દુહા. )

સંભારૂં શ્રીસારદા, વરમાતા કવિ-માત;
વાણી સરસ સદા લગિ, મુજ દીધી વિખ્યાત ! ૧
શ્રીભાનુમેરૂ સદ્ગુરૂતણું, નામ જપું મુખિ ભાવિ;
વળી બોલું નૈષધકથા, હવિ દસમિ પ્રસ્તાવિ. ૨

( ચોપાઈ. )

**નૈષધ** તરૂ **ભૈમી** સુરવેલી, તેણી મેહલાવી જૂઆકેલિ;
**શ્રુતશિલાદ** વાત એ સુણી, અધિક મોદ આણે મન ગુણી. ૩
ઇતિ જાણી કલિયુગ કોપિયો, મનિ જાણે ઇણિ કાલ લોપિયો;
તુ હવે એહવું કરૂં ઉપાય, જિમ એ પુર છંડિ વનિ જાય. ૪
એકવાર છંડિ વળી ચડિયો, નૃપતિને દ્યૂતજ્વર ધડહડિયો;
[1]સારિ-કેલિ વિણુ રહિયું ન જાય, સભામધ્ય જઈ બિઠો રાય.૫
વચન વલ્લભાનું વળિ ઠેલી, તવ [2]કૂબરસ્યું મંડી કેલિ;
વારવાર પામી સો હારિ, તુહિ ન ચેતે ચિત્તિ મઝારી. ૬
હસ્તી અશ્વ મહારથ જોડિ, વાર સ્ત્રી મણિ મુક્તાફલ કોડિ;
[3]ગ્રામ નગર ગયરથ ભંડાર, વળી વિચિત્ર વસુ અનિવાર. ૭
ઇત્યાદિક જે જે 'પણ' કરે, [4]તે વસ્તુ સર્વ પરાઈ સરે;
જિમ જિમ હારે તિમ તિમ રમે, અનુક્રમિ સર્વ વસ્તુ નીગમે. ૮
[5]યદ્યપિ અક્ષ રમણ કૌશલો, તથાપિ કૂબરે જીત્યો નલો;

૧ પાસાની રમત વિના. ૨ અજૈન કવિયોએ 'કૂબર'ને સ્થળે ઠામ ઠામ 'પુષ્કર' નામનો પિત્રાઇ વર્ણવેલો છે. ૩ પ્ર૦ "ગ્રામનગર આગર ભંડાર." ૪ પ્ર૦ "તે તે રાજા હારે સરે;" ૫ પ્ર૦ "યદ્યપિ અક્ષકેલિ કૌશલો,"

જેહને યદા દેવ પ્રતિકૂલ, તેહનું વિણસ્યે સદા સમૂલ. ૯
[1]રાજા જિમ રમે વારંવારિ, તિમ તિમ અધિકી થાયે હારિ;
પ્રજા કરે તસ લજ્જા લોપ, સેવક ન સાંસહે તસ કોપ ! ૧૦
નલના સેવક થયા નિરાસ, કૂબેરની કરે સહુ આસ;
જિમ જિમ મધુકર સંધ્યા થાય, છંડી કમલ કુમુદવનિ જાય. ૧૧
રાજા જુ મહિતા વસિ નહી, તુ તેણિ કસ્યું ચાલે સહી ?
જિમ મદ–ભિંભલ [2]કરિવર થયો, સો કિમ કરણે જાયે ગ્રહ્યો ?૧૨
અતિ અગાધ કો ન લહે પાર, સવિ ગુણ રત્નતણો ભંડાર;
એહવુ [3]નલ–સાગર ક્ષિણમાંયે, કલિ–અગસ્તિ પીધુ લીલાયે.૧૩

( ઢાળ ત્રૂટકની–રાગ–રામશ્રી. )

દ્યત–ક્રીડાયેં રતિ અતિ પાવેજી, નલને બીજી વાત ન ભાવેજી;
જિમ જિમ હારે તિમ તિમ ક્રીડેજી, પણિ નવિ દેખે આપદ નીડેજી.

( ત્રૂટક. )

નીયડે ન દેખે આપદા, સો થઈ અતિ અજ્ઞાન;
પાપીયે પીડ્યું બહુ પણે, જિમ મૂઢ મૂકી સાન. ૧૫
તેહની સાંન સઘળી ગઈ, નવિ રહી બુદ્ધિ લિગાર;
સામંત સવિ વ્યવહારિયા, કરિ દ્વારિ હાહાકાર. ૧૬
જય લહી હારિ હુયે રખે, ઇતિ ધરી શંકા ચિત્તિ;
કૂબરિ; નલનૃપ વારિયો, પણિ નૃપેં નાણી મત્તિ. ૧૭
જનપવાદ એહવું સાંભલ્યું, તવ ભીમજા ભલી નારિ;
આવી સભામાંહિ આકુલી, મહિતાતણિ પરિવારિ. ૧૮

---

૧ પ્ર૦ " જિમ જિમ રાય થાયે નિઃશ્રીક,
તિમ તિમ હોયે હાર અધીક; "

૨ મદમસ્ત બનેલો હાથી કંઇ કાનથી ઝાલ્યો પાછળ પાછળ ન આવી શકે. મદભિંભલ=મદમસ્ત, મદવિહ્વલ. કરિ=હાથી. ૩ નળરૂપી દરિયો કલિરૂપી અગસ્ત્યે ક્ષણમાં શોષી લીધો.

લૈમીરે દેખી આવતી, સામંત સાહમા જાય;
પાઉધારો આધાં માતજી ! કૂબરો પ્રણુમે પાય. ૧૯
લાજી રહિયો મનિ કૂબરો, [1]ધીરઠ થયો નલરાય;
કહે [2]અક્ષ નાંખો બંધવા ! વેલા વૃથા એ જાય.[3] ૨૦

कूबरप्रति दमयंतीकथन—

ગતલજ્જ પતિ પેખી કરી, દેવર બોલાવ્યું તામ;
સુણુ કુમર વીરસેનના ! એ નહીં તુમારૂં કામ. ૨૧
કુલ જાતિ સાહમું જોઇએ, ખોઇયે કિમ તસુ નામ;
દેવરા ! વારૂં છું વલી વલી, કાં લાજ લોપો આમ. ૨૨
મહારાજ તો માહરૂં કહિઉં, મનમાહિં નાણે એક;
તુમે દક્ષ[3] થાઓ દેવરા ! મનિ ધરી કિપિ વિવેક. ૨૩
જુ લોભ હુવે તુમ દ્રવ્યનો, તુ માગિ માહરિ પાસિ;
મણિ-રયણુ-મુગતાફલતણિ, દેઉં કનક કેરી રાશિ. ૨૪
અન્યાયે કીધી [4]અર્જના, તે નહી રહે ચિરકાળ;
કપિકંઠની હારતણી પરિં, જિમ વલી જળ જિહાં ઢાળ. ૨૫
હસ્તી-તુરંગમ-રથ ભલા, છિ મંદિર માહરિ જેહ;
પતિ અનુજ[5] ! આણી બાંધીયે, આવાસિ [6]તુમચે તેહ. ૨૬

---

૧ ધીઠ. ૨ પામા. ૩ આ રાસકારે અને શ્રીમેઘરાજે નળનૃપનેજ દ્યૂત રમવાની પ્રબળ ઇચ્છા થઇ એમ વર્ણવ્યું છે, જ્યારે શ્રીસમયસુંદરજીએ, ભટ્ટ પ્રેમાનંદે, અને કવિ ભાલણે; કૂબરે-પુષ્કરે નળને દ્યૂત રમવા લોભાવ્યો તેમ કથ્યું છે. માત્ર મેઘરાજજી આ પ્રમાણે કહે છે. જુઓ શ્રીઆનંદ કા૦ મ૦ મૌ ૩ જું પાને ૩૨૯ માં દુહો પહેલો:-

" ચદન કડૂઓ ચદને,-લછણુ જળનિધિ ખાર;
" તિમ નળને જુવટાતણો, અત્રગુણુ એક અપાર."

બાકીના ત્રણે કવિઓના આથી વિરૂદ્ધ કથનો તે તે સ્થળે જોવા. અત્રે વિસ્તાર ભયથી નથી ટાંક્યા.

૩ ચાલ્યા. ૪ મેળવેલું. ૫ પતિના નાનાભાઇ ! ૬ તમારે.

જુ થયું હુયે અલખામણું, મહારાજનિં નિજ રાજ;
તુ સુખિં કૂબરનેં દેઇ, [1]સ્વે કરે ધર્મહુ કાજ. ૨૭
ઇત્યાદિક ભીમી ભાખતાં, શ્રુતશિલાદિક કહિ સાચ;
કૂબરે પ્રત્યુત્તર દિયે, તવ વદે નલ ઇતિ વાચ. ૨૮

નલકોપ—

સુણિ જેહ કુબર ! તુઝ પ્રતિં, દેવાદિયે જન સાખિ;
તે દેઉં હું તુઝ 'પણ' કરી, લે શીઘ્ર પાસા નાંખિ. ૨૯
તે સર્વ તેં લીધા પછી,[2] ઓડસ્યું એ દમયંતી;
મુઝ રમતિ રંગ ઘણું હવુ, તે પૂર માહરી ખંતિ. ૩૦
ઘરિ જાઓ મંત્રી ! આપણે, કો મ ઘો સીખ લગાર;
એ જૂવટાની રમતિનુ, હવિ અંત જોઉં એક વાર ! ૩૧
વૈદર્ભીદેવી ! સભા વચિ, તું વચન કંપિ મ ભાખિ;
જઈ બેસો અંતપુરિં હવે, આપણી લજ્જા રાખિ. ૩૨
અતિ ( ઇતિ ) કઠિન પતિવાણી સુણી, પ્રગટ ન કીધુ કોપ;
સા વનિતા નિજ કંધરા, કિમ કરે લજ્જા લોપ ? ૩૩
કહિ આર્યપુત્ર ! કૃતાર્થ એ, ભૈમી તુમારી દાસિ;
વલ્લભે ! 'પણ' કરવા ભણી, વંછીયે જસ ઉલ્લાસિ. ૩૪
મંત્રી ! સકલ પાછા વળો, આગલિ રખે રહુ કોઇ;
રાજા કહે સાહી એ ખરૂં, સ્યું વિમાસો સહુ કોઇ ! ૩૫

---

૧ સ્વયં, પોતે. ૨ હોડમાં, પણમાં દમયંતીને મૂકીશ. આંમાં નળ રાજાએ દમયંતીને પણમાં મૂકવાની વાત કથી છે જ્યારે કવિ ભાલણમાં જૂદીજ રીતે વર્ણવેલું છે. જુવો કડવું ૧૭ મું—

" પુષ્કર બોલ્યો ગર્વ વચન્ન, હવિ તમો દ્યૂત રમો રાજન્ન;
" રાજ્ય દ્રવ્ય લીધું અમો જીતી, રહી દમયંતી જેમાં તમ પ્રીતિ. ૨
" માંડો દાવમાં તેહ નાર, દુષ્ટની વાણીમાં એવો સાર;
" વચન સુણી વાધ્યો ક્રોધ, હૃદય તસ થયો મન રોધ. " ૩

નારી કહે માહરા નાથજી! મેં કરિ રમતિ અંતરાય;
અપરાધ એ (તે) સઘળું ખમો, વળી વળી લાગું પાય. ૩૬
ઇમ કહી ભીમી સંચરી, લેઈ મંત્રી (સવિ) પરિવાર;
આવીરે મંદિર આપણે, નયણે વહે જલધાર. ૩૭
દાસીકેશિનીઉવાચ—
કેસિની દીર્ઘદર્શિની, કહિ મ ધરસિ દુઃખ લગાર;
કો દુષ્ટદેવે [1]આવરિયો, સખી! તાહરુ ભર્તાર! ૩૮
ભર્તારભાવ ફરી ગયુ, એ [2]તુહે તે નલરાય;
રાખિવા લજ્જા આપણી, હવે ચેતિ ચિન્તિ ઉપાય. ૩૯
સઘલા દીહા તે સારિખા, નવિ કહેંને તે (ન) હોય;
હરિચંદ સરિખુ રાજિયો, [3]માતંગ સેવક હોય. ૪૦
શોચા ન કીજે સ્વામિની! જિનધર્મની તું જાણ;
સુખ દુખ પામે પ્રાણીઓ, શુભ-અશુભ-કર્મ-વિનાણ! ૪૧
તુઝ કંત-કરિ દૈવેં દિયા, જેણિં દુષ્ટ પાસા એહ;
તેણિં સંચકાર સહી દીઓ, ઉચ્છેદવા તુઝ નેહ. ૪૨
જો હુએ તે નલ રાજિયો, તો કિમ ત્યજે તુઝ પ્રીતિ;
કલ્પાંતે કોડિ કદા મલે, પણિ નલ નવિ લોપે નીતિ. ૪૩
[4]અહિનાણિ એણે જાણજે, કો અસુર વૈરી દુષ્ટ;
તુઝ કંતતનુ છાહી રહિયો, પાડિવા મોટું કષ્ટ. ૪૪
મીઠડે બોલે ન રાચીયે, કહું પથ્ય તે સંભાલિ;
સખિ! ચિન્હ દીસે એહવાં, તુઝ પડિ કષ્ટ અકાલિ. ૪૫
દિસિ-દાહ ભૂ-કંપિ ઘણું, બહુ હુઈ અકાલિ વૃષ્ટિ;
વળી રજો-વૃષ્ટિ હુયે ઘણી, તેણિ પડિ માનવ કષ્ટિ. ૪૬
ગૃહયુદ્ધ [5]કેતુઉદય ખરૂં, ગંધર્વ નગરાકાર;

૧ ઘેરી લીધો છે. આવરણ. ૨ નોય, નોહે. ૩ ચંડાલનો. ૪ એંધાણીએ, નિશાનીથી. ૫ પૂંછડીયો તારો.

દેખિવું ઉલકાપાત જે, નિશિ ઇંદ્ર-ધનુષ અસાર. ૪૭
વાયસ [1]સુરત દૃષ્ટિ કરે (હુયે), ગૌ રડે મધ્યમ રાતિ;
કૌ સકલ વે સેવે વિષય, તિર્યંચ જૂજૂઈ જાતિ. ૪૮
અપચિન્હ ઇત્યાદિક બહુ, વર્ત્તતાં દેખા માય !
તુઝ હૃદયમાલા કુસુમની, વળી હાર વિરલા થાય. ૪૯
સીમંત શિર હુઇ એકઠું, તે દુઃખનું દાતાર;
ઇતિ લહી તેડા વેગસ્યું, મહિતા સકલ પરિવાર. ૫૦

[इति दासीं शिक्षावाच.

પરિવાર સવિ બોલાવિયો, બાહુક સેનાની તેડિ;
કહિ ભીમજા સંભલિ કહુ, તેણિ વાતેં મ કરે[2] જેડિ. ૫૧

**पुत्रपुत्रीगमन—**

ઇંદ્રસેન-ઇંદ્રસેનાપ્રતિં, તું કુંડિનપુર લેઇ જાય;
દોહિત્ર-મુખ જોવાભણી, ઘણું અલજ્યું ભીમરાય. ૫૨
[3]'પણ' કરેં ભૈમીને યદા, તવ બાલની કુણ ગતિ ?
તેણિ આપણ પ્રથમ ચેતિયે, એ ઉપની શુભમતિ. ૫૩
એ બાલનેં મારગિ સુખેં, લેઇ પહુંચજે તું ખેમિ;
કુમરીપ્રતિ જુ [4]માઉલા, પરણાવસ્યેં મન પ્રેમિ. ૫૪
માહરી [5]માડી ને તાતજીનેં, કહે પાય પ્રણામ;
આસીશ કહિજે ભાઇનેં, મુખિં લેઉં જસ નામ.[6] ૫૫
ઇતિ કાજ સવિ વહિલું કરી, તું શીઘ્ર આવે બંધુ !
જિમ પીહરિ માહરે કુસલનું, તુજ મુખિં લહું સંબંધુ. ૫૬
બોલીઓ બાહુક માતજી ! શિરિ ધરૂં તુમ આદેસ;
એ કાર્ય કુંડિનપુરિ કરી, પછે તીર્થ યાત્રા કરેસિ. ૫૭

---

૧ કાગડાનું મૈથુન. ૨ વાર ન કર. ૩ ભૈમીને કદિ જો હોડમાં મૂકે તો બાળકોની શી ગતિ થાય? ૪ મામા. ૫ પ્ર૦ "માડલી ને" ૬ પ્ર૦ "મુખિં ને મેહલૂં જસ નામ"

અહીં આવીને કિમ સંભલું, માહરા પ્રભુજીની હારિ;
ઇતિ બોલતું આંસુ ભરિ, રહતું ન રહે તિણિ વારિ. ૫૮
વૈદર્ભિયે તાં વારિયો, દેઇ સકલ સિખ્યા સાર;
સુત-સુતા સાથિ ચાલિયો, સવિ આપણો પરિવાર. ૫૯
સહુ કુસલેં તિહાં આવિયો, મહારાય જેણિ પુરી ભીમ;
દોહિત્ર આવ્યા સંભલિ, સાહસું ચાલિયો પુર સીમ. ૬૦
ઉચ્છવ ઘણે આડંબરે, તેઉ પધરાવ્યા ગેહ;
[1]માતામહી ચરણે નમી, તેણિ પવિત્ર કીધાં દેહ. ૬૧
નિજ [2]સુતાના [3]જામાતાતણું, પૂછીઉ સમાચાર;
તેણિ સકલ હર્ષતણું કહિઉં, નવિ કહિઓ ઘૂત વિચાર. ૬૨
ઇંદ્રસેનને ભીમે દીયું, આનંદકેરલિ દેશ;
બાહુકો તિહાંથી ઓચાલિયો, લહી ભીમનૃપ આદેશ. ૬૩
શકાવતાર સુતીરથે, વિખ્યાત વંદન કાજિ;
સો અયોધ્યાયેં આવિયો, ઋતુપર્ણ ભૂપતિ રાજિ. ૬૪
ઋતુપર્ણ જનમુખિ સંભલિ, નલ-ઘૂતનું અધિકાર;
બાહુક-સેનાની રાખિયો, નિજ પાસિ કરી સુવિચાર. ૬૫
ઈમ અનેરા નલતણા, સામંત સુભટ અનેક;
કૂબરો નૃપ થાતું લહી, છંડી ગયા સુવિવેક. ૬૬
નિજ સ્વામીભક્તતણો સહી, આચાર એહ અચૂકિ;
શ્રુતશીલ તીરથ ચાલિયો, મંત્રી સમુદ્રા મૂંકિ. ૬૭
[4]ગતવ્રીડ નલ ક્રીડે સદા, સો રાતિ-દિન તેણિ પેરિ;
ભવીતવ્ય ભાવિ ભીમજા, તે દુઃખ વે (ઇનસિ) સિરિ. ૬૮
તેણિ દિનિધિકુ સા સુંદરી, તપ આચરિ નિજ અંગિ;
સાતે ખેત્રે આપણું, [5]વ્યત્ત વ્યય કરે બહુ ભંગિ. ૬૯

---

૧ નાની-માની મા-વડી આઇ. ૨ પુત્રીના. ૩ જમાઇના. ૪ નિર્લજ્જ થઇને દમેયાં જુગાર રંમતો હતો. ગત=ગઇ છે વ્રીડ=લજ્જા. ૫ વ્યત્ત=વિત્ત, ધન. વ્યય=ખરચે.

**નલ**રાજ ગૃહસ્યે **કૂબરો**, ઇતિ લહી સુદ્ધ વિચાર;
ભંડાર તિમ ઠાલુ કરિયો, જિમ નુહે દુખ લગાર. ૭૦
કલ્લોલિની નેં કમલિની, કેરલી કલિકા નામ;
ઇત્યાદિક **દમયંતી**તણું, સવિ સખિવૃન્દ ઉદ્દામ. ૭૧
સુરકન્યકા સરિખી સદા ( સહી ), **કૂબર**(થી) પરાભવ જાણી;
**કેશિની** સાથે મોકલે, **કુંડિન**પુર હિત આણી. ૭૨
માણિક–સુક્તાફલ ઘણાં, મણિ–રત્ન–કનક અપાર;
**ઇંદ્રસેનનિં** સવિ મોકલિયું, ભંડારનું જે સાર. ૭૩
નિજ તનુ સમોપી દૈવને, થિર થઈ રહી તેણિ ઠામિ;
અવસરિ એણિ પતિવ્રતા, આવિવા નિજ પતિ કામિ. ૭૪
રમતાંરે ઇમ **નલ**રાયનેં, એક દિવસિં સંધ્યાકાલિ;
બોલ્યારે **કૂબર**–સેવકા, નિષ્ઠુર–વચન સમકાલિ. ૭૫
**નલ**રાજ સઘલું હારિયું, જીતીયું **કૂબર**રાય;
અતિ હવું કોલાહલ તદા, ભયભીતિ **ભૈમી** થાય. ૭૬
ભંડાર ગજ વર તુરંગમેં, પુરપોલિ મંદિર શ્રેણિ;
સઘલેરે **કૂબર** સેવકા, બિઠારે અવસરિ તેણિ. ૭૭
નિજ પરાજય દેખી કરી, **નલ** ચિત્તિ ચિંતા થાય;
મત ખેદ કર **કૂબર** કહિ, વલી કરો 'પણ' મહારાય ! ૭૮
રાયે વિચારિઉં ચિત્તસ્યું, રમીયે વલી એકવાર;
'પણ' કીજીયે [1]**ભૈમી**પ્રતિં, જીપીયે તુ જયકાર. ૭૯
બિઠોરે ઉડી[2] **ભીમજા**, જન કરે હાહાકાર;
**નલ** પક્ષપાતી સહુ થયું, પણિ નડે કર્મ અપાર. ૮૦
રાયે સભા સહુજન દેખતાં, **ભીમજા** હારી તામ;
પોતાનું હુયે પારકું, જવ દૈવ થાયે [3]વામ. ૮૧

---

૧ દમયંતીનું. ૨ ઓડી, સરત બકીને. ૩ ભાગ્ય ડાબી બાજું–અવળું ફરે છે ત્યારે.

कूवराऽभिषेक—

નલ ઉઠિયો સિંહાસન થિકો, કૂબર બિઠો તિણિ ઠામિ;
અભિષેક સામંતે કર્યો, કૂબર થાપિયો નિજ સ્વામિ. ૮૨
પંચશબ્દ વાજિંત્ર વાજીયાં, કૂબર હવુ જયજયકાર;
સઘલેરે કૂબરરાયની, હવિં આણ વર્ત્તી સાર. ૮૩
શુભમના યદ્યપિ નલનૃપો, પણિ શલ્ય શંકી મન્નિ;
કૂબરો કાઢે રાજથી, કહિ જઈ રહો તુમે વન્નિ. ૮૪
અપમાન દેખી ભિડીઓ, નલ જાયે વનમાંહિ જામ;
જે સાથિં પરિજન સંચરે, તસ રોધ મંડયું તામ. ૮૫
[1]કનકાવલી આદિ તિહાં, નલ-પ્રિયા હુંતી જેહ;
તસ પિતા કૂબરનિં કહી, પિતુ ઘરિ લેઇ ગયા તેહ. ૮૬
ભૈમીરે સાથિ સંચરી, કૂબરતણા તવ યોધ;
નલ સાથિં જાવા દે નહીં, કરી રહિયા આગલિ રોધ. ૮૭
ભૈમી ન માને અર્ગલા, ઇતિ સુણી કૂબરરાય;
આવીઓ વૈદર્ભિ કન્હે, પ્રણમીઓ તેહના પાય. ૮૮

कूबरवाच—

કહિ ભીમ મહાભૂપતિતણું, ભય કવણ ન ધરે જોઇ;
તુઝ દેવ સપલે નલપતિં, દીધી લહે[2] સહુ કોઇ. ૮૯
કુણ [3]કાલકૂટ ગરલ પીયે, કુણ[4] અગનિ ઝંપા દેય;
તુઝસ્યું કુદ્દષ્ટે કુણ જુએ, જે આપ હિત વંછેય[5] ? ૯૦
સુખિં રહો મંદિર આપણે, દેવરો છે તુમ નામિ;
તું જેઠ બંધવની પ્રિયા, મોરી માતજીને ઠામિ ! ૯૧

---

૧ કનકાવલી વગેરે બીજી નળરાજાની સ્ત્રીઓ હતી તેઓ પોતપોતાના પિતા કૂબરને કહીને પોતપોતાને ઘેર લઇ ગયા. ૨ જાણે. ૩ હળાહળ ઝેર. ૪ બળતી આગમાં પડતું કોણ મેલે ! ૫ પ્ર૦ "ઇચ્છેય."

ભૈમીવાચ—

ઈતિ વચન કૂબરનાં સુણી, નિજ [1]કુલોચિત હવે વાણિ;
કૂબેરપ્રતિં કહે ભીમજા, દેવર! સુણુ ગુણખાણિ! ૯૨
તુમે કહિઉં તે સાચું સહુ, પણિ પ્રિઉ રહે વનવાસિ;
સરયૂં નથી જે એકલી, ભૈમી રહિ આવાસિ. ૯૩
તુમે રાજ નિઃકંટક કરો, પરિહરો સઘલી શંક;
પતિ સાથિ ભોગવસે પ્રિયા, જુ દૈવે દીયા દિન વંક! ૯૪
શ્રીવીરસેન નરેંદ્રનું, સુત તુંહિ પણિ મહાભાગ;
તુજને રે રાજ ઘટે સહી, ભોગવુ પુણ્ય વિભાગ. ૯૫
યદ્યપિ પતિ હારી પ્રિયા, પણિ નથી હારીયો નેહ;
જોરે કરી જુ રાખતાં, એકલું રહિસ્યેં દેહ! ૯૬

કૂબરઉવાચ—

ઇતિ સુણી વળી કૂબર કહે, મત્સર ત્યજો તુમે માય;
તુજસ્યું વિરૂદ્ધ ન માહરે, મન વચન વળી કાય! ૯૭
નલને રે માહરા દેશમાંહિ, હું નહિ દેઉં આશ્રમ્મ;
જુઓ એક વનમાંહિ સુખે, દો કેસરી રહે કિમ્મ? ૯૮
સર્વસ્વ મેં એહનું હરિયું, હવિ એકલું નિરધાર;
ભમસ્યેંરે નલ ભૂમંડલેં, કો નહિ દીયેં પગથાર. ૯૯
તે સાથિં ભમતાં ભૂતલિં, તુમો દુઃખ લહીસ્યું ડીલિં;
પતિ સાથિ તુમનેં પુહુંચતાં, હું કરૂં તેહ ભણી ઢીલી. ૧૦૦
પિતા–માતા–બહિની–બંધવ, તેહ તણિ તું ઠામિ;
તુમ આણ નિત શિરિ ધારસ્યું, સેવસ્યું જિમ નિજ સ્વામિ. ૧૦૧
તે માટિ કહું છું વળી વળી, તુમે કરો લીલા રાજિ;
સુખે રહી મંદિર સાધજો, વળી પુણ્ય કેરાં કાજિ. ૧૦૨

[1] કુળને લાયક લાગે તેવી–વ્યાજબી.

વૈમીઉવાચ—

ઇતિ સુણી વળી વૈમી ભણી, સાચું કહો છો વીર !
 નિજ કુલોચિત સુખિ ભાખીઉં, પણિ નહિ હીયાનું હીર ! ૧૦૩
જે ભકિત જો તુમ એવડી, તો ભાઈસ્યું શ્યું રોષ;
 પાય નમીં રાખો રાયનિં, વળી વળી ખમિજે દોષ. ૧૦૪
જેણિ રાજિ રાજા નલ નહિ, તે રાજ સહી શમસાન;
 તેણિ સુખે આભડીયે નહિ, શીમલી પુષ્પસમાન. ૧૦૫
જિહાં નહિ દર્શન પ્રિયતણું, સંતોષ નહિ મન સુખ;
 રહિવું જિહાં પરવશિ પણે, તે રાજ નારકદુઃખ. ૧૦૬
જો રાજ ખપ હુએ માહરિ, તો મુઝ પિતાનું રાજ;
 તિહાં જઈ કાં ન રહું સુખેં, પણિ એક મુઝ પતિ કાજ ! ૧૦૭
હવિં સ્વસ્તિ દેવરા ! તુમ હોજો, મ કહિજો ઠાલી બોલ;
 મુઝ કંત સાથિં વિચરતાં, માહરા મનિસ્યું રંગરોલ. ૧૦૮
પતિ અનુજ ! કહુ છું વળી વળી, તુમો મ કરસ્યુ અંતરાય;
 ઇમ કહી સાથિ સંચરી, ભીમજા અનુ નલરાય.[1] ૧૦૯
મોકલાવી મંદિર પ્રતિં, કહિ નમો તુઝ આવાસ;
 મિં લક્ષપરિ લીલા કરી, તુઝમાંહિ રંગ વિલાસ. ૧૧૦

---

૧ શ્રીમેઘરાજજીએ નળદવદંતી રાસે, તથા શ્રીમમયસુંદરજીએ નળદવદંતી રાસે આ પ્રસંગ આથી ઉલટ આ પ્રમાણે વર્ણવ્યો છે. જુઓ શ્રીમમયસુંદરકૃત નળદવદંતી રાસે, બીજા ખંડની બીજી ઢાલે:—

" કૂબર આડો આવિયોરે રાય, બોલે આકરા બોલ;
" દવદંતી જાવા ન દિઉરે રાય, મુહલ હુયે એ અમોલ.
" કૂબરને સહુકો કહેરે રાય, મ કર તું મોટા અન્યાય;
" મોજાઇ માતા સમિરે રાય, કિમ એ કુકરમ થાય.
" જા વિણુ મઠધિ કયું રહેરે રાય, ચતુર ! તું ચિત્ત વિચાર;
" દવદંતી ન રહે કિમેરે રાય, પ્રિયુ વિણુ એક લગાર.

તુજ સ્વસ્તિ [1]સૌધ ! સદા હુજો, પતિ સાથી ભીમી જાય;
ઇહ (ગૃહ) વાટિકા ખંડોખલી, તસ પાસિ માગે વિદાય. ૧૧૧
ક્રીડા મયૂર શુક સારિકા, પંજરિ કરિયાં સા બાધ;
ભૈમીરે વનમાંહિ જાઇતી, તે ખમાવે અપરાધ ! ૧૧૨

**વનવાસગમન—**

સહૂ સાથિ ઇમ મોકલાવતી, ચાલીરે ચરણ વિહારી;
તવ લોક સવિ [2]અનુપદ થયું, ઝરતું નયણિ અશ્રુ વારિ. ૧૧૩
કરિયો રોધ કૂબર સેવકે, લોકનેં જાતાં સાથિં;
પતિ-પ્રિયા બેહુ સાંચરિયાં, તિહાં છોડિ સઘલી આથિ.[3] ૧૧૪
હા હા ! પુરિજન સહુ કરિ, નયણે ઝરે બહૂ નીર;
કહિં નલસરીખું કો નહિ, સહી સત્યવ્રત (વંત) ગંભીર. ૧૧૫
જેણિ [4]ક્રૌંચકર્ણ વિદારીયું, તેહનેં કૂબરો કુણ માત્ર.
નિજ રાજ હાર્યા ભણી દીયું, પણિ ન લોપ્યો [5]ધર્મક્ષાત્ર. ૧૧૬
કૂબરેં પણિ ડાહાપણ કર્યું, ભૈમી ન દૂહવી જેહ;
જો મૂઢ જોરિં રાખતુ, તુ સહી હારત દેહ. ૧૧૭
ઇતિ વચન લોકનાં ઘણાં, નિજ શ્રવણિ સુણતુ સોય;
[6]નિજ પુરી પરિસર આવિયો, તિહાં એક સરોવર હોય. ૧૧૮

**નલપરાક્રમ—**

સો સરોવર પૂરણ ભરિયું, તેણી પાળે છે એક થંભ;
તિહાં પ્રિયાસું નલ આવીઓ, ચિંતે અસ્યું [7]નિર્દંભ. ૧૧૯

---

" કેશરી કેશ; મણિ સર્પનીરે રાય, કૃપણતણું ધન જેમ;
" જીવતાં હાથ પડે નહિરે રાય, સતી પયોહર તેમ.
" ઇમ લોકે સમઝાવીઓરે રાય, કુબર કુદરતી રાય;
" રથ બેસારી દવદંતીનેરે રાય, પ્રણમે સોજાઇ પાય. "

૧ મહેલ ! ૨ સાથે જવાને તૈયાર. ૩ આથ=માલમિલ્કત. ૪ રાક્ષસ નામ. ૫ પ્રતિજ્ઞા પાળવાનો ક્ષત્રિય ધર્મ ન તજ્યો. ૬ પ્ર૦ " નિજ પુરીસરિ આવીઓ. " ૭ કપટરહિત.

આવતો સાથિ અનીકિની, પરિવરીઓ જિહાં નલરાય;
તિહાં આવીઓ જન પેખતાં, એકલું હીંડી પાય. ૧૨૦
એ લોક સઘળા જાણસે, હવે નલ થયું બળહીન;
કરિ ભીડયો સહુ જન પેખતાં, સો થંભ છિ અતિપીન.[1] ૧૨૧
છિ ભાગ છઠ્ઠા કોસનો, સમ ચતુરંગ અપાર;
[2]લીલાયે [3]ઉનમૂલી કરી, [4]નભિં ફેરવ્યુ કેવાર. ૧૨૨
વળી ઠામિ તેહનિં થાપીઓ, ઈમ પ્રગટ કરી બળ આપ;[5]
ગંગાનદી તટિ આવીઆ, તિહાં કરિઉ ત્રણ્યિ દિન થાપ. ૧૨૩
એતલિ મારગિ હીંડતાં, ભીમજા થાકી દેખી;
સ્વયિં સાપરાધી જાણ્યું તુ, મનિ ધરે ખેદ વિશેષિ. ૧૨૪
મુખ ચરણ પ્રક્ષાલી કરી, વાવરિયું શીતલ નીર;
કરી સનાન વેગિં સમાવીઉં, વળી ખેદ સકલ શરીર. ૧૨૫
સુપ્રસન્ન કરિવા ભીમજા, કહિ ભૈમી! કૌતુક જોય;
કલ્લોલ આ ગંગાતણા, તુઝયસ સરિખા હોય! ૧૨૬

---

૧ મજબૂત. ૨ રમતમાત્રમાં. ૩ ઉખેડી, ઉપાડીને. ૪ આકાશ-ભણી. ૫ શ્રીસમયસુંદરજીએ અને શ્રીમેઘરાજજીએ આ પ્રસંગ નીચે પ્રમાણે વિસ્તારથી વર્ણવ્યો છે. જુઓ મેઘરાજજીકૃત નળદમયંતી રાસ. આનંદ કા૦ મ૦ મૌ ૩ જું પાને ૩૩૧ માં—

"રથ રાખ્યો દવદંતી હેત, નળ ચાલ્યો નિજ નારી સમેત;
"નગરમાંહિ ઉંચો એક થંભ, ઉપાડવાને કરે આરંભ. ૧
"તે ઉપાડી થાપ્યો ઠામ, બળ દેખાડયું નળે પ્રકામ;
"બાળપણે નળ વને ગયો હતો, તિહાં એક મુનિવર દીઠો છતો. ૨
"તિણ ઋષિ ભાખ્યું જ્ઞાન પ્રમાણ, થંભ પંચસે હાથ પ્રમાણ;
"તે ઉપાડી જે થાપસ્યે, અર્ધભરત તે રાજ ભોગસ્યે. ૩
"મહાતપિ વચન મળ્યું એ સહી, મુનિવર ભાખિત જૂઠું નહિ;
"લોક કહે છે વાણી ભલી, નળ હોસ્યે કોશલનો ધણી." ૪

વીનવી કૂબરરાયને, એતલે નૃપ સામંત;
એક રથ તુરંગમ જોતરી, સવિ ભરી વસ્તુ માહુંત. ૧૨૭
નલરાયનેં આગ્રહ કરી, તે દિયે પ્રણમી પાય;
ભીમજા મારગિં હીંડતાં, શ્રમ એહિ જિમ નલરાય. ૧૨૮
આરૂઢ રથેં (થઇ) દોઇ જણાં, સાંચરિયાં તિહાંથી જામ;
આવીરે આગલિ ચાલતાં, એક અરણ્યાંની તામ. ૧૨૯
અતિ ભીમ પર્વત માલિકા, તિહાં વસે દુષ્ટ [1]કિરાત;
તેણે મિલી નલ રથ [2]આવરિયો, થઈ રહિયા રાઉતરાત. ૧૩૦
તેહસ્યું સબલ નૃપ ઝૂઝીયો, પણિ નમ્યા નહીં તે દુષ્ટ;
હણતાંરે પાર ન આવીયો, જેણિ મિલ્યા છે બહુ ધૃષ્ટ. ૧૩૧
સંમોહનાદિક શસ્ત્ર તે, [3]તિણિ વેલા છંડી જાય;
જવ તુટે દૈવત[4] પાધરૂં, તવ સુધા[5] તે વિષ થાય. ૧૩૨
ભય ઘણું ભાવી[6] ભીલનું, રથથી ઉતારી નારિ;
બેહુ જણાં અલગાં થઈ રહ્યાં, સમયજ્ઞ[7] તેણી વારિ. ૧૩૩
રથ લેઈ ગયા કિરાત તે, હવિં ભીમજા-નલ તામ;
તેણિ પંથી બેહુ પાલા [8]પૂલે, અતિ [9]વિષમ કર્મ-વિરામ.[10] ૧૩૪

---

૧ ભીલ. ૨ રોકયો. ૩ પ્ર૦ " એણિ સમિ છંડી જાય; " ૪ ભાગ્ય. ૫ અમૃત. ૬ વિચારી. ૭ સમય નિપુણ. ૮ હીંડે. ૯ ન કળી શકાય તેવું. ૧૦ રથ સાથે રાખ્યાનો વૃત્તાંત કવિ ભાલણ અને પ્રેમાનંદમાં નથી. જ્યારે શ્રીસમયસુંદરજીમાં નળે રથને પોતાના દેશેજ છોડી દીધો તેમ વર્ણવેલું છે. અને શ્રીમેઘરાજજીમાં આ મુજબ બરોબર છે. નળ-દમયંતીને વનવાસ જતાં આ સ્થળે પ્રેમાનંદે મત્સ્યપ્રસંગ વર્ણવ્યું છે, જે આમાં તથા કવિ ભાલણના તેમજ બીજા પણ નળાખ્યાનોમાં વર્ણવેલું નથી. જુઓ પ્રેમાનંદનું કડવું ૩૨ મું—

"સ્વામી કહે સાંસતા થઇયે, શ્યામા ! બેશ થઇને સ્વસ્થ;
" જે સરોવરમાં શોધી લાવું, જો જડે એક બે મચ્છ.
" થોડા જળમાં પેઠા નળરાજા, ઢીમરનું આચરણ;
" સાધુરાયને શ્રમ કરતાં, મચ્છ જડીઆં ત્રણ.

અટવી અતુલ ઉલંઘતાં, તેણિ પંથિ છે વંશ જાલિ;
તેણિ કનક પંખી પેખીઆ, રાજા પડીઓ જંજાલિ. ૧૩૫
કહિ ભૈમી સોવિન[1] પંખીઆ, બહુ મૂલ્ય લીજે છેક;
કો નગરિ લેઇ વેચતાં, આવસ્યે દ્રવ્ય અનેક. ૧૩૬
વલતુંરે વચન ભૈમી વદી, એ દૈવ–માયા દેવ!
એ લિયે અર્થ ન કો સરે, વિસરાલ થાસ્યે હેવ (દૈવ). ૧૩૭
લિખમી ન રહી જુ તાતની, તુ કસ્યું એહ વિખાસ;
એ સીખ હીયડિ નવિ ધરી, નલેં કરી કુચ્છિત આસ. ૧૩૮
નિજ [2]ઉત્તરીયક વસ્ત્ર જે, નાખીઉં ઉપરિ તાસ;
તે વસ્ત્ર લેઇ ઉડી ગયા, તવ થયુ રાય નિરાસ. ૧૩૯
જુઓ ફેર એ ભાયગદિશા, તે કહી સકીયે કિમ્મ!
પંખીયા કરતા સેવના, તે દીયે પરાભવ ઈમ્મ! ૧૪૦
पंखीरुपे कलिउवाच—
ઈતિ ખેદ નૃપ ધરતુ લહી, પંખીયા માનુષવાચ;
તે દૂરે રહી ઇમ બોલીઆ, રે! સુણિ [3]કુબુદ્ધિ! સાચ. ૧૪૧

---

"આણીને અબળાને આપ્યાં, વામા કહે થયું વારૂ;
"નળ કહે આપણુ બે પ્રાણીને, શું હોશે એટલા સારૂ.
"ભાર્યાના ભુજ મધ્યે સોંપી, ભૂપ ગયો બીજાં વરાં;
"કલિજુગ સર્પ થઇને બીહાવે, મચ્છ નાશે અરાંપરાં.
"નળે શ્રમ કીધો ઘડી બે, મચ્છ ન ચઢીયાં હાથ;
"પેલાં ત્રણે મચ્છ વ્હેંચીને લીજે, વિચારિયું મન સાથ.
"નળ આવ્યો નિરાશ થઇને, ત્રણ મીનમાં ચિત્ત;
"એટલામાં દમયંતીજીને, થઇ આવ્યું વિપરીત.
"અમૃતસ્રવિયા કર અબળાના, સજીવન થયાં મચ્છ પળમાં;
"હાસ્યાં મહિલા મૂકી દીધાં, ઉડી પડયાં જઇ જળમાં.
"ઘેલી સરિખી મીનને કાજે, પાણીમાં વેવલાં વીણે;
"હવે સ્વામીને શો ઉત્તર આપીશ, રૂદન કરે સ્વર ઝીણે."

૧ સુવર્ણના, સોનાના. ૨ ખેસ–દુપટો. ૩ પ્ર. "કુબધી સાચ."

તુઝ રાજ જેણિ હરાવીઉં, તે [1]કનક પાસા એહ;
સહી ભલૂં છૂટો એતલિ, [2]અક્ષત રહિયો છે દેહ. ૧૪૨
વિશ્વાસ એહનો જે કરે, તુઝપરેં દુખી સો થાય;
કહિ [3]વાલુકા-કણ પીલતાં, કિમ્મ તેલ આવે રાય ? ૧૪૩
ઇતિ વચન પંખીનાં સુણી, અતિ થયું વિલખું મન્નિ;
એક વસ્ત્ર ભરી [4]આતપ સહી, ચાલતુ તેણિ મહાવન્નિ. ૧૪૪
તસુ તૃષા પીડે પાપિણી, તવ તાલુ-કંઠ સુકાય;
નિજ વેદનાયે પર વેદના, બૂઝતો બોલિ રાય. ૧૪૫
અઈ! ભૈમી પાયે હીંડતાં, એ પંથ અતિ દુસ્સાધ;
[5]કુશ-અગ્ર ખૂંચે કંટકા, તેણિ ચરણ હુઈ સા બાધ. ૧૪૬
તુઝ તૃષા પીડે પાપીણી, વળી ક્ષુધા પીડે (નડિ) અપાર;
હીંડતાં હરિણાંખી ! હવે, આવિયો અટવી પાર. ૧૪૭
[6]સીતોદકિં કરી પૂરીયું, ચિહુંપખી[7] સબલ આરામ;[8]
ઓ સરોવર જો આવીઉં, તિહાં લીઓ સુખવિશ્રામ. ૧૪૮
વલતું રે વૈદર્ભી [9]વદી, માહરા પ્રાણપ્રિય ! સુણિ સાચ;
મુઝ દુખ એકુ છિ નહીં, જો સુણું તુઝ મુખ વાચ. ૧૪૯
તુઝ વદન-ચંદ નિહાલતાં, પ્રીઉ ! ઠરે છે મુઝ મન્નિ;
પણિ એક કરૂં છું વિનતી, સંભલુ તે દેઇ કન્નિ.[10] ૧૫૦
તુમો શત્રુ સઘલા વસિ કરી, તે કરાવ્યા છિ સેવ;
તે વૈરી આ અવસર લહી, રખે વિકૃતિ મંડે હેવ. ૧૫૧
તે ભણી વળી વળી વીનવું, તુમો થાઓ કંત ! કૃપાલ;
મુઝ પિતા ઘરિ પાઉધારીયે, ગમવા અશુભ એ કાળ ! ૧૫૨

---

૧ સોનાના પાસા. ૨ એટલેથીજ ભલું થયું કે તું છૂટયો અને તારૂં શરીર અક્ષત-ક્ષય-નાશ પામ્યા વિના સાજું રહ્યું ! ૩ રેતી. ૪ તડકો. ૫ ડાભની અણી. ૬ શીતલ પાણીથી. ૭ ચારે બાજુથી. ૮ બગીચા. ૯ બોલી. ૧૦ કાને. અર્થાત્ કાન સ્થિર રાખી સાંભલો.

મુજ તાતનું મંદિર તુમે, જુ પાવન્ન કરસ્યો નાથ !
તો નિજ ઘરિ બેઠાં તીર્થફલ, માનસ્યે સહુ સાથ.[1] ૧૫૩
વલતું પ્રિયા મન રાખવા, નલ કહિ કરસ્યું ઇમ્મ;
હવે એણી સુગતેં ચાલસ્યું, મોદસ્યે તુમ મન જિમ્મ ! ૧૫૪
તવ તે સરોવર આવીઉં, વિશ્રામ લહે તિહાં ધીર;
મુખ-ચરણ પ્રક્ષાલણ કરી, વાવરિયું શીતલ નીર. ૧૫૫
વારિયુ પરિશ્રમ પંથનુ, સુસ્વાદ વનફળ લીદ્ધ;
દંપતી મન સંતોષસ્યું, તેણિ પ્રાણિ વૃત્તિ સો કીદ્ધ. ૧૫૬
ગ્રંથ નલાયનનુ ઉદ્ધાર, નલચરિત્ર નવરસ ભંડાર;
કવિ નયસુન્દર સુન્દરભાવ, એતલિં હવુ દસમુ પ્રસ્તાવ. ૧૫૯

ઇતિ શ્રીકૂબેરપુરાણે નલાયનોદ્ધારે નલચરિત્રે દ્યૂતક્રીડા-કરણ, નગરાત્ નિર્ગમન, વનવાસગમન, તત્ર વિશ્રામકરણ-વર્ણનો નામ દશમઃ પ્રસ્તાવઃ

---

૧ કવિ ભાલણે અને ભટ્ટ પ્રેમાનંદે, નળે સ્વયં પોતાની સ્ત્રીને પિયર વિદાય થવાનું કહ્યું સૂચવ્યું છેઃ—

" બે મારગ આવ્યા આગળે, વિદાય કીધી નારી નળે;
" તું નહીં નારી હું નહી કંથ, આ તારા પિયરનો પંથ.
" મારો સંગ તુજને નવિ ગમે, પિયરમાં પેટ ભરીને જમે;
" મુને નાથજી ! કરજે ક્ષમા, મારે નથી પિયરની તમા."

[ પ્રેમાનંદ કડવું ૩૩.

" તારૂં શુભ થાય એવું ભાખું, આજ મહિલા ! રૂડું દાખું;
" દક્ષિણદિશાભણી ઉજ્જનનગરી, ઘણી માર્ગની શાખા કરી,
" ઋક્ષવાન ને વિન્ધ્યાદ્રિ જાણ, નદી પરોષ્ણી નામ પ્રમાણ;
" તેમાં વસે ઋષિ ઘણા તપસી, તું સુખી થા નારી ! ત્યાં વસી.
" આ માર્ગ વિદર્ભદેશે જાવા, આ છે કોશલદેશે સુખ થાવા;
" દક્ષિણદેશ છે દક્ષિણ પાસે, નારી ! ભલ તું સારી આશે.
" એવો મર્મ કહ્યો પિયર જાવા, લાગ્યું દમયંતીને દુઃખ થાવા;
" એ શું બોલ્યા હે નરેશ ! શું કરવો પિતાનો દેશ ?"

[ કવિ ભાલણ કડવું ૧૭.

# પ્રસ્તાવ અગ્યારમો.

( દુહા. )

હવિં પ્રસ્તાવ પ્રકાસિયે, એકાદસમુ આજ;
શ્રીશારદા સંભારતાં, સીઝે વંછિત કાજ. ૧
ગરૂ ગિરુઆ પય વંદિયે, **શ્રીભાનુમેરૂ** ભલ ભાવિં;
**નલ-ભૈમી** ગુણ ભાખતાં, વાણી ! વસુ મુખિં આવી. ૨

( રાગ-ગોડિ. )

મહિતાની મનિ અતિ દુઃખ દેખી, બોલ્યુ મિત્ર જુહાર; એ દેશી. )
તિણિ દિન સોઇ સરોવર તીરે, [1]વાસુ વસીઆં દોઇ;
[2]વાસરપતિ અસ્તાચલે પામ્યુ, અંધકાર તવ હોઈ. ૩
[3]નિર્વ્યંજન પ્રસ્તાવ લહીનેં, કલિ; **નલ** છલે અપાર;
તવ **નલ**રાય વિમાસે મનસ્યું, કરસ્યું કસ્યો વિચાર.
સંપ્રતિ હવિ કિહાં જઇ રહિવું, કિમ નીગમવા દિન્ન;
તેણિ જો અરથ એક નવિ સીઝે, જે નર હુઇ નિરધન્ન. ૫
દુર્જન હસેં શત્રુ સંતાપે, ન રહે સ્વજન કોઈ પાસિ;
[4]લખિમીહીનતણું નહીં કોઇ, અવગુણ હુઇ ગુણરાશિ. ૬
નિર્ધનને કોઈ નહીં સહાય, સો લાઘવ લહેં પ્રાંહિ;
[5]લઘુતાપણું તે સઘલે પામે, તસુ જીવિત સ્યા માંહિ. ૭
શત્રુ સવે હિવે પરગટ થાસે, **નલ** એકાકી જાણી;
તેહસ્યું યુદ્ધ કિસીપરિ થાસ્યે, જુ રાખેવી રાણી. ૮
તવ જો **ભૈમી** પાસિ ન હુંતિ, તો રથ કિમ લે ભીલ;
રાણીને રાખેવા કારણિ, યુદ્ધતણી કરી ઢીલ. ૯

---

૧ વાસ, વાસો. ૨ સૂર્ય અસ્ત પામતાં અંધારૂં થયું. ૩ એકાંત શબ્દ રહિત સ્થળનો લાગ જોઇને. ૪ લક્ષ્મી. ૧ હલકાપણું.

મારગિં અતિ[1]દોહલી [2]નિરવહેતાં, ભૈમી કોમલકાય;
ક્ષુધાતૃષાભરિ ચરણે ચાલે, તે દુઃખ ખમ્યું ન જાય. ૧૦
એ અતિ પંથ-પરિશ્રમ પામી, ન ત્યજે ભક્તિ લગાર;
કેવલ ક્લેશતણું તાં કારણ, નલ એહનેં નિરધાર. ૧૧
એ મુજ ભીમરાય ઘરિ તેડી, જાવા કરિં વિચાર;
પણિ આ અવસરિં નલ નવિ જાયે, થાયે કિમ્મ ગમાર. ૧૨
સ્વસુર-પક્ષમાંહિં આ વેળા, સહી સર્વથા ન જઇએ;
ભીમરાયને મંદિર રહીનેં, કિમ અધમાધમ થઇએ. ૧૩
એ એકલી પિતાઘરિ અથવા, સ્વસુર કુળે રહે રંગે;
તો નલને જિહાં તિહાં રહિતાં, ચિંતા એક ન અંગિ. ૧૪
જિમ કૌમુદી વિના શશિધરનિં, ઉદયું કોઇ ન જાણે;
તિમ નલનેં ભૈમી વિણુ ભમતાં, કો મનમાંહિ નહીં આણે. ૧૫
જિમ પોથી મૂરખનિ હાથિ, નિર્ધન હાથિં નિધાન;
ન ભજે નલ સમીપિં તિમ ભૈમી, નહીં પામે બહુમાન. ૧૬
[3]કાયર-કરિં તરવારિતણી પરિ, એ નલ પાસિ ન સોભે;
પુણ્યહીન-કરિ જિમ ચિંતામણી,-રયણુ નિશ્ચલ નવિ થોભે. ૧૭
તે ભણી જિમ તિમ કપટ કેળવી, વૈદર્ભી ઇહાં મૂકું;
નલને ઇસી કુબુદ્ધિ ઉપની, પુણ્ય સરોવર સૂકું. ૧૮
જુ એકાકિની હુંયે અબલા, સ્વજન ગાંહિ હુ જાઈ;
નલસમીપિં રહિતી દમયંતી, [4]ખિણુ સુખિણી નહીં થાઇ. ૧૯
નલેં વિમાસણુ ઇસી ?નેં, દમયંતી બોલાવી;
પ્રીએ! પરિશ્રમ બહુ તું પામી, પંથ ઘણું વહી આવી. ૨૦
કમલપત્ર ભૂપીઠિ પાથરિયાં, સ્રસ્તર રચ્યું ઉદાર;
પદ્મલોચને! તિહાં તુમે પુહુઢો, લ્યો સુખ નિદ્રા સાર. ૨૧

---

૧ ભાગી. ૨ નિભાવતાં. ૩ કાયરને હાથે. ૪ ક્ષિણમાત્ર સુખિ-
યારી નહીં થાય.

સંધ્યાકૃત્ય કરીનેં પુઠી, જપતી જિનવર નામ;
 પ્રગટ ભાલિં તિલક ભૈમીનેં, અજૂઆલૂં હુવૈ તામ. ૨૨
નિજ સમીપિ પતિ બિહુ દેખી, સા ચિંતે મન સાથિં;
 આ ! આ ! કિસી દિશા નલનૃપનિં, આ દીધી જગનાથિં ! ૨૩
કિહાં તે રાજ કિહાં તે રાણી, કિહાં તે લખિમી લીલ;
 કિહાં તે સજ્જન કિહાં તે સેવક, કિહાં તે મહિતા શ્રુતશીલ.૨૪
કિહાં તે હસ્તી હયવર રથવર, કિહાં તે સેજિં-વિલાસ;
 કિહાં તે નાટિક ગીત નિરીખ્યણ, કિહાં તે દાસીદાસ. ૨૫
[1]નિષધ-રાય-કુલ-અંબર-દિનકર, પુણ્યશ્લોક પવિત્ર;
 સો નર ભૂમિ શિય્યાંયે પુઠે, ફટ રે કર્મ વિચિત્ર ! ૨૬
સખી કેશાની ચિન્હ જોઇને, તિહાં મુઝ કહિતી જેહ;
 તે સવિ વાત મિલી દીસે છે, ફુરકિં[2] દખ્યણ દેહ. ૨૭
હવિં મારગિં પગબંધન જાણી, ત્યજી રખે જાયે કંત;
 તેહ ભણી દૃઢ વિશ્વાસ ધરીનેં, સૂઇ નહીં નિચિંત. ૨૮
ઇમ ચિંતવતી ક્ષિણ એક સૂતી, વળી વળી ઊઠે જાગી;
 રાખિ ! રાખિ ! વલ્લભ ! વનિતાનેં, તુઝ ચરણે હું લાગી. ૨૯
કંત કહે કામિની મ મ બીહો, તુઝ સમીપેં તુજ સ્વામી;
 આ બિઠો જો કરે રખવાલી, ભીરૂ ! કસ્યેં ભય પામી ? ૩૦
તું ભર્તાર છતાં ભય તુંહે, પણિ એક સંકા આવે;
 વળિ વળિ જિમણી આંખિ ફરૂકે, રખે પ્રીઉ મેહલી જાવે ! ૩૧
મેહલી કિમ જઇએ તુમ મુગધે ! એ સી ? બોલી વાત;
 સુખનિદ્રા હવે લિયો હરિણાખી ! હવણાં હુસે પરભાત. ૩૨
ઈત્યાદિક રાજાયેં કહિયુ પણિ, તુહિ વિશ્વાસ ન આવે;
 કંત ચીર અરધું પહિરીને, કુવલય દલ સિજ્યાંયે. ૩૩

---

૧ નૈષધ રાજાના કુળરૂપી આકાશમાં સૂર્યસમાન ઉદય પામેલો નળરાજા. ૨ જમણું અંગ ફરકે છે તે સ્ત્રીને નઠારૂં ચિન્હ છે.

કંત હસ્ત સિરિ હેઠિં ધરીનેં, ગત શંકા દમયંતી;
પતિ વિશ્વાસ ખરુ મનિં રાખી, સુખનિદ્રાયેં સૂતી. ૩૪
નલરાજા મનમાંહિ વિચારે, દમયંતી મુખ દેખી;
દુઃખદાયક એ મહાસતીનેં, એ નલ હુઓ વિસેષી. ૩૫
એહના ગુણ કેતા સંભારૂં, કુણ આગલિ કહી દાખું;
ચિંતામણિ નિરભાઇગ-કરિ જિમ, કહુ કિસી પરિ રાખું. ૩૬

( काव्यम्-शार्दुलम्. )

[1]वात्सल्याज्जननी सखा विनयतस्तीर्थं च सा धीगुणात्,
वैदग्ध्यात्सचिवः सखी परिचयाद् दासी क्रमोपासनात्;
आत्मान्तःकरणं वपुः किमथवा ? सर्वं हि मे भीमजा,
सत्यां भीमभुवि क्रमः क इव मे किं वा मया हारितम् ? २७

( પૂર્વઢાલ. )

[2]હેલામાંહિ રાજ જે હારિયું, તે હવિ કરિ નહિ આવે;
[3]રત્નિંકરિ જુ કાગ ઉડાડી, સો વળતું કિમ પાવે ? ૩૮

---

૧ ( નળ, રાજ્યભ્રષ્ટ થઇ વનવાસે જતાં વિચારે છે-) દમયન્તી; વાત્સલ્યભાવથી માતા, વિનય કરવાથી મિત્ર, બુદ્ધિગુણથી તીર્થ, ચતુરાઇથી મન્ત્રી, પરિચયથી સખી, અને ચરણસેવા કરવાથી દાસી છે. (વળી) આત્મા છે, મન છે, શરીર છે, અથવા બીજું શું ? સર્વ મારે દમયન્તીજ છે. દમયન્તી વિદ્યમાન્ છે તો પછી મને શ્રમ-ખેદ કેવો ? મેં શું હાર્યું ? (અપિતુ દમયંતી સાથે છે તો પછી મેં કશું હાર્યું નથી.)-આ શ્લોક જો નળ વનવાસગમન વખતે મૂકવામાં આવ્યો હતે તો વિશેષ ઠીક હતું. કારણ આ વિચાર વનવાસગમન સમયે નળે વિચાર્યો હતો. દમયન્તીને ત્યજતી વખતે આવો શુભ વિચાર તો ક્યાંથીજ થાય ? છતાં બન્ને પ્રતિયોમાં અત્ર-સ્થાને હોવાથી હમે પણ તેમજ રહેવા દીધો છે. ૨ હોડ, પણ, શરત. ૩ રત્નવડે.

ધૈરજ ધ્વંસ થયું ઇમ નૃપનેં, નીલજ (નીસત) ભયો નિકૂટ;
 ભણ્યુ ગણ્યુ સવિ ગુણ સંપૂરણ, કલિ કરિઓ પણિ જટ. ૩૯
સ્રી નિરવાહ નલેં નહિ થાય, ધ્યાયે એ કુવિચાર;
 સતી શિરોમણિ વ્યસનીને [1]કરિ, નહિ શોભે નિરધાર.[2] ૪૦
ક્ષીણ ચંદ્ર જિમ રજની છંડે, તિમ **ભૈમી** અહીં છંડું;
 કલાહીન થઈ સૂર સ્વામિની, જઇ સેવા હવે મંડું. ૪૧
ઇતિ પરિ પ્રિયાપ્રતિ કહે મનસ્યું, સુણિ **ભીમક**નૃપ-બાળ !
 પાપીની પરિહરિ હવે સંગતિ, એ **નલ** કર્મચંડાલ. ૪૨
સ્પર્શ ઘટે નહિ **નલ**નુ તુઝનેં, ઇતિ કહિતુ નરનાથ;
 **ભૈમી** શિર હેઠલિથી હલૂયે, કાઢે આપણુ હાથ. ૪૩

**करसंवाद—**

દક્ષણ [3]કરનેં કરે પ્રાર્થના, સંભલિ રે તું વીર;
 દ્વિધાભાવ કરિ પ્રેમ સંઘાતેં, **દમયંતી**નું ચીર ! ૪૪
વળતું કર કહે ઈમ કિમ હુવે, જિણિ કરિ[4] સા પ્રતિપાલી;
 તેહનું ચીર દ્વિધા કરિવાનેં, સો કર કિમ લહે [5]પાલી ? ૪૫
નૃપ કહિ તાહરૂં ડાહાપણ પ્રીછિઉં, જવ તેં ખેલી જુઆ;
 તવ તેં પાપી પ્રેમ પ્રિયાનું, નાંખ્યુ માહિં કૂઆ. ૪૬
રે કર ! તેં જૂવટું રમીનેં, હારિઉ હેલાં રાજ;
 **દમયંતી**નું ચીર ખંડતાં, તે તુઝ કેહી લાજ ? ૪૭
**નલ**નેં અંગ સખાયત કરવા, જુ વસે ( વસીઉ ) થૈ મિત્ર;
 તુ તું **નલ**નું કારજ કરતાં, કિસી વિમાસણ અત્ર. ૪૮
ઈત્યાદિક કહી કર [6]પ્રીછવીઓ, તવ સો **ભૈમી** ચીર;
 કરે દ્વિખંડ લાજ લોપીનેં, અલગો થયો કુધીર.[7] ૪૯

---

૧ હાથે. ૨ નિશ્ચે. ૩ જમણા હાથને. ૪ જે હાથે. ૫ છરી. ૬ સમઝાવીઓ. ૭ શ્રીસમયસુંદરજીએ કરસંવાદ આ કરતાં વધુ પોષેલો છે. જુઓ શ્રી સમય૦ કૃત નળદવદંતીરાસે બીજે ખંડે ચોથી ઢાલેઃ—

દમયંતીપરિત્યાગ—
પાસિં ઉભો રહ્યો પ્રિયાસુખ, વળી વળી રાજા જોયે;
એકલી અબલા મેહલી જાતાં, મંદમંદ ઘણું રોયે. ૫૦
આઘી ભૂમિ અતિક્રમી થોડી, વળી પાછો વળી આવે;
રખે [1]વનચર કો દીયે દુઃખ, એહવું મનિ સંભાવે. ૫૧
[2]શસ્ત્રીયેં નિજ જંઘા છેદી, રૂધિર કાઢે તિણિ[3]એવ;
લેખી ચીરિ લિખે નલરાજા, ઇતિ અક્ષર સ્વયમેવ. ૫૨

---

" લીધી હાથિ કૃપાણિકારે, છેદવા માંડયો ચીર;
" જિમણું ડાબાને કહે રે, આવ તું ચીરછેદિ વીર !
" ચોહરીમાંહિ મેં ચડીરે, જિણિ પરણી બહુ પ્રેમ,
" જિમણો કહે મુઝ ચીરનેરે, છેડતાં આવ(ડે) કેમ.
" ડાબો જિમણાને કહેરે, સાંભલિ મોરા મિત્ત !
" હથલેવિરમતે લીઓરે, તે વાત આણે તું ચિત્ત.
" કંસાર ખાધો તે એકલેરે, મુઝને ન તેડયો તેથિં;
" તું પેહુ તું મંગતુરે, મુઝ કર્યું તેડે એથિ.
" ભોજન જિમે તું ભલારે, માખી વીઝાવે મુજઝ;
" તું નાસે તીર નાંખતાંરે, હું આગે કરૂં ઝુઝ.
" તું વીંટે સિર પાઘડીરે, હુંઠ મારિ કરૂં સલિ;
" હું ભારીખમો તોલતાંરે, તે વાત ગઇ તૂઝ ભૂલિ.
" સુણિ ડાબા નળ વિનવેરે, જિમણો અધિક કહેવાય;
" પૂજા સમરણ દાન દેરે, પુન્યે પાપ ઠેલાય.
" ડાબો જિમણો બિ મિલ્યારે, વીનતી કરે સુણિ રાય !
" બીજો કરો તે મેં કરારે, પણિ ચંડાલકરમ ન થાય.
" નળ કહે કામ કરો તુમ્હેરે, જો કરો માહરી આસ;
" પાપ સહુ સિર માહરેરે, જિમ સો તિમ પંચાસ.
" ઇમ સમઝાવી હાથનેરે, છેદું આધું ચીર;
" નળ છેદ્યો જાણે નેહલોરે, પણિ નયણે વરસે નીર."

[1] જંગલી પશુઓઆદિ. [2] શસ્ત્રવડે. [3] તેજ વેળાએ.

તુઝ પીહરિં જાવા તુઝ-વલ્લભ, [1]કાતર થયું [2]અતીવ;
તે ભણી તુઝ વનિ ત્યજી એકલી, **નલ** નાઠો થઈ ક્લીવ[3]. ૫૩
આ વડ આગલિ વાટ વહે છે, તે કુંડિનપુર કેરી;
નિષધનયરની [4]કિંશુક પુઠેં, લહિજે વાટ ભલેરી. ૫૪
તાત નગરિં અથવા દેવર ઘરિ, મન (ચિત્ત) પ્રેરે તિહાં જાજે;
શીલપ્રભાવેં હુસ્યે સુખ તુજનેં, અતિ સુધીર હવિ થાજે. ૫૫
તિં અપરાધ નથી કો કીધુ, તુઝ પ્રિયુ બહુ અપરાધી;
તે સવિ ખિમા ધરીનેં ખમજો, જે તુજ [5]આણુ વિરાધી. ૫૬
ઇતિ કહીનુ અલગુ થઈ ઉભુ, મંદમંદ મનિ રોઈ;
નિધાન-ચોરતણિ પરિ રાજા, દૂરિ રહીયો મુખ જોઈ. ૫૭
આ પરભાત લગે ઇમ કીધું, દુઃખે ઘણું સો પીડયો;
[6]કુલિશ પ્રાહિં મન કઠિન કરીનેં, વેગેં તિહાંથી હીંડયો. ૫૮

**कर्कोटकप्राणरक्षा—**

વે પરિ ઉનમારગિં તસ જાતાં, વાયા વાય પ્રચંડ;
ધૂલી બહુલ સઘલિ દિસિ વ્યાપી, ધૂમાકુલ વનખંડ. ૫૯
દાવાનલ બલતુ સો દેખી, આગલિ ચાલ્યુ જામ;
રાખિ રાખિ **નલ**રાજાન ! જળતો, શબદ સુણ્યો ઇતિ તામ. ૬૦
ચિન્તિ વિમાસે આ વનમાંહિ, **નલ**રા' ઇતિ કુણ ભાખે;
વળી વળી કહે સો સુણિ **નલ**રાજા, તુજવિણુ [7]અહી કુણુ રાખે. ૬૧

---

૧ બીકણ, અધીરજવાળો. ૨ ઘણો. ૩ અધીર, અશક્ત. 'क्लीब.' ૪ કેસુડા-ખાખરાના ઝાડ પછવાડેની. ૫ તારી આજ્ઞા ભાંગી. એક બીજાથી ભિન્ન ન થવું એવું લગ્ન વખતે કબૂલ્યું હતું તે આજ્ઞા તોડી નાંખી. ૬ ઇન્દ્રના વજ્ર જેવું. ૭ સાપ. એકપ્રતિમાં, 'અહી' અને બીજીમાં 'અહીં' પાઠ છે. તેથી અહી-સર્પને કોણ રાખે-બચાવે ? અને બીજી પ્રમાણે અહીં-અહીં આગળ તારા વિના કોણ રાખે-બચાવે ? એવા બે અર્થો થાય છે.

ચબદતણે અનુસારિ ચાલ્યો, પ્રબલ દાવાનલમાંહિ;
[1]ગર્તા એક મોટી તવ દીઠી, સર્પ જલંતો ત્યાંહિ. ૬૨
પ્રગટ માનુષી ભાષા ભાષે, ઉદ્ધરિ તું મુજ રાય !
રાય કહે તુજને ઉદ્ધરતાં, કુસલે કિમ રહે કાય ? ૬૩
તું દ્વિજિહ્વા કુટિલગતિ ચાલે, [2]પિશુનતણી પરિ હીંડે (પીડે);
જે ઉપગાર કરે તસુ દોષે, કિમ જઈએ તસ નીડે. ૬૪
વળતું વદુ ભુજંગમ વાણિ, તુજ નેટિ ઇતિ કહિવું;
પરઉપગારકાજિં મહાપુરૂષને, સુખદુઃખ અંગિં સહિવું. ૬૫
નહીં વિશ્વાસઘાતકી થાઉં, ઉદ્ધર મ કર વિલંબ;
જે સહિકાર[3] સરિખા સજ્જન, તે કિમ હુયે લિંબ. ૬૬
પ્રારથના ભંગ ભીરૂ પણિ તસ, વાચા કરી પ્રણામ;
દિયે ભુજંગમને અવિલંબન, નિજ ભુજ ભૂપતિ તામ. ૬૭
અતિ ભારે કરી ભુજ પીડાતો, ગર્ત્તાહુંતિ રાય;
હલુઈ હલુઈ બાહરિ આવી, બોલાવ્યુ [4]ચખી વાય. ૬૮
તાહરૂ ભાર ધરિતુ નવિ જાયે, બાહુ બહુ પીડાય;
અગ્નિહુંતી અતિ કષ્ટે કાઢિયો, મૂકું કહિ જેણિં ઠાય. ૬૯
સો કહિ [5]નવપગ અહીંથી ચાલી, દસમૂ આવે જામ;
હલુયેસ્યું [6]ભુજથી ઉતારી, ભૂમિ મેહલજો તામ. ૭૦

**કર્કોટકદંસણ—**

એક દો ત્રણિ ચ્યાર પંચ ષટ, સાત આઠ નવ પાય;
ચાલી દસમિ જવ ભૂંયે મેહલિ, તવ તેણિ ડસીયો રાય.[7] ૭૧

---

૧ ખાડો, ખાઇ. ૨ દુશ્મન-દુષ્ટ. ૩ આંબા સમાન. ૪ સર્પ. ૫ નવ ડગલાં. ૬ બાંહ ઉપરથી. ૭ કવિ શામળના કડવા ૨૨ માં આ પ્રમાણે છેઃ—

" નિશ્ચય દેશના રાયજી, દશ ડગ ભરો દયાલ;
" એક ધારી નારદે, છળ કરીશ હું ભૂપાળ.

રાય ભુજાયેં ડસી ભૂયેં પડીઓ, કુંડલી કરિયું શરીર;
તવ રાજા રીસાવ્યો બોલે, ફિટ રે! અધમ કુધીર! ૭૨
[1]ઇતિ કુધીર ધિગ્ધિગ્ તું ધીરઠ! મેં તુઝ કરિયો ઉપગાર;
તે ભણી તું એ અંગિં ડસીઉ, ધિગ્ તાહરૂ અવતાર! ૭૩

નલાંગપરાવર્તન—

તે વિષ-દાવાનલેં નલ દાધુ, હુઉં સ્યામ શરીર;
મિષી-પુંજ અંજન-ગિરિ ધમર, જાણે યમુના નીર. ૭૪
અતિ વાંકું ટુંકું નલનૃપનું, હુઉ સવિ સંસ્થાન;[2]
મોટું મસ્તક [3]લાંબી ગ્રીવા, કરભી ગ્રીવ[4] સમાન. ૭૫
આગલિ નીસરિયું હીયા ટોહું, વાંસો વાધ્યો અપાર;
હાથ પાદ આંગુલ થયા ટુંકા, વામનનુ અવતાર. ૭૬
વક્ર નાસિકા [5]પિંગલ-લોચન, ટુંકા ધુલા[6] કેશ;
પ્રિયાત્યાગ પાપેં લીપાણો, એહવો હવો નરેશ. ૭૭

નલઃક્રોધેનોવાચ—

એહવી દેહ અવસ્થા દેખી, અતિ રાજા ખેદાણો;
સંપ્રતિ [7]સાક્ષેપપણિ વળી, ઇતિ બોલ્યો સપરાણો. ૭૮

---

" પગલાં ગણુતો રાય ચાલ્યો, દશ પગળે "દશો" નાગ;
" નળ શરીરનો વર્ણ ફરીઓ, નાગ મન પ્રગટચો રાગ."

આમાં વર્ણવ્યું છે કે નલરાજા એક બે એમ પગલાં ગણતો ચાલ્યો અને જ્યારે છેવટે નવ "દશો" બોલ્યો એટલે નાગ "દંશો" એવું માનીને નલને દંશ્યો. અનુસ્વાર ભેદને નાગ ન સમજ્યો.

૧ પ્ર૦ " રે! કૃતઘ્ન." ૨ શરીરના અવયવો. ૩ પ્ર૦ "પ્રલંબ ગ્રીવા." ૪ ઊંટની ડોક સમાન. ૫ પીળાં–માંજરાં નેત્ર. ૬ ધોળાં. પ્ર૦ " ધૂંધળ કેશ." ૭ સ+આક્ષેપપણે.

ઓ પાપીરે રે સર્પાધમ ! હજી કિસ્યું મુખ દાખે;
કાં કૃતઘ્ન [૧]નિલ્લજ નિકૂટ, જા મુખ દાખ્યા પાખે.[૨] ૭૯
[૩]રામઠ લુસણુતણુ રસ લેઈ, તિં કપૂરવન સીંચ્યું;
દુર્વિધ [૪]અસિધારાયે કરીનેં, શુભ શરીર એ પીંચ્યું. ૮૦
હવે એ જીવિત પાખે જાણું, મરણુ ભલું મનિં ગ્રહીંયે;
તિં જે દુષ્ટ યાતના દીધી, તે નિત સી પરે સહીંયે ? ૮૧
તિં વિશ્વાસઘાત કરીનેં, કહે કસ્યું ફલ લીધું ?
અવર દીન ઉપગાર કરેવા, [૫]અંતિઃ કાર્ય એ કીધું. ૮૨
અધોવાસ તુમને જે હુઓ, તે તો ઉચિત અપાર;
અધમકાજ એહવાં કરી લહિસ્યુ, [૬]અધોગતિ અવતાર. ૮૩
વિશ્વભયંકર[૭]! દો જિહ્વાધર ! ચરણુ વિવર્જિત કાયા;
હો પરિ મલિન [૮]કુટિલગતિગામી, કદ્રૂયેં કાં જાયા ? ૮૪
દોષ અમારો એ નહિ તાહરો, જે તુઝ જીવિત દીધું;
દુર્જનનેં ઉપગાર કર્યાનું, ફળ તતકાલ એ લીધું. ૮૫
કઉચિનાં ફલ અંગિ ધરે જે, તેસ્યું સુખ પામે સોય;
તે ઉપગારપ્રતિ ધિગ કીજે, જેણિ વિડંબન હોય ! ૮૬
[૧૦]ઉપ-અપગાર ઉભયથી ખળનેં, કરિવો ઉચિત ન તેહ;
સમવૃત્તિ રહિવું દુર્જનસ્યું, જુ સુખ વંછે દેહ. ૮૭
જલધિ જલતો જો મેં રાખ્યું, તુજનેં કપટી ક્રૂર !
તો તુઝ વ્યાપા(દ)ન હું ન કરૂં, જા મુખ લેઇ દૂર. ૮૮
અતિપરિં અધિક્ષેપ પન્નગનેં, કીધો નલરાજાયે;
તવ સો નાગ ઇસીપરિ જંપ્યું, પરગટ નર ભાષાયેં. ૮૯

---

૧ પ્ર૦ "નિલ્લજ ન લાજે." ૨ દેખાડયા વિના. ૩ હીંગ, લસણ. ૪ તરવારની ધારથી. ૫ પ્ર૦ "અંતરાય અતિ કીધું" ૬ નીચીગતિ-નરક. ૭ સાપ. ૮ વાંકીગતિવાળો. ૯ કદ્રૂ નામની સ્રીએ. ૧૦ અપકાર અને ઉપકાર બંને ખળ પુરૂષોને કરવાં નહિ.

**पन्नगउवाच—**

ઇતિ [1]અધૃતિ રાજાન્ ! મત માણુશિં, મ ધરસિ અતિ સંતાપ;
જે વૃત્તાંત કહું તે સંભલિ, ઇતિ કહી હુવો નર આપ. ૯૦
નિષધરાયનો હું લઘુ બંધવ, **વજ્રસેન** ઇતિ નામ;
સર્પ ઠામિં સો દૃષ્ટિ પડીઓ, નૃપ લાજ્યો મનિ તામ. ૯૧

**नलउवाच—**

અતિ અચિરજ પામ્યો મન સાથિં, આવી લાગુ પાય;
તાત ! તાત ! કિમ દરસન દીધું, પાઉધાર્યા કુણુ ઠાય ? ૯૨
છોરૂ હુયે કછોરૂ તુહિ, માતપિતા પ્રેમ રાખિ;
**નલ** અપરાધિ સાથિ દયાપર, કુણુ હોવે તુમ [2]પાખિ ! ૯૩
રિદ્ધિ જસ ધર્મ અને સુખ, જેણિ કુલ [3]કટક હાર્યું;
અસ્યું અધમ સંતાન પિતાજી ! કિસ્યે ગુણિ સંભાર્યું ? ૯૪
અતિ [4]શઠતા હીયડામાંહિ આણી, પ્રિયા (સતી) એકલી મેહલી;
લજ્જા દયા અને કુલકીરતી, ત્રણે અલગી ઠેલી. ૯૫
ઇત્યાદિક વિલપે અતિ રાજા, નયણુ વહે બહુ નીર;
સો પણ સાશ્રુ નયન થઇ વારે, વચ્છ ! થાઓ હવે ધીર. ૯૬
હૃદય સાથિં **નલને** પરિરંભી, સોવન શ્રીફલ દેઇ;
રત્ન જટિત નલને કરિ દેઈ, વલતું જંપ્યુ સોઇ. ૯૭

**कर्कोटकउवाच—**

[5]**વજ્રસેન** એક તુઝ પીતરીઓ, કર્મતણે પરિણામેં;

---

૧ ધીરજનો અભાવ. ૨ તમારા વિના. ૩ સૈન્ય, લશ્કર. ૪ ઘણી મૂર્ખતા, ખલતા. ૫ શ્રીમેઘરાજજીએ અને સમયસુંદરજીએ અત્રે નળપિતા વીરસેન હોવાનું સૂચવ્યું છે. જુઓ મેઘરાજજી કૃત નળદમયંતીરાસે. આ૦ કા૦ મ૦ મૈ૦ ૩ જે પૃષ્ઠ ૩૪૯ મે—

" ઈમ ચિંતવતાં રે અહિ ફીટિયો, સુરવર એક ઉદાર;
" તે સુર બોલ્યો રે હું ઈહાં આવીઓ, ધરતો પ્રેમ અપાર. ૯
" નિષધનરેશર હું છું તુજ પિતા, આવ્યો એણે ઠામ;
" દોહિલી વેળા આવે આપણે, નહીંતર કેહી કામ." ૧૦

નાગકુમારમાંહિ અસુર અવતરીઓ, કર્કોટક ઈતિ નામિ. ૯૮
અવધિજ્ઞાનતણે બલિ જાણ્યું, તુઝનેં આવીયું કષ્ટ;
નલપ્રતિરૂપેં એકલુ ભમતાં, રખે [1]દમે કો દુષ્ટ. ૯૯
તિણિ કારણિ ઈતિપરિ એ કીધું, તુઝ શરીર સુણિ સત્ય;
સોવન શ્રીફલ એ દો દીધાં, આણી પ્રેમ અપત્ય. ૧૦૦
વસ્ત્ર વિભૂષણ છિ એ માંહિં, જાલવજે જિમ જીવ;
બારવરસ એ ભાવથી રહિસ્યે, રખે થાયે મનિ કિલવ.[2] ૧૦૧
દ્વાદશવર્ષતણે જો અંતિ, નિજ સ્વરૂપનું કામ;
જવ હુએ તવ અંગિ ધરજે, લહિસ રૂપ ઉદ્દામ. ૧૦૨
તિહાં લગિ એણિ રૂપે રહિજે, રખે પ્રકાસે આપ;
મેં તુઝ [3]સાનિધિ એટલું થાયે, ન ટલે પૂરવપાપ. ૧૦૩
અસુર એક તુઝ કેડિં પડીઓ છે, તેણિં છલીયો તું વચ્છ!
તેહને તું આપોપુ જાણસિ, પાપ હોસિ જવ તુચ્છ. ૧૦૪
હવે તુઝ તેણિ થાનકિ મૂકીજે, સુખે ગમે જિહાં કાલ;
ઈતિ સુર સીખ સંભલી કાંઈક, [4]રતિ પામ્યુ ભૂપાલ. ૧૦૫
[5]અંતર્ધ્યાન હવુ સો સુરવર, સીખ કહી સવિ જામ;

---

૧ દુખી કરે, પીડે. ૨ મનમાં અધૈર્યવાન્ ન થતો. ૩ મદદ, સહાય્ય. ૪ આનંદ. ૫ આ સ્થળે શ્રીમેઘરાજજીએ અને સમયસુંદરજીએ આ પ્રમાણે વર્ણવ્યું છે. જુઓ શ્રીસમયસુંદરકૃત નળદવદંતીરાસે બીજે ખંડે પાંચમી ઢાલે—

" તું કહે તેથી ઉપાડી મૂકું, પુત્રને પ્રેમે લીયો;
" દમ કહે નળને નિષધસુરવર, નાલેર લ્યે દેવ નીમીઓ.
" નળ કહે મૂક સુસમાપુરિ, દેવ મૂકયો લેઈ તેયોજી;
" નળ દેખે ખિણમે આપને, સુસમાપુર પોળે તેયોજી.
" સુસમાપુર પોળિ તેથી પુહુતુ, કોલાહલ થયો તિણિ સમે;
" દૂરિ રે દૂરિ પોહમ લોકો, સહુ ટળજ્યો એકે ગમે.
" અસવાર ચિહુ દિસિ કહે એહવું, નળ સુણી અચરિજ ધરે;
" દેખીઉ એહવે એક હાથી, આવતુ સુસમાપુરે."

નલરાજા પુરપરિસરે સરોવર, આગલિ દેખે તામ. ૧૦૬
સ્નાન કરી તિહાં પાલે બિઠો, કૂબડરૂપે રાય;
લોકપ્રતિં કહે અહીં કુણ રાજા, કુણ નગરી કહિવાય? ૧૦૭
તે કહિં નગરી નિરૂપમ વનિતા, રાજા શ્રીઋતુપર્ણ;[1]
શત્રુ કામિનીને જેણિં કીધા, કંકણ નગણાભર્ણ. ૧૦૮
ઇસ્યું સુણી મનિ સંતોષાણું, બાળમિત્ર મુઝ એહ;
આગલિ નગર નિરીખ્યણ ચાલ્યુ, નલનૃપ કૂબડદેહ. ૧૦૯

हस्तीमद—

નગરતણી પોલિં જવ પેઠુ, તવ સુણ્યું હાહાકાર;
રાયતણુ પટ્ટ હસ્તી[2] છૂટ્યુ, જન પાડિં પોકાર. ૧૧૦
એક ઉજાણા ચડે અટાલે, એક ઉપરિ પ્રાકાર;
એક મહાવૃખ્ય ઉપરિ ચડીઆ, એક મંદિર તેણીવાર. ૧૧૧
દોસી હાટ ઉઘાડાં નાખી, નાઠા ન જુએ વાળી;
પારખિ પગ વાહીને નાસે, ન શકે દ્રવ્ય નિહાલી. ૧૧૨

---

૧ મેઘરાજજી અને સમયસુંદરજીએ વનિતા અને ઋતુપર્ણને સ્થળે સુસસાપુર ગામ અને દધિપર્ણ રાજા વર્ણવેલા છે. જુઓ આ૦ કા૦ મ૦ મૌ૦ ૩ જે પૃષ્ઠ ૩૫૦ મે શ્રીમેઘ૦ નળાખ્યાને—

" તવ નળ બોલેરે મુજ સુસમારપુરે, મૂકો હે સુરરાજ ! ૧૬
" તવ નળ મૂકયોરે તે પુરઉપવને, સુર પુહુતો નિજ ઠાય; ૧૭"
" એહવે એક ગજ મદ ભર્યો, ત્રોડી સાંકળ પાસ;
" ત્રાસ પમાડે નગરને, સબળો કરે વિનાશ. ૩
" ગોખિ ચઢયો દધિપન્નનૃપ, બોલે; જે ગજરાજ;
" ઝાલે તાસ ઇનામ દે, સારૂં વંછિત કાજ. ૪"

કવિ ભાલણે અને પ્રેમાનંદે વનિતા—અયોધ્યા અને ઋતુપર્ણ રાજા વર્ણવ્યા છે. માત્ર અંદર ગાંડા હાથીની વાત નથી. સીધો નળરાજા ઋતુપર્ણને મળ્યો તેવું જણાવેલું છે. ૨ મુખ્ય હાથી.

મોતી ભુઇં વીખેરે [1]ઝવહિરી, જાયે જિમ જલ પૂર;
કેસર-અગર-કપૂર સુગંધી, મેહલી નાઠા દૂર. ૧૧૩
ગાંધી હાટે વસાણું શૂનાં, કૂડી હાટે કણુ[2] અંબાર;
ઘી હાટે નીક વહે તવ ઘીની, કોઇ કરે નહીં સાર. ૧૧૪
તંબોલી તિણિ એવિ [3]પુલાયા, [4]પુહુવીં વીખર્યા પાન;
સૂનાં હાટ ત્યજી સુખડીયા, નાઠા નહી સિરિ સાન. ૧૧૫
પડિ નાશતા એક એક ઉપરિ, એક પાડિ આક્રંદ;
એક અબલા પણિ ન સકે નાશિ, ચાલંતી ગતિ મંદ. ૧૧૬
કુલાલ ઘરિ મદિરા જઈ પીધી, સો ઉન્મત્ત[5] અપાર;
પાડે હાટ આવાસ અનોપમ, પાડે [6]પોલિ [7]પ્રાકાર. ૧૧૭
સુભટ અનેક મિલ્યા ભૂપતિના, પણિ કેહિને વસિ નાવે;[8]
રા' ઋતુપર્ણ હવુ ચિંતાતુર, ઇતિ ઉદ્દઘોષ કરાવે. ૧૧૮
જે નર એ હસ્તી વશિ આણે, હસ્તી પરિખ્યા જાણી;
તેહનેં ગ્રામ પંચશત આપે, રા' ઋતુપર્ણની વાણી. ૧૧૯

दंतीदमन—

ઇતિ ઉદ્દઘોષ સુણ્યો સો કૂબડ, નગર મધ્ય તાં જાયે;
લોક કહિરે નાસિ કૂબડા ! આ જો હસ્તી ધાયે. ૧૨૦
એહવે એક વ્યવહારી કેરી, પુત્રી સુંઢે લેઇ;
[9]સો ગજ કૂબડ સમીપિં આવ્યુ, સા આક્રંદ કરેઈ. ૧૨૧
સો દેખી કૂબજો ઈમ બોલ્યો, અરે ! ગજાધમ દુષ્ટ !
અબલા ઉપરિ જોર આગામ્યુ, ધિગધિગરે પાપીષ્ટ ! ૧૨૨
ઉતારિવા મદજ્વર તાહરો, આયુર્વેદી એહ;
ઈમ કહિતુ પાષાણિ આહણિ, ગજનેં કૂબડ દેહ. ૧૨૩

---

૧ ઝવેરી. ૨ ધાનના ઢગલા. ૩ નાઠા. ૪ પૃથ્વીપર. ૫ પ્ર૦ "અનુમત" ૬ દરવાજા. ૭ કિલ્લો. ૮ ન+આવે. ૯ તે હાથી.

[1]કરિવર કૂબડ હણિવા કારણિ, કરી ચરણ ઉત્તાલ;
[2]રોષારુણ લોચનસૂ સૂતુ, ધાયો અતિ [3]વિકરાલ. ૧૨૪
[4]પંખાલુ પર્વત જિમ ઉડે, તિમ આવતું દીઠું;
તેહના કરાઘાત [5]વંચીનેં, ચરણ ચિહું વચિં પિઠું. ૧૨૫
હસ્તી હેઠિ રહિયો સો કૂબડ, મેહલે મુષ્ટિ પ્રહાર;
શબ્દ વાજતાં અંબર ગાજે, મર્મસ્થાનકિ દે માર. ૧૨૬
કુંભકારના ચક્રતણી પરિં, ભમિ મતંગજ સોઇ;
કુબજ મતંગજ [6]ભડતાં બેહુ, જન પેખે સહુ કોઈ. ૧૨૭
ઇતિપરિ વારણ વ્યાકુલી કીધો, [7]સો સ્રવીઓ મદ વીર;
મંદશક્તિ સો હવું મતંગજ, કુબજ [8]મતંગજ વીર. ૧૨૮
ગજશિખ્યા જે ગ્રંથ ભણ્યો છે, તેણિં હસ્તી વશિ આણ્યું;
કુબજ પરાક્રમ પરગટ દેખી, લોકે ઘણું વખાણ્યું. ૧૨૯
ગજવર ખંધિ ચડી સો બિઠો, [9]કરિવર કરિયો પ્રસન્ન;
[10]નૃપમંદિરભણી લેઇ ચાલ્યો, પેખે નગરી જન્ન. ૧૩૦
યદ્યપિ નૈષધ થયુ કરૂપી, તથાપિ બળ નહિ ખીણું;
જિમ ઘનસાર કરિયું છે ચૂરણ, તુહિ સુગંધિ નહિ હીણું. ૧૩૧
બિઠાં ગુખિ[11] રાય ઋતુપર્ણ, પેખી અચિરજ પામ્યું;
ગજશાલાયે ગજનેં બંધાવી, સભામધ્ય બોલાવ્યું. ૧૩૨
રાજસભાયેં આવ્યો સપરાણો, નૃપને કરી પ્રણામ;
વિનય વિધેં બિઠુ નૃપ પાસિં, કહિ પ્રથવીપતિ તામ. ૧૩૩
કહુ કુબજ ! કિહાંથી પાઉધાર્યા, દંતીદમન વિશાલ;
કલા એવડી કિહાં તુહમે પામી, સેવક કુણ ભૂપાલ ? ૧૩૪

---

૧ હાથી. ૨ ક્રોધથી રાતો બનેલો. ૩ બીહામણો. ૪ પાંખવાળા ડુંગરની માફક. ૫ ઠગીને, છેતરીને. ૬ પ્ર૦ "ભમતાં." ૭ પ્ર૦ "સો સમિઓ મદનીર". ૮ મહાભાગ્યવાળો. પ્ર૦ "મહાબળ વીર" ૯ ગજવર. ૧૦ પ્ર૦ "નૃપ મંદુરભણી" મંદુર=તબેલામાં. ૧૧ ગોખમાં.

કુબજ કહિ ક્ષિતિમંડલ મંડન, વીરસેન–સુત વીર;
તેહનો એ સારથી સુણુ નૃપ ! સો નલ ગુણુ ગંભીર. ૧૩૫
કૂબરબંધવ સાથિં [1]દુપોહર, રમતાં હારિયુ રાજ;
તુ તેણિ સો કાઢિયો વનવાસિં, લેઇ લક્ષ્મી લાજ. ૧૩૬
હવે કો નલની શુદ્ધિ ન બૂઝે, સ્વામિભક્ત આ દેવ !
ભમતું નગરિ તુહ્મારે આવ્યું, ન કરી કૂબર સેવ. ૧૩૭
સુણી ઋતુપર્ણ હવુ [2]શોકાકુલ, બાળમિત્ર સો માહરૂ;
આ ! આ ! કિસિ દિશા નલ પામ્યુ, નાટકગીત નિવારૂ.[3] ૧૩૮
દિવસ ત્રણિ મનિ દુઃખ ધરિયું અતિ, કુબજપ્રતિ દેઇ માન;
પરમમિત્ર કરી પાસિ રાખ્યું, ગ્રામ પંચશત દાન. ૧૩૯
નિત નિત નવ નવ કલા દેખાડે, નૃપનું લે હરિ ચિત્ત;
[4]ઉચિત્ત પ્રસાદે બહુ રીઝવે, પામે પરિઘલ વિત્ત.[5] ૧૪૦
દીયે દાન યાચકજન પોષે, ન ત્યજે પણું ઉદાર;
અતિ અચિરજ પામે નગરીજન, કરે કીર્ત્તિ વિસ્તાર. ૧૪૧
સૂર્યપાક રસવતી નીપાયે[6], નૃપનેં [7]અશન કરાવેં;
રા'ઋતુપર્ણ મોકલી [8]ચરનેં, નલની શુદ્ધિ જોવરાવે. ૧૪૨
કુબજરૂપે નલ તેણિપરિ રહિતુ, મનિ ભૈમીનું દુઃખ;
પ્રગટ કરી ન શકે કો આગલિ, ક્ષણ એક ન વેઇ સુખ.[9] ૧૪૩
દેતો દોષ કર્મનેં નૈષધ, રા'રિતુપર્ણહ પાસિં;
રહિયો વિનીતાનગરીમાંહિં, કાલક્ષેપ વિમાસિં. ૧૪૪
હવે કથા દમયંતીકેરી, સુણજો સહુ સુજન્ન !
દ્વાદશમિ પ્રસ્તાવિ કહીસ્યેં, સમ રસ ભેલી મન્ન ! ૧૪૫

---

૧ પ્ર૦ "દુરોદર." ૨ શોકથી આકૂળ. ૩ ત્યાગ કરે. ૪ યોગ્ય–લાયક કૃપાથી. પ્ર૦ "ઉચિત પ્રસાદ દીયેં બહુ રાજા." ૫ લક્ષ્મી. ૬ બનાવે. ૭ ભોજન કરાવે, ખવડાવે. ૮ બાતમીદાર, છાનો રાજદૂત. ૯ ભટ્ટ પ્રેમાનંદે અત્રે આ સુત્ન્ય વિશેષ કથ્યું છે. કવિ ભાલણે પણ

( ચોપાઇ. )

ગ્રંથ નલાયનનુ ઉદ્ધાર, નળચરિત્ર નવરસ ભંડાર;
કવિનયસુંદર સુંદરભાવ, એતલિ (હવુ) એકાદશ પ્રસ્તાવ. ૧૪૬

ઇતિ શ્રીકુબેરપુરાણે નલાયનોદ્ધારે, નલચરિત્રે દમયંતીપરિત્યજન, નૈષધ કુબ્જત્વભજન (ઋતુપર્ણનૃપસમીપે) ગજશિક્ષા પ્રદર્શન, સૂર્યપાકરસવતીપરિવેષણ, સ્વકલયા-ઋતુપર્ણ-રંજન, કાલક્ષેપાય તત્ર (સ્થિતિ) કરણ વર્ણનો નામૈકાદશઃ પ્રસ્તાવઃ

---

પ્રેમાનંદ જેવો ભાવ વર્ણવ્યો છે. જુઓ પ્રેમાનંદ કડવું ૩૫ મું—
" અશ્વપતિ મહારાજા થયો, હયશાળામાં વાસો રહ્યો;
" છે વિજોગની વેદના ઘણી, નિત્યે સુએ શ્લોક એક ભણી.

શ્લોક–સ્વાગતાવૃત્તમ્.

" आतपे धृतिमता सह वध्वा, यामिनी विरहिणा विहगेन;
" सेहिरे न किरणा हिमरश्मे–र्दुःखिते मनसि सर्वमसह्यम्.

ભાવાર્થ–વસન્તતિલકાયામ્.

" જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે, તે સંગ રંગ રમતાં રવિતાપ સાંખે;
" રાતે વિજોગથકી ચંદ્રપ્રકાશ ખૂંચે, જો દુઃખ હોય દિલમાં કશુંએ ન રૂચે.

રાગ–દેશાખ.

" એવું કહિને કરે શયંન, વિસ્મય થાય પાડોશી જંન;
" બાળ બિહામણો આવી વસ્યો, કદરજને વિજોગ તે કિશો ?"

# પ્રસ્તાવ બારમો.

### दमयन्तीअधिकार.

(દૂહા.)

સમરિસું (સુ) સમરિસું (સુ) સરસતી, શ્રીભાનુમેરૂ ગુરૂરાય;
ચરણ-કમલ સંભારતાં, મુઝ-મતિ નિરમલ થાય. ૧
ગતિ વિષમી છે કર્મની, કહિંનો નથીઅ વંક;
કર્મ શુભાશુભ બંધીઆ, છૂટે રાય નેં રંક. ૨
બ્રહ્મા જેણિં કુંભાર કિય, વિષ્ણુ [1]વિષમ અવતાર;
એક ચક્ષુ ઉશના હવી, શંકર ભિક્ષાચાર; ૩
ચંદ્ર કલંકી જિણિં કિયો, સૂરિજ ભમે આકાસિં;
સજ્જન ! સહુ સાચું લહી, કરજો કર્મ વિમાસિ. ૪

(રાગ રામગ્રી.)

(પ્રભુ ! તેં જીત્યું હેલામાંહિ, મોહ મહાભડ જૂહો; એ દેશી.)

[2]હવિ તિણિ વનિ મહાસતી દમયંતી, પુહઠી [3]પુહવી સિચ્યાયેં;
તેણિ નિસિ નિદ્રા પરમસખીપરિ, ક્ષણ એક અલગિ ન થાયરે. ૫
પ્રાણી ! કારણ કર્મનું મોટું, ન સકે કો કરી ખોટું;
બંધો ! કારણ કર્મનું મોટું. (આંચલી.) ૬

भैमीस्वप्न—

સુપન લહે અરૂણોદયવેલા, જાણે એક છે માકંદરે;[4]
બહુપત્ર ફલફૂલે વિરાજીત, તિહાં કરતી એ આનંદરે. બંધો૦ ૭

---

૧ વિવિધ રૂપોથી અવતાર લેનાર. ૨ આ રાસકારે, શ્રીસમય-સુંદરજીએ, અને પ્રેમાનદે પ્રથમ નળાધિકાર અને પછી દમયંતીવૃત્તાંત વર્ણવ્યો છે. જ્યારે કવિ ભાલણે અને શ્રીમેઘરાજજીએ પ્રથમ દમયતી અને પછી નળકથા કહી છે. ૩ પૃથ્વીની પથારી, ભોંયપર. ૪ આંબાનું ઝાડ.

કેતે કાલિ સો તરૂવરઉપરિ, આવી [1]કપોત ઈક બિઠોરે;
તવ સહકાર સહસા સૂકાણો, જિમ [2]ઘણુ ભીતરિ પિઠોરે. બંધો. ૮
ભૈમી શિથિલ થઈ સર્વાંગે, તે તરૂથી પડી હેઠીરે;
ઇતિ સુપનંતર લહી સા જાગી, તવ સહસા થઇ બેઠીરે. બંધો. ૯
ઇતિ દુઃખ સ્વપ્ન કિશું એ દીઠું, બહુ શંકા મનિં પામીરે;
[3]વૃથા કરેવા કુઃસ્વપ્ન સોઈ, જાણિઉં મુખ જોઉં સ્વામીરે. બંધો. ૧૦
ચકિત મૃગીપરિં સઘલે નિરખે, પાસે જિમણુ ડાવેરે;
આગાલેં પાછલે વળી નિહાળેં, કીહીં પતિ દૃષ્ટેં નવિ આવેરે. બં. ૧૧
મનસ્યું ત્રાસ લહી થઇ ઉભી, પ્રીઉ મુખ જોવા ચાલીરે;

**वियोगविलाप—**

વન ગુહ્વર[4] સરોવરની પાલિં, સઘલિં થાકી નિહાલીરે. બં. ૧૨
પ્રીઉ ચિંતામણિ કિહાં નવિ દીઠો, જાણ્યું કરે છે હાંસુંરે;
છાનો છયલ છપીને રહીઓ કિહાં, સાદ કરે ઝરે આંસૂરે. બં. ૧૩
આર્યપુત્ર ! પુત્ર ! કરંતી, પ્રીઉ ! પ્રીઉ ! વળી વળી ભાખેરે;
પણિ [5]પ્રતિઉત્તર કોઇ ન આપે, કોઈ નવિ રડતી રાખેરે. બં. ૧૪
વળી વિચારે સહી કુણિ હરીઓ, મુઝ પ્રિયરૂપ વિશેષીરે;
કિ વિદ્યાધરિ કિ વ્યંતરીયેં, [6]સુભગ શિરોમણી દેખીરે.
વહાલા ! ઉત્તર વિહિલુ આપો, કાં અબળાને સંતાપોરે;
માહરા સ્વામી ! ઉત્તર૦ ( આંચલી. ) ૧૫
સ્મરશંકા મનમાંહિ સંભાવી, કિં વારતિ ગઇ લેઇરે;
દેખું તુ તત્કાળ મેહલાવું, જે માગે તે દેઇરે.
માહરા વહાલા ! ઉત્તર૦ ૧૬
ધિગ પરમાહિં પરવશે હુઈ, નિદ્રામાંહિ નિધિ હારીરે;

---

૧ હોલો પક્ષી, કબુતર. ૨ કીડો આંબામાં દાખલ થવાથી તે એકદમ સૂકાઇ જાય છે. ૩ જુઠું .૪ ગુફા. ૫ પાછો જવાબ. ૬ સારા ભાગ્યવાળો.

હા ! હા ! નિરનાથા કિમ રહિસ્યે, શરણ વિના નળનારીરે !
વહાલા ! ઉત્તર વહિલુ આપો, કાં અબળાને સંતાપોરે. મા૦ ૧૭
( રાગ-મારૂણી. પ્રિઉ ! રાખોરે પ્રાણાધાર-એ દેશી. )
હા હા ! નાથ ! કિહાં ગયુ, પ્રિયા એકલી મેહલીરે;
દેવદૂત ! દરસન દીયો, કાં પૂરવપ્રીતિ સંકેલીરે.
મેલાવોરે કો કરિ કંત, કો નલરાય મેલાવોરે;
કરૂણા કરોરે શ્રીભગવંત ! રંગ સમુદ્ર રેલાવોરે.
જગિ જાગો હો કો સત્યવંત ! અતિ દુખભાર ઠેલાવોરે;
આરાધોરે કોઇ અનંત, નયણે નાહ મેલાવોરે.
મેલાવોરે કો કરિ કંત, કો નલરાય મેલાવોરે. (આંચલી.) ૧૮
ફિટ હીયડા ફાટિં નહી, કાં રહ્યું (લે) વાહલા વિયોગરે;
તુ તું સહી વજ્રમય ઘડીઉ, જુ રહિઉ એણે શોગિરે. મે. ૧૯
પ્રાણ કિશ્યે માંડી રહિયા, છાંડી હજી ન જાયરે;
પ્રીઉ પાખે કુણ પાલસ્યે, સેં તુજ સાન ન થાયરે. મે. ૨૦
પ્રિય ! અપરાધ પ્રિયાતણા, ખમજે ખમા-નિધાનરે;
દમયંતીપ્રતિ તું હુજે, [1]ભવિ ભવિ પુરૂષ પ્રધાનરે. મે. ૨૧
હા અંગજ વીરસેનના ! હા વલ્લભ ! હા સ્વામીરે !
ઇતિ કહીતી ભૂમિ પડી, ભૈમી મૂર્છા પામીરે. મે. ૨૨
દમયંતી દેખી પડી, વનદેવી દુખ પાવીરે;[2]
નયણ ઝરંતા કંપિ ફુલેં, તરૂ શાખા ન હલાવીરે. મે. ૨૩
મૃગલે મુખિં દીધાં નહીં, તૃણ [3]નીઝરનાં પાણીરે;
પંખી ફળ ચાખ્યાં નહી, રૂદન સુણી નલરાણીરે. મે. ૨૪
પરવત નીઝરણાં મસ્યે, દમયંતી દુખ દેખીરે;

---

૧ ભવેભવે, અગાડી બીજા ભવોમાં પણ તુંજ મારો પ્રાણ થજે. આવાં વાક્યો પૂર્વલા પાંચ ભવોના પ્રેમને લીધે ઉચ્ચારાય એ સ્વાભાવિક છે. ૨ પામી. ૩ ઝરણનું પાણી.

રૂદન કરિ જાણે રહિયા, મધુકર કુલ સવિસેષીરે. મે. ૨૫
સરોવર તટ વૃક્ષાવલી, પવન સુશીતલ વાયારે;
તેણિ [1]તનિ આવી ચેતના, જાગી નલનૃપ [2]જાયારે. મે. ૨૬
પુનરપિ પ્રીઉ જોવા ભણી, ઘણી ભૂમિ [3]અવગાહેરે;
ભમે [4]ઇતસ્તત ભામિની, દામિની[5] જિમ વનમાંહિરે. મે. ૨૭
ગિરિ ગુહવર નિરખી ગુફા, જોયા મહાતરૂ વલ્લીરે;
શ્રમ ભય તાપ વેયા નહી, ક્ષુધા તૃષા નવિ સલ્લીરે.[6] મે. ૨૮
સુણો લતા ! પૂછું ખરૂં, ધન્ય તું તરૂ સંયોગોરે;
**ભૈમીને** ભરતારનો, પડિયો કુણિં વિયોગોરે ? મે. ૨૯
કંટક વૃક્ષ ચરણે હવા, વહે બહુ [7]શોણિત ધારારે;
કર અલતારસિ રંગીયા, તે ન વિઇ નલદારારે. મે. ૩૦
પત્ર સંચાર સુણી કરી, ફિરી ફિરી ફેરા દેતીરે;
યોગિની જિમ [8]વિયોગિની, એક નલનામ લેતીરે. મે. ૩૧
પ્રિઉ પ્રિઉ ! કરતી પદમની, થાકી વનિં વનિં જોઇરે;
થઇ નિરાશ આવી તિહાં, સેજિ દેખી વળી રોઇરે. મે. ૩૨
કાલિ મુઝ પ્રિયુ ઇહાં હુતો, ઝરતો અમૃત વાણીરે;
આજ બિઠી હું એકલી, ધિગ ધિગ ! કર્મ કહાણીરે. મે. ૩૩
રવિ અસ્તાચલિં જઇ રહીઓ, રહિસી સતી દુખ રોવારે;
[9]પ્રહિ ઉદયાચલિં આવિયો, મહાસતી મુખ જોવારે. મે. ૩૪
સા [10]નિશા ઇતિપરિ [11]નીગમી, કર્મ સંભારી રોતાંરે;
પ્રભાતિ ચીરેં પેખીયાં, અક્ષર આંસૂ લૂહતાંરે. મે. ૩૫
પેખી પતિ [12]વર્ણાવલી, સહસા શિસિં ચડાવીરે;

---

૧ તનુ–શરીરે. ૨ સ્ત્રી, પત્ની. ૩ જુએ, અવલોકે. ૪ અહીંતહીં. ૫ વીજળી. ૬ નળને શોધવાના ધ્યાનમાં ભૂખતરસનું શલ્ય જણાતું નહિ. ૭ લોહી. ૮ વિયોગ પામેલી દમયંતી, યોગસાધક યોગિનીની પેઠે માત્ર એક નળ નામ જપતી હતી. ૯ સવારે. ૧૦ રાત્રિ. ૧૧ નિર્ગમાવી. ૧૨ 'અક્ષરાવલી.

હરિ'ભીડી [1]ચાંપી સહુ, [2]અરથ સંકલ મનિ ભાવીરે. મો. ૩૬

( રાગ-મેવાડો. મેવાડા રાણા ! એ દેશી. )

હો રઠીયાલા રાણા ! ભલું કીધું ભરતારજી, વનમાંહિ એકલી નિરાસ;
વિણુ અપરાધ નિદ્રામાંહી ત્યજી, ભંજી અબલાની આસ.
હો રઠીયાલા રાણા ! ભલું કીધું ભરતારજી ! ( આંચલી. ) ૩૭
જાણ્યું હુતું પ્રીઉડો પાલસે, સુખેં દુખેં ત્યજે નહી નેહ;
દેહ છાયાપરિ ચાલતાં, વિષ સી દેઇ ગયો છેહ.
હો રંગીલા રાણા ! ભલું કીધું ભરતારજી ! ( આંચલી. ) ૩૮
વહાલા ! ભાર વિશ્વંભરા, કિમ સિર વહિતો અપાર;
એક દારા થઈ દોહિલી, સ્યું દેઉ ઉલંભો આધાર. હો રંગીલા.૩૯
શૃંગ વૃષભને ભાર કિમ કરે, હસ્તીને વળી દંત;
તિમ પરણી પ્રિયા પાળતાં, કિમ કિલમ[3] હુઈ મોરા કંત ! હો.
સા વેળા ગઇ વીસરી, જાણી જીવનુ આધાર,
હંસ સરૂપ જોવા મોકલ્યું, ચાંપ્યો હીયડાંસું હાર. હો. ૪૧
મારગિં ચરણે ચાલતી હું, થાકી ન કહિતી લગાર;
ક્ષુધા તૃષા ન ભાખતી, કિંપિ ન કરતી ભાર. હો રંગીલા. ૪૨
રાણીમરાજ લીલાતણું, જો હુઇ ભૈમીનેં વેધ;
પહિલું પિતા ઘરિ જાઈતાં, તુ કુણુ કરતું નિષેધ. હો રંગીલા. ૪૩
એક પ્રિય સુખડું દેખી કરી, હિયડું ઠરતું અપાર;
દુખડું જાતું સવિ વીસરી, પ્રાણિ પામતુ [4]કરાર. હો રંગીલા. ૪૪
દોષ નહીં પ્રિયુ તુમતણુ, પ્રગટિયું પૂરવ પાપ;
ભૈમી વિણુ કુણુ ભોગવે, તુ સ્યું કીજે સંતાપ. હો રંગીલા. ૪૫
વળી વિચાર એ સાચું સંભવે, તો તું તુંહી ગુણુ ગંભીર;
કો એક પાપી વ્યંતરે, તુઝ આવરિઉં છે શરીર. હો રંગીલા.૪૬

---

૧ પ્ર૦ "વાંચૂ સહુ" ૨ પ્ર૦ "અરથ સકલ" સકલ=સઘળો અર્થ. સંકલ=અર્થ સંકલના. ૩ ખેદ યુક્ત, શ્રમીત. 'ક્લમ.' ૪ ચેન, આરામ.

श्राप—

હવે હું કહું તે સુણજો સહુ, વનદેવી ! વનદેવ !
જે મુઝ કંત કેડિ પડિયો, સો સુખ ન લહીજો ક્ષણમેવ ! હો રં. ૪૭
જે મુઝ પ્રિયતનુ આવરી, એવડી દીધી કુશીખ;
સો ઠરીઠામિં મ બિસજો, તેહને પડજો ભીખ. હો રંગીલા. ૪૮

अभिग्रह—

કુસમ કેસર ચૂઆ ચંદન, સરસ ગવિલ જે આહાર;
વસ્ત્રાદિક ભોગ નવિ ગ્રહું, જાંમ ન મિલિં ભરતાર. હો રં. ૪૯
ઇત્યાદિક [1]અભિગ્રહ ગ્રહી, વાળ્યું આપણું મન્ન;
શોકસંતાપ સવિ પરિહરી, ધરીઉં ધરમયતન્ન. હો રંગીલા. ૫૦

( ચોપાઇ. )

યદ્યપિ વિણુ કારણ મત્સરી, નલતનુ કુકલિ રહિયો આવરી;[2]
તથાપિ ભૈમી [3]સાપિં કરી, શક્તિવિહીન ભર્યું સો અરી. ૫૧
હવિ મુખ ચરણ પખાલી કરી, ભૈમી ધ્યાન જિનેશ્વર ધરી;
પતિ આજ્ઞા પાલેવા ખરી, કુંડિનપુર મારગિ સંચરી.[4] ૫૨
મહાવનમાંહિં હુંતી આકલી, પગલાં ભરતી ઉતાવલી;
મારગિં અબળા એકાકિની, ચાલી ભીમભૂપ નંદિની.[5] ૫૩
મનસ્યું વળી વિમાસે[6] બાળ, સ્યું દૈવેં દીધું દુઃખકાળ;[7]
સકલ સખાઇત સાથે રહિઉં, હા હા કર્મ ! કસ્યું તેં કરિયું ? ૫૪
હુઇ દિગમૂઢ પંથિં હીંડતી, પ્રિય વિયોગ પૂરણ ઝૂરતી;
ચિંતે સીખ દીધી એકંતિ, તું પીહરિ પુંહચે ગુણવંતી. ૫૫
સાહુ[8] સીસિ[9] ચડાવું આણ, પણિ ઇમ કાં ન વિચારિયું જાણ;
કિહાં કુંડિનપુર જાવું દૂરી, કિહાં ઉલ્લંઘન અટવીપૂર. ૫૬

---

૧ નિયમ. ૨ આવરણ, ઘેરીને. ૩ ભૈમીના શ્રાપ વડે કલિ શક્તિ વિનાનો થયો. ૪ ચાલી. ૫ નંદની—પુત્રી. ૬ વિચારે. ૭ દુઃખનો સમય. ૮ સાધુની. ૯ મસ્તકે.

કે ન [1]સખાયત [2]સંબલ સાથ, તરસિં પડ્યાં કુણ પાસ્યે પાથ;
મારગિં વિષમા પર્વતમાલ, કુણ કરસ્યે અબલા સંભાળ. ૫૭
પરિચારક સેવક સારથી, માહરા નાથ પાસિં કો નથી;
કિમ સો આર્યપુત્ર સુકુમાલ, એકાકી નીગમસ્યે કાળ. ૫૮
પતિ સમીપિં ઇણિ અવસરિં હતી, તુ પ્રિયુ પરિચર્યા[3] સારતી;
બેહુમાંહિં કષ્ટ ન બૂઝત[4] કોઇ, મન સંતોષિં પ્રવર્ત્તત હોઇ. ૫૯
સ્વજન શરીર સુખેં સ્યું કાજ, પ્રિયુ વિણુ સી લીલા સ્યું રાજ;
નવિ દીસે એ દુખ નિસ્સરણ, એ જીવિતથી ઉત્તમ મરણ. ૬૦
ધન જગિ બગલીનુ અવતાર, વર્ષાકાલ પ્રતિં ભર્તાર;
પોષે પોતે આણી આહાર, ન દિયે જાવા છંડી [5]થાહાર. ૬૧
સ્યું ગુણ બોલું મૃગલીતણું, જે ઉગારે પતિ આપણું;
[6]વ્યાધ-બાંણ પડતું પતિપ્રતિં, સા દેખી નિજ સિરિં લેહતી. ૬૨
પણિ વૈદર્ભી નિર્ભાગિણી, એહવી અવર ન કો પાપિણી;
જેણે પતિરત્ન હાથિથી ગમ્યું, ધમ્યું[7] સોનું પુંકિ નીગમ્યું. ૬૩
અથવા [8]દુર્વિકલ્પ પરિહરૂં, નલનૃપની ચિંતા સી કરૂં;
જે છિ મહાભાગના ધણી, વેગિં વિપદ ટલે તેહતણી. ૬૪
સૂરિજચંદ્રતણું જિમ ગ્રહણ, થોડીવાર હુઇ તસ હરણ;
તિમ [9]માહંતને આપદકાળ, આવે પણિ ન રહે ચિરકાલ. ૬૫
તેહ ભણી નલ લહિસ્યે કલ્યાણ, મનાવસ્યે વળી જગનેં આણ;
રાજઋદ્ધિ લીલા પામસ્યે, શત્રુ સવે મસ્તક નામસ્યે. ૬૬
તેહ ભણી પીહરિ જાઉં વહી, કંતશુદ્ધિ જોવરાવું સહી;
ઇમ ચિંતવતી ઉતાવળી, વિષમ વાટે ચાલે એકલી. ૬૭
કરે અતિક્રમ પર્વતમાલ, મારગિં અતિ થાકી સા બાલ;

---

૧ સાથ, સોબત. ૨ ભાતું-ખરચી. ૩ સેવા ચાકરી. ૪ જાણત.
૫ મુકામ-આગો. ૬ પારધી. ૭ તપેલું, તપાવેલું. ૮ માઠા વિચારો.
૯ મોટા પુરુષોને.

એક તરૂ(વર) તલિ સૂતી આવી, ક્ષણુએક નિદ્રા લહે મનિભાવિ.

अजगरग्रसन—

એતલિ એક અજગર (અતિ)ક્રૂર, પાપી પ્રગટિઓ પાતિગપૂરિ;
નિદ્રાવશિ જાણી માનવી, તેહને ગ્રસવાની મતિ હુવી. ૬૯
તેણિ ગ્રસવા માંડી પગથકી, જાગી પણિ નવિ નીસરી સકી;
હાહાકાર કરે સા બાલ, નવિ મેહેલે અજગર વિકરાલ. ૭૦
અજગર-ઉદરમાંહિં બાપડી, જાણે નરગેં જીવતી પડી;
સકલ શરીર [1]જઠરમાંહિં ગ્રહિયું, [2]ગ્રીવાથી મુખ બાહરિ રહિયું.
પ્રાણ કંઠગત[3] જાણી કરી, સાગારિક અણુસણુ ઉચરી;
ધર્મશરણુ મુખિં ઇતિ ભાખતી, તવ આક્રંદ કરે સા સતી. ૭૨
એતલિ એક વનેચર ભીલ, સુણી [4]આક્રંદ ન કીધી ઢીલ;
તેણિ થાનકિ આવ્યુ તતકાલ, અજગરઈ ગ્રસ્તી દીઠી બાલ. ૭૩
હાકી તાકી મરડી મૂંછ, તેણિ છેદીયું તવ અજગર પૂંછ;
[5]ઉદર વિદારિયું [6]મર્મિ કરી, [7]અક્ષતાંગ કાઢી સુંદરી. ૭૪

यत:—

“ वने रणे शत्रुजलाग्निमध्ये, महार्णवे पर्वतमस्तके वा;
सुप्तं प्रमत्तं विषमस्थितं वा, रक्षन्ति पुण्यानि पुरा कृतानि. १”

[ भर्तृहरि—नीतिशतके ९७ श्लोके. ]

[8]કરિ અવલંબન કરી તસ તિહાં, લાવ્યું [9]ગિરિ તટિની વહે જિહાં;
સતી અંગ ધોયું તેણિ નીરિં, જઠરાનલ ઓલવ્યું શરીરિ. ૭૫
સ્વસ્થ કરી બિસારી તિહાં, આવ્યુ ગિરિ વન ગહ્‌વર જિહાં;
નિમજાં સ્વેત બદામ અખોડ, ઘણાં ખલહણાં(લાં) ખારિક જોડ.
ખજૂર પસ્તાં કેળાં સાર, [10]બીજપૂર જંબીર ઉદાર,

---

૧ પેટની ઓઝરી. ૨ ગરદનથી. ૩ કંઠે પ્રાણ આવવાનો સમય જાણી. ૪. પોકાર. ૫ પેટ. ૬. મર્મસ્થાનમાંથી. ૭ કંઇ પણ નુકસાન થયા વગરનું સાંગોપાંગ શરીર. ૮ હાથનું. ૯ પર્વતની નદી. ૧૦ બીજોરાં.

નાલિકેર નારિંગા ઘણાં, ફલ સુસ્વાદ અવર તરૂતણાં. ૭૭
**ભૈમી** આગલિ મેહલ્યાં આણી, સા સંગ્રહે સમયની જાણી;
કેતાંએક [1]આહરિયાં રૂચિમાનિ, ભીલ ચાકરી કરિ એકતાની. ૭૮
કદલીદલિ કરી વિંજિં વાય, જાણી સફળ આજનું આય;
**ભૈમી** પણિ ઉપગારજ લહી, તેહનુ પ્રણય નિષેધે નહીં. ૭૯

मील्लदृष्टिपात—

સવિ રૂપગુણ સંપૂરણ દેહ, નારીરત્ન અનોપમ એહ;
સુપનમાંહિ દુલ્લભ દેખવા, નિજ કરિ લહી લાગુ હરખવા. ૮૦
[2]પુલિંદ પ્રેમવચન બોલીઉ, તવ [3]મનોગતભાવ ખોલીઉ[4];
જાતિયોગે તેણિં ઇમ ઉચરિયું, તુઝ દીઠે એ નર મન ઠરિયું. ૮૧
દીસે અંગતણી ઇતિ પ્રભા, કોઇક મહારાય (તણી) વલ્લભા;
કારણિવશિં વનમાંહિ પડિયાં, મહાભાગ્યેં ભીલ કરિ ચડિયાં. ૮૨
તુમો નાગરિક ચતુરમાંહિં રેખ, ભાવ મનોગત લહો સુવિસેષ;
એ નરસ્યું [5]થાઓ સુપ્રસન્ન, વનપ્રદેશ છે જોઉ વિજન્ન. ૮૩
પદ્મ પત્રની કોમલ સેજિ, પુઢી પવિત્ર કરુ મન હેજિ;
ઇતિ દુર્વચન ભીલનાં સુણી, મૌનવતી નિરખે ભૂભણી. ૮૪
[6]ન પારે કોપ ન જંપે વાણિ, નવિ ઉત્તર આપે ગુણ જાણિ;
જાણી મનસ્યું [7]શીલવિલાસ, મુખિ મોટા મુકિં નીસાસ. ૮૫

भील्लउवाच—

સા નિશ્વાસ મેહલતી દેખી, વધૂ [8]પુલિંદ લાજ ઉવેખિ,
અયિ ! તું મૌન ધરી કાં રહિ, [9]સ્મરવેદના કિસ્યે નવિ લહિ. ૮૬
સુધા ! કિસ્યેં મેહલે નિસાસ, એ નરનુ આણે વિશ્વાસ;

---

૧ ખાધાં. ૨ ભીલ. ૩ મનની અંદર રહેલી કુવિચારણા. ૪ પ્ર૦ "સ્વભાવ અન્તર્ગત ખોલીઉ" ૫ પ્ર૦ "થાઇ સુપ્રસન્ન" ૬ પ્ર૦ "ન ટરે" ૭ પ્ર૦ "શીલ-વિરાગ" વિરાગ-રાગયુક્ત ૮ ભીલ. ૯ કામદેવની પીડા.

[1]બંદિગ્રહણ શંકા [2]માણુજે, એહને [3]નિજકિંકર જાણુજે. ૮૭
રહિજો દિવસ રૂચિં જેતલા, અધિક ન કહું ઉપરિ તેતલા;
પછે કહિસ્યો તિહાં મેહલીસિ દૂરિ, એકવાર એહ વંછિત પૂરિ.

ભૈમીઉવાચ—

વળતું તવ **દમયંતી** વદી, તું સૌજન્ય સુધારસ નદી;
મહાભાગ બળવત્તર વડુ, વિનયવંત દીસે એવડુ. ૮૯
ગ્રામનગરનુ વાસ વિશેષ, તે તું મનિ આણુસિ માં રેષ;
છિ નિજ નિજ બલિના વ્યવહાર, હસ્તી પ્રતિ ગ્રહે શિશુમાર. ૯૦
મૂઢી અબલા અનાથી એહ, જીવિતદાન દેઈ તું જેહ;
બંદિગ્રહીનેં ન કરે રોધ, એ તુઝ ભલપણુ મોટો ચોધ. ૯૧
સ્વજનમાંહિં તું મુખ્ય [4]કિરાત, તાહરા સહુ ગાસ્યે અવદાત;
તિં અજગર મુખથી ઉગ્રહી, જન્મ અવર વળી દીધુ સહી. ૯૨
ઉત્તમ મધ્યમ વળી જઘન્ય, ત્રિવિધ માનવી છિ [5]જગિં મન્તિ;
[6]રૌદ્રરાનમાંહિ તું ગણુ વડો, ક્ષાર સમુદ્રમાં મીઠો [7]વેરડો. ૯૩
પિતા પિતા ! બંધવ ! તુઝ કહું, સકલ સહોદર અધિકુ લહું;
એક જિભીં તાહરા ઉપગાર, કસીપરિં કહેવાય સાર. ૯૪
કરી ઉપગાર ન લીજે છેહ, મહાનુભાવનું લક્ષણુ એહ;
[8]બિહિનિ સાથિ પરિણામ વિરુપ, કિમ કીજે વનેચર ભૂપ ! ૯૫
કાક ગૃધ્ર જે છે નિઃશૂક, તે વિવેક અરૂણોદય ઘૂક;
કાક જેમ ભોજી ઉચ્છિષ્ટ, લોકમાંહિં તે હુયે અનિષ્ટ. ૯૬
નિંદા મૂલ દ્વાર મૃત્યુનું, સ્થાનક સઘલા દુઃકૃત્યનું;
એહવું લહી [9]પારિદારિકં, વંછે કવણુ સુયશ હારિકં. ૯૭

---

૧ બંધીખાને નાખવાનો વ્હેમ. પ્ર૦ "બંદિગ્રહ" ૨ મ=આણુજે. મ આણુતી. ૩ પોતાનો સેવક. ૪ ભીલ. ૫ પ્ર૦ "જગિ મન્ન" ૬ બીહામણા જંગલમાં. ૭ કુવો. ૮ બ્હેન સાથે ખરાબ પરિણામ-ઇચ્છા ન રાખ. ૯ પરદારા, પરાયી સ્ત્રી.

સેષ સરિસ્રપ વનિતા રાગ, ધરતું શંખચૂડીઓ નાગ;
 તક્ષક કરી કામિની વેષ, [1]વિસ્વાસીનિ હણી ઉવેખ. ૯૮
આરાધતાં અર્મ્યું અતિકષ્ટ, સરસ્વતી કીધી સંતુષ્ટ;
 તેહસું રમવા વિહ્વલ થયું, [2]સૂરવીર સાપિં નિગ્રહીયુ. ૯૯
પાજ બારજો અર્બુદાગિરિં, યદ્યપિ કીધી રસીયસુરિં;
 શ્રીમાતા લંપટ સો લહી, ઋષિદેવે મૂક્યુ નિગ્રહી. ૧૦૦
ભસ્માંગદ કર લહી રૂદ્રતું, મનિ સંકલ્પ કરિયુ ક્ષુદ્રતુ;
 પારવતીને લેવા ભણી, મહાદેવ કીધા રેવણી. ૧૦૧
માધવ [3]માયા મહિલા થઇ, [4]દુર્ધર દૈત્ય હણિયો સો સહી;
 તેહ ભણી [5]પરદારાનુ સંગ, કરિવા નિપુણ ધરે નહીં રંગ. ૧૦૨
જીવિતદાન દેઇને શૂર ! હવે તે ચિંતન કરવું કૂર !
 ભાઇ કહી બોલાવ્યું જેહ, રખે કથન કૂડૂં હુયે તેહ. ૧૦૩
અયિ ! ઉપગાર પુણ્ય તાહરું, વળી કૃતજ્ઞપણું માહરું;
 એ બેહુ રહિજો સદા અખંડ, જિહાં જિગિ વર્ત્તે [6]શશિ માર્તંડ.
મીલ્લઉવાચ—
ઇતિ સાંભળી સતીના બોલ, વનચરિં મનિં થયું નિટોલ;
 મનિ અવલંબી ધીરઠપણું, [7]ગર્હિત વચન વદ્યુ સો ઘણું. ૧૦૫
તિં ઉપદેસ કહિયા એ કિસ્યા, પુલિંદમનિં કાંઇ નવિ વસ્યા;
 જિમ થલ ઉપરિં જલ નવિ રહે, તિમ આચાર ન તસ્કર ગ્રહે.
સ્રીરત્ન તુઝ સરિખું સહી, મન આસ્યા પૂરે જો નહીં;
 તુ એ યૌવન જીવિત કસ્યું, ઇતિ મનિ વિસ્વાવીસિ વસ્યું. ૧૦૭
પ્રણયવચન જુ પ્રીછસિ નહીં, તુ તું સુખેં સકસિ કિમ રહી;
 વલી વિશેષે કરતાં પ્રાણ, તુઝને આ વનમાંહિં કુણ ત્રાણ.[8] ૧૦૮

---

૧ પ્ર૦ "વિશ્વાસીનિ હણીઉ એક" ૨ પ્ર૦ "સુદ્રીર"
૩ મોહિની સ્વરૂપ ધારણ કરી. ૪ મહાન્ બળવંત. ૫ પારકી સ્રીનો.
૬ ચંદ્ર સૂ૰. ૭ તિરસ્કાર ભર્યાં. ૮ રક્ષણ કરનાર

**पुलिन्दनाश—**

ઇમ કહિતુ આવિઉ ઢૂકડુ, સતી વિચાર કરે મનિં વડુ;
એ આગલિ કિમ રહે મુઝ શીલ, સમરિયો ઇંદ્ર ન કીધી ઢીલ. ૧૦૯
ઇંદ્રે દેખી એ કુવિચાર, તતખિણિ કરી સતીની સાર;
મેહલ્યું વજ્ર ન લાઈ વાર, ભીલ ભસ્મ કીધું તેણીવાર. ૧૧૦
ઇતિ કરી [1]કુલિશ ગયું હરિ પાસિ, તવ સા સતી દયાગુણ રાશિં;
[2]તસ ઉપગાર સંભારી કરી, રૂદન કરે તેણી દુખિં ભરી. ૧૧૧
વિષમ કર્મતણી ગતિ જુઓ, જેણિ ઉપગાર કરિયો સો મુઓ;
ઇતિ કહીતી વળી વળી શોચતી, ચાલી પંથિ અશ્રુ મોચતી.૧૧૨
વંધ્યાચલગિરિ ઉલ્લંઘતી, વિષમપાલી પોઢી મેહલતી;
મનિ [3]પરમેષ્ટીય પંચ સમરતી, પ્રમાદ નિદ્રાદિક છંડતી. ૧૧૩
શૂન્ય પંથિ હીંડતી અપાર, નવિ થાકિ નવિ બીહિ લિગાર;
જિમ જિમ પડે કુવેલા ખરી, તિમ તિમ મનુ તનુ મેહલે દ્દઢ કરી.
વાઘ સિંઘ [4]હસ્તી ચિતરા, [5]વ્યાલ કાલ પાપી વનચરા;
કો તસુ સ્પર્શ કરી નવિ સકે, [6]સીલ–સન્નાહ શરીરે થકે. ૧૧૫

**यतः–गाथायाम्—**

" शीलं सत्तरोगहरं, शीलं आरुग्गकारणं परमम्;
शीलं दोहग्गहरं, शीलं सिवसुक्खदायारम्. १ "

**साथमिलण—**

ઇમ ચાલંતા કેતે દિને, બલદ ભરી સંપૂરણ ધને;
મિલ્યુ સાથ વણઝારાતણુ, વ્યાપારીજન માંહીં છિ ઘણું. ૧૧૬

---

૧ ઇન્દ્રનું વજ્ર. ૨ તેનો, ભીલનો અજગરના મોઢામાંથી બચાવવાનો ઉપગાર યાદ કરી રડવા લાગી. ૩ અરિહન્ત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ. "**नमोऽर्हत्[1]सिद्धा[2]ऽऽचार्यो[3]ऽपाध्याय[4]सर्वसा[5]धुभ्यः**" ૪ પ્ર૦ " ચારણ ચિતરા " ૫ સર્પ. ૬ બ્રહ્મચર્યરૂપી બખ્તરવડે.

તે દેખી હરખી ચિતસ્યું, હવિં એ સાથિં સુખેં ચાલસ્યું;
વિણુઆરાનિં પૂછે વાત, કુણ પુરિ જાસ્યે એ સંઘાત ? ૧૧૭
તે દેખી મન વિસ્મય થયા, બીહતા ચિત્તે મૌન કરી રહ્યા;
જાણ્યું કો દીસે ક્ષત્રાણી, રખે સાથનેં કરે રેવણી. ૧૧૮
તુહિ પણિ ચાલી તેહની સાથિં, ગાંઠિ નામ જિનેશ્વર [1]આથિં;
વિકટ ઘાટ પર્વતના જિહાં, વાસુ રાતિં રહીઆ તે તિહાં. ૧૧૯

સાથભંગાણ—

તેણી રાતિ તે સાથ મઝારી, હસ્તી આવિયા મિલી અપારિ;
અતિ ઉન્મત્ત થયા [2]સિંધુરા, તે જનનેં સંતાપે ખરા. ૧૨૦
[3]ગોણિભાંડ કરિયાં ચકચૂર, વાહ્યાં વસ્તુતણાં તેણિં પૂર;
નાઠા લોક દિસો દિસિં ગયા, કેતા મરણ લહીયા તે રહિયા.
તે ગંધર્વ નગરીની પરેં, થયું વિસરાલ ક્ષણેક અંતરે;
વળી એકલી હવી નિર્ધાર, સોચે ભૈમી કર્મ અપાર. ૧૨૨
જોજો કર્મ દિસાનો ફેર, ટલી ઉદ્યોત થાઇ અંધેર;
જેહ સાથમાંહિ આવી રહી, તેહની [4]વિષમ ચેરિ એ થઇ. ૧૨૩
તુહિ સા અવલબી સત્વ, હૃદયમાંહીં ધરી [5]ત્રણિં તત્ત્વ;
[6]ગિરિવરિ શૃંગિં પંથિ એકલી, હલૂયે હલુયે ચાલી વળી.૧૨૪
ઇમ અતિક્રમ્યુ પથ કેતલુ, એક અસોકતરૂ દીઠું ભલુ;
તે દેખી મનિ હવી સમાધિ, ઉપસમવા લાગો વળી [7]આધિ.૧૨૫
તે તરૂ હેઠલિ આવી રહી, શીતલ ગાત્ર હવું તસ સહી;
શીત [8]વાત ને [9]સુરભિ અપાર,વાયા [10]પૃષ્ટિ વાય તેણીવાર.૧૨૬

---

૧ ધન. વણુઝારાઓ જેમ પોતપોતાના બળદો ઉપર ધન અને માલ લાદીને ચાલતા હતા તેમ ભૈમી પોતાની ગાંઠે જિનેશ્વરના નામરૂપી ધન બાંધીને ચાલતી હતી. ૨ હાથીઓ. ૩ ગુણી, કોથલા. પ્ર૦ "ગોણી ભાંડ" ૪ નઠારી દશા. ૫ દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણ વસ્તુ. ૬ પહાડના શિખર ઉપર. ૭ ચિંતા, દુઃખ. ૮ પ્ર૦ "શીત મંદ ને" ૯ સુગંધ. ૧૦ પત્રવાય. પાંદડાં હાલીને વાયેલો વા.

પંચસ્વર દુર્ગાના હવા, [1]વામનેત્ર લાગું ફુરિકવા;
[2]ઇતિ સકુન હુવા અભિનવા, **દમયંતી** લાગી હરિખવા. ૧૨૭

**મુનિસમાગમ—**

[3]જોયું લાભ હુસે અહીં ઘણું, કો એક સ્વજન મિલે આપણું;
એતલિ દીઠી મુનિમંડલી, મનિ ચિંતે હવે ચિંતા ટલી. ૧૨૮
નિર્મલ ત્રણિ-તત્ત્વ ધારિકા, ભવસમુદ્ર હેલાં તારકા;
અશુભ કર્મ કશ્મલ[4] વારકા, સકલ જીવનેં ઉપગારકા. ૧૨૯
એહવે બહુ મુનિવરિ પરિવરિયા, આચારિજ [5]શ્રુતસાગરિ ભરિયા;
જાણે મૂર્તિવંતુ ધર્મ, તે દીઠે છૂટે સવિ કર્મ. ૧૩૦
**ભીમરાય** ઘરિ પુહતે જસ્યું, હુએ હરિખ હવુ તવ તસું;
આચારિજ આદિં સવિ યતિ, વંદીને બેઠી તિહાં સતી. ૧૩૧

**મુનિરુવાચ—**

[6]ધર્મલાભ આસીસ ગુરૂ દિયે, ઇતિ જંપે આણી હિત હિયે;
ભદ્રે ! પંથ પરિશ્રમ વારિ, અમનેં [7]ચારણમુનિ અવધારિ.[8] ૧૩૨
ગિરિ વૈતાઢયથિકુ ભૂ ઘણી, આવ્યા તીરથયાત્રા ભણી;
વળી વિશેષ સંભલી એક વાત, પ્રથવીમાંહિ હુસે વિખ્યાત. ૧૩૩

---

૧ ડાબું નેત્ર-આંખ. ૨ પ્ર૦ “ઇતિ નિમિત્ત જાણી અભિનવા” ૩ પ્ર૦ “જાણ્યું લાભ હુસિ સહી ઘણુ” ૪ કર્મરૂપી મેલ. ૫ જ્ઞાનના દરિયા. ૬ धर्मस्य लाभो भवतु. ધર્મનો લાભ થાવ, એવો આશીર્વાદ. જેમ નૈયાયિકમતવાળાઓ કોઇ નમસ્કાર કરે ત્યારે “શિવાય નમઃ” સાંખ્યો “ઓમ્ નમો નારાયણઃ” કહી પ્રતિઘોષના કરે છે, અને દિગંબર જૈનો “ધર્મવૃદ્ધિ” એવો આશીર્વાદ દે છે તેમ શ્વેતાંબર જૈન-સાધુઓ કોઇ વન્દણા કરે ત્યારે ‘ધર્મલાભ” એવા આશીર્વચનની ઘોષના કરે છે. ૭ વિદ્યાબળથી આકાશે ચાલનારા મુનિયો ચારણમુનિના નામથી ઓળખાય છે. જેમકે “જંઘાચારણ, વિદ્યાચારણ” ઇત્યાદિ. ૮ જાણજે.

ચક્રવર્તિ પુહવિ[1] પંચમું, તીર્થંકર શુભંકર સોલમું;
તેહનું સમવસરણ અંહી હુસ્યે, પુણ્યવંત પ્રાણી નિરખસ્યે. ૧૩૪
'મુક્તિદ્વાર' સાર ઇતિ નામિ, મહાતીર્થ લહિયા આ ઠામિ;
સંપ્રદાય વિણુ એ અધિકાર, પ્રાકૃતજન ન લહે સુવિચાર. ૧૩૫
ભાસ્કરાચારિજ ગુરૂરાજ, કૃપા કરી અમ કહિઉં નિર્વ્યાજ;
તિહભણી તીરથભૂ ફરસિવા, આવ્યા શિવફળ આકરસિવા. ૧૩૬
ભદ્રે! કહે તું કુણ ભામિની, એણિ મહાવન કાં એકાકિની?
રૂપ અનોપમ સુર-સુંદરી, સતી શિરોમણી દીસે ખરી. ૧૩૭
કવણ રાયકેરી નંદિની, કવણ પરિગ્રહ આણંદિની;
કહિ ચરિત્ર સઘલું આપણું, તુજ દીઠે મન મોદે ઘણું. ૧૩૮
પ્રત્યુત્તર ઇતિ ભાષિત તણું, કહિતાં હૃદય ભરાણું ઘણું;
[2]અધોમુખી ક્ષણ એક મતિમતી, અશ્રુ ઝરંતી બોલી સતી. ૧૩૯

**भैमीउत्तर—**

પુહવિ પ્રસિદ્ધ **ભીમક** પિતા, તેહની એ **દમયંતી** સુતા;
દખ્યણદિસિનો સો મહાસય, **દમો-દમન-દમનક** મુઝ ભાય.[3]
**વીરસેન**નૃપ જેહનુ તાત, **નલ**મહારાય ત્રિજગવિખ્યાત;
સુણજો મહામુનીશ્વર-સભા! એ વૈદર્ભિ તસ વલ્લભા! ૧૪૧
સત્ય પ્રતિજ્ઞાનુ જે ધણી, યશ રાખિવા પ્રિયા અવગણી[4];
દેવદૂત જગિ જાણે સહુ, એક મુખિં કેતા ગુણ કહું? ૧૪૨
જસ[5] તનિં હુવુ વ્યંતર[6] પરવેશ,તેણિ[7] મતિ-વિપરીત હુઓ નરેશ;
રમ્યો દુરોદર કૂબર સાથિં, સો હારિઉ દેશ રાજ-ઋદ્ધિ આથિ. ૧૪૩
કૂબરેં તસ દીધુ વનવાસ, એક તરૂતલિ નિશિ કરિયો નિવાસ;
ગયુ એકલી સ્ત્રી મેહલી તિહાં, કો ન લહિ હવિ સો છે કિહાં! ૧૪૪

---

૧ પૃથ્વીપર. ૨ નીચું મોં રાખીને. ૩ ભાઇઓ. ૪ ત્યજી દીધી, સ્ત્રીની દરકાર કરી નહિ. ૫ શરીરમાં. ૬ પ્ર૦ "વ્યંતરાવેશ" વ્યંતર+આવેશ. ૭ પ્ર૦ "તિણિ સો ગત-મતિ હવુ નરેશ".

પતિઆદેશ પ્રિયા સિરિં ધરી, એ એકલી તિહાંથી સંચરી;
મારગિંસૂલી અજગરે ગ્રહી, એક પુલિંદે [1]તિહાં ઉગ્રહી. ૧૪૫
મનપરિણામ દુષ્ટ તેણિં કરિયું, ઇંદ્રે અશનિ આવી સંહરિયું;
તિહાંથી આગલિં મારગિ વહી, સાથ મિલ્યુ વિણઝારા સહી. ૧૪૬
તેહને સાથે ચાલતાં વળી, રાતિં હસ્તી આવ્યા મિલી;
તેણિં સાથે (સો) મેહલ્યો નહી, પુનરપિ તિહાંથી એકલી પડી.૧૪૭
[2]ચકિ–મૃગી–પરિ વળી નાસતી, પંથ અતિક્રમતી શ્રમવતી;
ઇમ કરતાં પામી આ ઠામ, અશોક તલિં લીધુ વિશ્રામ. ૧૪૮
ભેટિયા પાય પૂજ્ય ! તુમતણા, ગયા અનર્થ [3]વિલય હવે ઘણા;
કો એક પ્રગટિયું પૂરવ પુણ્ય, તુમ દરસણ દીઠું જગિ ધન્ય ! ૧૪૯
સુણી આ મૂલ ચૂલ અધિકાર, રખે ધરો મનિ દુઃખ લગાર;
મહા મુણિંદ ! કૃપાપર જોય, પરદુઃખે દુખિયા અતિ હોય. ૧૫૦

**भैमीप्रश्न—**

હવે [4]ભાવઠિ [5]કહીંયેં [6]ભાજસિ, **નલ**નૃપ રાજિ કહીયેં રાજસિ[7] ?
[8]કદા કંત મેલાપક હુસે, સો મુજ પૂજ્ય પ્રકાશો રસેં ! ૧૫૧

**मुनि उत्तरोवाच—**

ઇતિ વાણી રાણીની સુણી, વળતા મુનિવર બોલ્યા ગુણી;
ભદ્રે ! તું **દમયંતી** સતી, પ્રાણપ્રિયા **નલ**નૃપની હતી. ૧૫૨
તાહરી ખ્યાતિ સુણી જગિ ઘણી, મહાસતી તું મહારષિભણી;
અશુભકર્મ કારણ છિ વડું, જેણે તું દુઃખ પામે એવડું. ૧૫૩
**ગાલવ**રષિ–પુત્રી સુપ્રભા, નૃપ [9]**દુષ્યાંત**તણી વલ્લભા;
**ભરત**રાય માતા ગુણવતી, આગે **સકુંતલા** મહાસતી. ૧૫૪

---

૧ પ્ર૦ "તિહાં હું ગ્રહી". ૨ પ્ર૦ "ચકીત મૃગી". ૩ દુઃખ. ૪ દુઃખ. ૫ કેવારે, ક્યારે. ૬ દૂર જશે. ભાગશે. ૭ બિરાજશે. ૮ ક્યારે. ૯ પ્ર૦ " દૂષ્માંતતણી ".

નૃપ [1] દુષ્યંતે ત્યજી વનમાંહિં, અતિદુઃખ ભોગવિયાં તેણે ત્યાંહિ;
તે કહીતાં મન ધ્રૂજે ખરૂં, તે આગલિ દુઃખ સ્યું તાહરૂં ? ૧૫૫

**દમયંતીકથન—**

પૂજ્ય ! તુમે પરકાસ્યું જેહ, **સાકુંતલા** સવિ સાચું તેહ;
પણિ સા વનમાંહિં ઊછરી, પછે તિહાં રહિતાં નવિ ડરી. ૧૫૬
દમયંતીનાં દુઃખની વાત, વિણુ કેવલી લહે કુણ થાત;[2]

**મુનિ—**

વલી જંપે મુનિવર ગુણવંતી, **કલાવતી** મહાસઇ[3] ધરિ ચિત્તિ. ૧૫૭
**શંખરાય** પટરાણી સતી, યસ કિરતી બોલે સંયતિ;[4]
કર્મવશેં દુઃખ પામી તેહ, કંતે કર છેદાવ્યા બેહ. ૧૫૮
કરમતણી ગતિ વિષમી જાણી, શ્રીજિનવચન હિયામાં આણી;
[5]તેહની કથા સુણી દુઃખ છંડી, જિનવરભગતિ સાથે રતિ મંડી. ૧૫૯

---

૧ પ્ર૦ " નૃપ દૂષ્મતે " ૨ પ્ર૦ " તાત ! " ૩ મહાસતી. ૪ સંજમી, યતિ. યતિયો પણ. ૫ કળાવતીની સામાન્ય કથાઃ— કલાવતી ગર્ભવતી થવાથી પોતાના ભાઇએ કંકણ યુગલ મોકલ્યાં. શંખરાયે પૂછવાથી કળાવતીએ કહ્યું " મારા વ્હાલાએ મોકલ્યા. " આથી શંખરાયને લાગ્યું કે" આને મારા વિના કોઇ અન્ય ઉપર પ્યાર છે અને તેણે કંકણો મોકલ્યાં છે." આવું અયોગ્ય વિચારી કળાવતીના બન્ને હાથો કંકણ સહિત કપાવી પોતાપાસે લાવવા કહી કળાવતીને અરણ્યમાં મૂકી આવવા સેવકોને આજ્ઞા કરી. સેવકોએ તે પ્રમાણે કરી કંકણયુક્ત બને હાથો રાજાને આણી આપ્યાં. કંકણ ઉપર રાજાએ કલાવતીના ભાઇનું નામ વાંચી અયોગ્ય વર્તન માટે પશ્ચાત્તાપ કરી કળાવતીની શોધ કરવા માંડી, પણ મહેનત વ્યર્થ ગઇ. કળાવતીએ ગર્ભવતી હોવાથી અરણ્યમાં નદીતટે પુત્ર પ્રસવ્યો. પોતાની સ્થિતિ માટે દુઃખ આણતાં પુત્રની નાળ વગેરે સાફ કરવા માટે જેમ તેમ પુત્રને લઇ પાણી પાસે જઈ, પાણીમાં અર્ધ કપાયેલાં હાથ બોળતાં શીળ પ્રભા-

दमयन्ती—

ઇતિ વચન સુણી કહિ સતી, તુમે સત્ય ભાખિઉં ગચ્છપતિ !
હવિ મુજ આગન્યા આપો ખરી, કિહાં સતી રહે અવસ્થિતિ કરી. ૧૬૦
તુમે દૃષ્ટાંત કહિયા જે દોઇ, તેણિ દૃઢ ચિત્ત હવું મુજ જોઈ;
પાલસિ પૂજ્ય ! તુમારી આણ, માહરે એક જિનવર બલ પ્રાણ. ૧૬૧

मुनि—

મુનિવર કહિ અહિં રહુ મન વાળી, મિલસ્યે સ્વજન [1] તુનેં ચિરકાલિ;
[2] કિં સતીમય નીપાઓ સાર, [3] શાંતિનાથ મૂર્તિ મનોહાર. ૧૬૨
ઇતિ મુનિવરનિં વચનિં કરી, શાન્તિમૂરતિ [4] નીપાઇ ખરી;
[5] મંત્ર ન્યાસ કરી મુનિરાજ; મુરતિ દૃઢ કીધી જિનરાજ. ૧૬૩
પછે પ્રતિષ્ટી મુનિવર સિદ્ધ, સા મૂરતિ ભૈમી [6] કરિ દીધ;
ગુફામધ્ય ઇણિ થાનકિ રહી, જિનપ્રતિમા પૂજેજયો સહી. ૧૬૪
શાંતિજિનેસ્વર આરાધજો, યથાશક્તિ કરી તપ સાધજો;
ઈત્યાદિક શિખ્યા દેઈ સાર, મુનિવર તિહાંથી કરે વિહાર. ૧૬૫

---

વથી તેના બંને હાથો જેવાંને તેવાં કંકણયુક્ત મૂળ સ્થિતિમાં આવી ગયાં. ત્યાર પછી ત્યાં કોઇ મહાપુરૂષનો સમાગમ થતાં તેને પૂછતાં હજુ કેટલોક સમય પતિવિયોગ રહેશે તે જાણતાં તે અન્યત્ર રહેવા લાગી. પછી વિયોગ સમય પૂર્ણ થયે, અને રાજાના માણસોની શોધથી અમુક સમયે રાજા-રાણીનો મેળાપ થયો. જો પહેલેથી રાણીએ કહ્યું હોત કે "મ્હારા વ્હાલા ભાઇએ મોકલ્યાં," કે રાજાએ પંહેલેથીજ કંકણ ઉપર નામ વાંચ્યું હોત તો આવી સ્થિતિ ન થાત. પણ બન્નેને અમુક સમયનો વિયોગ ભોગવવાનો હોવાથી, રાણી ઉપર કલંક આવવાનું હોવાથી, અને તેનો શીલપ્રભાવ જાહેર થવાનો હોવાથી ભાવિએ પહેલાં ભૂલાવ્યા.

૧ પ્ર૦ "હજી ચિરકાલિ" ૨ પ્ર૦ "પૂજા કરિઉ સેવિઉ મનિ સાર". ૩ સોળમા તીર્થપતિ. ૪ બનાવી. ૫ મન્ત્રાવડે મૂર્તિમાં પ્રભુત્વ-શક્તિ આણી. અંજન શલાકા જેવું. ૬ કરે, કર-હાથમાં.

**શાન્તિઆરાધન—**

હવિં ભૈમી તેણિ પર્વતિ રહી, ગુફામધ્ય જિનપ્રતિમા ગૃહી;
શાંતિનાથ આરાધન કરિ, [1]ત્રણિકાલ પૂજા આચરિ. ૧૬૬
૩ ૬ ૧ ૨ ૪ ૭ ૮ ૫
પુષ્પાક્ષિત જલ ચંદન ધૂપ, ફલ નૈવેદ્ય દીપ શુભરૂપ;
પૂજા અષ્ટપ્રકારી એહ, [2]ત્રિકરણ શુદ્ધિ કરે નિત તેહ.[3] ૧૬૭
આસાતના સકલ પરિહરે, ધ્યાન પંચ–પરમેષ્ટી ધરે;
આંબિલતપ કરી શોષે અંગ, ચાલે એમ મર્યાદ અભંગ. ૧૬૮
તપોબલિ સા પામી સિદ્ધિ, વનદેવતા કરે સાનિદ્ધિ;
ઇતિ મર્યાદા પરિ ચાલતા, કેવળ ધર્મરંગિ માહલતા. ૧૬૯
દિવસ [4]પંચશત ટળ્યા તિમ્મ, એક [5]વાસર લીલાંયે જિમ્મ;
એહવિ એક અપૂરવ વાત, હુઇ તે સુણજો અવદાત. ૧૭૦

**મુનિપતન—**

શિષ્યસહિત એક મુનિ ગુણરાશિ, તિહાં કણિ પડયા હુંતી આકાશિ;
દેખી ભૈમી [6]સોગ્રા ધરે, તે મુનિની [7]પરિચર્યા કરે. ૧૭૧
મુનિવર પૂછિ એકાકિની ! ઇણિ પર્વતિ સ્યે રહી ભાંમિની ?
સા કહિ સવિ પૂરવ વર્ત્તાંત, વળતા મુનિ બોલ્યા માહંત. ૧૭૨
તુઝનિં ભાવઠિ આવી જેહ, અમે પ્રથમ જાંણી છે તેહ;
મૂલથિકું તે સાંભલિ ચહું, જિમ તુઝ દુઃખ વિસરે બહુ. ૧૭૩
ભૈમી કહિ પ્રકાસુ સ્વામિ! હું રહી છું એક જિનવરનામિ;
સાધુ કહિ અમો ચારણયતિ, [8]ચઇતપંથિ વિચરૂં મહા સતી ! ૧૭૪

૧ સવાર, બપોર, અને સાંજરે. ૨ મન વચન ને કાયાથી. ૩ પ્ર૦ "નિત્મેર" ૪ પાંચસો. ૫ દિવસ. પાંચસો દિવસ એક દિવસ જેવા લાગ્યા. ૬ શોક. ૭ સેવા. ૮ ચૈત્ય હોય તે તે રસ્તે. પ્ર૦ "વિચરંપથિ".

मुनिभाषित केशिनीअधिकार—

આગિ **રથનુપુર** પુરમાંહિં, એકવાર અમે હુંતા ત્યાંહિ;
તિહાં **જયરથ** રાજા નામ, વિદ્યા રોહિણીનું વિશ્રામ. ૧૭૫
તેહની પુત્રી છિ **કેશિની,** સકલ કામિની ગુણ સંપની;
તેહનું રૂપ સુણી ખેચરો, **ખડગી** નામે અછે દુર્ધરો. ૧૭૬
વૈરોઘા(ટ્યા) વિદ્યા સાધકો, હવુ **જયદ્રથ**નૃપ (ભૂપતિ) બાધકો;
સો **કેસિની** વરેવા કામિ, કરતું હવું સબલ સંગ્રામિ. ૧૭૭
તેણિં **જયદ્રથ** ભૂપતિ બલં, સર્પ-બાણિ કીધું વિહ્વલં;
સેના દેખી વિષધારિતા, અતિ દુખ લહીઉ કેસિની-પિતા. ૧૭૮
તુ તેણિં દુર્જય દેખી [1]અરી, હિયે વાત વિચારી ખરી;
બલમહારાય-સુતો **મહાબળો**, [2]ખેચરેંદ્રરિપુ કાલાનલો. ૧૭૯
નિજપુરે પાઉ ધરાવી કરી, તેહને દીધી નિજ કુંયરી;
તેહનિં વર છે ગરૂડહતણુ, તેણિ સો ગર્વ વહે અતિ ઘણુ. ૧૮૦
**જયદ્રથે** સેનાપતિ કીયો, શત્રુ સાથિં વલગાડી દિયો;
[3]વનિતા-સુતેં વસ્ત્રઆભરણ, તેહને દીધાં છે વિષહરણ.[4] ૧૮૧
જેહને દીઠે વિષ સવિ જાય, તે શિર પહીરી **મહાબલરાય;**
**ખડગી** ખેચરનું બલ હરિ, સર્પબાણ તે નિષ્ફલ કરિ. ૧૮૨
નિજ સેના તિણિ નિર્વિષ કરી, સેના શત્રુ સકલ સંહરી;
**ખડગી** હણી લીચું તસ રાજ, જામોતા-બલેં સીધું કાજ. ૧૮૩
હવિ **ખડગી**-સુત **પારસ્વ** ભલુ, રાજભ્રષ્ટ ભમિ એકલુ;
**મહાબલનિ** હણિવા પરચંડ, વિદ્યોપાસન કરિ અખંડ. ૧૮૪
તેહના ધ્યાનતણે વિસવાસિ, વૈરોઘા(વૈરોટયા)આપે [5]નાગપાસિ;
કર્કોટક ઇતિ તેહનું નામ, ફેડે એક પુરૂષનું ઠામ. ૧૮૫

---

૧ શત્રુ. ૨ વિદ્યાધરના રાજાનો શત્રુ. ૩ ગરૂડે. ૪ સર્પબાણ આદિ બાણોના ઝેરને હરિ લેનારા. ૫ નાગપાસ વિદ્યાનું બાણ.

પછિ ન ચાલિ [1]બિના, પાખિ, ચાલિયો એક [2]વિદ્યા ધરી હાથિં;
આવ્યો રથનુપુર પુરવનિં, મહાબલ-કેસિની ક્રીડ બિન્હે. ૧૮૬
તીણિ અવસરી મહાબલો કુમાર, સુવર્ણ બીલા મધ્ય શ્રૃંગાર;
ગરૂડદત્ત સો કેસની કરે, દેઈ રમે તેણિ વનિં રસભરે. ૧૮૭
ખડગી-પુત્રે દીઠું તામ, મહાબલસ્યું મંડિઉ સંગ્રામ;
ઝૂઝે પરસ્પરે બિહૂ બલો, નાગપાસે બંધ્યું મહાબલો. ૧૮૮
મહાબલના ભટનુ ભય ધરી, ખડગી-સુત નાહઠો ઇતિ કરી;
એટલે મહાબલ નિજ શ્રૃંગાર, [3]પરિધાન કરિવા સુવિચાર. ૧૮૯
આવ્યુ સીઘ પાસિં નિજ નારિ, સા સૂતી છે નિંદ્ર મઝારી;
મહાબલ આવ્યા પહિલુ તામ, કરી ગયુ કર્કોટક કામ. ૧૯૦
નિદ્રામાંહિ [4]વંચના કરી, બીલા સોઈ ગયુ અપહરિ;
પછિં મહાબલ આવ્યુ જિમે, સૂતવી નારિ જાગવી તીમે. ૧૯૧
માગ્યું તવ બીલૂ શ્રૃંગાર, [5]સહિસા જોયું ન દીઠુ સાર;
તવ તસ વજ્રહત પરિં થયું, મન ચિંતત મનમાહે રહ્યું. ૧૯૨
નાગપાસિં બંધ્યુ જે ભણી, મહાબલ અંગિં વેદના ઘણી;
[6]કાષ્ઠ જેમ ગત ચેતન હોઈ, તે દેખી કેસની અતિ રોઈ. ૧૯૩
યત્ન કરી સોધ્યું અસિ વિવન્ન, કહે નવિ લાધું બિલ્વ-રતન્ન;
શોકે કરી અતિ વિહ્વલ થઈ, કંત દુઃખ તાડે ઉર રહી. ૧૯૪
નિસુણી સમાચાર દુઃખકાર, આવ્યુ જયદ્રથ તેણિ વાર;
ઘણી પેરે [7]નિભૃંછી સુતા, આવ્યુ બલિ [8]મહાબલનો પિતા. ૧૯૫
સ્વજન સહુ તસ [9]દુઃખે ગ્રહીયાં, રાજ બેહુ શોકાકુલ થયિયાં;
કુણી કિંપી નવિ સીઝે કાજ, થઇ [10]દિગમૂઢ રહિયા મહારાજ. ૧૯૬

---

૧ પ્ર૦ "બીજા સાખિ" અથવા "સાધિ". ૨ પ્ર૦ "વિદ્યા કરી હાથિ" ૩ પ્ર૦ "પરિધાપન" પહેરવા. ૪ ઠગાઇ. ૫ સહુસા, વત્સગ. ૬ લાકડાનીપેરે ચેતના રહિત. ૭ તુચ્છકારી. ૮ પ્ર૦ "મહાબલનુ." ૯ દુખિં. ૧૦ પ્ર૦ "દિગ્મૂઢ".

એતલિં[1] અકસ્માત અનગાર, દૃષ્ટિવાદ જે જાણે[2] સાર;
**દત્ત** ઇસિ નામે[3] મુનિવીર, પાઉધારિયાં તિહાં ગુણહ ગંભીર. ૧૯૭
તવ બેહુ રાય પાય તસ નમી, પૂછિયા સો મુનિવર ઉપસમી;
સુખ કિમ થાયે[4] **મહાબલ**પ્રતિં, તે તુમે પૂજ્ય ! પ્રકાસુ હિતિં. ૧૯૮
મુનિવર કહે ગારૂડ શ્રૃંગાર, [5]તેહના કરે સુશાત ઉપચાર;
તો નહિ થાય [6]નિરાસય એહ, નાગપાસ નહીં છંડિ દેહ. ૧૯૯
મુનિવર કહે ગારૂડ શ્રૃંગાર, કિમ આવિં તે સુણુ વિચાર;
જુ વૈતાઢ્ય ત્યજી કામિની, દખ્યણ દિસિ જાયે **કેસિની**. ૨૦૦
તિહાં **કુંડિનપુરિ ભીમકરાય**, **દવદંતી** તસ સુતા કહિવાય;[7]
[8]તેહને વાસિ રહે[9] કેસિની, સેવે[10] ભીમરાયની [11]કની. ૨૦૧
ખેચર કુણે[12] ન જાવું કદા, જવ **કેશિની** રહે[13] તિહાં તદા;
સા **ભૈમી** વરસ્યે **નલરાય**, **ભૈમી** સાથિં **કેસની** જાય. ૨૦૨
**નિષધનયરિ** રહિસે[14] ચિરકાલ, પછિ જુ[15] રમસ્યે[16] **નલભૂપાલ**;
હારી રાજ્ય[17] રાનિં જાઇસે[18], વિયોગ પતિ પત્ની થાઇસે.[19] ૨૦૩
વળતું તસ મિલસ્યે સંયોગ, **નલ**–**ભૈમી** ભાજસિ વિયોગ;
તવ બીજુ ગારૂડ શ્રૃંગાર, **કેસિની** તિહાં રહિસ્યે[20] નિરધાર. ૨૦૪
**દમયંતી**નું દાસીપણું, જવ લગે[21] **કેસિની** કરસ્યે[22] ઘણું;
**મહાબલ**રાયપ્રતિ ગુણ[23] હુસ્યે, તવ લગે [24]અલ્પકષ્ટ થાઇસ્યે.[25]
કષ્ટિવ્રત પતિ–અર્થે વહિ, [26]અતિ **કેસિની** નિજ અંગિં સહિ;
પતિવ્રતા સા કહીયે[27] સતી, પતિકષ્ટેં[28] સુખ ન વેઇ રતી. ૨૦૬

---

૧ એટલામાં. ૨ જાણી. ૩ નામિં. ૪ થાઇ. ૫ પ્ર૦ "બલ કરેસુ". ૬ રોગરહિત. ૭ કહાઇ. ૮ તેહની. ૯ રહઇ. ૧૦ સેવઇ. ૧૧ પુત્રી. ૧૨ કુણઇં. ૧૩ રહઇ. ૧૪ રહિસિ. ૧૫ જુગાર. ૧૬ રમસ્યઇ. ૧૭ રાનમાં, વનવાસે. ૧૮ જાઇસ્યઇ. ૧૯ થાઇસ્યઇં. ૨૦ રહિસ્યઇ. ૨૧ લગિ. ૨૨ કરસ્યઇ. ૨૩ ફાયદો, રોગરહિત. ૨૪ થોડું દુઃખ. ૨૫ થાઇસ્યઇં. ૨૬ પ્ર૦ "અતિ ક્લેશ". ૨૭ પ્ર. કહીઇ. ૨૮ કષ્ટઇં.

ઇતિ પતિ-હિત સંભલી વિશેષિ, પૂછે પિતા સ્વજન સુવિશેષિ;
ક્રીડા [1]કિન્નર-યુગલ સંગૃહી, કુંડિનપુરિ વનિ આવી વહી. ૨૦૭
ભીમરાય તિહાં ક્રીડા કરે,[2] તેણિ તિહાં દીઠી એણિ અવસરે;[3]
ગીતકલા દેખાડી સાર, તેણિં તિહાં રંજીયો રાય અપાર. ૨૦૮
[4]તૂઠો નૃપ તવ માગ્યૂં હેવ, દમયંતીની [5]આપુ સેવ;
ભીમરાય આપિ ઉલ્હસી, દમયંતીનિં મનિં સા વસી. ૨૦૯
પાસિ રહિ દમયંતીતણે, અતિ વિવેક ચતુરાઇપણે;
ઘણું વસી દમયંતી ચિત્તિ, [6]જૂઇ નવિ મેહલે દિન રાતિ. ૨૧૦
એતલા [7]આધું જે અધિકાર, તે તું શુભે! લહે[8] સુવિચાર;
ઇણિ ઇહનાણિં જાણિ મતિ ગ્રહી, નલવલ્લભ તુઝ મિલસ્યે[9] સહી. ૨૧૧

[इति दासी केशिनीअधिकार.

હવિં કુંડિનપુરિ જાઓ સહી, ઘણું કાલ વનિં વસાયે[10] નહી;
તિહાં મિલસ્યે[11] સ્વજનસંયોગ, ટલસ્યે[12] વલ્લભતણુ વિયોગ. ૨૧૨

मुनिपतन कारण—

અમે[13] તીરથ નવિ જાણું અહીં, [14]તેણિ [15]ઉલ્લંઘી જાતા વહી;
વિદ્યાતણ્ હવુ વ્યાઘાત, ઇતિ કારણિ થયુ ભૂપાત. ૨૧૩
હવિં અહીં રહી ધ્યાન શુભ ધરી, શાંતિનાથ આરાધન કરી;
[16]પણ તુ યામિતી વિદ્યા ખરી, લહી વિચરસ્યે[17] મનિં સંવરી[18].

---

૧ પ્ર૦ "કિન્નરયુગલસું ગૃહી". ૨ કરિ. ૩ અવસરિ. ૪ તૂઠઉ. ૫ આપો. 'આપો'ને સ્થળે એક પ્રતિમાં બધે 'આપુ' વપરાયેલું છે. ૬ જૂદી, અળગી. ૭ એટલા પછીનું, એ પછીની બીના હે શુભે! તું લહે=જાણે છે. ૮ લહિ. ૯ મિલસ્યઇ. ૧૦ વસાઇ. ૧૧ મિલસ્યઇ. ૧૨ ટલસ્યઇ. ૧૩ અમ્હે. ૧૪ તિણિ. ૧૫ અહીં તેં શાંતિનાથની મૂર્તિ સ્થાપીને તીર્થ કર્યું છે તે અમને ખબર નહિ તેથી તેને વંદન કર્યા વિના ઓળંગીને જવાથી અમારી ઉડવાની વિદ્યાનો નાશ થયો ને અમે નીચે પડયા. ૧૬ "ગગનગામિની વિદ્યા ખરી". ૧૭ વિચરસ્યઇ. ૧૮ પ્ર૦ "મુનિ સંવરી".

ઇતિ મુનિવરે[1] કહિઉં જેતલૂં, ભૈમી ચિત્તિં ધરી તેતલૂં;
મુનિને[2] કહે પૂજ્ય ! તુમે કહિયું, તે સવિ મે[3] સાચૂં સદ્દહિયું. ૨૧૫
કહિઉં કેસિનીનું અધિકાર, તે સંકેતે લહિયું મિં સાર;
સા મે[4] પૂછી પરિપરિ કરી, સેવા કિસ્યે[5] કરૂં[6] માહરી ? ૨૧૬
પણિ તેણિયે વાત કિસી નવિ કહી, [7]પ્રસ્તાવિં કહિસ્યું કહી રહી;
જે નલરાયે[8] વર આપીયા, તે સવિ ભંડારે[9] તેણિં કીયા. ૨૧૭
જવ પ્રસ્તાવે[10] માગે[11] એહ, તવ તે વર દેયો સસ્નેહ;
ઇમ કહિતી રહિતી સા સદા, [12]અધુના મુઝ પીહરિ છિ મુદા. ૨૧૮
મુનિ ભૈમીયે[13] કરી ઇમ વાત, કિમપિ હવું તસ સીતલ ગાત[14];
નલવલ્લભ મુઝ મિલસ્યે[15] સહી, ઇસ્યું લહી[16] મનસ્યું ગહિગહી. ૨૧૯
ગ્રંથ નલાયનનુ ઉદ્ધાર, નલચરિત્ર નવરસ ભંડાર;
વાચક નયસુન્દર સુન્દર ભાવ, એતલિં એ દ્વાદશ પ્રસ્તાવ. ૨૨૦

**ઇતિ શ્રીકૂબેરપુરાણે નલાયનોદ્ધારે નલચરિત્રે, દંપત્યો વિપ્રલંભ, દામનમાર્ગિ એકાકિની નિર્ગમન, અજગર ગ્રસન, કિરાતાત શીલરખ્યણ, ચારણરષિમિલનવર્ણનો નામ દ્વાદશમઃ પ્રસ્તાવઃ**

---

૧ મુનિવરઇં. ૨ મુનિનિં. ૩ મઇં. ૪ સા મઇં. ૫ કિસ્યઇં. ૬ કરો છો. ૭ સમયે, વખત આવે. ૮ નલરાઇં. ૯ ભંડારિં. ૧૦ પ્રસ્તાવિં. ૧૧ માગિ. ૧૨ હવણાં. ૧૩ ભૈમીઇ. ૧૪ ગાત્ર. ૧૫ મિલસ્યઇ. ૧૬ એવું જાણીને.

### ૧૬૦ ગાથા પછીની વિશેષ ટીપઃ—

મુઝ મુજને—મને. **મિલસ્યે** જૂનું રૂપ મિલસ્યઇ અને પાછળનું મિલસે એ બેની વચ્ચેનું રૂપ મલશે. **ઇણિ થાનકિ**—એ સ્થાનકમાં. **સં. સ્થાનકે. તિણિ પર્વતિ** તે પર્વતમાં. ઇ નો એ હાલમાં બોલાય છે. હાલમાં સાતમી વિભક્તિનો જે "એ" પ્રત્યય છે તેનું એ પૂર્વરૂપ છે. **ત્રણિકાલ** ત્રણે કાલ. અહીં ત્રીણિ વાર એ પાઠ ઠીક ગણાય. ત્રણિકાલમાં તો ભૂત ભવિષ્ય ને વર્તમાન ગણાય પણ અહીં તો સવાર

ખપોર ને સાંજ છે. **પંચપરમેષ્ઠી** અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ. **આંબિલ** એક તપ. આચામ્લ-આયંબિલ-આંબિલ-ઓળી. **સા** તે-તેણી **રંગિ** રંગમાં. હુતી આકાશિ-આકાશમાંથી **હું** તે-છતાં. **પૂછિ**-પૂછે-પૂછ્ય પછીનું રૂપ. **સ્યે** શા કારણથી. **અહ્મે** પહેલો પુરૂપ સર્વનામ. વૈદિક સંસ્કૃતમાં **વયમ** અને **અસ્મે** એવાં બે રૂપ છે. સંસ્કૃતમાં તો વયમ્ રહ્યું પણ પ્રાકૃતમાં **અસ્મે** ઉપરથી **અમ્હે**-**અહ્મે** થયું. મરાઠીમાં હાલ જે **આહ્મિ** ને હિંદીમાં **હમ** બોલાય છે તે આ ઉપરથી. અપભ્રંશમાં **અહ્મે** રહ્યું પણ જુની ગુજરાતીમાં તો **અહ્મિ** વપરાયું જણાય છે. હાલ આપણે **અમે** બોલીએ છીએ. **છિ. સં. अस्ति** ઉપરથી અચ્છઇ-અછિઈ-છિઇ-છિ-છઇ-છે.

**વરેવા કામિં** વરેવા-વરવા, વરવાની ઇચ્છા ધરાવનાર. **તેણિં**-તેણે-તિણિ પછીનું રૂપ. **કુંમરી સં. कुमार** પુલ્લિંગ પરથી પ્રા. માં કુમરો થયું તે પરથી કુંમર થયું. કુંમરીને બદલે હાલ કુંવરી બોલાય છે. **વલગાડી** દિયો. વળગાડ્યો-લડાવ્યો. **ગરૂડહતણું** હ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે, તે તણું પણ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે માટે અહીં છઠ્ઠીનો પ્રત્યય બેવડાયો છે. **સં. स्य** પરથી પ્રા. માં **સ્સ** ને તેનો **હ** થયો જણાય છે. **તણી સં.** તદ્ધિત પ્રત્યય છે તે અને **પ્રા.** કેર (કેરો, કેરી, કેરૂં.) એ બન્ને સંબધાર્થે વપરાય છે. **સવિ**-સર્વે. **તસ**-તેનું. તસ્ય-તસ્સ-તાસ-તસ. **હણિવા**-હણવા-હેત્વર્થ કૃદંત. **તીણિ** **અવસરિ** તે અવસરમાં. મહાબલસ્યું મહાબલ સાથે. **સં. समम्**=સાથે. **નિસુણી**-સાંભળી. **કુણીકિંપિ** કોઇથી કંઇ પણ **સં.** કેનકિમપિ. **પાઉધારિયાં**-પધાર્યા-પદધાર્યા. પદ-પગ. **ગુણહ**-ગુણના. **હ** છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય. **બેહુ**-બેઉ. બિહુ અને બેઉની વચ્ચેનું રૂપ. **જુ-જો.** પાદપૂર્ણાર્થે-યાવતતે મળતું. કહિવાઇને બદલે એક પ્રતમાં **કહાઇ** લખ્યું છે. કહાઇ એ પ્રાકૃત કર્મણિ રૂપ છે. **ભાજંસિ**-ભગાશે-ભવિષ્યકાળમાં છે. **અધુના**-હમણાં. **પીહરિ**-પિયરમાં-પિતૃગૃહમાં. **ગહ-ગહી**-ગરજી-આનંદ પામી-મલકાઇ.

---

# પ્રસ્તાવ ૧૩ મો.

---

(દૂહા.)

શ્રીગુરૂ ગિરૂવા[1] વંદીયે[2], શ્રીભાનુમેરૂ ભગવાન;
સરસ્વતી સંભારતાં, લહીયે[3] નિરમલ જ્ઞાન. ૧
શ્રીસદ્‌ગુરૂ માતાપિતા, બંધવ મિત્ર સમાન;
ધર્મ ભાનું પરગટ કર્યો,[4] હર્યાં તિમિર અજ્ઞાન. ૨
તે સહિ ગુરૂ ગુણ બોલતાં, કિમહિ ન આવિં પાર;
સરસ્વતિ માતા સદા, કરજો કવિજન સાર. ૩
પ્રસ્તાવ હવે તેરમે, ભૈમીનો અધિકાર;[5]
સંભલજો[6], સજ્જન સહુ, ધરમે જયજયકાર. ૪

(ચોપાઇ.)

હવે[7] સો મુનિને[8] કરી પ્રણામ, પ્રતિમા સર્વ સમોપી ઠામિ;
મુનિવચને વિશ્વાસહ ધરી, મુનિદર્શન મારગિં સંચરિ. ૫
સા ચાલી એકલી આફણી,[9] મારગિં ભૂમિ ઉલ્લંઘી ઘણી;
આગલિ જાતાં [10]જરઠી તણો, સાથ મિલ્યો ભૈમીને ઘણો.[11] ૬
તેહને સાથે ભૈમી જાય, પૂછે કુણ પુરિ જાસ્યો માય ?[12]
તે કહે વ્રત[13] વિક્રયનું કાજ, ચંપાપુરિ અમે જાસ્યું આજ. ૭

---

૧ પ્ર. ગિરૂઆ. ૨ વંદીઇ. ૩ લહીઇ. ૪ કરિઉ ૫ પ્રસ્તાવિહવિં તેરમિ, ભૈમીતુ અધિકાર. ૬ સંભલિયો. ૭ હવિં. ૮ મુનીનિં. ૯ આફણીથી જૂનું રૂપ આફણીઈ (પ્રા.) અપ્પણિઆ-પોતાની મેળે. ૧૦ ડોસી-બુઢ્ઢી-વૃદ્ધા. ૧૧ આગલી જાતા જરતી તણુ, સાથિ મિલ્યું ભૈમી નિસુણુ. ૧૨ તેહની સાથિ ભૈમી જાઇ, પૂછિ કુણ પુરિ જાસ્યું માઈ ?; ૧૩ ઘી વેચવા માટે.

તિહાંથી **કુંડિનપુર** સંઘાત, **ભૈમિને** મિલસ્યે કહું માત;
જરઠી કહે કવણ તું નારિ, એકાકિની કિસ્યે અધિકારી. ૮
સા કહે હું જાતિ ક્ષત્રાણી, સૂતી મેહલી ચાલિઓ ધણી;
તેહને જોવાનેં નીકલી, મારગિં સાથે તુમારે મિલી. ૯
**કુંડિનપુરિ** પીહર મુઝ તણો, તિહાં જાવા ઉત્સક છે ઘણો;
જરઠી કહિ **કુંડિનપુર** લોક, **ચંપામાંહિ** મિલે બહુ થોક. ૧૦
ઇસ્યું સુણી મનસ્યું હરખતી, તેહનિ સાથિં ચાલે સતી;
આવ્યાં ચંપાપુરી આસન્ન[1], દીઠું ઉત્તર દિસિનૂં વન. ૧૧
વાત સાંભલિ વૃદ્ધા કહિ ખરો, આ સન્મુખ જોએ **ચંપાપુરી**;
આગિ[2] અહીં શ્રાવક દીકરી, મહેસ્વરીયેં વિજ્ઞાને[3] વરી. ૧૨
તેહનું નામ **સુભદ્રા** સતી, સાસુ તસ હુંતી[4] દુર્મતી;
સાધુ વેયાવચ[5] કરિયો બહુ, નેત્રથિકું ત્રણ[6] લીધું લહુ.[7] ૧૩
સાસૂ કુડ ચડાવ્યું આળ[8], તસ ભર્તાર હુવો [9]વિકરાલ;
તે ઉતારણ કારણ હેવિ, સા આરાધી શાસની દેવિ. ૧૪
કૂપ નીર કાઢયું ચાલણી[10], પૂરવ-દખ્યણ-પશ્ચિમતણી;
પોલિ[11] ઉઘાડી છંટિઉ વારી, દીધી રાખી ઉત્તર દ્વારિ.[12] ૧૫
સતી **સુભદ્રા** યસ વિસ્તરિયો, દુઃકલંક અપયસ ઉતરિયો;
સા આ **ચંપાનગરી** જાણી, રાજા ચંદ્રવંતસ વખાણી. ૧૬
**ચંદ્રમતી** રાણી તસુ તણી, **ભીમ-પ્રીયા** ભગિની સા સુણી;
તેહભણી અહીં **કુંડિનપુર**તણો, સાથ મિલે **ચંપામાંહિ** ઘણો.૧૭

---

૧ નજીક. ૨ અગાઉ. ૩ મહેસરીઈ વિજ્ઞાનિ. ૪ હતી. ૫ સેવા ભક્તિ. ૬ તરણું-તણખલું. ૭ લઘુ-નાનું. ૮ કલંક. ૯ ક્રોધાલ. ૧૦ લોટ ચાળવાની ચાલણીથી પાણી કહાડી (કાચા સૂતરના તારથી ચાલણી બાંધીને.) શીળમહાત્મ્ય બતાવ્યું હતું. ૧૧ પોળ-દરવાજો. ૧૨ પાણી છાંટી ત્રણ દિશાના દરવાજા ઉઘાડયા પણ ઉત્તર દિશાનો બીજી કોઇ સતીની પરીક્ષા માટે બંધ રાખ્યો.

એક વાર **ચંપાપુરિ** આવી, પછે સાથ ઉત્તમ સંભાવિ;
**કુંડિનપુરિ** પછે પુહચજો, કંત વિરહ દુખ મત સોચજો. ૧૮
વૃદ્ધાતણી સુણી એ વાણી, હીયા માંહિ હર્ખ બહુ આણી;
જાણ્યું સહી માસીનું ગામ, અહી રહિતાં સહુ સરસ્યે કામ. ૧૯
ઈમ ચિંતવી **નલનૃપ** નારિ, આવી નગરિ [1]પ્રતોલીદ્વારિ;
તિહાં છિ[2] વાવિ[3] મિષ્ટજલ તણી, નીર ભરિં તિહાં [4]વનિતા ઘણી. ૨૦
મારગિ બહુ ઉલ્લંઘી જેણિં[5], અતિ[6] શ્રમવતી[7] હુઇ સા તેણિં;
તિણિં વાવિં વિસામો લહીયે,[8] સીતલિ ઠામિં જઇ બેસીયે.[9] ૨૧
એતલિ સહસા[10] આવી ગોહ[11], **વૈદર્ભીસ્યું** કીધો દ્રોહ;
પગ અંગૂઠો મુખમાંહિ ધર્યો[12], સતીયે તવ [13]બુંબારવ કર્યો.[14] ૨૨
એટલે પાણિહારિકા સહુ, આવી શોચા કરતી બહુ;
**ચંદ્રમતી** રાણીની દાસિં, આવી તે **ભૈમીને** પાસિ. ૨૩
તતખિણ તેણિ [15]ગોધા નાસવી, દેખી રૂપ વિચિત્રી હવી;[16]
**ભૈમિ**તણા પખાલ્યા પાય, અતિ હિર્ખિત સા સઘલી થાય.[17] ૨૪
ગઇ શીઘ્ર તે માંહિં એક, **ચંદ્રમતીને** કહિ સુવિવેક;
નગર દ્વારિ એક અદ્ભુત નારિ, સ્વામિનિ આવી છે અવધારિ. ૨૫
તેહનું રૂપ નથી જગમાંહિં, અતિ સુશીલ સા દીસે પ્રાહિં;[18]
**ચંદ્રમતી** કહિં તેડી આવ, અમ લોચન પારણું કરાવ. ૨૬
તતખિણ તેડી આવી દાસી, **ચંદ્રમતી** રાણીને પાસિં;
**વૈદર્ભી** દેખી આવતી, **ચંદ્રમતી** સન્મુખ જાયે સતી. ૨૭

---

૧ પ્રતોલિકા—પોળ—દરવાજાની અગાડી. ૨ છે. ૩ વાવુડી. ૪ સ્ત્રી. ૫ જેણે. ૬ ઘણો થાક લાગવાથી થાકેલી. ૭ પ્ર૦"કલમવતી." ૮ લીઈ. ૯ બિસીઇ. ૧૦ એકદમ—ઓચીંતી. ૧૧ મગર—ઘો જેવી હોય તેથી ગોહ લખ્યું જણાય છે. ૧૨ ધરિઉ, ૧૩ પોકાર—બૂમરાણ. ૧૪ કરયઉ. ૧૫ ગો—ઘો. ૧૬ પ્ર૦ "વિચિત્રીત હવિ." ૧૭ પ્ર૦ "અતિહિં સહહર્ષિત સઘલી થાઇ." ૧૮ પ્રાયઃ—ઘણું કરીને.

**ભૈમી** સાથિં આલિંગન દીયે, અતિ[1] મોદે[2] કરી ચાંપિ હીંયે;[3]
સગપણ કિંપિ[4] લહ્યા[5] વિણુ એમ, **ચંદ્રમતી** મનિ જાગે પ્રેમ. ૨૮
**ભૈમી** પણિ ચિંતે મનિં એ ખરૂં, કિમપિ આજથી દુખ [6]ઓસર્યું;
માતતણી પરિ માસી મિલી, પીહર જવાની ચિંતા ટલી. ૨૯
જે સંભલિ હુઇ અતિ ખેદ, તેહસ્યું નહીં ભાખ્યું ભેદ;
ઇસ્યું વિમાસી રહિ સા જિમે, **ચંદ્રમતી** બોલાવે તિમે. ૩૦
**ચંદ્રમતી** ભાખે શુભ વાણી, કહિ કિહાંથી આવી કલ્યાણિ ?
તું નિમેખી [7]અહિનાણિ કરી, જાણી જાય માનુખી ખરી. ૩૧
કવણ પુરૂષની તું કામિની, કિસે[8] કારણિ એકાકિની ?
તે નિઃકપટ સંભળી નિર્વ્યાજ, લોચન સફલ હુયાં મુજ આજ. ૩૨
નામિ **સુનંદા** મુજ નંદિની, તેહની પરિ તું આનંદિની;
મુજ મંદિર મન[9] તોપે[10] રહિ, નિજ વૃત્તાંત હુવે તે કહે. ૩૩
**ભૈમી** કહે જનની સંભલો[11], નૈષધવાસી એક નર ભલો;
ક્ષિત્રી સુભટ જેવો જાણીઓ, તે મુજ પતિ વલ્લભ આણીઓ ! ૩૪
હારી સકલ ઋદ્ધિ જૂવટે, છંડી નગરિ ગયો વનવટિં;
વન છંડી પુરૂષની જાતિ, કિહાં ગયો કો ન લહે વાતિ. ૩૫
**કુંડિનપુરિ** પીહર છે સુણો, છિ[12] ઉદ્યમ તિહાં જાવા તણો;[13]
દિવસ કેટલા અહીં થાયસિં, સાથિં મિલિં પીહરિં જાયસિં. ૩૬
પણિ હું નીચ કાજ નહી કરૂં, ધર્મકાજ નિશ્ચલ આદરૂં;
પુરૂષ કોઇ સાથિં નહી વાત, સત્ય એહ પણિ સુણજો માત ! ૩૭
સત્ય વચન **ભૈમીનાં** સુણી, વળતી **ચંદ્રમતી** ઇમ[14] ભણી;

---

૧ ઘણા આનંદ સહિત. ૨ પ્ર૦ "મોદઇ." ૩ છાતી સાથે ચાંપી. ૪ કંઇ પણ. ૫ જાણ્યા. ૬ દુઃખ પાછું હઠયું. ૭ નિસાનીઓ વડે. ૮ કયાઇ. ૯ સંતોષ સાથે. ૧૦ તોષિં. ૧૧ સંભળ. ૧૨ છે. ૧૩ તણું. ૧૪ પ્ર૦ "ઇતિ."

સુભગે[1] તેં બોલ્યુ[2] તે ખરૂં, તે ઉપરાંત અમે નહી કરૂં. ૩૮
દેખી [3]અંગિત ચારૂ ચરિત્ર, જાણી ઉત્તમ પુણ્ય પવિત્ર;
દાનસાલાયે[4] દેવાય[5] દાન, રાય રાણીયેં કરી પ્રધાન. ૩૯
દેતી દાન રહે તિહાં સુખેં, કોસ્યું અધિક ન બોલ્યું મુખેં;
સાથિં **સુનંદા**સ્યું અતિ પ્રીતિ, **ભૈમી** તિહાં વિચરે ઇતિ નીતિ. ૪૦

**(રાગ માલવી ગોડી.)**

હવિ **કુંડિનપુર**નો નાથ, જાયા સુત સઘલે સાથ;
**ભૈમી નલ** નરપતિ કેરો, વૃત્તાંત સુણેં ન ભલેરો. ૪૧
વિલપે અતિ **ભીમકરાય**, વળી **પ્રીયંગુમંજરી** માય;
**સુકેસની** આદિં સખીવૃંદ, સુત બંધુ હવા [6]નિરાનંદ. ૪૨
હા! ભાવીવસ હા! મહારાજ, આપદ દસા કિશી તુમ આજ!
એ દુરદૈવ પ્રતિં ધિક્કાર, ન લહે તેહ કસ્યો સુવિચાર. ૪૩
હવે જોવા ઠામો ઠામિ, સેવક મુક્યા પુર ગામિ;
જામાતા પુત્રી કેરી, કહે કો શુદ્ધિ[7] ભલેરી. ૪૪
સેવક સાંડિલ સુદેવ, બહુ પૃથવી જોતા હેવ;
**ચંપાનગરીયે**[8] આવે[9], **દધિપર્ણ** પ્રતિં સંભલાવે.[10] ૪૫
**ચંદ્રમતી** ભૂપ **દધિપર્ણ**, સુણી વાત વિષમ [11]કટુ કર્ણ;
**દમયંતી** કંત વિયોગ, જાણી અતિ આણે શોગ. ૪૬
નાટકાદિ નિષેધ કરાવે, સઘલે ભૈમી જોવરાવે;
દિન કેતા એક તેણિ ખેવ, રાખ્યા સાંડિલ્ય સુદેવ. ૪૭
**ભૈમી** તિહાં દેતી દાન, વલી લહિતી **સુનંદા** દાન;
સાંડિલ્ય સુદેવેં દીઠી, લાગી અમૃતથી અતિ મીઠી. ૪૮

---

૧ હે સુભગા–સારાં ભાગ્યવાળી–સૌભાગ્યવતી. ૨ બોલ્યું–કર્મણિ પ્રયોગે. ૩ શરીર વગેરેની ચેષ્ટા જોઇ લેતાં ઉત્તમ ચરિત્રવાળી જાણીને. ૪ સાલાઇ. ૫ પ્ર૦ "દેવા." ૬ આનંદ વગરના. ૭ ખબર. ૮ નગરીઇં. ૯ આવઈ. ૧૦ સંભલાવિ. ૧૧ કાનને કડવી લાગે તેવી.

જઇ ધાઇનેં પાએ પડીયા, માત! માત! કહી બહુ રડીયા;
તુમ એહ દિસા કુણ માડી! ભરતાર ગયો કિમ (કિહાં) છાંડી? ૪૯
સેવતી દાસી સેં સાત, સા વેલા કિહાં ગઈ માત;
ઇતિ નિસુણી રાણી રાય, સહુ આવ્યું તેણિં ઠાય.[1] ૫૦
**ચંદ્રમતી** કરે પરિરંભ, કાં વચ્છે! તેં કીધો દંભ;[2]
સગપણ અમનેં ન જણાવિયું, તુજ પાહિવતું કરાવિયું. ૫૧
કિમ વેઠિયો તિં[3] વનવાસ, કિમ રહી ગત જીવિત આસ;
મિલી જીવતી તું ભલે આજ, હવું પવિત્ર મુજ (અમ્હારૂં) રાજ. ૫૨
જેહનેં મિલવાનેં જીવ, [4]તપતો નિશિદિન સદીવ;
[5]તેહનેં સેવક જિમ કાજ દીધું, ધિગ ધિગ દૈવ કસ્યું તેં કીધું. ૫૩
ભેમી પરગટ થઇ તું જાણી, તિહાંથી સેવક [6]શ્રેણિ ઉજાણી;
ભીમરાય પ્રતિં તેણીવાર, વધામણી દેઈ સુવિચાર. ૫૪
આવ્યા સાંડિલ નિં[7] સુદેવ, સવિ વાત કહી તેણિંએવ;
વધામણી સહુનેં દીધી, પછે સાર સજાઇ કીધી. ૫૫
દમનાદિક [8]ત્રણિ ભાઇ, આવ્યા ચંપાપુરિ જિહાં બાઈ;
ભગિનીનેં પાએ લાગા, બહુ વરસ વિયોગા ભાગા. ૫૬
માસી પરિકર મોકલાવિં, ભીમીનિં[9] નિજ પુરિં લાવે;
મિલીયા હરખેં માય તાય,[10] દમયંતી પ્રણમે પાય. ૫૭
માય તાય હૃદયસ્યું ચાંપિં, સવિ વિરહ-દવાનલ કાપે;[11]
મિલિયા પુત્ર પુત્રી બેહુ, કેસની આદિં સખી તેહુ. ૫૮
સાજન સહુ રંગિં મિલીયાં, આનંદ રસ મનિં ભલીયાં;
માત તાત બેસારી એકાંત, પુત્રીને પૂછે વૃત્તાંત. ૫૯

---

૧ દાસ. ૨ કપટ. ૩ તેં. ૪ બળ્યા કરતો હતો. ૫ જેને મળવાને રાત દિવસ જીવ તપ્યા કરતો હતો તેનેજ અમે દૈવયોગે સેવક જેવું કાર્ય સોંપ્યું. ૬ ટોળાં દોડ્યાં. ૭ પ્ર૦ "અનિં." ૮ પ્ર૦ "ત્રિણિ." ૯ ભીમિને. ૧૦ પ્ર૦ "માત-તાત." ૧૧ પ્ર૦ "ઓંપઇ".

સવિ કીધી પૂરવ વાત, કો વ્યંતરેં ઘાલી ઘાત;
મહારાય તેણિ જૂ રમીયો, પુર દેસ ભંડાર નિગમીયો. ૬૦
કૂબરિં નિજ ભૂમિ છંડાવ્યો, વનિતા સહિત મહાવનિ આવ્યો;[1]
મેં તુમ ઘરિં તેડવા કાજિ, પ્રારથીઓ પડીઓ લાજિં. ૬૧
મનસ્યું નિશિ કિંપિ વિમાસી, સુતી છંડી સો ગયો નાશિ;
જવ જાગી સો નવિ દીઠો, ભીમી મનિ ભયો[2] અંગીઠો.[3] ૬૨
તે ખિણથી સુણો તાત–માડી! ભીમી શોકારણમેં[4] ભમાડી;[5]
તે કહિતાં પાર ન આવે, કુણ દુખ–સાગર ઉલટાવે. ૬૩
હવે થોડે ઘણું કરી જાણો, જો લહે ભીમી; નલ રાણો;
તો પુત્રી જીવિત રાખે, ગત પ્રાણ લહે (લહું) સો પાખે. ૬૪
હવિ છંડો શોક વિખવાદ, પરિહરો સકલ પરમાદ;
સુદ્ધિ (સિદ્ધિ) જોવરાવો નલ કેરી, મત વાત પૂછો હવે ફેરી. ૬૫
ઇતિ માતપિતાસ્યું વાત, કહિયું કિંપિ પૂરવ–અવદાત;
સુખેં પીહરિ રહી દમયંતી, ભરતારની સુદ્ધિ (સિદ્ધિ) જોયંતી. ૬૬
તે નિયમ સદા પ્રતિપાલે, અંગથી સવિ આલસ ટાલે;
જિનવચન સદા આરાધિ, તાત મંદિર રહી સમાધિ. ૬૭
ગ્રંથ **નલાયનનુ** ઉદ્ધાર, **નલચરિત્ર** નવરસ ભંડાર;
વાચક **નયસુન્દર** સુન્દરભાવ, એતલિં એ ત્રયોદશ પ્રસ્તાવ.[6] ૬૮

**ઇતિ શ્રીકૂબેરપુરાણે નલાયનોદ્ધારે, ભીમી માસી–ભગિનીગૃહ સમગમન તત્ર નિરાપેક્ષ દાનશાલા અવસ્થિતકરણ તત્ર કાલક્ષેપાર્થં તત્ર સાંડિલ–સુદેવ મિલન, પિતાગૃહઆગમનવર્ણનો નામ ત્રયોદશમઃ પ્રસ્તાવઃ**

———•○•———

૧ પ્ર૦ "વનિતાસ્યુ મહાવનિ આવ્યુ." ૨ પ્ર૦ "ભયુ." ૩ પ્ર૦ "અંગીઠુ." ૪ શોકરૂપી જંગલમાં રખડાવી રઝળાવી. ૫ પ્ર૦ "ભૈમી જે કરમિ ભમાડી." ૬ પ્ર૦ "એ ભણિઉ ત્રયોદશમુ પ્રસ્તાવ."

# પ્રસ્તાવ ૧૪ મો.

( દૂહા. )[1]

હવે પ્રસ્તાવ ચોદમો, કવિ કહિસ્યે મનિ પ્રેમિં;
નલ દવદંતી એકઠાં, મિલે ચઉદમે એમિ.[2] ૧
શ્રીશારદ સંભારીયે, શ્રીભાનુમેરૂગણિ ચંદ;
પ્રણમે પાતક પરજલે, લહીયે પરમાણંદ. ૨
જામાતા સુદ્ધિ (સિદ્ધિ) જોઇવા[3], ભીમરાય ભંડાર;
કરી મેહલે છે મોકળું, જોઇએ તે લ્યો સાર. ૩
કો સાચું આવી કહે, ઇહાં છે નલરાજાન;
પ્રિયંગુમંજરી તેહને, ગો સહસ[4] દે દાન. ૪

( ઉલાલો. વાલિ વેલીની ઢાલ. )

ગો સહસ દે દાન વિસેષે, ઇતિ કહી રાજા રાણી;
ઠામિ ઠામિ સેવક મોકલિયા, નલ જોવા હિત આણી. ૫
લેખી શ્લોક એ ત્રણિ કરીને, નૂતન જણપ્રતિ ભણાવે;
જે જિહાં જાય તે તિહાં ગાય, મધ્ય સંકેત જણાવે. ૬
पटं छित्वा प्रनष्टोऽसि, वने सुप्तां विहाय मां;
हृदयाद् यदि मे यासि, तद्वेद्मि तव पौरुषं. ७
तव पुत्रे कलत्रे वा, मित्रे च ममता गता;
स्थितो योगीव नीरागी, देव त्वं द्यूतदीक्षया. ८
अदर्शीकरणं पूर्वं, देवकार्यं त्वया कृतं;
इदानीं ते तदस्त्येकं, कार्यं किंचित् पुनर्नहि. ९

---

૧ રાગ અસાઉરી. ૨ ક્ષેમકુશળ. પ્ર૦ "પનરમે એમિ" પંદરમા પ્રસ્તાવમાં. ૩ જોવા. ૪ હજાર ગાયો.

## ( વાલિ વેલીની ઢાલ. )

વનમાંહિ સૂતી એકલી મેહલી, કાજ કરી ગયો કાચું;
હવે મુજ મનથી જો રેં જાયસિ, તો પુરૂષાતન સાચું ! ૧૦
દ્યૂત દીખ્યા લેઇ યોગ આદરિયો, નિર્લોભી થયો સ્વામી;
પુત્ર [1]કલત્ર મિત્રની મમતા, મેહલી કિંપી નકામી. ૧૧
દેવકાજ કરિવાનેં[2] કંતા ! આગે હવો અદૃષ્ટ;
અંતર્ધ્યાનિ રહિતો કુણ કારણિ, વળી કરિ મન દુષ્ટ ? ૧૨
પાઠેં સુ સહુ પ્રતિ પઠાવેં, તિમ તિમ જન સહુ ગાવે;[3]
શતપરિ જેણિ વિસ્તારિઉં નલાયન, શતધા તેહભણી કહાવે. ૧૩
રાયતણે આદેશેં સેવક, જોઈ દેસ વિદેસે;
નલની શુદ્ધિ (સિદ્ધિ) કહી નહીં કોઇ, ગિરિપુરિ નગરી નિવેશે. ૧૪
સુદેવ નેં સાંડિલ્ય તેડીનેં, કહિ વૈદર્ભી વાણી;
તુમે તાતના સેવક સાચા, જાતિ ભલી તુમ જાણી. ૧૫
ભાઇતણી પરેં ચિત્ત કરીને, સુદ્ધિ (સિદ્ધિ) જોઇ આવો સાર;
વધામણી મનવંછિત આપિસિ, જો મિલસ્યે ભરતાર ! ૧૬
રૂપ કળા વિજ્ઞાન વિચખ્યણ,[4] લખ્યણ[5] લેજો જોઈ;
મુખ્ય રૂપેં જો હુવે વર્ત્તતો,[6] તો જાણે સહુ કોઈ. ૧૭
તે ભણી રૂપ ફેરવી સો નર, રહિયો હુસે કો ઠામિ;
રખ્યે ભુલતાહુ તુમે ભાઇ, નલ ઇતિ સંભલી નાંમિ. ૧૮
અસ્નાતા[7] સો ન કરે ભોજન, નિત્ય કૃત્ય નવિ છોડે;
હસિત વદન સો સદા બોલતો, કોઇસ્યું પ્રેમ ન ત્રોડે. ૧૯

---

૧ સ્ત્રી. ૨ કરવા. સરખાવો હે. વ્યા. માંના કરેવા, વરતેવા. સરખાવો નરસિંહ મેતાનું "અધર અમૃતરસ પાન કરેવા." "અમે અભિમાન ધરેવા." ૩ પ્ર૦ "ઠામિ ઠામિ જન ગાવઇ." ૪ વિચક્ષણ. ૫ લક્ષણ. ૬ પ્ર૦ "મુખ રૂપિ જી હુઈ વર્તતુ." ૭ ન્હાયા વિના જમતા નથી.

કીર્તિ સુણી ઉત્કર્ષ[1] ન આણે, જાણે સઘલા ગ્રંથ;
 લખિમી પામી કદા ન રાચે (માચે), લોપિ નહી કુલ પંથ. ૨૦
સૂર્યપાક રસવતી[2] તણો, તે જાણે છિ આમનાય;[3]
 તૂઠો અગનિદેવ તસ દીધો, સરિખો સઘલે હોય. ૨૧
વળી સારથિમાંહિ શિરોમણિ, તુરંગ હૃદય સો જાણે;
 ભેમી કહે તેહના ગુણ ગાતાં, પાર કહો કુણ આણે. ૨૨
ઈત્યાદિક ગુણ લખ્યણ[4] કેરી, કરજો ખરી પરીખ્યા;[5]
 પય[6] પ્રણમી તે ચાલ્યા બેહુ, શિર ધરી ભેમી શિખ્યા.[7] ૨૩
દેસ વિદેસ [8]નિરીક્ષણ કરતા, જોતા ગિરિ [9]આરામ;
 [10]પ્રપા પલ્લ્યપુરપત્તન [11]વાપી, કૂપ [12]તડાગનાં ઠામ. ૨૪
[13]સત્રાગાર સભા નૃપનૃપની, રાજપંથ ગોયૂતિ;
 વાજિશાલા મંદુરા નિરીખતા, ચાલિ બહુ ગવ્યૂતિ. ૨૫
બ્રાહ્મ ક્ષત્રી વૈશ્ય વિચક્ષણ, પૂછયા સૂદ્રકારૂક;[14]
 [15]વાનપ્રસ્થ વિવિધપરિ પૂછયા, ભિક્ષુ જંગમ લોક.[16] ૨૬
કડી કાપડી યતિ સંન્યાસી, યોગી નિ દરવેશ;
 પૂછયા બહુ વિસ્વાસ ઉપાવી, પહિરી પરિ પરિ વેસ. ૨૭
આતપશીત વૃષ્ટિ [17]તેને વઇ, ચાલિ નિશિ દિન રાતિ;
 ક્ષણ વિલંબ ન કરે બલવત્તર, સાયંતન પરભાતિ. ૨૮

---

૧ કીર્તિ-કુલાઇ જાણું. ૨ રસોઈ. ૩ વિધિ. ૪ લક્ષણ. ૫ પરીક્ષા. ૬ પદ-પગ. ૭ શિક્ષા-શિખામણ. ૮ જોતા જોતા. ૯ બાગ બગિચા વન. ૧૦ પાણીની પરબો. ૧૧ વાવડી. ૧૨ તળાવ. ૧૩ સદાવ્રત ખાતાં. ૧૪ પ્ર૦ "સુદ્રકાર." ૧૫ ફકીર. ૧૬ પ્ર૦ "જંગમ વારૂ." કારૂનારૂ એમ સાથે બોલાય છે. કારૂ એટલે કારીગરની નવ નાતો. સુનાર, સુતાર, કુંભાર, સોની, કંસારા, માળી, હજામ, મોચી અને તંબોળી: નારૂ એટલે વસવાયાંની નવ જાત. ઘાંચી, વાગરી, કલાલ, ચારણ, ભરભૂંજા, સરાણિયા, ખરાદી, સમાર ને ઢેડ. ૧૭ પ્ર૦ "તે ન ગણિ."

ઇતિ કરતા ભૈમી–પુણ્યપ્રેરિત, પુરી અયોધ્યા પામ્યા;
તે નગરી પરિસિર છે સરોવર, તિહાં આવી વિશ્રામ્યા. ૨૯
ઇણિ અવસરિ સો કૂબજરૂપધર, કરવા કૃત્ય પરભાત;
તેણિ સરિં આવ્યો સ્વલ્પ પરિછદ, ભીમરાય જામાત. ૩૦
ભૈમી–વિરહદવાનલ દાધું, દુખિં ગમે નિશિ દિન્ન;
[1]રતિ ન લહે પુર મંદિર રહિતો, નગર વેઈ સો રન્ન. ૩૧
દેખી [2]ચક્રવાકની ઘરણી, સંભરી આપણી નારી;
રૂદન કરે રાજા તિહાં બેઠો, પ્રિયા સુગુણ સંભારી. ૩૨

## ( રાગ–વિરાડી. )

હા ! હા ! ઇંદ્રસેનની જનની, ભીમસુતે ! કિહાં ભાલું;
પ્રિયે પદ્મની ! કહિ કુણ થાનકિ, તુજ સુખકમલ નિહાલું ? ૩૩
વિણ અપરાધિં વનમાંહિ મૂકી, સ્યું કીધું એ કામ;
તે દિનથી **દમયંતી**કેરૂં, કોઇ ન જાણે નામ. ૩૪
રાનમાંહિ એકાકિની અબલા, કિમ વેઠિસ્યું હસ્યે વન્ન;
મુગધા મરણ રખે પાંમી હુઇ, [3]પાવકમાં દહી તન્ન. ૩૫
હવે જીવતી પ્રિયા સા દેખું, હોસે સો દિન કોય;
ઇતિ કહિતો રાજા [4]સરિ–પરિસરિ, મંદ મંદ બહુ રોય. ૩૬
સુદેવ નેં સાંડિલ્ય સો દેખી, હુયા વિસ્મિત ચિત્ત;
કુબજો પણિ પરદેસી જાણી, પૂછણ લગ્ગો [5]વત્ત; ૩૭
**નલચરિત્ર** તેણિ પટ્ટ લખાવી, લીધું છે નિજ સાથિં;
તે દેખી વિસ્મય મનિ હુઓ, તસ પૂછિઉ [6]નરનાથિ. ૩૮
કવણ દેશથી આવ્યા પંથી ! કવણ તુમારૂં નામ;
કવણ ચરિત્ર લખિયું એ પટ્ટે, કવણ સાથિં અહીં કામ ? ૩૯

---

૧ આનંદ. ૨ ચકવાની ચકવી. ૩ અગ્નિમાં શરીર નાશ કર્યું હશે ! પ્ર૦ "અગનિમાંહિ." ૪ તળાવની પાળ પાસે. ૫ વાત. ૬ રાજાએ.

તે કહિ કુંડિનપુરથી આવ્યા, નામ સાંડિલ્ય સુદેવ;
ભીમરાયના અમે છું સેવક, નલશુદ્ધિ (સિદ્ધિ) જોવા હેવ. ૪૦
કમઠપૃષ્ટિ જિમ કઠિન શરીરી, હૃદય વજ્રમે[1] જાણું;
મૃગ વિખાણ જિમ કોમલ વાચક, તાસ ચરિત્ર મનિ આણું. ૪૧
દ્યૂતવૈર સુખવૈરી [2]નિષેધક, ઇમિ અનેક ગુણ પૂરૂ;
વીરસેન–નૃપકુલ સમલંકર, અબલા ઉપરિ શૂરૂ. ૪૨
ઇતિ સોક્તિ[3] વચન સુણીને, ચમત[4] કર્યો ચિતમાંહીં;
તે બેહુને ઘરિ તેડી આવ્યો, અતિથ્યમશિ ઉત્સાહિ. ૪૩
અતિથિભાવ સાચવી વિવધપરિ, સુપરિ સંતોષ્યા તેહ;
પ્રીયા ચરિત્ર સંભલવા કારણિ, કુબજ ઉલ્લસિઉ દેહ. ૪૪
ભોજન ભાવે કરિ સહુ બેહું, પૂછે કુબજ ઉદંત્ત;
કહો દે ભીમરાય છે કુસલી, પુત્ર ત્રણિ ગુણવંત. ૪૫
ભલેં મિલ્યા સુજનેં તુમે ભાઈ! તુમ દેખી મન હીસે;
હું પણિ વિપ્ર કુબજ નલનૃપનો, જાણું વિશ્વાવીશે. ૪૬
અપર શરીર નલરાયકેરૂં, એહ કુબજને જાણું;
એ સારથિ હુંતો નલકેરો, સેવક મુખ્ય વખાણું. ૪૭
રમ્યો દુરોદર દૈવતણે વસ્યેં, હેલાં પૃથવી હારી;
તવ કુટુંબ સવિ જૂજૂઉ પડિયું, નલ છોડી ગયો નારી. ૪૮
નલનો જેણિ [5]અભ્યંતર સેવક, તે ભણી થયો સકર્ણ (સુકર્ણ);
કૂબરની સેવા નવિ કામી, તેણે સેવ્યો રિતુપર્ણ. ૪૯
હવે જા ભીમરાયની બેટી, સા સ્વામિની અમારી;
તેહ ભણી વાત સકલ તુમ પૂછું, જીવતી છે નલનારી? ૫૦
ભીમરાય ઘરિ દૃષ્ટેં દીઠી, તે સવિ કહુ અધિકાર;
ઇંદ્રસેન ઇંદ્રસેના કુમરી, તેહને છે જયકાર. ૫૧

---

૧ વજ્રમય. પ્ર૦ "જિમ જાણું." ૨ પ્ર૦ "નૈષધ" ૩ સાંકિત. પ્ર૦ "સદંકિત." ૪ પ્ર૦ "ચમતકરિઉ." ૫ ખાનગી નોકર.

કહીયે[1] નયન સફલ એ હોસે, દેખી નલ ઠકુરાલી;
સમાચાર કહો જાણ્યો હુવે, તેહ બોલ્યો વાત રસાલી. ૫૨
વળતું કુબજપ્રતિ ઇમ બોલ્યા, અમે ભીમનૃપ વિપ્ર[2];
મોકલીયા છે ભીમ ભૈમીયેં, નલશુદ્ધિ (સિદ્ધિ) જોવા ક્ષિપ્ર[3]. ૫૩
ભીમરાય સુત(સ્યું) છે વિજયી, વિજયી છે પરિવાર;
ભીમસુતા પુહતી છે પીહરિ, તે જાણ્યું [4]નિરધાર. ૫૪
પણિ તેણીયેં જે વન વેઠિયું, સહિયા કિલેસ અનેક;
તે દુખ [5]જ્ઞાનવંત એક જાણે, અવર કહિ કુણ છેક. ૫૫
વરસ એક હવું પીહરિ આવ્યાં, પણિ તસ દુઃખ ન પાર;
નયણે શ્રાવણ–નીર વહિ નિત, જુ મિલીયો પરિવાર. ૫૬
જે દિનથી નલ મેહલી ચાલ્યો, તે દિનથી જે વીતુ;
તે વીતક સવિ પટ્ટિ લખ્યું છે, જાણે સહુ વદીતુ. ૫૭
સજન સહુ અહનિશિ [6]આસ્વાસે, પણિ ન રહે ખ્યણ રોતી;
શ્લોક ત્રણિ ગાઇ નિસિવાસર, વાટ કંતની જોતી. ૫૮

(अनुष्टुब्वृत्त.)

पटं छित्वा प्रनष्टोऽसि, वने सुप्तां विहाय मां;
हृदयाद् यदि मे यासि, तद्वेद्मि तव पौरुषं. ५९
तव पुत्रे कलत्रे वा, मित्रे च ममता गता;
स्थितो योगीव नीरागी, देव त्वं द्यूतदीक्षया. ६०
अदृशीकरणं पूर्वं, देवकार्यं त्वया कृतं;
इदानीं ते तदस्त्येकं, कार्यं किंचित्पुनर्नहि. ६१

ઇતિ વિલાપ પુત્રીનો દેખી, વિલપિ અહનિશિ માતા;
ભીમરાય વિલપે નિશીવાસર, વિલપે ત્રણિ ભ્રાતા. ૬૨

---

૧ કહીંઇ (ક્યારે?) ૨ બ્રાહ્મણ. ૩ તાકીદથી. ૪ અવશ્ય. ૫ જ્ઞાની મહારાજ જાણે છે. ૬ દિલાસો આપે છે.

તે ભણી રાજલોક સહુ દુખિત, છે કુંડિનપુરમાંહિં;
નલેં કામ સહી તે કીધું, જે ન કરે [1]લોધી પ્રાંહિં. ૬૩
દમયંતીનિં વનમાં રહિતાં, હુતું જેતું દુખ;
તેહથી લાખગણું ઘરિ તેહને, દીસે છે પરતખ્ય.[2] ૬૪
પ્રેમવતી દમયંતી નારી, સતી શિરોમણી સાચી;
નલ અજ્ઞાનેં હાથિથી હારિ, કલ્પવેલી એ જાચી. ૬૫
ન ગણી પ્રીતિ કૃપા નવિ રાખી, લોપી સઘલી લાજ;
પાપથિકી નવિ બીહનો પોતે, કરિઉં અધમાધમ કાજ. ૬૬
ભીલ ભલા એ ભૂપતિ હુંતા, પશુ પંખી વળી રૂડા;
પણિ તે માનવને શું કહીએ, જે પાપી મનિં કૂડા. ૬૭
ઈંદ્રાદિક ચ્યારિં અપમાની. જો નલ કીધો કંત;
તો ભીમીનેં એટલું જોઇએ, જો આદરિયું અસંત. ૬૮
લીંબતણી તુલણાંયેં નાવે,[3] ભીમીનો ભરતાર;[4]
લીંબ હુવે પરિણામેં મીઠો, નલ વિષકુંભ અપાર. ૬૯
જે નર વાહ હુતું નવિ જાણી, નારી છંડી જાય;
તે નીસતનેં નર કિમ કહીએ, તે રાજા કિમ કહેવાય ! ૭૦
મૃત્યુમુખેં દમયંતી મેહલી, નાસી ગયો સો ક્યાંહિં;
છાનુ [5]કિહી રહિઓ ઉદર ભરીછિ, તસુ[6] જીવિત સ્યા માંહિં.[7] ૭૧
સ્રીયેં એવડું સ્યું દુખ દીધું, કુણ નિરવાહથી ભાગો;
ચોરતણી પરિ રાતિ[8] લેઇનેં, જે નાઠો અધવચિં નાગો.[9] ૭૨

**अनार्यो नाम लज्जानां, निर्बुद्धिनो हतात्मनां;**
**एषां मन्ये नलश्चैव, यः सुप्तामत्यजत् प्रियाम्. ७३**

---

૧ શિકારી પણુ ઘણું કરીને ન કરે તેવું દુષ્ટ કર્મ નલે કર્યું. ૨ પ્રત્યક્ષ.
૩ પ્ર૦ "તુલણાઇ નાવઇ." ૪ પ્ર૦ "ભીમીનુ ભરતાર." ૫ ક્યાં, કોઇક ઠેકાણે.
૬ તેનું. ૭ શું કામનું. ૮ રાતે છાનોમાનો. ૯ પ્ર૦ "નાઠહૂ અધવુ નાગુ."

ભીમરાય ઘરિ જો સો જાતો, તો પામત તવ રાજ !
સ્ત્રી-ભર્તાર વિયોગ ન આવત, સીઝત સઘલાં કાજ ! ૭૪
રાજભૃષ્ટ સસરા ઘરિં જાતાં, મનસ્યું લાજ ઉપાઈ;
સ્ત્રી વીંસાસી મેહલી જાતાં, મૂરખ લાજ ન આઈ ! ૭૫
ભલ ચાતુર્ય આપ દેખાડિયું, વડી આડિ વલી દાખી;
વિસ્વાસી તિં પત્ની મેહલી,[1] કીરતિ સઘલે રાખી ! ૭૬
નલદારા પરિહારતણો યસ, પટ્ટે પ્રગટ લિખાવી;
ઠામિં ઠામિં હીંયડે[2] ગાતા, રાજસભામાંહિ હાવી. ૭૭
સઘલી રાજ સભામાંહિં તે ભણી, નલ પામ્યો ધિક્કાર;
કવણ જલે હવે સ્નાન કરીનેં, હોસે શુદ્ધ ગમાર ! ૭૮
તો રાજા રિતુપર્ણ સભામાંહિં, એ સહી ગાસ્યે આજ;
તુમે કુબજ ! સંભલવા આવો, એણી વાતે શી લાજ ? ૭૯
કુબજ ! તુમે પણિ સહી દીસો છો, નલનું અપર શરીર;
એકતાનિ સવિ કથા સુણો છો, પણિ નવિ ભાખો હીર ! ૮૦
ઇતિ સાંડિલ્ય સુદેવ વદનથી, સુણી પ્રિયા-અધિકાર;
બહુ ભાવેં વ્યાકુલ મન હુઉં, નિષધાધિપ તેણિવારિ. ૮૧
મનિં ચિંતે સા સુણી જીવતી, એતાં હવું અતિ-સાર;
ધિગ ધિગ મૂલ કુચેષ્ટિત નલનું, હવું દુખ દાતાર. ૮૨
હવે વળી (તસ) દરશન દેખશું, સો દિન હોસેં કહીંયે ?
ધન્ય ધન્ય સા વેલા વંછું, પ્રિયા મેલાપક જહીંયે ! ૮૩
[3]અધુના આ અવસર એ આગલિ, હવું (થાવું) પ્રગટ ન સાર;
[4]જવ અવસર લહીસ્યું તવ જાસ્યું, વરસ હવાં નથી બાર ! ૮૪
ઇતિ વિચાર મનમાંહિં વિમાસી, બોલાવ્યા તે વિપ્ર;
ભલે ભાઇ ! આવ્યા આણે થાનકિ, હવું મેલાપક ક્ષિપ્ર. ૮૫

---

૧ પ્ર૦ "વિશ્વાસી પત્ની વનઇ મેહલી." ૨ પ્ર૦ "હીંડઇ."
૩ હમણાં. ૪ જ્યારે અવસર પામીશું ત્યારે થઇ રહેશે. હજુ બાર વર્ષ પૂરાં થયાં નથી જેથી પ્રગટ થવામાં સાર નથી.

કવિવર તુમે અપૂરવ દીઠા, દૃષ્ટિ સફલ હવી એહ;
હૃદયપ્રતિં હુઉ વીસામો, કિમપિ ઠર્યું વલી દેહ. ૮૬
ઇતિ કહી તે બેહુનેં તેડી, રાજસભામાંહિ આણ્યો;
સભામાંહિં રાજા રિતુપર્ણું, તેહ પ્રબંધ ગવરાવ્યો. ૮૭
જેણિપરિ નલિં પ્રીયા તિહાં મેહલી, જિમ તેણિં કર્યો વિલાપ;
તે તે સુગતિ સકલ દેખાડી, રૂપ ધરી તસુ આપ. ૮૮
રાય રિતુપર્ણ સભા મૂર્છાણી, સુણતાં નલ (સો) અધિકાર;
સુદેવ નેં સાંડિલ્યપ્રતિ તિહાં, દીધાં દાન અપાર. ૮૯
કુબ્જ ઉતારે તેડી આવ્યો, સૂર્યપાક સા ચંગી;
નીપાઇ રસવતી મનોહર, આરોગાવે તસ રંગિ. ૯૦
તે બેહુ વિપ્રે ભોજન કરતાં, સ્વાદ ન જાણ્યો તાસ;
અલોકિક રસમાંહિં અવતરિયો, તૃપ્તિ ન જમતાં જાસ. ૯૧
વિપ્ર કહે સુણો કુબ્જ ! તુમારી, કલા ન લાભે પાર;
તું મિલતે મિલીઓ નલરાજા, તે જાણું નિરધાર ! ૯૨
મનમાંહિં વલી ઇતિ નિરધાર્યો, સહી નલરાજા એહ !
આપણ આગલી કપટ ન છંડે, રહિઓ ગોપવી દેહ. ૯૩
ભોજન કરી ઉઠયા તે બેહુ, કુબ્જપ્રતિ કહેં જાણું;
હવે અમે કુંડિનપુર ચાલું છું, અમ પૂછસિ ભીમરાણો. ૯૪
તે કહો સમાચાર સ્યું કહીંયે, ભીમીપ્રતિ સ્યું ભાખું;
જે તિહાં વચન કહો તે સઘલાં, હીંયડા ભીતરિ રાખું. ૯૫
સમાચાર સુધા જાણ્યા વિણ, કિમ રહેસ્યે આ રોતી;
હોસ્યે જીવિત આસ્યા વિલૂધી, વાટ અમારી જોતી. ૯૬
કુબ્જ કહિં તુમ કેતું કહીંયે, તુમે કરિયો બહુ ઉપગાર;
તુમે કરી ભૈમી જીવતી જાણી, સ્યું કહીંયે વારંવાર. ૯૭
ભીમરાય વળી વિજ્યી જાણ્યુ, સમાચાર સવિ લાધું;
તે ભણી જીવતણી પરિ તુમસ્યું, જીવ અમારો બાંધું. ૯૮

દમયંતીને વળી વળી કહિજો, શુદ્ધિ અમારી બંધો !
કહિજો અમ ઉપરિ બહુ ધરજો, કૃપા કૃપારસ બહુ સિદ્ધો. ૯૯
કુબજપ્રતિં ચ્યણ માત્ર નથી રતિ, તુમ મુખ જોયા પાખે;
સા પ્રતિ (પ્રાપતિ) વિણુ તે સુણજો સુંદરિ, દૈવ કિસીપરિ દાખે. ૧૦૦
કહિજો મોટું પુણ્ય તુમારૂં, કુશલિં નિજઘરિ આવ્યાં;
ઇંદ્રિસેન તુ રાજ લહેસ્યે, તો (તુમ્હ) સઘલી પરિં ફાવ્યાં. ૧૦૧
કુબજ પ્રતિ પણિ થાનકિ થાસિં, આજ પડિયો પરદેસિં;
જવ જગદીસર મેલાપ કરસ્યે, તવ સહુ વંછિત હોસિં. ૧૦૨
ઈત્યાદિ કહી ઘણું ઘણું કહિજો, ભીમીનેં દ્વીજરાજ !
વળી વહિલા અહીં પાઉધારજો, કહિજો અમ સિરિખું કાજ. ૧૦૩
ભાઈગવંત ભીમ–ભૂપતિનેં, કહિંજો પ્રણુત અમારી;
ઇંદ્રિસેન ને ઇંદ્રસેનાકુમરી, બોલાવજો સંભારી. ૧૦૪
ઇતિ કહી વસ્ત્રાભરણ વિવધપરિ, તરલ તુરંગમ દોય;
તે દ્વિજનેં સુપરિં સંતોષ્યા, ચાલ્યા નિજપુરિ સોય. ૧૦૫
કુશલિં કુંડિનપુર પાઉધારિયા, નૃપનેં કરિયો જુહાર;
ભીમરાય આગલિ સવિ ભાખ્યું, કુબજતણો અધિકાર. ૧૦૬
દાન માન રસવતી કથારસ, જે જિમ હુઈ વાત;
તે સવિ ભીમ–ભૈમીપ્રતિ ભાખી, હરખાવ્યો સંઘાત. ૧૦૭
રહસ્ય ભીમી આગલિ સવિ ભાખ્યું, કુબજિ કહાવ્યું જેહ;
સંભલી મન સાથિ સા ચમકી, હરખે વિકસ્યો દેહ. ૧૦૮
ગ્રંથ **નલાયનનુ** ઉદ્ધાર, **નલચરિત્ર** નવરસ ભંડાર;
વાચક **નયસુન્દર** સુન્દરભાવ, હવુ ચતુર્દશ એ પ્રસ્તાવ. ૧૦૯

**ઇતિ શ્રીકુબેરપુરાણે નલાયનોદ્ધારે નલચરિત્રે (નલોપાખ્યાને) કુબ્જ સાંડિલ્યસુદેવ( દ્વિજ ) મિલન વાર્તાકરણ, પુનરપિ ભીમભીમી વાર્તાકથનવર્ણનો નામ ચતુર્દશ: પ્રસ્તાવ:**

---

# પ્રસ્તાવ ૧૫ મો.

( દૂહા. )

શ્રીજિન-વદન-નિવાસિની, ભગવતિ ભાષા નાંમ;
કવિજનનેં[1] જયજય કરી, લે સુઝ સુખિં વિશ્રામ. ૧
ગુણવંતા ગુણપતિ [2]સમો, શ્રીભાનુમેરૂ ભગવાન;
પર-ઉપગારી પરમગરૂ, મહિમા મેરૂ સમાન. ૨
પંચત્રિક[3] પ્રસ્તાવના, આવ્યો હવે પ્રસ્તાવ;
**નલદેમી** મેલાપકો, સુણજો સ્વજન સ્વભાવ. ૩

( રાગ કેદારો-અથવા સામેરી. )

વિપ્રે વાત સકલ કરી, કુબજતણું ભાખ્યું [4]ચરી;
મન ઠરી કાંઇક ભીમકુંવરીયે. ભીમીયેં વાત ચિત્તિં ધરી,
સો નલ ન કરે ચાકરી, તાકરી કિમ અહીં રહે ઉદર ભરીયે. ૪

( ત્રૂટક. )

[5]ઉદરભરિ કિમ થઈ રહે રાજા, સો પરઘરિ એકાકી;
કુબજો કિમહિ નુહિ તુજ વર, પુત્રી કરી મતિ પાકી. ૫
અતિ કુત્સિત કુરૂપિ કુબજો, કુણ કારણિ નલ થાય;
તુઝ વનમાંહિં એકલી મેહલી, સ્યે પુનરપિ મો થાય. ૬
તિણિ કારણિ એ નિશ્ચેં જાણે, તે નોહે તુજ કંત;
નલરાયેં મો હુસ્યે સીખવ્યું, કુબજો વિદ્યાવંત. ૭
મહાશયનેં પ્રાહિં કો એક, એહવો હુઈ વિસ્વાસી;
તેહને સકલ સીખવી વિદ્યા, આપે રહે સુખાસી. ૮

૧ પ્ર૦ "કવિજન જનને જય કરી." ૨ પ્ર૦ "નમુ." ૩ પાંચ-તેરી-પંદર. પંદરમા પ્રસ્તાવનો. ૪ ચરિત્ર. ૫ પેટીઓ ચાકર થઇને.

સબલ રાયના સેવક સહિજેં, પરાક્રમે હુયે પૂરા;
 એણિ વાતેં અચિરજ[1] નહી પુત્રી! દાનિં માનિં ગુણિ શૂરા. ૯
તેહભણી વિભ્રમ મેહલો વત્સે! કુબજ નુહે તુજ કંત;
 લોક હસસ્યે વાત કરંતા, સુખે અંહી રહો નિશ્ચંત. ૧૦
રાજ સકલ પુત્રી! છે તાહરૂં, મ ધરસિં ભ્રાંતિ લગાર;
 કુંવરી! કરો કરિ કરિ [2]નિત્યેં, દાન પુણ્ય અનિવાર. ૧૧
ઈમ કરતાં જો કેહી જાણીસ્યે, તુજ વલ્લભની શુદ્ધિ;
 તુ થોડા દિનમાંહિ આવસ્યે, એહવી રચસ્યું બુદ્ધિ. ૧૨
જનકતણી નિસુણી ઇતિ વાણી, વિરહાકુલ નલરાણી;
 તાત સીખ નિજ શીષ ચડાવી, રહી મનમાંહિં જાણી. ૧૩
પ્રિયંગુમંજરી માતાયે (ઇસી), દીઠી રૂદન કરંતી;
 પુત્રી હૃદય સાથિં પરિ રંભી,[3] વિયોગિની દમયંતી. ૧૪
માતા રૂદન કરંતી રાખે, વલતું પુત્રી ભાખે;[4]
 તુમ મંદિરેં સુધા એ આવી, પ્રિય મેલાપક પાખે.[5] ૧૫
પુત્રી પુત્ર જનક નેં જનની, બંધવ બહુ પરિવાર;
 સુખદાતાર નહી ભીમીનેં, પાખે એક ભરતાર! ૧૬
વરિ એ વનમાહિં સ્યે ન રહી, નિધન[6] તિહાં નવિ પામી;
 સ્વજનમાંહિં [7]સુધા એ આવી, જો સાથિં નહી સ્વામી! ૧૭
કુબજરૂપધર તિહાં પ્રીઉ જાણ્યું, તેણિ કહાવ્યા સંદેસા;
 વળી પિતા પ્રેરણા ન કરી, એ મોટા અંદેસા! ૧૮
માત પિતા બંધવનિ પરિજન, ભીમીનેં નહી કોઈ;
 જો હુઇ તો એવડી શુદ્ધિ પામી, સમાચાર વળી જોઈ! ૧૯
પડી આકાશિ હુંતી અવનીતલિ, પછે ધરી ધરનીયેં;[8]

---

૧ આશ્ચર્યપરથી અચિરચ્ચ અને અચરજ વચ્ચેનું રૂપ. ૨ પ્ર૦ "કર ઉપરિ નિત્યે." ૩ ચાંપી. ૪ પ્ર૦ "ભાષઇ." ૫ પ્ર૦ "પાખિ." ૬ મરણ. ૭ ફોકટ. ૮ પૃથ્વીએ ઝીલી.

રાનમાંહિં કો ન લહે રોહું, તો બલતું છે હીંયે ! ૨૦
પરિ ઘરિ દાસ કુબજ થઇને રહે, ઇમ ભાખેછે[1] તાત;
ભૈમીને સહુ સમજાવે છે, ઇતિ કહી કૂડી[2] વાત ! ૨૧
કરમેં મહાદેવ-મહારાજા, ઘણું વિગોયા દીસિં;
તો નલરાજા કુબજ થયાનું, અચિરજ કસ્યું ગુણીસ્યે. ૨૨
આજ લગે[3] કુબજો સો રૂપધર, અતુલ બલ[4] દાતાર;
અતિ પવિત્ર સો માંન વિચખ્યણ, ભૈમીનો ભરતાર. ૨૩
રા'રિતુપર્ણ સાંથિં મિત્રાઇ, નહી સેવક-વ્યવહાર;
લોક પંથ રાખી કહાવ્યું છે, સઘલુ એ સમાચાર. ૨૪
એ નિરધાર સહી નલરાજા, માત મ ધરિં સંદેહ !
એ વાત કરતાં વિકસ્યે છે, તુઝ પુત્રીનો દેહ ! ૨૫
આજ એહ સુપનંતર [5]પામ્યો, સબલ ફલિયો[6] સહિકાર;[7]
વળી[8] પુનરપિ તિહાં જઈ બેઠી, પામી હર્ષ અપાર. ૨૬
એહ સુપનંતરને મહિમાયેં, વહિલો મિલસ્યે[9] કંત;
ભૈમીની હવે ભાવઠિ ભંજો, કૃપા[10] કરો ભગવંત ! ૨૭
ઇતિ વિદંતી [11]સુદંતી અતિ, માત હીંયાસ્યું ભીડે;
વત્સે ! વિરહવેદના વેઇ, કાં એવડું તનુ પીડ ? ૨૮
કુબજચરિત્ર સુણી તુજ તાતેં, જેણિ કારણિ તુંકારી;
લોકમાંહિં કીરતિ રાખેવા, જો એ હૃદય વિચારી ! ૨૯
મુજ મનિ વાત સકલ એ બેઠી, પણિ તુજ મોહને લીધે;
આપણ રહિસી વાત એક કીજે, અરથ કદા જો સીઝે. ૩૦
તાહરા પિતાપ્રતિં પૂછ્યા વિણુ, એક મોકલીયે દૂત;

૧ પ્ર૦ " ભાખિ છિ." ૨ જુડી. ૩ પ્ર૦ "લગિ." ૪ પ્ર૦ "અતુલિ બલ." ૫ પ્ર૦ "પામ્યુ." ૬ પ્ર૦ "ફલિઉ." ૭ આંબો. ૮ ફરીને. પ્ર૦ "બૈમી." ૯ પ્ર૦ "વિહિલુ મિલસ્યઈ." ૧૦ પ્ર૦ "કૃપા કર." ૧૧ સારા દાંતવાળી.

તિહાં સવિ વાત જઈ કહે કૂડી, સુણિ નિષધનૃપ-પૂત. ૩૧
ભીમી; નલનૃપ શોક નિવારી, પિતાતણેં આદેશેં;[1]
પુનરપિ સ્વયંવરા મંડાવી, કો એક ચતુર વરેસિ. ૩૨
ઇતિ નિસુણી તુજ કંત સો કુબજો, હોસ્યે તો ધામેસ્યે;
પત્ની [2]પરિઘરિ જાતી જાણી, કિમ સો ખમી સકેશિ. ૩૩
પ્રૌયા પ્રેમ વાહ્યો [3]પારાપતિ, પડી આકાશિથી આવી;
જો તિર્યંચ ખમી ન સકે તો, કિમ ખમસ્યે સોહાવી. ૩૪
એક દિવસનો અંતર કહેસ્યે, પ્રભાતિ વીહવા (વીવાહ) કાજ;
અશ્વ-હૃદયનું જાણ આવસ્યે, તો કુબજો-મહારાજ. ૩૫
ઇતિ મંત્રાણું (મંત્રણ) કરી માય-પુત્રી, સેવક [4]કરોબક નામ;
એ આલોચ[5] સીખવી સઘલું, મોકલીઉં સો તામ. ૩૬
તે પાધરો અયોધ્યાયે આવ્યો, રા'રિતુપર્ણ-સભાયેં;
પ્રણમી કહે એ મોકલીઓ છે, ભીમ-મહારાજાયેં. ૩૭
પાય લાગી વિનતી કહાવી છે, મહારાજ ! અવધારો;
ભીમીએં નલ શોક નિવારિઓ, વિવાહ હોસે સારો. ૩૮
મહારાય પુત્રીનું યૌવન, કહો કેમ નિષ્ફલ જાયે;
નલ નીસત જો છંડી ગયો તસ, તો વરસ્યે કો રાય. ૩૯
તેહ ભણી ભીમરાયે વાર બીજી, સ્વયંવરા મંડાવ્યો;
તુમને નિમંત્રણ મહારાજન ! કુરૂબક ઇહાં પઠાવ્યો. ૪૦
મારગિં એહ જ્વર પીડાણું, તેણિ હુયા બહુ દિન્ન;
કાલિં વિવાહ મહોત્સવ હોસે, મિલ્યા અનેક રાજન્ન. ૪૧
જો તુમ શક્તિ હોય જાવાની, તો વહિલા પાઉધારો;
ભીમી તુમ ચરણાંબુજ પૂજે, એહ મેલાપક સારો. ૪૨

---

૧ પ્ર૦ "તણિ આદેશઈ." ૨ પરઘેર, પારકે ઘેર. ૩ કબુતર.
૪ પ્ર૦ "કુરૂબક." ૫ આલોચ-વિચાર. આવો વિચાર-મસલત શીખવીને.

સંભલી ઇતિ કુરૂબકની વાણી, સભા સહુ આચરિજી;
ભીમી અવર પુરૂષને વંછે, એહ વાત કિમ સરજી! ૪૩
અહો! કુકાલતણું એ વિલસિત, ધિગ દુલિત[1] વિધાત;
ભીમી તે પ્રત્યંતર વંછે, ભીમરાય સરિખો તાત! ૪૪
મૌન ધરિ સવિ રહ્યા માનવી, કો મુખથી નવિ બોલે;
મનમાંહિ (અતિ) [2]અસમંજસ જાણી, આપોપું સિર ડોલે. ૪૫
નલ-કુબજો ઇતિ સુણી વિચારે, વાત કસ્યું એ સાચી;
ભીમી અવર પુરૂષને વંછે, જો રવિ ઉગે પ્રાચી![3] ૪૬
કુબજેં કુરૂબક અલગો તેડી, પૂછિયો સોઈ વિચાર;
સો કહે વાર વાર મત પૂછો, સ્વયંવરા નિરધાર! ૪૭
સંશય ધરો રખે [4]તુમે કોઈ, એણી વાતેં લવલેશ;
તેણિ સ્વયંવરા આવ્યા હોસે, સહસ અનેક નરેશ! ૪૮
જે જઈ સકસ્યે તેહુ સ્વયંવરં, તે જાણજો સભાગી;
ભીમીનું મુખ જોવા ન લહે, જે જગિ હુઓ અભાગી! ૪૯
તે માંહિં જેહનું હસે ભાઇગ, તાસ કંઠિ વરમાલા;
સકલ સભાજન સજન સાંનથી, તિહાં ધરસ્યે સા બાલા! ૫૦
ઇતિ પરિ[5]કલ્પિત વાત કરીનિં, કુબજ ઘણુ દૂમણ્યુ;
બહુ [6]વિકલ્પ મનમાંહિં ધરતુ, કુબજ ઉતારિ આવ્યુ. ૫૧
રાંરિતુપર્ણે સભા [7]વિસર્જી, વળી વળી પૂછઇ સોઇ;
સો કહે ફરી ફરી સ્યું પૂછો, ઇહાં સંદેહ ન કોઈ! ૫૨
કુબજ્જુ વળી વળી વિચારે મનસ્યું, આજ લગિ જગમાંહિં;
નિજ નિજ મર્યાદા નવિ લોપે, રવિ-મેઘાદિક પ્રાંહિં! ૫૩
ભૂમિ-ભારથી શેષ નવિ ચલે, મેરૂ ન છંડે ઠાણ;[8]

---

૧ પ્ર૦ "દુર્લલિત." ૨ વગર સમજ ભરી. ૩ પ્ર૦ "તુ રવિ આથમિ પ્રાચી!" આ પાઠ ખરો લાગે છે. ૪ પ્ર૦ "મનિં કોઇ." ૫ બનાવટી. ૬ ભ્રાંતિ, જૂદી જૂદી કલ્પના. ૭ બરખાસ્ત કરીને. ૮ સ્થાન.

ચંદ્ર હાલાહલ વિષ નવિ વરસે, સમુદ્ર ન લોપિ આંણ[1] ૫૪
તુ ભેમી કિમ વરે અવર નર, [2]જાં છંડી સુર-મોહ!
એક નલ વિના ન વંછે કોઈ, આ કિમ વંછે દ્રોહ! ૫૫
તુ તેણિ થાનકિં જાઇ જોઈજે, વાત સત્ય કિ જૂઠી;
ઇમ ચિંતવતુ ભૂપતિ પાસિ, કુબજ્જુ આવ્યુ ઊઠી. ૫૬
રા'રિતુપર્ણપ્રતિં બોલાવે, કાં [3]અલખા મહારાજ!
સો કેહિ આપણ જઈને જોઇએ, ભેમી સ્વયંવરા કાજ! ૫૭
જો નલ પ્રાંહિં જીવતુ હોસ્યે, તુ આપાણું કલત્ર;[4]
અન્ય હાથિં કિમ જાવા દેસિં, નિરખિત સોઇ વિચિત્ર. ૫૮
[5]કેસરિ કેસ [6]ફણિંદ ફણા મણિ, કોઈ સકે નહી લેઈ;
કુબજ કહિ ઇતિ નલ જીવિતાં, ન સકે અવર વરેઈ! ૫૯
જુ તુમ તે જોવા ચિત્ત લાગું, તુ મત ઝૂર લગાર;
અશ્વ-હૃદય સાચું હું જાણું, નલ-પ્રસાદથી સાર! ૬૦
હવે પચણ એક વિલંબ ન કીજે, દીજે [7]ચારૂ તુરંગ;
[8]તં નિસુણી [9]મંદુરાયે આવિ, રાજા ધરતુ રંગ. ૬૧
અશ્વ કુબજને સકલ દેખાડયા, પણિ કો ચિત્ત ન ભિસે;
દો સામાન્ય કરિ હેંખારવ, તે દેખી ચિત્ત વિકસે. ૬૨
તે બેહુ લઈ રથિ જોતરિયા, રાજા અચિરજ હોઈ;[10]
એક છત્રધર એક થગીધર, ચામર ધારણી દોઈ. ૬૩

---

૧ મર્યાદા. ૨ જ્યારે દેવોનો મોહ છંડીને પણ મને વરી–તો અવરને કેમ ઇચ્છે! ૩ વિલખા. ૪ પોતાની સ્ત્રી. ૫ સિંહની મુંછના વાળ. ૬ ફણિધર સાપના માથાનો મણિ. ૭ ઉત્તમ ઘોડા. ૮ તાં, તે. ૯ તબેલામાં. ૧૦ શ્રીપ્રેમાનન્દે આ રીતે અશ્વ વર્ણન વર્ણવ્યું છે. જુઓ કડવું ૫૩ મું—

"કરણ લૂલા ને ચરણ રાંટા, બગાઇ બહુ ગણગણે;
"અસ્થિ નિસર્યાં ત્વચા ગાઢી, ભયાનક (તે) હણહણે.

પંચમ રાજા કુબજુ છઠ્ઠુ, તેણિ રથિ બેઠા રંગિ;[1]
અશ્વકર્ણ મૂલમંત્ર સુણ્યો તવ, ઉદ્યમ આવ્યુ અંગિ. ૬૪
સાયંકાલ હવુ એણિ અવસરિ, રથ ચાલ્યુ જિમ રેલિ;
ઋતુપર્ણ કુબજુ દોઇ પંથે, કરતા ચાલિ ગેલિ.[2] ૬૫
રાજા કહિ તુરંગમ પ્રેરો, જાવું છે અતિ દૂરિ!
[3]દોશત યોજન કિમ પુહચીસિ? ઉદય પ્રથમ જો સૂર[4]! ૬૬
કુબજ કહે નૃપ! તિહાં પુહતાની, કિમપિ કરો મત ચિંતા!

" ચારે મોહે ચાલવાના, આગળ નીચા પાછળ ઉંચાં;
" ખૂંધા ને ખોડે ભર્યા, એ કરડકણા એ બૂચા. "
× × × ×
" દુર્બળ ઘોડા દરિદ્ર બ્રાહ્મણ, જોગ સારથિનો જોડો;
" વૈદર્ભિને વરવા ચાલ્યા, ભલો ભજ્યો વરઘોડો.
" હાંકે ને હીંડે પાછા પાછા, ઝુંસરી કહાડી નાંખે;
" તાણી દોરે ધરભણી, ઉભા રહે વણ રાખે.
" પૃષ્ઠ ઉપર પડે પરોણા, કરડવા પાછા ફરે;
" પહોળે પગે રહે ઉભા, વારે વારે મળમૂત્ર કરે. "

૧ પ્રેમાનન્દે, રથે ચઢતી વખતે નળ અને ઋતુપર્ણ વચ્ચે વિપવાદ થયું વર્ણવ્યું છે. જુઓ કડવું ૫૨ મુ—
" એ અશ્વ રાખરો ને રથ હાંકરો, ચડી બેઠો ભૂપાળ;
" રાસપરોણો પછાડીઓ, બાહુકને ચઢિયો કાળ.
" આટલી વાર લગે લજ્જા રાખી, બોલ્યો નહિ મા મુચ;
" તું આગળથી રથે કેમ બેઠો, હુંપે તું શું ઊંચ!
" ઋતુપર્ણ હેઠો ઉતર્યો, વિધવિધ વિનય કરંતો;
" જાપ રાય પાસે બાહુક નાસે, તે રથ પૂંઠે ફરતો.
" પ્રણિપત્ય કીધું ઋતુપર્ણે, હયપતિ! હઠ મૂકો;
" ઉપકારી જન! અપરાધ મારો, બેઠો તે હું ચૂકો!
" બાહુક કહે યદ્યપિ રાસ ઝાલું, એસિયે બન્યો જોડે;
" તુંને હરખ પશ્ચાતણો ત્યમ, હુંએ બયો હાં કોડે!
૨ ગેલ—આનંદ. ૩ બસેં યોજન. ૪ સૂર્યોદય પહેલાં.

પ્રભાત પહેલું તિહાં જઈ મેહલું, તુ નલતાણું નિયંતા! ૬૭
પ્રેરિયા અશ્વ પવન જિમ ચાલે, ગિરિગર્ત્તા નવિ જાણે;
[1]પંક [2]વાલુક ન લહે નદી [3]દ્રહ, વિષમ સમું મનિ નાણે.[4] ૬૮
કેવલ [5]મહી ભ્રમંતી દેખી, રા'રિતુપર્ણ વિમાસે;
ઈસ્યો સારથી સુણ્યુ નવિ દીઠુ, નલ વિણ કો નૃપ પાસિં. ૬૯
ઈમ અતિ વેગિ ચાલતાં નૃપનું, શિરો નિવેષ્ટિત[6] વસ્ત્ર;
ભૂમિ પડિયું તવ જંપિ રાજા, રાખિ! રાખિ! રથ અત્ર! ૭૦
કુબજ હસીનેં ઈણિ પરિ જંપ્યુ, [7]મુગધ થયુ તું રાય!
[8]પંચવીસ યોજન તે તિહાં મેહલ્યું, વસ્ત્ર પડિયું તે ઠાય! ૭૧
વિસ્મિત્ત ચિત્ત રાય કહિ વળતાં, હું પણિ કૌતુક સાર;
[9]ગુણિત કળા તુઝનેં દેખાડસિ, પામસિ હર્ષ અપાર! ૭૨
[10]અધુના કાલ વિલંબ ન થાય, તિહાં પછે કિમ પુહચાય?
કુબજ કહે સા પરિહરિ ચિંતા, રથ રાખ્યુ તેણિ ઠાય. ૭૩
મહારાય તે કૌતુક દાખ્યું, તવ રાજા ઋતુપર્ણ;
[11]વૃષ્ય બિભીતકનું એક દેખી, ઈણિપરિ[12] કહે સકર્ણ. ૭૪
[13]એકસઠિ સહસ અછે ફલ સંખ્યા, એણે વૃખ્યેં નિરધાર!
કુબજેં વૃષ્ય પગેં તવ [14]આહણ્યું, ફલ પડિયાં તેણિ ઠાર. ૭૫

---

૧ કાદવ. ૨ રેતી. ૩ ધરા. ૪ ન+આણે. ૫ પૃથ્વી. ૬ શિર પર બાંધેલું—પાઘડી. ૭ ભોળો, મુગ્ધ. ૮ જ્યાં વસ્ત્ર પડ્યું તે સ્થાન તો ૨૫ યોજન મૂકીને આપણે આગળ આવ્યા!

૯ ગણિતકળા. કવિ ભાલણે આંહી પાસા અને અક્ષ—ગણિત એમ બે વિદ્યા વર્ણવી છે. જુઓ કડવું ૨૫ મું—

" ઋતુપર્ણ કે' પાસાતણી, ને ગણીતવિદ્યા જેહ;
" બે લહુ અમિ બાહુકા! જાણો નિઃસન્દેહ. ૪૪
" નલ કેહ અશ્વવિદ્યા ગ્રહો, શીખવો મુઝને એય;
" પાસાતણી વિદ્યા કહી, રાયે જાણી તેય. ૪૫ "

૧૦ હમણાં. ૧૧ વૃક્ષ—બહેડાનું ઝાડ. ૧૨ આ પ્રમાણે. ૧૩ એકસઠ હજાર. ૧૪ હલાવ્યું, ઝાડને પગેવતી ઠોક્યું.

નલશરીરથી કલિનું નીકલવું—

એતલિં નલ શરીરથી એક નર, નીકલિયો કદ્રૂપ;
અતિ દુર્બલ દુર્ગંધ દોભાગી, દેખી પૂછે ભૂપ. ૭૬
નલ કહે દુષ્ટ ! કવણ તું કિહાંથી, મુઝ આગલિ રહિયુ આવી ?
[1]તુ તેંણિ કરજોડી નલનૃપનિં, પૂરવવાત જણાવી. ૭૭
એ પાપી કલિસુર કલિવિપીયો, પુણ્યવંતનુ દ્વેષી !
તાહરી [2]સુરે પ્રશંસા કીધી, તે સકિઉ નહી દેખી. ૭૮
જેણિ તુઝ [3]દ્યૂતતણી મતિ દીધી, પૂરણ રાજ હરાવ્યું;
પ્રિયા-વિયોગ કરાવ્યુ જેણિં, જેણિં દાસત્વ ભજાવ્યું.[4] ૭૯
નિષ્કારણ વૈરી એ તાહરૂં, દુરાચાર કલિ નાંમ;
સુર સન્મુખ્ય[5] તુઝ કેડિં પડિઉ, ફેડણિ તાહરૂં ઠાંમ. ૮૦
ઘણું કાલ તુઝ અંગિ [6]આવરૂં, કરિવા રહિયુ વિનાશ;
પણિ તુઝ [7]ધૈરય ધ્વંસ નવિ હુઓ, તેણિ હુઓ એહ નિરાશ. ૮૧
જેહનું ધૈરય સદા રહિયું થિર, કિંપિ ન વંકિઉ (વંચિઉ) તાસ;
તુઝ મહારાજ ! કાજ સવિ સરસ્યે, [8]હવે હુઉ પુણ્ય પ્રકાશ. ૮૨
[9]તુઝસ્યું અધિકું કિંપિ ન ચાલિયું, ભૈમી સાપિં[10] બલિયો;
હવિ તુઝ અંગિ રહી સકયુ નહીં. તેણિ બાહિર નીસરિયો.[11] ૮૩
હવિ અપરાધ ખમો સવિ રાજન ! તું કરૂણા પર ધીર;
અપરાધી ઉપરિ નવિ કોપિં, જે ગિરૂવા ગંભીર ! ૮૪
ભ્રષ્ટ-પ્રતિજ્ઞ-પ્રતિં. હવિ એહનિં, નહીં સુરલોકિં ઠામ;
તે ભણી એણે [12]બિભીતકે કલિવિપ, રહિસ્યે કરી વિશ્રામ ! ૮૫
જે કોઇ [13]એણે વૃખ્ય આવસ્યે, તેહનું સુખ એ લેસ્યે;

---

૧ તો, તવ. ૨ પ્ર૦ "સુરેન્દ્રે". ૩ જુગારની. ૪ પ્ર૦ "કરાવ્યું". ૫ પ્ર૦ "સુર સમુખ્ય". ૬ આવરીને. ૭ ધૈર્ય, ધીરજ. ૮ પ્ર૦ "પ્રગટિઉ પુણ્ય પ્રકાશ." ૯ તારી સામે. ૧૦ દમયંતીના શાપથી. ૧૧ નીકળ્યો. ૧૨ બહેડાના ઝાડને, કલિના વિશ્રામ કરવાથી કલિવૃક્ષ પણ કહેવાય છે. ૧૩ પ્ર૦ "એહ વૃક્ષ આશ્રેસ્યે".

નામ તમારૂં જે મુખિ ગૃહસ્યે, તેહ પ્રતિં એ સુખ દેસ્યે. ૮૬
ઈતિ કહી વૃખ્ય રહિયો સો તેણિં, વિસ્મય પામીઉ રાય;
મનમાંહિ પણિ અતિઆનંદ્યુ, [1]લઘુ જાણ્યું નિજકાય.[2] ૮૭
હવિ સઘલાં તે ફલ ગણિયાં, હવાં એકસઠિ હજાર;
નલેં લીયું ઋતુપર્ણ પાસિથી, સંખ્યા-મંત્ર ઉદાર. ૮૮
અશ્વ-હૃદય ઋતુપર્ણનિ આપ્યુ, વિદ્યા બેહુ જણે લીધી;
સત્ય પ્રત્યય બેહુનિ હુઓ, મંત્ર જોયા બહુ સાધી. ૮૯
રવિ ઉદયાચલિ આવ્યા પહિલું, કુંડિનપુરને પાસિં;
બેહુ રાય આણંદિ આવ્યા, રથ રાખ્યુ ઉલ્લાસિં.[3] ૯૦
નગરતણિ પરિસરિ ઉતરિયા, પૂછિયા લોક વૃત્તાંત;
વાત 'સ્વયંવરા' નવિ કોઈ જાણે, હરખ્યુ નલ અત્યંત. ૯૧
[4]ખેદ ચિત્ત હવો રિતુપર્ણો, રહિયા દોઈ વિચારી;
કરિઉ પ્રયાસ અધિક આવ્યાનુ, સો હોસ્યે હાસ્યકારી.[5] ૯૨

---

૧ હલકું. કલિના નીકળવાથી શરીર હલકું બન્યું. ૨ અત્રે ભટ્ટ પ્રેમાનન્દે કલિના શરીર આદિનું તેમજ તેના ગુણ-અવગુણનું વિસ્તારથી કથન કર્યું છે. ઇચ્છાવાળાઓને ત્યાં કડવા ૫૩માંથી, તેમજ શ્રીલાવણ્ય-સમયકૃત શ્રીવિમલમંત્રી રાસમાંથી એ વર્ણન જોઇ લેવા વિનંતી છે. અત્રે માત્ર કલિના ગુણોનું વર્ણન આપીશું. જુઓ કડવું ૫૩ મું–

" કૃત ત્રેતા દ્વાપરે, શતવર્ષે તાપસ તાપે;
" તોય તેને હરિહર બ્રહ્મા, દર્શન કોય ન આપે.
" કલિ કહે મારા રાજ્યમાંહે, ધ્યાન ધરે વિશ્વાસે;
" તો તેને ઇષ્ટદેવતા તે, આવી મળે ખટ માસે!
" એ ગુણ છે એક માહરો, હવે બીજો કહું વિસ્તારી;
" શતવાર દાન કરે ત્રણ યુગે, એક વાર પામે ફરી.
" ભાવે કભાવે મારા વારામાં, જે હેતે નરનાર;
" પુણ્ય કરે જો એકવારે, તો પામે શતવાર!"

૩ પ્ર૦ "ઉલ્હાસિં". ૪ પ્ર૦ "ખેદિત ચિત્ત". ૫ મશ્કરીરૂપ.

સમાચાર રિતુપર્ણ આવ્યાનુ, ભીમકપ્રતિં જણાવ્યુ;
સો પણિ અતિ વિસ્મિત (મનિ) હુઉ, [1]સહસા સનમુખ આવ્યુ. ૯૩
આલિંગી કુશલાદિક પૂછી, કરિ [2]આતિથ્ય અપાર;
નગરમાંહિં નૃપ પાઉ ધરાવી, દિઇ ઉતારા સાર. ૯૪
ભોજનાદિ વિધિ સઘળી સાચવી, પૂછિ કહો વિચાર!
સ્યે કારણિ અમ પુરિં પાઉધાર્યો, સાથિં અલ્પ પરિવાર? ૯૫
કુબજતણા સનમુખ જોયું જવ, દે પ્રત્યુત્તર સોઇ;
કેવલ ભીમરાયનેં મિલવા[3], નૃપ પાઉધાર્યો હોઇ.[4] ૯૬
અલ્પ પરિછદ આવી મિલિયે, એહજ પ્રેમ પ્રમાણ!
દિવસ કેતલા રહીઈ એકઠા, કીજે પ્રીતિ બંધાણ! ૯૭
મહાપ્રસાદ ઇતિ ભીમકમંત્રી, ભાખે સહુ સુવિચાર;
રા'રિતુપર્ણ કુબજ આવ્યાનુ, ભૈમી લહે સમાચાર. ૯૮
પુત્રી માયપ્રતિં ઇમ ભાખે, અશ્વહૃદયનું જાણ;
કુબજો તુઝ જમાતા જાણો, આવ્યુ એહ પ્રમાણ! ૯૯

---

૧ ઉતાવળથી. ૨ પરોણાગત. ૩ પ્ર૦ "મલિવા". ૪ પ્રેમાનંદે આ વિષય આ પ્રમાણે કથ્યો છે. કડવું ૫૬ મું—

" ભૂપ ભીમક સ્તુતિ કરે ઘણીરે, ભલે પધાર્યા અયોધ્યા ધણીરે;
" થાકા અરેવ દીસે દેહનારે, એકલા શેં! નથી સેનારે?
" હય દુર્બળ વળાયા છેકરે, સારથિ મેસાર વક્રરે;
" કાંઇ અટપટું સરિખું દીસેરે, એહને બાહુક બોલ્યો રીસેરે.
" ઋતુપર્ણ! મૂકો રથ તાણીરે, છોડો ઘોડાને કરો ચારપાણીરે;
" નાખ્યો પરોણો ને રાસરે, જઇ બેઠો ઋતુપર્ણ પાસરે.
" આવે લાગ તો રાય આઘો ખસેરે, સભા મુખે વસ્ત્ર દેઇ હસેરે;
" તેમ મચમચાવે આંખડીરે, ખોળામાં વસ્ત્રની ગાંઠડીરે.
" ઋતુપર્ણને બાહુક પૂછેરે, કાં વહેવાનો વિલંબ શું છે રે;
" રાજા રાખે સાને વારીરે, તેમ બાહુક બોલે ખંખારીરે."

માત કહે પુત્રી! તુઝ પાસે, મોકલું કેસની આલી[1];
અંગિત નર્મ (મર્મ) વચનેં કરી, જિમ સો વચને ચાલી. ૧૦૦
તુ કેશિનીપ્રતિં કહે ભૈમી, તું જઇ કરિ નિરધાર;
ઇંદ્રસેન કરિ–અંગુલિ તેડી, સા તિહાં ગઇ સુવિચાર. ૧૦૧
તે દેખી કુબજુ મનિં ચિંતે, ભૈમીયેં મોકલી એહ;
સ્વયંવરા [2]છલ કરી અહીં તેડ્યા, કપટ પ્રિયાનું તેહ! ૧૦૨
[3]ઇંદ્રસેન રાજાને પ્રણમ્યુ, ઋતુપર્ણ દે બહુમાન;
કુબજ દેખતાં કેશિની પૂછી, એ કુણ નૃપ–સંતાન? ૧૦૩
કહે કેસની કાંઇ! ન જાણો? મહીયલિં પુણ્ય પવિત્ર;
શત્રુ કાલા નલ શ્રીનલરાજા, તેહતણું એ પુત્ર! ૧૦૪
ઈસ્યું સુણી ઊઠી ઋતુપર્ણે, પરિરંભ્યુ સો બાલ;
નિજ આભરણિં સકલ સરીરિં, શ્રૃંગારિઉ તતકાલ. ૧૦૫
કુબજ કહે મુઝ સ્વામીતણુ સુત, એ ઇંદ્રસેન–કુમાર;
ઈમ કહી દૃઢ આલિંગન દેઇ, સિર ચુંબિ વાર વાર. ૧૦૬
એતલિં ભીમરાયના સેવક, વર રસવતી સજાઇ;
આણી નૃપ આગલિ મેહલી તવ, બોલી કેસની બાઈ. ૧૦૭
કુબજ! તુમારી વાત સુદેવેં, કીધી છે અતિ સારી;
અમને જોવાની ઉત્કંઠા, (વળી) ઘણું ધરે નલ–નારી. ૧૦૮
ગજ–સિખ્યાનું[4] અશ્વ–હૃદયનું, મંત્ર લહુ તુમે સાર;
સૂર્યપાક રસવતી નીપાઓ, તે સુણીઉં નિરધાર. ૧૦૯
જે તુમનેં જોવા ભૈમીનું, તપતું અંગ અપાર;
તે સહીજેં મનવંછિત ફલિયાં, તુમે આવ્યા સુવિચાર. ૧૧૦
સૂર્યપાક રસવતી નીપાઓ, જિમ સહુ ભોજન કીજે;
ભૈમી સ્વાદ વેઈ જુ તેહનું, તુ મનસ્યું અતિ રીજે. ૧૧૧

---

૧ સખી. ૨ કપટ કરી સ્વયંવરનું બ્હાનું બતાવી અહીં બોલાવ્યો.
૩ પ્ર૦ "ઇંદ્રસેનિં પ્રણમ્યુ ઋતુપર્ણે, તવ સો દિ બહુમાન;" ૪ શિક્ષ.

રાય રિતુપર્ણ ભલેં પધાર્યા, જેણિ તુમો આવ્યા સાથિં;
સહુ કુટુંબ તુમ પ્રભુનું મિલસ્યેં, [1]ભલું કરિયું જગનાથિં. ૧૧૨
ઇત્યાદિક બહુ મીઠી વાણી, સુણી કેસનીકેરી;
સૂર્યપાક રસવતી નીપાઇ, કુબજ તદા મન પ્રેરી.[2] ૧૧૩
અતિ અદ્‌ભુત રસવતી નીપાઇ, તવ કેસની સુભાખે;

---

૧ પ્ર૦ "અંગો અંગજ બાથિં".

૨ પ્રેમાનંદમાં રસવતી વર્ણનની જોડે બીજી પણ નળની કળાઓ વર્ણવી છે. જુઓ કડવું ૫૭ મું—

"એકાંત વાડી દમયંતીની, કીધું રસોઇનું સ્થળ;
"ઠાલો કુંભ આણીને મૂક્યો, મૂક્યાં કાષ્ઠ; નહિ અનળ.
"બીજાં પાત્ર મૂક્યાં નાનાવિધ, મૂક્યું નહિ મેક્ષણ;
"માધવી (૧) કેશવી (૨) મૂકી સેવાને, જાણે સર્વે લક્ષણ.
"દમયંતી બેઠી ઝરૂખે, અંતરપટ આડું બાંધી;
"તેડી લાવો રૂપાળાને, જુઓ કેમ જમે છે રાંધી!
× × × × ×
"સૂકાં વૃક્ષને સ્પર્શ કર્યો તે, થયું નવપલ્લવ;
"દાસી તવ આનંદ પામી, હોય વૈદર્ભિનો વલ્લભ.
× × × × ×
"નીચું ઉંચું ભાળે શરીર ખંજવાળે, દાસિયે અવિલોકન કીધો;
"રાંટે પાગે હીંડે બડબડતો, ઠાલો કુંભ જઈ લીધો.
"વરુણમંત્ર ભણ્યો નળરાયે, તતક્ષણ કુંભ ભરાયો;
"વીસ ઘડા રેડ્યા શિર ઉપર, ઉભો રહીને નાહાયો.
"દાસી અતિ આનંદ પામી, કૌતુક દીઠું વળતું;
"ચુલ્હા મધ્યે કાષ્ઠ મૂક્યાં, અગ્નિવિણુ થયું બળતું.
"ઉભરાતું અન્ન કરે હલાવે, કડછીનું નહિ કામ;
"દાસી ગઈ દમયંતી પાસે, બોલી કરી પ્રણામ.
"વાછ (૧) વૃક્ષ (૨) ને જળ (૩) અનળ (૪), એ ચાર પરીક્ષા મળી;
"અન્ન લાવો અભડાવી એહનું, વૈદર્ભિ કેહે જાઓ વળી!"

ઇંદ્રિસેન! એ ન લહે કલા કો, તાત તુમારા પાખે! ૧૧૪
તેહ ભણી કુમર! તુમો આરોગો, ઇમ કહેતી સા બાલ;
[1]કુબ્જ–પાહિં પ્રેમિં પ્રીસાવે, મંડી સોવન થાલ. ૧૧૫
સા ચતુરા અંતઃપુર માંહિં, સતી સમીપિ આવે;
ભૈમીનેં ભરતાર [2]નીપાચ્યુ, અન્ન તદા આરોગાવે. ૧૧૬
ભૈમીયેં સુસ્વાદ તેહનુ, પહિલુ છિ જે જાણ્યુ;
સો સુસ્વાદ તદા તસ આવ્યુ, નવિ તે જાયે વખાણ્યુ. ૧૧૭
તવ દમયંતી ઇણિપરિં બોલિ, સહી નલરાજા એહ!
રખે કોઇ લવલેશ ધરો મનિ, એણી વાતિ સંદેહ! ૧૧૮
જંબુ (દ્વીપ) માંહિં જિમ બીજુ, મેરૂ ન કોપિ જગિં જાણે;
ત્રીજુ પણિ કહીં નહી પખવાડુ, ચઉથું અગ્નિ ન જાણી. ૧૧૯
વેદ પંચમુ કોઇ નવિ બૂજે, નહી છઠું સુર–વૃખ્ય;
ઋતુ સપ્તમુ નહિ સ્વર અષ્ટમ, કદા ન ભાખે દખ્ય![3] ૧૨૦
નવમું નથી કુલાચલ કહીંએ, રસ દસમું નહી વાત;
એકાદસમું નહી દિસિ–સ્વામી, દ્વાદસમું રૂદ્ર ન જાત! ૧૨૧
નથી ત્રયોદસ સૂરિજ સંખ્યા, તિમ જગમાંહિ ભલેરૂં
સૂર્યપાક રસવતી નીપાઈ, નલ વિણ નથી અનેરૂં! ૧૨૨
ઇસ્યું સુણીને જંપે જનની, જુ તુઝ નિશ્ચય એહ;
તુઝ સમીપિ સો નર તેડાવું, પ્રગટ કરે તું તેહ. ૧૨૩
ભીમરાયની લેઇ [4]અનુજ્ઞા, પ્રીયંગુમંજરી રાણી;
[5]કંચુકીજન મોકલી તેડાવિ, કુબ્જ–રૂપ નલ જાણી. ૧૨૪
તે ઋતુપર્ણરાય વીનવીનેં, આગ્રહ કરી અપાર;
કુબ્જપ્રતિં અંતઃપુરમાંહિં, લેઈ આવ્યા તેણિવાર.[6] ૧૨૫

---

૧ કુબ્જ પાસે. ૨ પકાવેલું. ૩ દક્ષ, ડાહ્યા પુરૂષો. ૪ આજ્ઞા, રજા. ૫ અંતઃપુર રક્ષકને, જનાનખાનાના ચોપદારને. ૬ અત્ર ભટ્ટ પ્રેમાનંદે, નળને દાસીઓ તેડવા ગઈ ત્યારે નળે પ્રથમ નહિ જવાને

कुवज-भैमी मिलाप—
દમયંતી સિંહાસનિ-બિઠી, દીઠી કુબજિં જામ;
પ્રેમ પ્રબલ આવ્યુ મનમાંહિં, પ્રગટ કરિઉ નહિ તામ. ૧૨૬
ભૈમી; કુબજ આવતું દેખી, [1]સહસા આસન છોડી;
પાઉધારો ! પાઉધારો !, ઈમ કહી, રહિ આગલિ કર જોડી. ૧૨૭
कुवजोवाच—
કુબજ કહે [2]સંભ્રમ મનિ આણી, સિંહાસન મત છંડુ!
તુમ પતિસેવક ભૂમિ બિસસ્યેં, આગ્રહ ઘણું મ મંડુ ![3] ૧૨૮

---

ઘણું કર્યું, અને તેનાં કારણમાં આ પ્રમાણે કથ્યું છે. જુઓ કડવું ૫૮મુઃ

"સોમવદની સુન્દરી, સારંગનયના સુજાણ;
"વાત કરતાં બ્રહ્મચર્ય ભાગે, વાગે મોહનાં બાણ.
"પરઘર માંહે અમો નવ પેસું, સ્ત્રીના ચંચળ મન્ન;
"સાધુપુરુષને સદ્ય પાડે, આવીને દે આલિંગન."

દાસીઓના બળાત્કારથી નળ જવાને તૈયાર થાય છે તે વખતે વળી કહે છે—

"જાતાં કહે છે કિંકરીને, બ્રહ્મચર્યને છે ઘાત;
"વૈદરભિ વિકારે ભરી, મને વશ કરવાની વાત!"

૧ એકદમ. ૨ શંકા લાવીને. પ્ર૦ "સંભ્રમ અતિ આણી". ૩ જ્યારે પ્રેમાનંદે અત્રે નીચે પ્રમાણે દર્શાવ્યું છે. પ્રેમાનંદે નીચે પ્રમાણે આવા શબ્દો ઉચ્ચરાવ્યા છે એ અમને તો અયોગ્ય લાગે છે. કારણ, ઉપર જ્યારે પ્રેમાનંદે, નળને દમયંતી પાસે જવાની પણ ઇચ્છા થતી નથી તેમ જણાવ્યું, અને ત્યારપછી પણ દમયંતીના ઘણાં પ્રયાસે નળ પ્રસિદ્ધ થાય છે એમ વર્ણવ્યું તો પછી દમયંતીને જોતાંજ નળના મોહેથી આવાં વાક્યો કેમ ઉચ્ચરાવ્યા હશે તે સમજી શકાતું નથી. જુઓ કડવું ૫૮મુઃ

"બાહુક ખુખારે આળસ મોડે, માંડયાં વિષયીનાં ચિહ્ન;
"ચિત્ત મળ્યું ત્યાં ચક્ર કશોગે, જો નથી ભિન્નાભિન્ન!

વલણ.

"જો નથી ભિન્નાભિન્ન તો, મધ્યે અન્તરપટ કશું;
"નહીં બોલો જો મન મૂકી તો, અમો ઊઠીને જશું!"

ઇમ કહી ભૂમિ ભાગિ સો ખિહુ, બોલિ અમૃતવાણી;
સુપ્રભાત સહી આજતણુ દિન ! જુ દીઠી ઠકુરાણી ! ૧૨૯
માહરા સ્વામીતણી પટરાણી, પેખી લોચન ઠરિયાં;
વદનકમલ નિહાલતાં નિરૂપમ, દુઃખ સઘલાં વીસરિયાં ! ૧૩૦
તે મહારાયપ્રતિ જુ એહવી, જૂઓ [1]આપદસા આવી;
કર્મતણી ગતિ કસી કહીજે, જેણિં તું વનિં છંડાવી ! ૧૩૧
ચરિત્ર તુમારૂં સકલ સંભલિયું, જે જે દુઃખ વનિં પામી;
સતી શિરોમણી સીલપ્રભાવિં, માસી ઘરિ વિશ્રામી. ૧૩૨
વળતાં બંધવરાજ આપણી, બાઈ પ્રતિં લેઇ આવ્યા;
તે વીતક રાયસભા સુદેવિં, [2]પ્રબંધ સર્વ સુણાવ્યા. ૧૩૩
આજ લગિં સો ભાયગ જાગિં, સહી કુબજનું જાણ્યું;
મનમાંહિં પોતાનું જાણી, પ્રેમ એવડું આણું ! ૧૩૪
તુમ મિલે મિલીઓ [3]નલરાજા, ફૂલ્યા મનોરથ મન્ન;
ઘણે દિવસે તુમ દરીસણુ [4]દીઠું, સફલ આજનું દિન્ન ! ૧૩૫
ઇતિ ગંભીર વચન સાગીનેં, રહિઉ કુબજ જેણિ વારિ;
તવ વિદર્ભી વિનય કરી કહે, સંભલિ પ્રાણાધાર ![5] ૧૩૬

(ઢાલ—ઉત્સર્પિણી અવસર્પિણી આરા—એ દેશી.)

(રાગ ધન્યાશ્રી.)

दमयन्ती—

તું તો વીરસેન—નૃપ—નંદન ! મ કરિ કપટ મુઝ સાથિંજી;
જુ જીવતી રહી તો તું મિલીઉં, કરી કૃપા જગનાથિજી. ૧૩૭
હવિં વનમાંહિં નિદ્રાને પરવસિં, નથી કંત ! તુઝ નારીજી;
કરી આવ્યુ કિમ જાઇસિ [7]વાહી, જુઓ મનમાંહિ વિચારીજી. ૧૩૮

---

૧ નઠારી દશા. ૨ બનેલો બનાવ. ૩ પ્ર૦ "મહારાજા." ૪ પ્ર૦ "દીધું". ૫ પ્રાણપતિ ! તું સાંભળ. ૬ હાથમાં. ૭ વહી—ચાલી જશે.

જુ અકુલીના અનિં વિરૂપા, [1]નિસ્નેહા વલી હુઈજી;
જે વહ્લભા કહી બોલાવી, તાસ ન ત્યજીએ તુહીજી ![2] ૧૩૯
કરો કંત ! કામિનીનિં કરૂણા, કઠિનપણું પરિહરીએજી;
કુબજરૂપ મેહલો મોરા સ્વામી ! સ્વરૂપ પરગટ કંરીએજી. ૧૪૦
કિહાં તે તનુ મનમથનેં જીપે[3], કિહાં કુબજ આ દેહજી;
કિહાં પરઘરિ રહી સેવા કરવી, રાજલીલા કિહાં તેહજી. ૧૪૧
જુ તુમ પરગટ થાઓ પ્રિયતમ ! તુ ઈંદ્રસેનકુમારજી;
રાજ આપણું તતખિણિ વાલિ, લે સઘલું સિરે ભારજી. ૧૪૨
વળી વળી વીનતી કરૂં છું વાહલા ! સવિ અપરાધ વિસારોજી !
થાઓ પરગટ હેવિ પનુતા ! અણુ ખૂટે કાં મારોજી.[4] ૧૪૩

**કુવજો—**

ઇતિ [5]કારૂણ્ય પ્રેમની વાણી, સુણી કુબજ વળી ભાખિજી;
હા ચતુરે ! તું નલ-પટરાણી, કસ્યુ કહે [6]મતિ પાખેજી ! ૧૪૪
કુબજ [7]ભૃત્ય ઉપરિ સુણિ ભામણિ ! મહામોહ સ્યું એહજી ?
કિહાં [8]ખદ્યોત ને કિહાં સૂરિજ ! કિહાં [9]મૃગતૃષ્ણા-મેહજી !૧૪૫
કિહાં [10]શૃંગાલ કિહાં સિંહ મહાબલ, કિહાં [11]સુરતરૂ[12] કિંપાકજી !
કિહાં [13]પાથોધિ તથા કિહાં [14]ગોપદ, રાજહંસ કિહાં કાકજી ૧૪૬
મેરૂ મહીધર ને કિહાં સરિસવ, કિહાં સુવર્ણ પાષાણજી !
કિહાં [15]મસક ને કિહાં [16]સુધાહર, કિહાં [17]સૂરંસૂર અજાણજી ! ૧૪૭
કામરૂપ નલ કિહાં વળી કહુ[18] એ(કિહાં એ), કુબજ-નયન દુખકારીજી !
અંતર એવડું કાંઈ ન દેખું, જુઓ વૈદર્ભી ! વિચારીજી ! ૧૪૮

---

૧ સ્નેહરહિત. ૨ તોહીજી, તોપણ. ૩ (સં.) જિતું (પ્રા.) જિમ્પ જીપે-જીને, હંપાડે-ઉતાડે. ૪ પ્ર૦ "અણુખૂટઇ મત મારુજી". ૫ પ્ર૦ "કરૂણા". ૬ મતિ-બુદ્ધિ-વિચાર વિના ! ૭ નોકર ઉપર. ૮ આગિયો. ૯ ઝાંઝવાંનું નીર, મૃગજળ. ૧૦ શિયાળવું. ૧૧ કલ્પવૃક્ષ. ૧૨ ઝેરી ઝાડ. ૧૩ સમુદ્ર. ૧૪ ગાયની ખરીથી પડેલા ખાડામાં ભરાયલું પાણી. ૧૫ મચ્છર. ૧૬ ગરૂડ. ૧૭ પ્ર૦ "સરસુરિ". ૧૮ કહો-બોલો.

દુરભિ પ્રિય મેહલી તું માનનિ! સેવક ઉપરિ સાચેજી;
કહિ સુરવૃખ્યતણાં ફલ થાનકિ, [1]અર્કફલિં કુણ રાચિજી! ૧૪૯

**દમયંતી—**

[2]કૈતવ-ગર્ભિત વચન કુબજનાં, ઇતિ નિસુણી દમયંતીજી;
વળી પ્રત્યુત્તર ભાખે વાલી, કરિ [3]પીયૂષ ઝરંતીજી. ૧૫૦
કંત! પ્રિયાસ્યું કપટ ન કીજે, જુ તું નહી નલ રાણુજી;
તુ તમે અશ્વ-હૃદયની વિદ્યા, સૂર્યપાક કિમ જાણુજી? ૧૫૧
કૃષ્ણ કાણ કુબજો વા કુષ્ટી, યથા તથા ધરો રૂપજી;
મિં તુ નૈષધ નરપતિ જાણ્યુ, [4]છાદિત નિજ સ્વરૂપજી! ૧૫૨
કદર્થના મ કરો કરૂણાનિધિ! પ્રગટ રૂપ હવિં થાઓજી;
સ્વજન સંતાપી અંત આણંતા, જગમાં યશ નહિ પાઓજી! ૧૫૩
આપણપું અપરાધી જાણી, મનિ આણિ અતિ લાજજી;
મુખ દાખેવા મન્ન ન ચાલું, તવ બોલ્યુ મહારાજજી.[5] ૧૫૪

**કુબજો—**

ભૈમી! ભૂમિ-ભારતિ! કાં તુઝ મનિ, એવડું વિભ્રમ આવેજી;
અશ્વહૃદય-રવિપાક-કલાયે, કિમ કુબજો નલ થાવેજી? ૧૫૫
નલમહારાયતણુ વિશ્વાસી, સેવક કૂબજો હૂતોજી (હુતોજી);
સર્વકલા નિજ દેખી હરખ્યુ, નિષધ-નરેસર-પૂતોજી. ૧૫૬
તિંએ કુબજ ઘણું તિંહાં દીઠું, પણિ તુઝ ચિત્ત ન આવેંજી;
પ્રાકૃતજનનું દર્શન પ્રભુનું, પ્રાંહિં વિસ્મૃત થાવેંજી. ૧૫૭
તુઝનિં અહીં સુસ્થિત જાણીનેં, સ્વામિભક્ત તુઝ દાસજી;
નિજ સ્વામિની નિરીક્ષણ કરિવા, આવીઉ ધરી [6]ઉલ્લાસજી. ૧૫૮

---

૧ આકડાના ફળે. ૨ કપટપૂર્ણ. ૩ અમૃત. ૪ ઢાંકેલ-છુપાવેલ.
૫ પ્રેમાનંદના ૬૦ મા કડવામાં, દમયંતીએ નળને સમજાવ્યો, એ આખું કડવું પણ ચિત્તાકર્ષક છે. વિસ્તારભયને લીધે ત્યાં જોવા વિનંતી છે. ૬ પ્ર૦ "ઉલ્હાસજી".

રાય રિતુપર્ણપ્રતિં સમઝાવી, ચિત્તિ ચતુરાઈ વિચારીજી;
પોતાની ઠકુરાણી જાણી, કરસિ ચાકરી તાહરીજી. ૧૫૯

કેશિનીઉવાચ—

ઇતિ વાણી નિસુણી નૈષધની, કેશિન્યાદિક આલીજી;
લહી વિશ્વાસ ખરૂ ભૈમીનુ, વચન વદે વલી વાલીજી. ૧૬૦
જુ મહારાય! મોહ નહીં તુમને, કુટુંબ સાથિં લિગારજી;
તુ વિવાહ તુમસ્યું કરિવો તે, [1]કંઠ-શોક નિરધારજી! ૧૬૧
[2]મૃગ-વિષાંણ સરિખું મન તાહરૂં, અથવા વજ્રે ઘડીઉજી;
નિરાપરાધ જુ નેહ નિવારી, નિજ કુટુંબનિં (તિ) નડીઉજી. ૧૬૨
[3]સમ્યગ [4]નિજ-કરિ આવીઓ નૈષધ, કિમ જાઇસિ હવે વાહીજી;
અથવા; [5]મંદભાઇગ ઘરિ સુરમણિ, કિમ રહે થિર થાઇજી. ૧૬૩
દિવસ આતલા [6]આસ્યા વિલૂધી, રાજસૂતા અમ બાઇજી;
રહી જીવતી હવે તું જાઇસિં, હત્યાપાપ કમાઇજી! ૧૬૪
હવિં જીવિતની ન કરે ઇચ્છા, ભૈમી દુઃખેં બાલીજી;
'ભવ-ચરિમં' ઇતિ પાઠ ઉચ્ચરે, રૂદન કરે સવિ આલીજી. ૧૬૫
ઇંદ્રસેન-ઇંદ્રસેના-કુમરી, પ્રીયંગુમંજરી માતાજી;
કરે આક્રંદ અવર સહુ પરિજન, દેતાં દોષ વિધાતાજી. ૧૬૬
ઇતિ વ્યાકુલિત રાજકુલ દેખી, વલી કેસની જંપેજી;
એહવું અતિ અસમંજસ નિરખી, કાંઈ તું [7]દેવ ન કંપેજી! ૧૬૭
કલા કલાપ કેસની ઢેરૂ, વૃથા સકલ હવું આજજી;
જુ કઠોર મૃગસેલતાણી પરિ, નવિ ભેદિઉ મહારાજજી! ૧૬૮
હા હા દેવ! કસ્યું તિં કીધું, દમયંતી-સુખ લીધુંજી;
હવિં પ્રાણ લેવાનું કારણ, તિં નૈષધનિં દીધુંજી. ૧૬૯
ધિગ કુલ ધિગ સુશીલતા ધિગ યશ! ધિગ સરૂપ-લાવણ્યજી!

---

૧ ગળું રહેંસવા જેવું. ૨ હરિણનાં શીંગડાં જેવું. ૩ સર્વ રીતે-સારી રીતે. ૪ પોતાને હાથે, આગારે કરીને. ૫ મંદભાગ્યવાળાને ઘેર સુરમણિ કેમ રહે, સ્થિર થઈને. ૬ પ્ર૦ "આસ્યા સુગાથી." ૭ પ્ર૦ "દેવ ન દપેછ!"

નાશ હુસ્યઈ નિજ નાથ દેખતાં, ભીમ-સુતા ગત[1] પુણ્યજી. ૧૭૦
કષ્ટ કષ્ટ ત્રિહુંભુવને વદીતું, દમયંતી મય તેજોજી;
આજ પ્રલય[2] હોસે પતિ આગલિ, રહિઉ નલ જુ ન હેજોજી.[3] ૧૭૧
[4]મંદભાયગા [5]કેસની કહેતી, આશા રહી મનમાંહિંજી;
સખી વિયોગિં જીવસ્યે નહી એ, અતિ જલતી દુઃખદાહેજી. ૧૭૨
સત્ય સત્ય દમયંતીભર્ત્તા, પ્રિયરૂપે થઇ પહિલુંજી;
હવિ યમરૂપેં સ્રીહત્યાનું, અપયશ લહિસ્યેં વહીલુંજી ! ૧૭૩
તું નૈષધ નિરધારે જાણ્યુ, મેહલો સઘળી માયાજી;
પ્રિયા વિયોગિ પછે [6]પછતાસ્યુ, [7]દહિસ્યુ(સ્યો)અગ્નિ કાયાજી. ૧૭૪
હવિં અવસર પર્યંત લહીનેં, કથન કેસની કેરૂંજી;
મત ઉવેખિ દેખિ મહારાજન ! ઉંડું અતિંહિં ભલેરૂંજી ! ૧૭૫

**अदृष्टवाणी—**

ઈત્યાદિક વાચક સુણી કુબજો, પ્રત્યુત્તર જવ આપેજી;
તવ અદૃષ્ટવાણી હુઈ સહસા, કહિયાં વચન સવિ થાપેજી. ૧૭૬
મા ! મા ! વચન મ વાલસિ રાજન ! પુણ્યશ્લોક વિખ્યાતજી;
દમયંતી (એ) સતીશિરોમણી, લહે ત્રિભુવનિ અવદાતજી ! ૧૭૭
તુઝનિં સકલ કુમતિ જે દીધી, તે કલિવિષીયેં જાણોજી !
તે જાણી તુમે વિરૂપ કરિઉં તે, લાજ રખે મનિ આણોજી ! ૧૭૮
તુમ [8]જાયા યતિ પુણ્ય પ્રભાવિં, દુષ્ટ ગયુ સો નાસીજી;
હવિં કલ્યાણ સમય તુમ આવ્યુ, હોસી લીલ વિલાસાજી. ૧૭૯
અંતરિખ્ય સુર દિગપાલ રહિયા તવ, દિ છે તુમ આશિસજી ![9]
સર્વ કુટુંબસહિત નૃપ ! તાહરિ, સવિ[10] પૂરયો જગીસજી.[11] ૧૮૦

---

૧ ગત–ગયું. ૨ નાશ. ૩ હેત વિનાનો. પ્ર૦ "રહિઓ નિલજ્જ નાહોજી." ૪ ભાગ્યવિનાની. ૫ પ્ર૦ "કેશનીકેરી". ૬ પસ્તાશો. ૭ દહેશો, બાળશો. ૮ જાયા–સ્ત્રી. યતિ–અતિ, ઘણા. પ્રા૦ માં 'અ'ને સ્થાને 'ય' લખવાનો રિવાજ પ્રસિદ્ધ છે. ૯ પ્રતિ૦ "અંતરિક્ષ દિગપાલ રહિયા સુર, દઈ છિ તુમ આસિસજી !" ૧૦ પૂરજો. પ્ર૦ "પૂગયો" પૂગજો, ફળજો. ૧૧ આશા.

**નલનું પ્રગટ થવું—**

કેસન્યાદિક ચરણ [1]ગ્રહીનેં, વળી સુણી એ વાણીજી !
તવ નૈષધ લજ્જાઇ દુઃખ છંડી, ઉલટ અંગિ આણીજી. ૧૮૧
[2]બીલ્વયુગ્મ કર્કોટકિ દીધું, તિહાંથી લેઇ ઉદારજી;
વસ્ત્રાભરણ અંગિ વિભૂષી, પ્રગટ હુઓ તિણિ વારજી. ૧૮૨
નૈષધ ! નૈષધ ! સો નલ વિજયી, પ્રગટ સહુ કો નિરખુજી !
મંગળ સકળ આપણિ મંદિર, દેખી સાજન હરખુજી ! ૧૮૩
આનંદામૃત મેહ તિહાં વૂઠા, તૂઠા શ્રીજગદીસજી;
[3]પ્રમોદ-વ્યાકુલ હવુ રાજકુલ, પ્રગટિયા નિષધાધીસજી. ૧૮૪

**કવિવાક્—**

સખીસહિત પામી દમયંતી, હર્ષભાવ તિહાં જેહજી;
કવિ કહે તે મિં કહિયા નજાયે, લહિસ્યે તે(જે) સસનેહજી !/૧૮૫
વિઘન વિયોગ દુઃખ ગયાં દૂરિ, આનંદ પૂર અપારજી;
[4]કવિતા શ્રોતા પ્રમોદ સુખભર, વરત્યુ[5] જય-જયકારજી ! ૧૮૬

(ચોપાઈ.)

ગ્રન્થ નલાયનનુ ઉદ્ધાર, નલચરિત્ર નવરસ ભંડાર;
વાચક નયસુન્દર શુભભાવ, કહિઉ પંચદશમુ પ્રસ્તાવ. ૧૮૭

ઇતિ શ્રીકૂબેરપુરાણે નલાયનોદ્ધારે નલચરિત્રે, કુંડિનપુર નલ-
સમાગમન, વિયોગ-વિગમન, સંયોગ [6]સૂચિતાદિવર્ણનો
નામ પંચદશઃ પ્રસ્તાવઃ

---

૧ પ્ર૦ "ગ્રહી રહી." ૨ કુબજ થતી વખતે બે બીલ્વ ફલ કર્કોટકે આપ્યા હતા તે. ૩ આનંદથી વ્યાકુલ. ૪ કવિતા, કહેતા, કહેતા, અર્થાત્ કહેનાર, અને સાંભળનાર બંનેને. ૫ વર્ત્યો ! ૬ પ્ર૦ "સૂચનાદિ"

# પ્રસ્તાવ ૧૬ મો.

( દૂહા. )

હવિ ષોડસ પ્રસ્તાવનુ, લહી પ્રસ્તાવ સુચંગ;
ગિરૂવા વંદું વળી વળી, ગુરૂ ભાનુમેરૂ ગંગ ![1] ૧
શારદમાતા ઉલ્લસી, વસી સદા મુઝ મુખ;
[2]વચન વદું તે [3]જાણયો, સા બોલે પરતખ્ય. ૨

( [4]ચોપાઇ. )

નૈષધ પ્રગટ થયુ મહારાય, હરખ્યુ ભીમ-ભૂપ-સદ્ભાય;[5]
વૈદર્ભનૃપનેં વધામણી, પુહતી તવ આવી આફણી.[6] ૩
ઉહ્લટિ અંગિ ન માયે ઘણુ, પ્રણમ્યુ જામાતા[7] આપણુ;
દમો-દમન નિં દાંત-કુમાર, હવા રોમાંચ કંચુ તેણીવાર. ૪
ચરણયુગ્મ પ્રણમિં નૃપતણું, પરસ્પરિં પરિંભે ઘણું;
એતલિં સૂર્યવંશ દિનકાર, સુણી સાચુ રિતુપર્ણ વિચાર. ૫
આવી નલનપ પ્રણમ્યુ સહી, આગલિ રહિઉ [8]કૃતાંજલ થઇ;
તે તે દ્રવિડ-[9]ચૌડ-દેશનાં, નૃપ સામંત ભીમ-ભૂપના. ૬
આવી પ્રણમે નલનૃપ-પાય, [10]ઉભા રહિ [11]યથાચિત્ત ઠાય;
બહુ સામંત મંત્રિ મહાજન્ન, લાવિ ભેટિ હવા સુપ્રસન્ન. ૭
[12]જનપદ [13]પુરિજન જોવા મિલ્યા, જાણિ આજ મનોરથ ફલ્યા;

---

૧ પ્ર૦ "ગરૂ ગૂરૂઆ વંદું વળી, ભાનુમેરૂ ગુણગંગ !" ૨ પ્ર૦ "વચન વદૂં." ૩ જાણજો. ૪ પ્ર૦ "ચુપૈ." ૫ પ્ર૦ "સમુદાય." ૬ પ્ર૦ "આવ્યુ તે સુણી." ૭ જમાઇ. ૮ હાથ જોડીને, ૯ તંજાવર દેશ, ચોલ દેશ, દક્ષિણ બાજુના. ૧૦ પ્ર૦ "આવી રહી." ૧૧ યથાયોગ્ય સ્થાનકે. ૧૨ દેશના. ૧૩ શહેરના.

રાજભુવન અતિ પુષ્કલ જેહ, સખ(ક)લ હવુ [1]સંકીરણુ તેહ. ૮
વારૂ (ચારૂ) વસ્ત્ર આભર્ણુ ઉદાર, પિહિર્યાં જે ગારૂડ શૃંગાર;
તેણિ નૃપ દગ વિપહારી થયુ, પેખી [2]સ્વજનવર્ગ ગહિગહિઉ. ૯
સિંહાસનિં બિહુ નૃપવીર, [3]દમન છત્ર તિહાં ધરે સુધીર;
વીંઝે ચમર [4]દંત-દમ ભાય, રાંરિતુપર્ણુ થગીધર થાય. ૧૦
સભામધ્ય તિહાં સોહે સોઇ, જાણે મેરૂ અભિનવુ હોઇ;
દેહ સુવર્ણુવર્ણુ જેહ ધરિયુ, ભૂપતિ કલ્પવૃષ્ય(ક્ષ) પરિવરિયુ. ૧૧
સુણી વાત સહુ હર્ખિત થાય, દેશ દેશના આવિ રાય;
સેવા કરિ [5]સર્વ એકતના, પણિ રિતુપર્ણુ લહે બહુમના.[6] ૧૨
હવિં અતિ હવુ[7]વિસ્મયાપન્ન, અવર ભૂપિં [8]પરિવર્યો [9]અનુદિન;
નૃપ ઋતુપર્ણુઈ મન પ્રેમસ્યું, નલનરેંદ્ર વીનવીઉ અસ્યું. ૧૩
મહારાજ! જન ભાઇગિ કરી, [10]કલિતમ અંધકાર અપહરિ;
સકલ લોકનિં નયણાનંદ, પુનરપિ ઉદય હવુ તું ઈંદ્ર ! ૧૪
તિં પ્રભુ ! વેપ [11]વિપર્યય ધરી, પાવન કરી અયોધ્યાપુરી;
સહુ ઉપરિં તુઝ પ્રેમ સમાન, પણિં તિં મુઝ દીધું બહુમાન ! ૧૫
કૃષ્ણ કરી જો વામનરૂપ, સહી ભૂતલિં ચાપ્યુ બલિભૂપ;
કુબજવેપ તેં ધરી કુવર્ણુ, વિસ્વોપરિ કીધુ રિતુપર્ણુ. ૧૬
અપ્રસિદ્ધ દિન એતા રહિઉ, મિં તું નલરાજા નવિ લહિઉ;
તેણિં અવિનય જે કીધું હોય, પ્રભુ! અપરાધ ખમેયો[12]સોય. ૧૭
વળતું નૃપ કહિ માં ઇમ ભણો, સૂર્યવંશ મુક્તાફલ! સુણો;

---

૧ સાંકડું, અર્થાત્ રાજમહેલ પુષ્કલ જગોવાળો છતાં પણ લોકોની ભીડથી સાંકડો થયો. જેમ પર્વના દિવસો સાંકડા કહેવાય છે તેમ. ૨ પ્ર૦ "સુજન." ૩ પોતાનો—નળરાજનો સાળો. ૪ દંત અને દમ એ પણ પોતાના સાળાજ. ૫ પ્ર૦ "સહુ એકતાન." ૬ પ્ર૦ "બહુમાન." ૭ વિસ્મય સહિત. ૮ પ્ર૦ "પ્રેરિક." ૯ હમેશાં. ૧૦ મહા કલિયુગરૂપ

કેતા તુમ ગુણ કહીએ મુખેં, [1]અશુભકાલ અપહરીઉં સુખેં. ૧૮
વરસ બાર તુમ પાસિં રહિયા, વિનોદ કરતાં સવિ દિન ગઇયા;
દુઃખસમુદ્ર [2]સોહિલે ઉતરિયા, સવિ પરિવાર મિલ્યુ મનિ ઠરિયા. ૧૯
કહિ રિતુપર્ણ પુણ્ય તાહરૂં, સદા જાગતું છે જગિ ખરૂં;
હવિં સહુ રાય કરિ વીનતી, વળી દિગવિજય સાધિ મહામતી! ૨૦
નલનૃપ કહે ન કીજે ઢીલ, મહીતુ તેડાવિઉ શ્રુતશીલ;
તસ સિરિ ભાર સકલ દીજીએ, પછી કાજ સઘલાં કીજીયે. ૨૧
ઇતિ વિચાર સાચુ મનિ ધરી, તવ સભા સહુ વિસર્જન કરી;
ચતુઃશાલા ભૈમીનૂં જિહાં, આવ્યા રાય રંગિ ભરી તિહાં. ૨૨
ભૈમીનિં સવી પૂછી વાત, સા કહે સહિ [3]પૂરવ–અવદાત;
સુણી રાય [4]ગહિબરિઉ અપાર, નીચૂં જોઈ રહિઉ બહુવાર. ૨૩
પાયે પડી ભૈમી કહે મુદા, રખે કરો (એ) અનુસય[5] કદા;
[6]તે સવિહું કુકર્મ પ્રમાણિ, શુભકર્મે તું મેહલ્યું જાણિ. ૨૪

केशिनीवृत्तांत—

હવિં કેસિનીનું અધિકાર, ભૈમી કહે પ્રતિં ભર્તાર;
વાત કરી સવિ મહાબલતણી, નલનૃપ ચિત્ત રહિઉં રણઝણી. ૨૫
પરઉપગારી સાહસધીર, વાણી વદ્યુ[7] મેઘ ગંભીર;
અહો! દ્યૂત રમિ હારિઉં રાજ, ભલું હવું ઇત્યાદિક કાજ! ૨૬
જોણી એ ગારૂડવસ્ત્રાભરણ, હુસ્યે કેસનીનું દુખહરણ;
ઇતિ કહી થાપી બીલામાંહિં, દીયે કેસનીપ્રતિ ઉચ્છાહિં. ૨૭
તવ કેસની લેઇ શિરિ ધરે, મહાપ્રસાદ! મુખિ ઇમ ઉચ્ચરે;
માત (પિતા) ભ્રાતા પતિ જોઈ, એ કેસનીપ્રતિં તુમે દોઇ! ૨૮

---

૧ અમારો નઠારો વખત તમોએ સુખમાં વીતાવ્યો. ૨ સેહજમાં. ૩ પ્રથમની વીતક વાત. ૪ ઘભરાયો. પ્ર૦ "ગહિબહિઉ." ૫ પસ્તાવો. ૬ તે સઘળું. ૭ બોલ્યો.

તુમ ઉપગાર કેહો ઉચરૂં[1], [2]સત-જિહ્વા કેહીપરિ કરૂં?
જુ તુમ આજ્ઞા લઉં પુણ્યાઢય! તુ હવિં જાઉં ગિરિ વૈતાઢય. ૨૯
ચરણુ ચાલિવા સત્વર થાયે, પણિ મનિ રહિવા કરે ઉપાય;
[3]નિવડ-પ્રીતિ તુમ સાથિં જડી, તે કિમ વંછે જૂજૂઇ[4] પડી! ૩૦
જે જડ ઘણી સજ્જને, તેહને નેહ અપાર;
તે જડ કિમે ન નીસરે, જુ લાખો મિલે લોહાર![5] ૩૧
પણિ એ ધર્મ તુમારૂ ખરૂ, આશ્રિતજન લખમીંયે ભરૂ;
વિયોગીઆ મેલાપક કરૂ, [6]બંધીજન-બંધન અપહરૂ! ૩૨
[7]એહવુ યશ મિલવવા કાજિ, જાયે કેસની વિદ્યાધર-રાજિ;
ઇત્યાદિક બહુ [8]પ્રણિપતિ કરી, લોચન દોઇ અશ્રુજલિ ભરી! ૩૩
કેસની આકાશિં સંચરી, પુંઠિં સા જોવે ફીરિ ફિરી;
[9]હીંડે પ્રેમ કંતનુ ધરી, ખિણમાંહિં પુહતી નિજપુરી. ૩૪
સ્વજનવર્ગ સહુ તેણિ પેખિઉ, સો પણિ સા દેખી હરખિઉ;
ચાલિઉ ઉલટ પૂર પ્રવાહ, ઘણે દિવસે ઉલ્હવીઉ દાહ. ૩૫
ગુરૂઢવસ્ત્રઆભરણેં કરી, મતિ શ્રૃંગારિઓ ઉલટ ધરી;
તેણિં તસ વિષ-વેદન અપહરિ, જય! જય! ઇતિ વાણી વિસ્તરી. ૩૬
ઉત્સવ હરિખ હવા તિહાં જેહ, કહુ! કવિ કહી સકિ કિમ તેહ?
જેહનિં ટલીયો સજ્જન વિયોગ, તે જાણે એ સકલ પ્રયોગ! ૩૭
માત પિતા સ્વસુર ભર્તાર, સર્વ લોક સંભલતાં સાર;
જિમ પામીઉ ગારૂડ-શ્રૃંગાર, તે તે કહિઉ સર્વ અધિકાર. ૩૮
જે કેશનિયેં જંપ્યું સાર, નલ-દવદંતીનુ અધિકાર;

---

૧ બોલું, કહું. ૨ સો જીભે શી રીતે કરી શકું? ૩ ન છૂટે એવી, અતિ ઘણી. ૪ જૂદા પડવાનું. ૫ પ્ર૦ "જે જડ જડી સુમજ્જને, કે નેહ અપાર; તે જડ કિમહિ ન ઉતરિ, જુ લખિ મિલિ લુહાર।" ૬ પ્ર૦ "બંદીનાં બંધન અપહરૂ." ૭ પ્ર૦ "એહવું ઉત્તિમ યશ કરિવા કાજિ." ૮ નમન-પ્રણામ. ૯ પ્ર૦ "હીંયડે."

સહુ તિહાં પામ્યું હર્ષ [1]અસેષિ, [2]કૃતજ્ઞ મહાબલ વળી વિસેષિ.૩૯
મહાબલ હવુ અષ્ટ પુણ્યંગ, તુ તસ નલસેવાનુ રંગ;
મનિ ઉપનુ અતિ સુવિવેક, મિલ્યું વિદ્યાધર સૈન્ય અનેક. ૪૦
પિતા સ્વસુર સજન આપણા, નલનૃપ જોવા ઉત્સુક ઘણા;
રચી વિમાનિં બિઠા સુવિચાર, મહાબલિ ચાલિઉ લેઈ પરિવાર.૪૧
પહિલુ પ્રેમ ધરિ અતિ તિહાં, કેસની આવી નલનૃપ જિહાં;
[3]ખેચર સહુ [4]આવિ છિ કહિઉં, સુણી વાત નૃપ મનિ ગહિગહિઉ.૪૨
નલનૃપ બિઠુ પૂરિ સભા, સમીપિં પણિ સા છે વલ્લભા;
તવ વિમાન દીઠાં આકાશિં, વિદ્યાધર આવ્યા ઉલ્લાસિં. ૪૩
સહુ કો ભૂમંડલિ ઉતરિયા, નલ દેખી હીયામાં ઠરિયા;
મહાબલ [5]પ્રમુખ નમે નલ પાય, અતિ બહુમાન દીયે સો રાય.૪૪
બિઠી [6]ભૂચર–ખેચર–સભા, અતિ વાધી નલનૃપની પ્રભા;
એતલિં મહિતુ સો શ્રુતશીલ, [7]બાહુક સેનાની બહુ લીલ. ૪૫
આવ્યા તિહાં સભામાંહિં રંગિ, પ્રભુ દેખી મુદ[8] માનઈ અંગિ;
આનંદાશ્રુ કરીનિં દોઇ, પ્રભુનાં ચરણ પખાલે સોઈ. ૪૬

**दिग्विजयें प्रयाण—**

હવિં ત્રિહું સક્તિ કરી મહારાય, પ્રતાપ દિન દિન અધિકું થાઇ;
ધરી ઋતુપર્ણ વીનતી હિઇ, [9]પ્રયાણભંભા દેવરાવીઈ. ૪૭
નલ–મહારાજા ઉત્સક હવા (થયા), પુનરપિ ચ્યારિ દિસિ સાધિવા;
ચતુરંગિણી સેનાતણુ, પાર ન પામે તિહાં સહુ સુણુ![10] ૪૮
સેનામુખિં રાજા રિતુપર્ણ, પછે ભીમ–સુત દલ આભરણ;

---

૧ ઘણોજ. ૨ કર્યા ગુણનો જાણકાર. ૩ આકાશમાં ચાલનારા વિદ્યાધરો. ૪ આવે છે. ૫ વગેરે. ૬ ભોંય પર ચાલનારાં મનુષ્યો. ૭ બાહુક નામનો સેનાપતિ. ૮ આનંદ. પ્ર૦ "પ્રભુ પેખી મુદ માઇ ન અંગિ." ૯ પ્રયાણની ખબર આપનાર વાજું–ભેર? ૧૦ સુણો, સાંભળો.

વિદ્યાધર-સેના આકાશિં, ચાલિયું કટક પૂર જલરાશિં.[1] ૪૯
જિમ સો સિંહ અનિં પાખરિયુ, શેષનાગ પંખાલુ કરિયુ;
પવનસહાય [2]વન્હિ જિમ થયુ, જેષ્ટમાસિં જિમ રવિ દુઃસહિયુ.૫૦
તિમ મહાબલ વિદ્યાધર-ધણી, નલનૃપ સેવા સારિ ઘણી;
[3]તેણિં કરી અસહમાં નલ થયુ, રાજ ચક્રેનિં હીયડિ રહિયુ. ૫૧
[4]સિત્તરીલાખતણુ જે સ્વામિ, રહિઉં દંડધર થઇ નલ કામિં;
તુ દખ્યણ દિસિનુ જય કરયુ ? પશ્ચમ દિસિ ચાલ્યુ ઉલ્લસ્યુ. ૫૨
સાથિં સિંહલાદિક ભૂપાલ, ચાલ્યુ નિષધાધિપ રિપુકાલ;
સહુ નૃપ આવ્યા પ્રણમે પાય, તેણિં કરી યુદ્ધ ન કરિવું થાય. ૫૩
જાણે પ્રથિવી લેવા ભણી, ચાલ્યુ નિષધનયરનુ ધણી;
મિલે ભેટિ મેહલી નૃપ આપ, કે કિહીનિ ન કરિ સંતાપ. ૫૪
સરોવર બંધન ભંજ્યા તેણિ, નવિ [5]છેદાવી કિહાં વનશ્રેણિ;
[6]કૃષિ-સંપદા ન લૂંટિ કિહીં, [7]દુર્ગ પાત વળી કીધા નહી. ૫૫
નવિ લૂટ્યાં નવિ જાલ્યાં[8] ગ્રામ, ન કરિયું [9]બંધિગ્રહણનું નામ;
નવિ કિહીં કીધું દુખીઉ લોક, નારીગણુ નવિ કરિયુ સશોક. ૫૬
[10]તુહિ વિષમ દુર્ગના ધણી, અતિ અભિમાની તે આફણી;
સુવર્ણ-મણિ-કન્યા કરી ભેટિ, નલનૃપનિં ઉલગીઆ નેટિ. ૫૭
ઇણિપરિ પશ્ચમ જીપી કરી, ઉત્તરદિસિમાહે સંચરી;
વિકટ[11] અરાતિ કરે વસિ સર્વ, પાય પ્રણમ્યા તે મેહલી ગર્વ.૫૮
રતન-કનક-કન્યા આપણી, તેણે ભેટિ દીધી અતિઘણી;
સવિ સાથિં ઉલગાવ્યા તેહ, દિસિ પૂરવભણી ચાલ્યુ એહ. ૫૯

---

૧ લશ્કર પાણીના પૂરની પેઠે ચાલ્યું. ૨ જેમ અગ્નિને પવન મદદગાર થાય તેમ. ૩ પ્રતિ૦ "તિણિ કરી અસહમાન નલ થયું." ૪ પ્ર૦ "સત્તરિ લાખ." ૫ કપાવી, છેદન કરાવી. ૬ ખેડુતોની. ૭ કોટ-કિલ્લા ન પાડયા. ૮ બાળ્યાં. ૯ પ્ર૦ "બંદીગ્રહનું નામ" ૧૦ તોપણ. ૧૧ શત્રુઓ ન જીતી શકાય તેના હતા છતાં તેઓને વશ કરી લીધા.

પૂર્વ સમુદ્ર ગામિની જિહાં, ગંગા–સાગર આવ્યુ તિહાં;
ચંપાધિપ–આદિ સવિરાય, સેવા કરે પ્રતિં નલરાય. ૬૦
ઈમ સાધી ચ્યારિ દિસિ *મહી, જયસ્તંભ તિહાં રોપ્યા સહી;
અરધભરત વરતાવી આંણ, આવ્યા આર્યાવર્ત્ત સજાણ. ૬૧
સૈન ઉતરિઉં તિહાં તટિ ગંગ, લોકતણિં મનિ ઉત્સવ રંગ;
[1]બંદીજન [2]જયજય ઉચ્ચરે, નલ–મહારાય સુજસ ઉચ્ચરે.[3] ૬૨
ક્રીડા કુંજ ક્રૌંચકર્ણાંત, કલિ નિર્ધાટક ભૈમી–કંત;
અસ્વ–હૃદય રવિપાક–પ્રવીણ, દુઃખહંતા કેસની ધુરીણ! ૬૩
ઈત્યાદિક તુઝ કીર્તિ ન પાર, કવણ કહી જાણે [4]જિતમાર;
તુઝનિં સદા હુયો જયકાર! ઈતિ આસીસ વદે [5]જસ સાર. ૬૪
ઈતિ પરિ નલ આવ્યુ સંભલી, કૂબર ચિત્તિં નાવિ કલમલી;
સોઈ વિશેષ થઈ રહિયુ ધીર, હવિ નલરાજા ગુણગંભીર. ૬૫
શક્તિવંત પણિ ન કરિયું પ્રાણ, જોર કરી ન મનાવી આણ;
જોવા કૂબર ચિત્ત આકૂત, બંધવ પ્રતિં મોકલ્યુ દૂત. ૬૬

**दूतगमन—**

પુષ્કર એહવું બીજું નામ, સો કૂબરનિં કરી પ્રણામ;
કર જોડીનિં આગલિ રહિઉ, દૂતિં બોલ વિવેકિ કહિઉ. ૬૭

**दूतोवाच—**

રાજન! વધામણી દ્યૂં આજ, સીધાં સકલ તુમારાં કાજ;
પ્રથવી સકલ કરી આપણી, [6]પાઉ ધારે છે ઈહાં ક્ષિતિધણી. ૬૮
[7]ભરતારધ અધિપતિ પરચંડ, સહુ નલઆજ્ઞા વહિ અખંડ;
તે તુઝ બંધવ અગ્રજ થાઇ, તું તસ આણ ન માને કાંઇ? ૬૯
આવે તુઝ મનિ હરખીએ, તસુ દરસણિ તુમે નિરખીએ;

* પૃથ્વી. ૧ ભાટ, ચારણ, માંગણ. ૨ પ્ર૦ "જય જયરવ કરે." ૩ બોલે. ૪ મહાદેવ. ૫ પ્ર૦ " જન સાર. " ૬ પ્ર૦ " પાઉધારિયા અહીં છત્રી ધણી." ૭ અર્ધ ભરતનો.

તસ પ્રસાદ તું ભોગવી રાજ, ધરી અભિમાન ન નીગમી [1]લાજ. ૭૦

કૂવરોવાચ—

વળતી કૂબર બોલ્યુ વાંણી, સંભલિ દૂત ! ચતુર ગુણખાણિ;
સાધુ ! સાધુ ! તિં જે મુઝ કહિયું, મિં તે સત્ય કરી સદ્દહિયું.[2] ૭૧
જેઠ સહોદર માહરૂ ઓઇ, [3]દ્વિજ પતિવંશ–વિભૂષણ હોઈ;
હું સેવા સારૂં તસુ તણી, તુ મુઝ કીરતિ વાધે ઘણી ! ૭૨
[4]તેહસ્યું મારે કસ્યો વિરોધ, જેહનિં મહાબલ સરિખા યોધ;
જેહના સૈન્યતણી રજમાંહિં, મહામહી ભૃત બૂડે પ્રાંહિં. ૭૩
પણિ એક બોલ કહું તે ખરૂ, સાચું જાણો તુ મનિ ધરૂ !
તું નલદૂત ! મિત્ર માહરૂ, પછિ રૂડું જાણું તે કરૂ ! ૭૪
એ મુઝ રાજ પિતાએ નવિ દીધ, [5]વીરયસ પ્રગટ કરી નવિ લીધ;
સહી જૂવટા–પ્રસાદિં કરી, આ લીલા ભોગવીએ ખરી. ૭૫
તુ નલરાય કરી હવે પ્રાંણ, રાજ ન ઘટે લીંયે તે જાણ;
જેણિ પરિ આપિયું તેણિ પરિ લિયે, તુ મહારાય સુયશ પામિયે.૭૬
એ મુઝ કહિયા તેણિ અનુભાવિ, જઈ રાજાનિં વચન સુણાવિ;
સંભલિ દૂત ! કહિયું મેં ન્યાય, પછે [6]યથોચિત્ત [7]કરીયો રાય. ૭૭
ઇતિ સન્માન દેઈ શ્રૃંગાર, કૂબરસો ચાલિઉ તેણિ હારિ;
જિમ કહાવિઉં તિમ નૃપનિં કહિયું, રાયેં કૂબર ચિત્ત ગત લહીઉં.૭૮
સ્વજન વર્ગ તેડી આપણ્, તવ નલરાયે કરિય મંત્રણ[8];
કહુ ! હવિં કરવુ કિસ્યુ વિચાર ! તવ બોલ્યા નૃપ ભીમકુમાર. ૭૯
મહાબલ–વિદ્યાધર વળી એમ, કહિ રાજન ! તુમને હો એમ;
કૂબરનેં ઉચ્છેદું પરો, પછે રાજલીલા તુમે કરો. ૮૦

૧ પ્ર૦ "સો આવિ તુઝ મનહ વિકસઇ, મદ થઇનિ કિમ બિસીઇ; તસ પ્રસાદિ તું ભોગવિ રાજ, ધરી અભિમાન મ નીગમસિ લાજ." ૨ કબૂલ કર્યું. ૩ ચંદ્રવંશના ઘરેણારૂપ. ૪ પ્ર૦ "તિહ વીરસ્યું કસ્યુ વિરોધ." ૫ પ્ર૦ "વીરપ" વીરજ=વીર્યે. ૬ જેમ યોગ્ય લાગે તેમ. ૭ કરજો. ૮ મંત્ર, વિચાર.

કહિ શ્રુતશીલ બંધુ તુમતણુ, એહનિ હણતાં અપયશ ઘણુ;
અર્ધ દેશ એહનિ દીજીયે, રાજમૂલશું[1] તુમે કીજીયે. ૮૧
નૃપ રિતુપર્ણ કહિ તુમ તણુ, એમ સઘલું કુત્સિત મંત્રણું;
જિમ દીધું તિમ [2]લ્યુ મહારાજ ! તેહનુ ભેદ કહિસ્યું તુમ આજ. ૮૨
સકલ કામિની ગુણશાલિની, માહરે પ્રિયા અછે માલિની;
[3]તેહજ ગ્રામિં જૈનપ્રાસાદિં, હું ઈક દિન આવિઓ અવિખાદિ. ૮૩
તેહ પ્રાસાદિં બાહીર [4]દેરડી, ખેત્રપાલ–મૂરતિ તિહાં ખરી;
અતિ વિકરાલ નિરીખ્યણુ કરી, તવ બોલી સા મુઝ સુંદરી. ૮૪
[5]અહો ! વાહન ભક્ષણ કંકરાલ, ખેત્રપાલ બાબરી બરાલ;
દેવમાંહિં [6]ગુણના નવિ લહે, મૂલાપણી વૃખ્ય કુણ કહે. ૮૫
ઈતિ [7]અવગુણના વચન અપાર, માલિનીએ કહિતાં તેણીવાર;
ખેત્રપાલ–મૂરતિથી જાણી, પ્રગટી સિંહનાદ–સમ વાણી. ૮૬
રે ! રે ! તું પાપિણી કુનારી, અતિ અવગુણના કરિ ગમારિ;
તુ [8]આગામિક દિન ચઉદસેં, ખેત્રપાલ તુઝ હણસે અસેં ! ૮૭
ઈતિ ભય–વચન સુણી દંપતિ, ખેત્રપાલનિં કરિ વિનતી;
રાખિ ! રાખિ ! [9]શરણાગત વીર ! જીવિતદાન આપિ ગંભીર ! ૮૮
એહનિં ચૂક પડી મહાદેવ ! હવિ તુમારી કરસ્યું સેવ !
અતિ વિનતી ઘણી પરિ સુણી, ખેત્રપાલ–મૂરતિ તવ ભણી.[10] ૮૯
એહનિ તુ મેહલું જીવતી, કહું તે કાજ કરે એકમતિ;
દસ સહસ જુ આપે ચિણા[11], કહું તેતાં નવિ ઓછા ઘણા. ૯૦
પહિલી મુઠિં [12]એક સુ જાણિ, બીજીયેં [13]દોસેં મનિ આણી;
ત્રીજી મુઠિં ત્રણિસેં કહિયા, ચઉથી મુંઠેં ચારસેં લહિયા. ૯૧

---

૧ મુખ્ય. ૨ લ્યો. ૩ પ્ર૦ “ તેહ સાથિ જિનવર પ્રાસાદિ. ” ૪ પ્ર૦ “ દેહિરી. ” ૫ પ્ર૦ “ અહો ભક્ષણ વાહન કંકાલ. ” ૬ ગણના, ગણત્રીમાં. ૭ અવગણનાના, નિંદાના. ૮ આવતી. ૯ શરણે આવેલાનું રક્ષણ કરનાર. ૧૦ બોલી. ૧૧ ચણા. ૧૨ એક સો. ૧૩ બસો.

વળી પહિલી મુંઠિં [1]સુ એક, ઇણિ પરિ દસ સહસેં છેક;
પણિ ગણી ન લેવા સહી, પ્રહર ચ્યારિમાં આપે રહી. ૯૨
જુ એતલું સકે નહી કરી, તુ તેણિ દિન એ જાસ્યે મરી;
કાલક્ષેપ કાજિ મતિ[2] ધરિઉં, તુ તેણિં સવિ અંગિ કરિઉં. ૯૩
પૂજિ પરમેસ્વરના પાય, પ્રિયા સહિત ઘરિ આવ્યુ રાય;
[3]મુષ્ટિદાન અતિ દુષ્કર ગણે, તેણિ દુખેં દુખિઉ પત્નીતણે. ૯૪
એહવે શ્રીશંકરમુનિરાય, આચારિજ આવ્યા તિણિ ઠાય;
નૃપ સંભલિ ગયુ વંદિવા[4], આચારિજ લાગા પૂછિવા. ૯૫
ચિંતાતુરનું કારણ કસ્યું, ભૂપિં કહિઉ તે ગુરૂમનિ વસ્યુ;
[5]વળતાં ગુરૂ જંપિ [6]નિર્માય, તુમે ઋતુપર્ણ ! સંભલો રાય. ૯૬
પૂરવધર પૂરવ-આંમનાય, અમે જાણું છું ગુરૂ સુપસાય[7];
વિસ્વમાંહિ જે વસ્તુ અનેક, તસુ સંખ્યા લહિયે સુવિવેક. ૯૭
અક્ષમંત્ર તે છિ મુઝ પાસિં, મહાશય ! તું લિ ઉલ્લાસિં;
ઇતિ કહી મંત્ર ગુરે સો કહિઉ,અતિઆદરિ મનસ્યું(મિ) સંગૃહિઉ. ૯૮
સોઇ મંત્ર-સુપ્રસાદિ કરી, [8]અગણિત સંખ્યા લહિયે ખરી;
પત્નીપ્રતિં પઢાવીઉ એહ, [9]ચણકદાન સાપરિ દિ તેહ. ૯૯
ખેત્રપાલ તૂઠઉ તિણિ દાનિ, જીવિતદાન દિયે બહુમાનિ;
ગુણ પ્રસ્તાર સુણી જિમ હિતેં, [10]સુ પણિ તૂઠઉ પિંગલપ્રતિં.૧૦૦
કુંડિનપુરનિ મારગિ સદા, સોઈ મંત્ર તનેં [11]સીખ્યઉ તદા;
ગુઝનિં અસ્વહૃદય જવ દીઓ, તતખ્યણિ અક્ષમંત્ર તુમે લીઓ.૧૦૧
તેહ ભણી તસ મુહિં માંહિલી, તુગે સવિ સંખ્યા લહો ભલી;[12]

૧ સો. ૨ પ્ર૦ "મનિ ધરિઉં." ૩ મુઠિનું દાન. ૪ વાંદવા. નમવા. ૫ પ્ર૦ "વલતિ." ૬ માયા-કપટ મમતા રહિત. ૭ સુપ્રસાદ-ગુરૂ-કૃપાથી પ્ર૦ "સુગુરૂપસાય." ૮ ન ગણી શકાય તેટલી પણ. ૯ ચણાનું દાન. ૧૦ સો પણ, તે પણ. ૧૧ શીખ્યો. ૧૨ પુષ્કરની મુઠીમાંના પાસાના દાણાની સંખ્યા તમે તે મંત્રવડે જાણી લેશો.

તે તુઝ સંખ્યા નહી લહે કસી, રમુ રમતિ બંધવસ્યું અસી ! ૧૦૨
ઈમ કુબર જિપિં લીલાયેં, રાજ આપણું લીઓ ઉછાંહેં;
ઈતિ શિખ્યા ઋતુપર્ણેં કહી, [1]નલિ [2]રહસિ સા સઘલી ગૃહી. ૧૦૩
દૂત સાથિ સો તેડાવીયુ, સભામધ્ય કુબર આવિયુ;
અતિ સનમાન દીયે નલરાય, રિતુપર્ણાદિક કહે તેણિ ઠાય. ૧૦૪
[3]ધૂરત કૈતવ રાજમાંહિ મુખ્ય, કૂબર સુણ્યુ [4]દ્યૂતમાંહિ દખ્ય;
બે બંધવ જૂ ખેલો ખરી, અમે સહુ જોસ્યું ખંતિ કરી. ૧૦૫

દ્યૂતક્રીડા, પુષ્કરપરાજય—

બે બંધવ તવ ખેલિં જૂયા, સાખીભૂત સકલ નપ હુયા;
એક બિ ત્રણિ ચ્યારિ જે દાય, આપ આપણા કહી દેવાય. ૧૦૬
જયકર દાઉ આપણુ જાણી, પરતુ દાઉ પડયુ કરિ હાણિ;
મુષ્ટિ દ્યૂત ને સંખ્યા કહિ, વધૂ [5]જુ આવિ તુ તિમ ગ્રહી. ૧૦૭
મુષ્ટિ દ્યૂત જાણિં છિ રાય, તુહિ વચિવચિ નાખે પરદાય;
તેણિં કરી અલ્પ કૂબર [6]જીપાય, રમતિતણુ રસ અધિકુ થાય. ૧૦૮
મુષ્ટિ ઉડાવે ઉડે ભૂપ, નલનૃપ તેહનું [7]લહે સ્વરૂપ;
કૂબર તેણિ પરાજય લહિ, [8]ઉડી વસ્તુ સકલ નલ ગૃહી. ૧૦૯
હસ્તી અશ્વ દુર્ગ રથ ગ્રામ, [9]આગર નગર નિગમ પુરઠાણ;
[10]કૂબર હારે તે હેલાંમાંહિં, નલનૃપ લિયે સર્વ ઉછાંહી. ૧૧૦
[11]મુદ્રાસહિત [12]કોશ [13]કોઠાર, હારિયા સકલ અંગ શ્રૃંગાર;
કિંબહુના નલ [14]જીત્યું તેમ, [15]આગિ હારિ લહિઉ તુ જેમ.[16]

---

૧ નલે. ૨ રહસ્યે. ૩ ધૂતારો, જુગારી–કપટી. ૪ જુગારમાં નિપુણ. ૫ જો. ૬ જતાય. ૭ પામે, જાણે. ૮ ઓડી, ઓડમાં–શરતમાં મૂકેલી. પ્ર૦ "ઉડયું ઓડયું." ૯ ખાણ. ૧૦ પ્ર૦ "પુષ્કર." ૧૧ અંગુઠી, વીંટી. ૧૨ ભંડાર. ૧૩ અન્નના કોઠા. ૧૪ જીત્યું. ૧૫ અગાડી, પૂર્વે. ૧૬ વાચક શ્રીમેઘરાજજીયે કૂબરે નળ સાથે જીુદ્ધ કર્યાનું વર્ણવ્યું છે. જુઓ આ૦ કા૦ મ૦ મૌ૦ ૩ જું પાને ૩૭૬–૩૭૭—

યતઃ—

जा जूएण घणासा, मुंडी सीसेण जाइ रुयासा;
वेसा संग-पसंगा, तिन्नि आसा निरासा सा ! ॥ ११२

प्रत्यंतरे यतः—

" [1]પાસા [2]વેશ્યા [3]અગ્નિ [4]જલ, [5]ઠગ [6]ઠક્કર [7]સોનાર;
" એ દશ નુહિ અપ્પણા, [8]બંભણ [9]મક્કડ બિલાલ[10] ઈ!" ૧૧૨

( પૂર્વ ચોપાઈ. )

ઓણીપરિ નલનૃપ હાર્યું સર્વ, પણિ મનિ કિંપિ ન આણિ ગર્વ;
હવિ [1]જૂ રમવા [2]નિશ્ચય કરે, એતા દોષ દ્યૂતના ધરે. ૧૧૩
પુત્ર કલત્ર કર્ણ નાશિકા, સકલ હાનિ હોવે [3]જૂઘિકા;
દ્યૂતવ્યસન સરિખું નહિ અન્ય, જે પરિહરે સોઈ જગિ ધન્ય! ૧૧૪

स्वनगरे प्रवेश—

શુભ મુહુરતિ લેઇ સુવિશેષિ, [4]સચેં દીપો નગર પરવેષિ;
હરખ્યા નિષધનયરના લોક, વંછિત સકલ ફલ્યા [5]અસ્તોક. ૧૧૫

---

" અનુક્રમે કેટલા ભાગીઆરે, કુમર સાંભળી વાત;
" અતિશય કર્યો ઉપની, રાજલોક સંયુતરે. ૧૮
" કુમર મનમો આણીઓ, દરદ લેશને તામ;
" ચાર દશે: તરસ્યો મળ્યો, મોટે સગાં સંયોગેરે. ૧૯ "

યતઃ—

[1]મુક્તાફલિ ભરી સોવન થાલ, બહુ વધાવિ સધવા બાલ;
પૂરવપુણ્ય ફલિયાં સહુતણાં, ઘરિં ઘરિં ઉત્સવ વધામણાં. ૧૧૬

**राज्याभिषेक—**

અગટ પાટિ બિહુ મહારાજ, સકલ ભૂપ સેવિ નિર્વ્યાજ;
અર્ધભરતમાંહિ સુવિહાણ, અખંડલ પરિવર્ત્તિ આણ. ૧૧૭
ઋતુપર્ણાદિ રાજમંડલી, કરે અભિષેક રાજાનુ વળી;
મણિં સિંહાસનિ થાપી કરી, કીરતિ ત્રિણિ ભુવનિ વિસ્તરી. ૧૧૮
(હવિં) સહુ ભૂપપ્રતિં નલરાય, આપિ ઉચિત અનેક સુપસાય;
મહાબલરાય પ્રમુખ [2]ખેચરા, ઋતુપર્ણાદિ ભૂપ [3]ભૂચરા. ૧૧૯
લહી બહુમાન રહિયા તસ નામિ, સહુ [4]વિસર્જ્યા નિજનિજ ઠામિ;
ભૈમી મોહ ધરે સુપ્રસન્ન, રહી કેસની કેતા દિન્ન. ૧૨૦

**पुष्कर युवराजपदे—**

[5]કૂબર જે જીત્યુ નલરાય, અતિ [6]અનુસય ધરતુ મનમાંહિ;
મંદિર છંડી જાયે યદા, નલભૈમી તિહાં આવે તદા. ૧૨૧
સંતોષી શુભવચનિં સાર, વચ્છ ! મ ધરિ મનિ દુઃખ અપાર;[7]
તુઝ સરિખુ બંધવ કિહાં મિલે, રખે રાજથી અલગુ ટલે. ૧૨૨
હવિ [8]મેદિનિમાંહિ જોઈ, વીરસેનના સુત છિ દોઈ;
દમયંતી–દેવર ! હવિ સુણુ, રખે વિયોગ પડે કોતણુ. ૧૨૩
રાજ ઋદ્ધિ દેશ સાધના, સમય જે લખિમી અર્જના;
બંધુવર્ગને ખપિં આણિયે, તે તસ તાણું ફળ જાણીયે.[9] ૧૨૪
બંધુવર્ગ દીસે [10]દોહિલા, આપોપું વિચરે [11]સોહિલા;
તેહની ઋદ્ધિ લહી સવિ [12]ફોક, જિહાં નહી સુખી સંબંધીલોક!૧૨૫
ધન્ય ધન્ય ! સ્વજાતિક પોષ, પરગુણ ગ્રહિ ભાખિ નિજ દોષ;

---

૧ મોતીની. ૨ વિદ્યાધર રાજા. ૩ જમીનના રાજાઓ. ૪ વિદાય કીધા. ૫ પ્ર૦ "પુષ્કર." ૬ ઘણો પસ્તાવો. ૭ પ્ર૦ "લિગાર." ૮ પૃથ્વીમાં. ૯ પ્ર૦ "તે તુ સફલપણું જાણીઇ." ૧૦ દુઃખી. ૧૧ સુખમાં. ૧૨ નકામી.

નિજ ગુણ સુણી ધરે મનિ લાજ, ધન્ય ! સોઈ સાધે પરકાજ ! ૧૨૬
તેહ ભણી મનથી મેહલિ [1]વિખવાદ, એ સવિ જાણ્યુ પુણ્યપ્રસાદ;
જે એકઠું સહુકો મિલિયું, વિરહદુખ સવિં દૂરિ ટલિયું. ૧૨૭
ઇતિ કહી દઢ આલિંગી કરી, યુવરાજા પદવી દે ખરી;
અર્ધરાજનુ આપ્યુ ભાર, વરત્યુ સઘલિ યશ વિસ્તાર. ૧૨૮
ઈમ ભોગવે ત્રિખંડરયું રાજ, સારે સકલ લોકનાં કાજ;[2]
રાજભાર (સિરિ) દેઈ શ્રુતશીલ, ધર્મ–કર્મ રવે કરે સુશીલ. ૧૨૯

---

૧ દુઃખ–કંકાશ. પ્ર૦ "વિષાદ."

૨ અત્રે ભટ્ટ પ્રેમાનંદે, આજના રાજકુલોને પણ વિચારવા લાયક કથન કર્યું છે. કે જેવું આ રાસકારે પણ પહેલા પ્રસ્તાવમાં પાને ૧૭૫–૭૬ માં કર્યું છે. જુઓ પ્રેમાનંદ કડવું ૬૪મુ.

" જુદ્દપતિ પુષ્કરને કીધો, નળે કીધાં જમ્ર અનંતજી;
" ધર્મરાજ કીધું નળરાયે, વરસ સહસ્ર છત્રીસ.પર્યંતજી.
" નળના રાજ્યમાં બંધન નામે, એક પુસ્તકને બંધનજી;
" દંડ એક શ્રીપાતને હાથે, ધન્ય વીરસેન–નંદનજી !
" કંપારવ ધજાને વરતે, પવન રહે આકાશજી;
" કુળકર્મ પારધિ મૂક્યાં, જીવનો ન કરે નાશજી.
" ભય એક તસ્કરને વરતે, કમાડને વિજોગજી;
" હરખ શોક સમતોલ લેખવે, ત્યાજ વિષયના ભોગજી.
" ચતુર્વર્ણ તો સરવે શૂરી, જ્ઞાનખડ્ગ તીવ્ર ધારેજી;
" દેહગેહમધ્યે ખટ તસ્કર, પીડી ન શકે લગારેજી.
" શૌચ ધર્મ દયા તતપરી, આપે તે શુભ દાનજી;
" હરિભક્તિ નથી તેનું નામ દરિદ્રિ, જેને ભક્તિ તે રાજાનજી.
" તેહ મુઓ જેની અપકીર્તિ પૂંઠે, અકાળ મૃત્યુ ન થાયજી;
" માગ્યા મેહ વરસે વસુધામાં, દૂધ ઘણું કરે ગાયજી.
" માતપિતા ગુરૂ વિપ્ર વિષ્ણુની, સેવા કરે સર્વે કોયજી;
" પરનિંદા પરધન પરનારી, કુદષ્ટે નવ જોયજી."

**તીર્થાટન—**

કલ્યાણકારક ઉત્સવ એક દિન, પ્રિયા સાથિ તેડી રાજન;
તીરથ સોઇ 'તમોહર' જિહાં, જિનવર વંદનિ આવ્યુ તિહાં. ૧૩૦
દેખિ સો [1]વિહાર દંપતિ, ચરણિ ચ્યાર[2] ચાલ્યા મહાસતી;
પ્રથમ દેઈ પ્રદખ્યણા ત્રણિ, પરમેશ્વર પૂજ્યા થિરમનિ. ૧૩૧
સાલંકાર કવિત ઉચ્ચરી, શ્રીભગવંતતણી સ્તુતિ કરી;
પછે પ્રણમ્યા મહઋષિના પાય, [3]વાસર અષ્ટ રહિયા તિહાં રાય.૧૩૨
વળતા નિજપુર ભણી સાંચરિયા, પવનિ પંથિ આકુલા કરિયા;
થયું [4]નક્ત વ્યાપિઉ અંધકાર, તિહાં થોભાવ્યું સ્કંધાવાર. ૧૩૩
એતલિ [5]મધુકર કુલ ઝંકાર, સુવર્ણિ કર્ણિ રાજા તેણિ વારિ;
તે કૌતુક જોવાનિ કામિં, ભૈમી બોલાવી તેણિ ઠામિં. ૧૩૪
પ્રિયે યવનિકા બાહિરિ આવી, ભાલ-તિલક ઉદ્યોત જણાવી;
પતિ-આજ્ઞા પામી સા તામ, બાહરિ પ્રગટ કરી નિજધામ ૧૩૫

**સાધુસમાગમ—**

અંધકાર તવ જર્જર થાય, એતલિં એક દીઠુ મુનિરાય;
ધરી ધ્યાન પ્રતિમાંહિં રહિયુ, [7]ખુંટો ખયરતણુ જિમ દહિયુ.૧૩૬
બાવન ચંદન અરચ્યું [8]કુણિ, મધુકર ગંધિ આવ્યા તિણિ;
સાધુ-શરીરિં વલગી રહિયા, રાય-રાણીની દૃષ્ટિ થઈયા. ૧૩૭
તવ આવ્યા મુનિવરને પાસિ, કરિ પ્રશંસા અતિ ઉલ્લાસી;
અહો તપસ્યાધારક ધીર! મહામુનિવર મોટઉ ગંભીર! ૧૩૮
[9]પરિચારિક પાય તિણિ ખેવી, ભમરા દુરિં કરાવે હેવી;

---

૧ મંદિર. ૨ પ્ર૦ "ચરણ ચ્યારિ." ૩ આઠ દિવસ. ૪ રાત. ૫ ભમરોનો. ૬ પ્ર૦ "સુણી કર્ણિ" કાણે સાંભલી. સુવર્ણિ=મધુર અવાજવાળો. ૭ પ્ર૦ "ખૂંટુ ખિરતણુ યમ દહિઉ" તપવડે અંગદમનથી ખેરના ખૂંટાની જેમ સ્થિર થયેલા મુનિ દીઠા. ૮ કોઇકે. ૯ નોકર ચાકર. પ્ર૦ "પરિવારિકા."

કરિ વેયાવચ્ચ મુનિવરતણુ, નિરમલ બોધિ કરે આપણુ. ૧૩૯
[1]સ્વેં વેયાવચ કરે ભૂપતિ, કરજોડી વંદે દંપતી;
સબલ પરીસહુ સે[2] સંયતિ, પૂરણુ ધ્યાન કરે મુનિપતિ. ૧૪૦
ધન્ય! ધન્ય! તું મહામુનિરાય! તુઝ મુખ દીઠે પાતક[3] જાય;
પ્રગટિયું પૂરવપુણ્ય અનંત, ચરણભેટ તુમ લહી [4]ભદંત! ૧૪૧
સ્તુતિ ઇતિ કરતા મુનિવરપાય, વળી વળી પ્રણમે રાણીરાય;
ઠામિ યથોચિત તેણિ બિસિઇ,'ધર્મલાભ'આસીસ મુનિ દિઈ. ૧૪૨
કહિ મુનિવર સંભલિ રાજન! સદા સુનિર્મલ તાહરૂં મન;
ધર્મદેશના તુમે સંસીયે[5], જિમ કપૂરિં કુસમ વાસીયે. ૧૪૩
સકલ વિભવ[6] સંપૂરણુ રાજ, શ્રદ્ધા ધર્મ ચિત્ત ધર્મકાજ;
પત્ની પ્રેમવતી દૃઢ નેહ, લહિયો પુણ્યતણાં ફલ એહ! ૧૪૪
રાજન! દમનકમુનિવરતણુ, સુતીર્થ્ય શ્રુતસાગર–મુનિ ભણુ;
સોઈ મુનિ તુમ આસીસ દિયે, ધર્મ–નિવાસ હોજો તુમ હિયે. ૧૪૫
નલનૃપ તવ પય પ્રણમી વળી, ઇતિ બોલ્યુ [7]જોડી અંજલિ;
ધન જીવિત સહી માહરૂં એહ, મુનિ નિર્મમ તુમો ધરો સનેહ! ૧૪૬
કલિ જીત્યુ વળી પામી પ્રિયા, દેશ સકલ [8]સોહિલિ સાધીયા;
તુમ દરસણિ ઉલ્લટ જેતલૂં, હરિખજ પામ્યુ તવ તેટલૂં. ૧૪૭
ભગવન્! એક પૂછું સંદેહ, સવિ સાધારણ માનવદેહ;
અલૌકિક લેમીનિ ભાલિ, તિલક હવું તે પુણ્ય સંભાલિ. ૧૪૮
દેવી સાથિં વિરહ જે લહિઉ, સોઇ પાપનું કારણ કહુ!
અરધભરતનું પામિઉ રાજ, [9]કુહુ! કુણ પુણ્યેં સરીયાં કાજ? ૧૪૯
સાધુભાષિત-પૂર્વભવ—
ગુરૂ કહિં પુર હિમાચલ ઠામિ, તું રાજા [10]મુમ્મણ ઇતિ નામિ;

---

૧ સ્વેં=સ્વયં, પોતે. વેયાવચ=સેવા ચાકરી. ૨ સહે, સહન કરે. ૩ પાપ. ૪ સાધુ–મહાન જન! ૫ પ્ર૦ "સંસીઈ" ૬ વૈભવ. ૭ હાથ જોડીને. ૮ સુખે કરીને. ૯ કહો! ૧૦ પ્ર૦ "મમ્મણ" અનેપિ મમ્મણ.

**વીરમતી** પત્ની તાહરી, સકલ કામિની ગુણ-મણિ ભરી.૧૫૦
તું બલવંત જુવા દાતાર, ધીરવીર ગંભીર ઉદાર;
[1]પણિ અનાર્ય જાયુ તે ભણી, [2]વિગતિ ન લહી જિનધર્મહતણી.
એક દિવસ તું મૃગયા રમિ, સપરિવારિ વનમાંહિં ભમિ;
એહવિ સાથ વહે બહુગુણી, અષ્ટાપદની યાત્રા ભણી. ૧૫૨
તિણિં થલિં વરતે તાહરી આણ, તેં તસ પાસિ લીધું દાણ;
સંઘ સાથિં તિહાં મુનિવર એક, તિં તિહાં મંડયો અતિ [3]અવિવેક.
સાથ સહુકો [4]વહિતુ કરિયો, તેહનિં નિરાપરાધ તિં ધરિયો;
ન સકિઉં તેહનિં વારી કોઈ, બલવત્તરસ્યું પ્રાણ ન હોય. ૧૫૪
મહાનુભાવ તપ શોષિત અંગ, તે દીઠિ તુઝ ઉપનુ [5]કુરંગ;
તું તિહાં હવું ઘણું અજ્ઞાન, મુનિવર ઉપરિ મેહલ્યાં સ્વાન. ૧૫૫
[6]સ્વાન [7]વિલૂરે મુનિવરઅંગ, પણિ તસ ન હવું સમતાભંગ;
મુખહુંતી નવિ બોલિ વાચ, તસ તનુ 'વજ્રરિષભનારાચ[8]'. ૧૫૬
એતલિં **વીરમતી**સુંદરી, આવી તિહાં [9]ચેટી પરિવરી;
પ્રિયુનિં ભોજન દેવાભણી, તિ મુનિવર તિમ દીઠઉ ગુણી. ૧૫૭
અતિ શોચા કરતી સા બાલ, અલગા કર્યા સ્વાન વિકરાલ;
કહિં ભરતારપ્રતિં અતિ ઘણૂં, એ સ્યું કરિયુ મૂઢતાપણૂં ! ૧૫૮
એહવું ન કરે પામર કાજ, એણિ વાતિં બહુ આવે લાજ;
કીધો [10]કલ્પદ્રુમે કુઠાર, ચિંતા રત્ને વજ્રપ્રહાર ! ૧૫૯
જુ કદાચિ મુનિ દેયત સાપ, તુ કુણ ગતિ હોયત પ્રિય ! આપ ?
ઇતિ કહિતી મુનિવરતનુતણી, [11]પરિચર્યા મંડિ અતિઘણી. ૧૬૦

---

૧ અવિવેકી પ્રદેશમાં જન્મ્યો તેથી. ૨ ભેદ, તત્વ, વિગત. ૩ પ્ર૦ "તિં દેખી મંડયુ અવિવેક." ૪ જતો. ૫ અભાવ, અયોગ્ય રંગ=આનંદ. ૬ કૂતરાં. ૭ ચુંથે, ફેંદે. પ્ર૦ "સ્વાન વલૂરિ" ૮ અતિ મજબૂત, એક પ્રકારના બળનું પ્રમાણ. ૯ દાસીઓથી. ૧૦ કલ્પવૃક્ષને કોવાડેથી કાપી નાખવાનું કર્યું. પ્ર૦ "દીધું કલ્પદ્રુમિં." ૧૧ સેવા ચાકરી.

મુનિવરઅંગિ [1]વિહકી લાલ, દેખી દુખ ધરે સા બાલ;
બોલી બહુપરિ વચન વિશાલ, [2]સદય ચિત્ત કીધું ભૂપાલ. ૧૬૧
મુનિવર શાંત થયુ નૃપ લહી, મહિમા ધર્મ દાખિવા સહી;
નિજ[3] નિષ્ટીવ અંગ ચોપડિઉં, [4]વપુ કીધું [5]યમ [6]નૂતનુ ઘડિયું.૧૬૨
તે દેખી વિસમય ચિત્ત થઇયુ, સોચે ઘણું રાય તિહાં રહિયુ;
ધિગ એ મૂઢ અવજ્ઞાકાર, [7]મુનિ સંતાપ્યો ગુણભંડાર. ૧૬૩
અતિ વિષાદ કરતુ જાણિયુ, તવ બોલ્યુ સમરસ[8] પ્રાણીયુ;
મેહલિં વિષાદ [9]તું મનિથકી, કિમપિ હોય હવે [10]પાતકી. ૧૬૪
રાજન ! ચતુર તુમ્હાસિત લોક, માનવભવ લહી મ કરો ફોક;
જીવદયા જાણો જિનધર્મ, આણી હણી મ બાંધો કર્મ. ૧૬૫
[11]ચો ચો દંતિ તૃણું રિપુ લિયે, તેહનિ સુભટ [12]ઘા નવિ દિયે;
સદા કાજિં જે તૃણ ચરે, કિમ સકર્ણુ તેહનુ [13]વધ કરે. ૧૬૬
હાહા જૂઓ અરાજ કહિયે, સબલા દુર્બલનિં દુખ દિયે;
તેહ જાણી [14]ન્યાયપંથિં મન ધરો, યત્ન જીવ સઘલાનો કરો. ૧૬૭
[15]દીન[16]દિગંબર ચાલિઓ ધરી, [17]કપાલિક પુટ ભિખ્યા[18]આચરી;
મહાદેવ નડીયા એ નાટિ, બ્રહ્મા મસ્તકે છેદ્યા માટિ. ૧૬૮
લહી દુર્લભ માનુષ-અવતાર, જેણિ ન જાણ્યુ ધર્મવિચાર;
સો માનવરૂપેં પશુ કહો, ધરી વિવેકનેં ધર્મ સંગ્રહો. ૧૬૯
ઈત્યાદિક મુનિ-વાચકતણી, ધર્મદેશના સાચી સુણી;

---

૧ પ્ર૦ "વહિકી લાલ." ૨ દયા યુક્ત. ૩ પોતાનું થૂંક. ૪ શરીર. ૫ જિમ, જેમ. ૬ નવા શરીર જેવું. ૭ પ્ર૦ "મુનિ મંતાપ્યુ." ૮ મુનિ, સમતા રમનાબો પ્રાણી. ૯ પ્ર૦ "રાય! મનિથકી" ૧૦ પ્ર૦ "કિમપિ મ હોવિ હવિ પાતકી." ૧૧ જો જો. ૧૨ ઘાવ. ૧૩ નાશ. ૧૪ પ્ર૦ "ન્યાયપંથ મનિ ધરો." ૧૫ કંગાલ. ૧૬ નગ્ન. ૧૭ ખોપરી ધારણ કરનાર, નાસ્તિક મતવાળો. ૧૮ પ્ર૦ "આદરિ"

મમ્મણ મહીપતિ તદા [1]સચાર, ગૃહે શ્રાવકી-વિરતિ ઉદાર. ૧૭૦
વળી વળી મુનિનેં કરે ખામણું, કુકર્તવ્ય નિંદે આપણું;
કુણિ તીરથિં પુહતા મુણિંદ, અંતરાય હુઓ મહામંદ. ૧૭૧
ગુરૂ કહે અષ્ટાપદ ઇતિ સુણુ, ભરત વિનિર્મિત તીરથ ભણુ;
મણિપ્રાસાદ ચતુર્મુખ જિહાં, જિન ચઉવીસે પ્રતિમા તિહાં. ૧૭૨
[2]જિનવર દેહમાન નિજ વર્ણ, જિનપ્રતિમા મહીતલિ આભર્ણ;
તિહાં ચ્યારિ આઠ દસ દોઇ, પૂર્વાદિક ચિહુંદ્વારિં હોઇ. ૧૭૩
સો ગિરિ ઉંચુ યોજન આઠ, તેતાં પાવડી [3]યારાં પાઠ (આઠ);
દૈવીશક્તિ વિના [4]માનવી, ન સકે ચડી વાત [5]માનવી. ૧૭૪
[6]સાંપ્રત સો ગિરિ દર્શન જેહ, યાત્રાતણું દિયે ફલ તેહ;
શાસનદેવી [7]સાંનિધિ કરિં, તુ પ્રભુદર્શન હુયે સિરિં ! ૧૭૫
તેણિ તિરથિ [8]યાત્રા અંતરાય, હવુ સફલ સંભલિં રાય;
જેણિ પ્રતિબોધ લહી દંપતી, ધર્મકૃત્ય કરયો [9]અણુવ્રતી ! ૧૭૬
ઇતિ સંભલિ તથા [10]ક્ષતિનાથ, જન મોકલી વિલંબે સાથ;
મુનિ પ્રતિલાભિ ઉલ્લટ ભરિયા, સંઘમાંહિં જઈ પુહતા કરિયા. ૧૭૭
તે દિનથી મમ્મણનૃપ નિત્ય, રાણીસહિત કરે ધર્મકૃત્ય;
વીરમતી અષ્ટાપદતણી, યાત્રા [11]ભાવન ભાવેં ઘણી. ૧૭૮
એહ અર્થ મનમાંહિં ધરી, શાસનદેવી-મૂરતિ કરી;
નૃપપત્ની દેહરાસર મંડિ, કરે આરાધન આલસ છંડિ. ૧૭૯
ત્રિકાલ પૂજા સારે ખરી, કરે તપસ્યા ધારણ ધરી;
સૂઈ દર્ભ ભૂશિય્યા કરી, રાણીયે ઇમ તિ આદરી. ૧૮૦

---

૧ પ્ર૦ " તદા સદાર " દારા=પત્ની સહિત. ૨ પ્ર૦ " નિજ નિજ દેહમાન નિજ વર્ણ. " ૩ આરાં, પગઠીઆ. ૪ મનુષ્ય. ૫ જાણવી. ૬ ચાલુ સમયે, ચાલુ કાળમાં. ૭ સહાય. ૮ પ્ર૦ "જાતાં" ૯ ગ્રહસ્થ-પણામાં વ્રત પાલનારને 'અનુવ્રતી' કહેવામાં આવે છે. અને સાધુ-ઓને 'મહાવ્રતી' કહે છે. ૧૦ રાજાએ. ૧૧ ભાવના, ઇચ્છા.

પંચવીસ પંચવીસહ વાર, કરિ ઉપવાસ તિહાં સુવિચાર;
આઠમિ પુનમિ દિન દુખહરણ, રાણી કરે નિશિ-જાગરણ. ૧૮૧
કરે જિનેશ્વરના ગુણગાન, [1]સહસકુમારી પ્રતિં બહુમાન;
દિવસ [2]પારણિતણો પ્રધાન, ભોજન વસ્ત્રાભરણ સુદાન. ૧૮૨
આપે મનિ ઉહ્લટિ આપણે, મુનિને દાન દિયે [3]મુદ ઘણે;
ઇતિ પદ્ધતિ તપ કરતાં દક્ષ, શાસનદેવી હુઈ પરિતક્ષ.[4] ૧૮૩
કહે સુણિ વીરમતી ! કહો હિતેં, તપમહિમાયે સહી તુઝ પ્રતેં;
હું તૂઠી વર માગો આજ, જે વંછો તે સાધું કાજ ! ૧૮૪
વીરમતી કહે લાગિ પાય, જુ તુમે મુઝ તૂઠાં મહામાય !
તુ અષ્ટાપદ પૂરિ જગીસ, યાત્ર કરાવો જિન ચઉવીસ ! ૧૮૫
તવ હેખિત હુઇ સાસનસુરિ, નિજવિમાનિ બિસારી કરી;
લેઇ આવી અષ્ટાપદગિરિં, ભરત-વિનિર્મિત જિનમંદિરિં. ૧૮૬
તિહાં જિનવર વંદિ ચઉવીસ, પરમભાવિ પૂજ્યા જગદીસ;
[5]પ્રવચન-વચન હિયામાં ધરી, સત્તરભેદ-પૂજા વળી કરી. ૧૮૭
વિવધ રત્નમય તિલક [6]વિચિત્ર, જિન ચઉવીસે ભાલિ પવિત્ર;
તેણિ દીધા ધરી ઉહ્લટ ઘણુ, સફલ જન્મ સા કરે આપણુ. ૧૮૮
[7]યાનયુગ્મ વસુધાએ ધરી, 'મુક્તાસુક્તિક-મુદ્રા' કરી;
સ્તુતિ મહાર્થતારસ્વરભણી, સ્તવના કરિ જિનેશ્વરતણી. ૧૮૯

नमः परेभ्योऽपि परा,-परेभ्योऽपि नमो नमः;
पराऽपरपरेभ्योऽपि, सर्वविद्भ्यो नमो नमः. १९०

[ महाभारत-वनपर्वे.

---

૧ હજાર. ૨ પારણાના દિવસે. ૩ અતિ આનંદથી. ૪ પ્રત્યક્ષ. ૫ જૈન-આગમ-શાસ્ત્ર. ૬ નાના પ્રકારના. વિવિધ જાતિના. ૭ જાન, જાનુ.

## ( પૂર્વ ચોપાઇ. )

દ્રવ્યભાવ પૂજા સુવિશેષ, કરી ધરે મન [1]મોદ અશેષ;
પછે તિહાંથી લેઈ [2]શાસનસુરિ, રાણી મંદિરિ પુહુતી કરી. ૧૯૧
અંતર્ધ્યાનિ હુઇ દેવતા, નૃપ આગલિ સવિ કહી વારતા;
નિર્મલ આરાધી જિનધર્મ, રાય–રાણી પામ્યાં [3]સુર–સર્મ. ૧૯૨
બીજે ભવિં સુરસુખ ભોગવી, ત્રીજે ભવિં વળી તિહાંથી ચવી;
**પોતનપુરિ** [4]શિશુપાલક થયાં, **ધન્યધુંસરી** નાંમિં કહિયાં. ૧૯૩
અલિ(અતિ)સમૃદ્ધ ભદ્રક બેહુજણાં, મહિષી ગો હ્રઝે ઘરિ ઘણાં;
સ્ત્રી ભર્તાર પ્રતિં બહુ પ્રીતિ, દિયે દાન બહુ એકેં ચિતિ. ૧૯૪
વચનિં બે જણ મીઠું વદે, કપટ કદા નહિ તેહને હૃદે;
ક્ષુધા તૃષા ભંજે પરતણી, કીરતિ વિસ્તારે આપણી. ૧૯૫
એક દિવસ છે વર્ષાકાલિ, પશુ ચારે વનિ સો ગોવાલિ;
તિહાં મુનિવર પ્રતિમાયેં રહિયુ, વૃષ્ટિ ભીંજતુ દષ્ટેં થઇયુ. ૧૯૬
તવ તે સાધુ–વેયાવચ કરે, પત્ર છત્ર મુનિ–મસ્તકિ ધરે;
સંધ્યા લગે વૃષ્ટિ તિહાં હવી, તવ લગિ સો તિમ રહિઉ માનવી.
મુનિનેં વૃષ્ટિ વાયુની [5]વ્યથા, એણીપરિ તેણિ વારી સર્વથા;
કરિયું વેયાવચ સંધ્યા જામ, મુનિવર કાઉસગિ પારિ તામ. ૧૯૮
**ધન્ય** [6]ભણે પ્રણમિ મુનિરાય, કિહાંથી પાઉધાર્યા ઇણિ ઠાય ?
પાઉધારિવું હવિ કિહાં કહુ ? મુનિ કહે જિમ કહિયે તે લહુ. ૧૯૯
[7]**પાંડચ**દેશથીં આવ્યા અહીં, **લંકાપુરિએ** જાવું સહી;
[8]પય વંદેવા શ્રીગુરૂરાજ, હવે વર્ષારિતુ આવી આજ ! ૨૦૦
તેહ ભણી ભૂં [9]જીવાકુલ ભઇ, યોગ મિલે તું રહીયે અહીં;
ઇતિ સુણી **ધન્ય** પુણ્ય ભાવીયુ, મુનિ મંદિર તેડી આવીયુ. ૨૦૧

---

૧ પાર વગરનો હર્ષ. ૨ શાસનનું રક્ષણ કરનારી દેવી. ૩ દેવતાનાં સુખ, અર્થાત્ ત્યાંથી મરીને દેવપણું પામ્યા. ૪ પ્ર૦ "પશુપાલક." ૫ પીડા. ૬ બોલે, કહે. ૭ **પાંડ્રદેશ**. ૮ ચરણ. ૯ જીવોયુક્ત.

ધન્ય ભણે [1]ભદ્રકપરિણામિ, [2]મહિપારૂઠ થાઓ તમે સ્વામિ !
માર્ગિ [3]પંક ન સોહવો થાય, મુનિવર કહે અમે હીંડુ પાય. ૨૦૨
પાય-વિહારે ઘરિ આપણિ, મુનિ લેઇ આવ્યુ આદર ઘણિ;
પ્રતિલાભે [4]પાયસ-આહાર, તેહનિ પાસિં રહિઉં અણગાર.[5]૨૦૩
ચઉમાસું ઠાયું તેણિ ઠામિ, ધન્યધુંસરી શુભપરિણામિ;
મુનિમુખિ ધર્મદેશના સુણિ, પુણ્યારાધન [6]પદવીભણિ. ૨૦૪
તેણિ થલિં સુખિ રહી ચઉમાસિં, મુનિવર પુહુતા (નિજ) ગુરૂનિં પાસિ,
તે દિનથી પત્ની-પતિ જાણિ, શ્રાવકધર્મ ધરે જિનઆણિ.[7] ૨૦૫
ઇતિ જન્માત ધરી ધારણા, સ્ત્રી ભર્તાર [8]ચવી બે જણા;
[9]ક્ષેત્ર હેમવંત જઇ ઉપના, ચઉથિ જન્મિ યુગલ સંપના. ૨૦૬
ભૂમિ સુવર્ણ વર્ણ છિ જિહાં, મધુર સ્વર પંખી છિ તિહાં;
શીતલ સ્વચ્છ સદા છિ નીર[10],સુખકર હોસે શુદ્ધ સમીર.[11]૨૦૭
તેહનિં વસ્તુ પાત્ર આવાસ, સિય્યા ભોજન સકલ વિલાસ;
કલ્પદ્રુમ કામિત પૂરવે, દેવતણી પરિ સુખ ભોગવે. ૨૦૮
પૂરિં આયુ ગયા પરલોકિ, પંચમિ ભવિ ચુથિ[12] સુરલોકિ;
તિહાં બેહુમિત્ર દેવ અવતરિયા, અન્યોઅન્ય પ્રેમરસ ભરિયા. ૨૦૯
સાગર સાતપલ્ય એક ભણું, આય[13] ભોગવી દેવહતણું;
તિહાંથી તુમે હવાં દંપતી, આગલિ વાત લહુ જે છતી ! ૨૧૦

પૂર્વના કાર્મફલ— [ ઇતિ પૂર્વભવ.

ઘડી બાર મુનિનિં દુઃખ દીઉં, વરસ બારતાનું તિં તસ ફલ લીઉં;
વળતું મુનિવર ખામ્યું જેહ, સવિ સંયોગ મળ્યુ વળી તેહ.૨૧૧
ધરિયું ધન્યતણે ભવિ છત્ર, તેણિ તુઝ રાજ [14]એકાતપત્ર;

૧ ભોળા. ૨ પાડા ઉપર બેસો. ૩ ગારો-કાદવ. ૪ ખીર, દૂધ. ૫ મુનિ-સાધુ ૬ પ્ર૦ "પદ વગી ભણિ." ૭ આણાએ-આજ્ઞાએ. ૮ મરીને. ૯ પ્ર૦ "ક્ષેત્ર હેમવતિ" ૧૦ પાણી. ૧૧ પવન. પ્ર૦ "હોવિ શુદ્ધ સમીર." ૧૨ ચોથે દેવલોક. ૧૩ આયુ, આયુષ્ય. ૧૪ એક, આતપ-ત્ર.

હિયાં તિલક જે જિનવર-ભાલિં, તિણિ તુઝ પત્ની તિલક નિહાલી.
પૂરવ પંચ ભવંતર પ્રેમ, તેહભણિ અધિકું તુમને એમ;
ઇતિ મુનિવરનાં [1]વાઈક સુણી, [2]ધૂજયાં બેહુ ધણીયાણી ધણી.૨૧૩

**સ્મરણજ્ઞાન—**

[3]જાતીસમરણ લેઇ મૂરછીયાં, કરી ઉપચાર શિઘ્ર સજ કિયાં;
પૂરવભવ સમરી શુદ્ધ હિયાં, **નલ-દમયંતી** આણીંદિયા.[4]
વળી વળી પ્રણમિ સો મુનિપાય, કરિ પ્રસંસા રાણીરાય;
ઇતિ વાત સવિ હૃદયમાં ધરી, નિજમંદિરિ પુહુતાં પરિવરી. ૨૧૫
**નલ-ભૈમી** સંસારહતણુ, ક્રીડારસ વિલસે અતિ ઘણું;
કાંઈ (એક) અધિક નવાણૂં લખ્ય[5], વુલ્યાં વરસ તાસ પરતખ્ય.

**( રાગ રામગિરી.—ઢાલ પ્રથમનુ. )**

એણીપરેં રાજ કરે **નલ**રાજાજી, દિનદિન તેહના અધિક દીવાજાજી;
એકદિન બિહુ સભામાંહિ સ્વામિજી, તવ પ્રતિહાર કહે શિરનામીજી.

**( ત્રૂટક. )**

નામીરે મસ્તકિ બોલિયુ, એક ઇંદ્રજાલક દેવ;
દરિસન તુમારૂં નિરખવા, આવીયુ છે પ્રભુ ! હેવ. ૨૧૮
નૃપ કહે તેહનિ તેડી અહીં, આવિયુ સો તતકાલ;
પ્રણમી કરી ઉભુ રહિઉ, સો કહે સુણિ ભૂપાલ ! ૨૧૯

**નલપ્રતિબોધણોઽપાય—**

આગેરે નાટકિયા ઘણા, નિરખ્યા હુસિં નિરધાર;
પણિ નિપુણ નર્ત્તક માહરો, દીઠો નથી એકવાર ! ૨૨૦
ઈમ કહી બંધી જવનિકા, તિમાંહિંથી તેણિવાર;
એક [6]ગ્રામ-સૂકર પ્રગટિયુ, તેણિ ધરિયા છિ શ્રૃંગાર. ૨૨૧

---

૧ વાયક, વચન, વાણી. ૨ પ્ર૦ "ધૂજયાં બહુ" ૩ પાછલાં ભવોનું જ્ઞાન થવું, પાછલાં ભવોનું દેખવું. ૪ આનંદ પામ્યાં. ૫ લક્ષ, નવાણું લાખ વરસ ઉપર કાંઇક અધિક વરસ વુલ્યાં. વોલ્યાં, વહ્યાં. ૬ ગામસુઅર, ભૂંડ.

મંજીર ચરણે રણઝણે, કેઉર મુગટ ઉદાર;
કાનેરે કુંડલ ઝલહલેં, હીયેં તે નવસર હાર. ૨૨૨
નાટિક [1]નિરૂપમ મેંડિઉ, સૂકરેં સભામઝારિ;
સો ભેદ અંગ ઉપાંગના, દાખિ(વિ) વિવિધ પ્રકારિ. ૨૨૩
હાવભાવ બહુ હસ્તકકલા, સ્વર તાલ માન વિગતિ;
નિરખતાં નાટિક તેહનૂં, સહુ ચતુર ચમક્યા ચિત્તિ. ૨૨૪
નલરાય વિસ્મિત ચિત્ત હવુ, તેહનારે ગુરૂનિં તામ;
એકલખ્ય હેમજ આપીયું, ઉપરિ વળી એક ગામ. ૨૨૫
સૂકરો પ્રસ્વેદિત હવુ, નાટિકતણી જો અંતિ;
સૂકર શરીર (પ્ર)ક્ષલાવીઉં, રાજા ઈમ નિરખંતિ.[2] ૨૨૬
બહુ ચૂયા ચંદન આણીયા, કસ્તૂરી અગર કપૂર;
કરી વિલેપન દીપાઇઉં, સૂકર સરીરહ નૂર. ૨૨૭
અદ્દ્ભુતકલા જે(ણિ) સીખવી, સો વખાણ્યું બહુવાર;
સ્યું કરિઉ (હવિ) તેણિ સૂકરિં, તે સુણુ સહુ સુવિચાર! ૨૨૮
સ્નાનના ખાલમાંહિં જઈ, [3]ઝીલીયું કર્દમ તેહ;
પેખીઉરે પૃથવીપતિ કહે, હા! હા! કરે સ્યું એહ? ૨૨૯
ઇતિ કલાવંત વિચક્ષણો, સ્યું કરિઉ [4]કુત્સિત કામ;
વળી અંગ પવિત્ર કરાવીઉં, રાજાયેં તેહનું તામ. ૨૩૦
વળી તે [5]પંકહમાંહિં જઈ, ઝીલીઉ સો તતકાલ;
[6]મુચકોડે મુખિં નિંદે ઘણું, તસ કુલખ્યણ ભૂપાલ. ૨૩૧
તેહનુરે ગુરૂ તવ બોલીઉ, રાજન! સ્વભાવિં જોઈ;
પરદોષ જોવા તત્પરા, જગમાંહિં સહુજન હોઈ! ૨૩૨
નંદા કરે સૂકરતણી, [7]કર્દિમે મોહ્યા માટિ;
તું [8]મદનપંકિં માનવી! મોહીયુ છિ ઇણિ ઘાટિ! ૨૩૩

---

૧ ઉત્તમ. ૨ પ્ર॰ "રાજાઇ મનની ખતિ." ૩ કાદવમાં નાહ્યું.
૪ ખરાબ. ૫ ગારામાં. ૬ મચકોડે. ૭ કાદવમાં. ૮ કામરૂપી કાદવમાં.

ઇમ કહી સૂકર સહિત સો, ક્ષણમાંહિં થયું અદૃષ્ટ;
[ ઈતિ પ્રતિબોધનાર્થ નાટિક.
એતલિં રાજાયેં સુણી, આકાશિવાણિ સ્પૃષ્ટ. ૨૩૪

**आकाशवाणी—**

પ્રતિબોધ દેવા તુહનિં, વીરસેન તાહરૂ તાત;
આવ્યુ હતુ તે જાણયો, હવે બૂઝિ મનસ્યું જાત ![1] ૨૩૫
મહામોહમાંહિ ધારીઉ, નિદ્રા હવિ વચ્છ ! છંડિ;
નરજન્મ [2]આલિં મ હારિ તું, [3]નિર્વાણ મધ્ય તિ મંડિ ! ૨૩૬
ઇતિ સુણી ચિત્ત ચમત્કરિઉં, સહસા તદા નલરાય;
સૂતુ પ્રમીલા પરિહરી, જાગીઉ જિમ તિમ થાય. ૨૩૭

**वैराग्यरंग—**

નિંદે [4]પ્રમાદિત આપણુ, ઘણુ ધરિ મનિ વૈરાગ;
અહો આઉખું અતિક્રમ્યું, નવિ કરિયુ તૃષ્ણા ત્યાગ ! ૨૩૮
નવિ પાર પામિયુ પ્રાણિયુ, ભમંતા અનંત સંસાર;
એ વિષય ભૂમિ ભૂલુ ભમ્યુ, નવિ લહિઓ બોધ લગાર. ૨૩૯
અહો ! મોહનું બળ એવડું, આઉખું લહી અનિત્ય;
[5]ભોગથી ભાવ ન ભંજીયો, નવિ ધર્મ જાણ્યુ સત્ય ! ૨૪૦
[6]મૈથુનિં મોહિયા માનવી, ચતુરાઈ કરે અનેક;
સા કળા વિકળા જાણવી, જુ નહીં ચિત્ત વિવેક ! ૨૪૧

---

૧ " ખરૂં સગું તે જાણજો, બેહુભવ જે હિતકાર;
" ઇહલોકે હિત પરભવેં, સુંદર ગતિમતિદાર. ૧
" પાપ નિવારે હિત કરે, ગુણ પરકાશે જેહ;
" વિહડે નહિ આપદ પડયે, મિત્ર ગણેવો તેહ ! ૨ "
[શ્રીમેઘરાજજી. આ. કા. મ. મૈ. ૩ જું પાનુ ૩૭૦.

૨ મફત—નકામો ન હારી જા. ૩ મોક્ષ સાધનમાં. પ્ર૦ "નિર્વાણ પદ્ધતિ." ૪ પ્રમાદીપણું, આળસાઇ. ૫ સંસારિક ભોગો ઉપરથી ભાવ—ઇચ્છાનો નાશ ન કર્યો. ૬ કામવાસનાદિમાં.

( श्लोक-उपजातिछन्द. )

सन्ध्यादिवारात्रिघटीसमेतं, जनायुरम्भः परिशोषणाय;
आदित्यचन्द्रौ वृषभौ बलिष्ठौ, कालोऽरघट्टं परिवर्तयेत. २४२
यौवनं जलतरङ्गचञ्चलं, जीवितं जलदजालसन्निभम्;
सङ्गमाः कपटनाटकोपमाः,हन्त दुस्तरतरो भवोदधिः. २४३
निगृह्य केशेषु निपात्य दन्तान्, बाधिर्यमाधाय विधाय चान्ध्यम्;
कामान् बलादेव जरा हिनस्ति,स्वेनैव नो मुञ्चति पूर्वमेव. २४४
तारुण्यरत्नं पतितं कथं मे ! हतोऽस्मि हा ! दैव ! कथं करोमि ?
इतीव नम्रः किल मन्दमन्दं,पश्यन् प्रयाति स्थविरो वराकः२४५
करौ शिरश्चापि अहो धुनानं, मृत्योर्भयात् कम्पितसर्वगात्रम्;
निषेधचेष्टां विदुरोपि वृद्धं, गृह्णाति हा हन्त नव कृतान्त.२४६

[ महाभारत-वनपर्वे.

( ચોપાઇ.[1] )

ઇતિ [2]અનિત્ય-ભાવે ભાવના, નલમહારાય તદા શુભમના;
મનિ ચિંતે હવિ છંડુ રાજ, નથી હવિં સંસારિ કાજ ! ૨૪૭
પૂર્વજપ્રતિં લગાડી લાજ, ન ચડયુ મૂરખ સંયમપાજ;
[3]ભૈમી પૂણ્યવતી મુઝપ્રતિં, તપસંયમ [4]દિખ્યા દે [5]નિતિ. ૨૪૮
ઇતિ જિનદિખ્યાનું પરિણામ, નલરાજા મનિ આવ્યુ જામ;

---

૧ પ્ર૦ "ચુપૈ." ૨ સંસાર અને સંસારની સર્વ માયા અસાર અને નાશવંત છે, એવા ભાવવાલી ભાવના ભાવવા લાગ્યો.

૩ "મયણુ રેહ સરખી સતી, ચેડી એણે ગંસાર;
"સગપણુ સાચું લેખવી, તાર્યો નિજ ભર્તાર. ૩"

[શ્રીમેઘરાજ. આ. કા. મ. મૈ. ૩ જું પાને ૩૭૦.

૪ શિખ્યા, શિક્ષા વધારે ઠીક છે (?) ૫ નિત્ય, રોજ.

मुनिआगमन, धर्मोपदेश श्रवण—

વનપાલક-મુખિથી તવ સુણિ,મુનિ પાઉધારિયા વનિ આપણિ.૨૪૯
સો પણિ સાધુ સુદામા નામ, સંપૂરણ વ્રત-સંયમ-ધામ;
ઇતિ નિસુણી પામ્યુ આણંદ, ચાલ્યુ વંદનપ્રતિં મુણિંદ. ૨૫૦
વૈરી-પ્રમુખ સાથિ પરિવાર, પરમભાવિં વંદ્યા અણગાર;
[1]અભિગમ પંચ શુદ્ધ સાચવી, ઠામિ યથોચિત બઈઠુ ક્વી.૨૫૧
ધર્મલાભ આસીસ મુનિ કહી, નૈષધનૃપ બોલાવ્યુ સહી;
વિસ્વવીર રાજન ! સંભલુ, નિરખીત નિરખીત ભવ [2]આંમલુ.૨૫૨
[3]અંતરંગ-વૈરી જીપવા, તુમ મનિ મોહ કરે મુનિ થવા;
પણિ એ [4]દુર્જય જિત્યા નવિ જાય, જુ મનિ ખિણુ વિરાગી થાય !
[5]જ્ઞાનગર્ભ જુ હુઓ વિરાગ, તુ કીજે સંસારહ ત્યાગ;
પણિ જે આંહિં લાલચી થયા, [6]કામ-પંકિ તે ખૂંચી રહિયા.૨૫૪
[7]જિમ મધુબિંદુતણી લાલચિ, પુરૂષ પડચો સો કૂપ એક વચિ;
તિમ મનિ સત્વ માનવી જેહ, સંયમ ધર્મે ન રાચિ તેહ. ૨૫૫
મહારાય ! જિનદેવ-પ્રણીત, ધર્મ જાણતાં થાયે અવનીત;
હસ્તિ આપણે દીપક ધરી, કૂપ જંપ સો દીધી (દીઠી) ખરી.૨૫૬
ઇતિ નિસુણી ભૂપતિ કહે સુણુ, ભગવન ! તુમો સત્ય સહી ભણુ;
ઇંદ્રસેન-સુતનિં દેઈ રાજ, અમે સાધસ્યું આતમકાજ. ૨૫૭
તિહાં લગે તુમે થોભવું અહીં, નિજઘરિ નૃપ આવ્યુ ઇમ કહી;

---

१ सच्चित्ताणं दव्वाणं विउसरणयाए १, अचित्ताणं दव्वाणं अविउसरणयाए २, एगल्लसाडएणं उत्तरासंगेणं ३, चक्खुफासेणं अँजलिपग्गहेणं ४, मणसो एगत्तीकरणेणं ५. ૨ પ્ર૦ " નિરખી નવ નવ ભવ આમલુ." ૩ કામ, ક્રોધ, માન, માયા, લોભ, મોહ આદિ અંતરના શત્રુઓ. ૪ મુસ્કેલીથી જીતી શકાય તેવા, અર્થાત્ ક્ષણમાત્રના વૈરાગ્યથી ન જીતાય એવા. ૫ જ્ઞાનસહિત, જ્ઞાનગર્ભિત. ૬ કામરૂપી કાદવમાં. ૭ મધુબિન્દુનું દૃષ્ટાંત પ્રસિદ્ધ છે.

ઇંદ્રસેન રાજ્યાભિષેક—
ઇંદ્રસેનનિ કરી અભિષેક, રાજવર્ગે જન મિલ્યા અનેક. ૨૫૮
ઉત્સવતણા ન લાભિં પાર, ઇંદ્રસેન કિધુ ભૂ-ભર્તાર;
ચારિત્ર ગ્રહણ—
હવિ ઉત્સવ સંયમ મંડિયુ, પ્રમાદ સવિ દૂરિ છંડીઉં. ૨૫૯
સકલ ચૈત્ય જિનપૂજા કરી, દાનેં દીન દુસ્થ ઉદ્ધરી;
[1]સપ્તખેત્રિ લખમી વ્યય કરી, ચાલ્યુ વરવા સંયમ [2]સિરી. ૨૬૦
પુહચિ મોકલાવી નિજ લોક, નૃપવિયોગે તે થાયે સશોક;
તેહનિ રાય [3]આસ્વાસન કરે, ભૈમીસ્યું મહાવનિ સંચરે. ૨૬૧
મહાબલો રાય રાજા ઋતુપર્ણ, તદા કાલિ છિ નૃપ આસર્ણ;[4]
સાથિં સંયમ ગ્રહવા જાય, વળી વૈરાગી કૂબર ભાય. ૨૬૨
બાહુક-સેનાની શ્રુતશીલ, મંત્રીસર કેસની સુશીલ;
ગૃહે જૈનદિખ્યા નૃપ સાથિં, તદા સદામા મુનિવર હાથિ.૨૬૩
સીખ્યુ સાધુતણુ આચાર, સહુ કો તિહાંથી કરે વિહાર;
તપ-સંયમ વૈરાગિ ચડે, કર્મ મહાવૈરીસ્યું ભડે. ૨૬૪
દમયંતી સાધવી સુજાણ, કેસનીસ્યું પાલે જિન-આણ;
નલરાજર્ષિ મહાતપ કરિ, વર [5]અષ્ટાંગ યોગ આદરિ. ૨૬૫
નલતપપરીક્ષા—
એક દિન ઇંદ્રવચન સંભલી, રંભા-પ્રમુખ અપ્સરા મિલી;
નલમુનિ મન ક્ષોભવા કામિં, સો આવી તપ કરે તેણિ ઠામિં.૨૬૬
તપોવિઘ્ન મંહિ તે ઘણું, પ્રગટ સરૂપ કરે આપણું;

---

૧ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જિનબિંબ, જિનમંદિર, અને ગ્નાન પુસ્તકાદિ. ૨ સંયમરૂપી અખૂટ સુખ આપનારી લક્ષ્મી-સંયમશ્રી. ૩ દિલાસો. પ્ર૦ "નૃપ આસ્વાસન." ૪ પ્ર૦ "આભર્ણ." ૫ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. એ આઠ અંગયુક્ત યોગ.

હાવભાવ દાખે કેલવી, પણિ ન સકે મુનિમન ચાલવી. ૨૬૭
રંભા દમયંતી વેશની, તેના મનની હુઈ કેશની;[1]
ઇતિ પ્રપંચ કરી કરે આક્રંદ, રાખિ! રાખિ! નલરાજ મુણિંદ !૨૬૮
ક્રોંચકર્ણિ અનુજો [2]કિમે, એ મુનિને હરે કુધીર;
એહથી મુકાવુ નરનાથ ! કર્મ ધર્મનું તું છે સાથ. ૨૬૯
પહિલૂં પ્રસાદિ તાહરિ કરી, રાનમાંહિં ન સક્યો અપહરી;
હવિ તુઝ આગલિ લેઈ જાય, કાં તુઝ કરૂણા કંત ! ન થાય ?૨૭૦
યદ્યપિ સ્ત્રી ઉપરિ નહી મોહ, વૈરી સાથિં નહી તુજ દ્રોહ;
તુ હવે આર્ત્ત રક્ષા પર થઇ, કાં ! પત્નીને રાખો નહિ ? ૨૭૧

**ધ્યાનર્થી પતીત થવું—**

ઇત્યાદિક તસુ સુણી વિલાપ, ધ્યાનથિકુ મુનિ ચૂકુ આપ;
અટટ્ટહાસ રાક્ષસના સુણી, બિસ્મૃત [3]ચિત્ત ચાલ્યુ તે ભણી. ૨૭૨
રે ! રે ! દુરાચાર નિશિચરા ! તેં નલ હાથ ન દીઠા ખરા;
અમ આગલિ કરી તસ્કરી, મહાસતી કિમ જાયસિ હરી? ૨૭૩
ભૈમી ! ભય મનિ માણસિ કિસ્યુ, ઇમ કહી રાક્ષસ કેડિં ધસ્યુ;
માયા રાક્ષસસ્યું યુદ્ધ કરે, સો હારીને નાહુ સિરિં. ૨૭૪
સા માયા ભૈમી તેણીવાર, દૃઢ આલિંગન દિયે અપાર;
એણીપરેં નલમુનિવરનિ છલી, ગઈ સુરલોકિ અપ્સરા વળી. ૨૭૫

**ફરી ધ્યાનાઽરુઢ થવું—**

તવ મુનિવર [4]સંવરી વિકાર, [5]આપોપું નિંદે વાર વાર;
શીલધર્મ સંયમ સંભરિયુ, હા ! હા ! કિસ્યું [6]અસમંજસ કરિયું.
દોષ ઉપના તે ખામિયે, વળી વળી 'મિથ્યાદુક્કડ' દિયે;
શીલ–મહાદર્પણ શુદ્ધ કરિઉં, દુઃકર તપસરાણિ લેઈ ધરિઉં. ૨૭૭

---

૧ પ્ર૦ "સેના મુનિની હુઇ કેશની." ૨ પ્ર૦ "ક્રિમીર."
૩ પ્ર૦ "વિસ્મૃત લય" ૪ વિકારને કબ્જે કરીને. ૫ પોતાના આત્માના અવિવેકની નિંદા કરવા લાગ્યો. ૬ વગર સમજનું. પ્ર૦"અસંયમ કરિયું".

દમયંતી-સાધવી સુજાણ, સુણી અપ્સરા કપટ વિનાણ;
અતિ દુક્કર તપેં સોષિ અંગ, ઝીલિં બ્રહ્મ પયોધિ તરંગ. ૨૭૮
ઇમ સંયમ પાળી મુનિરાજ, સાધી એક આતમાકાજ;
સિરિ ધરતા શ્રીજિનવરઆણ, અંતે [1]અનસન કરે સુજાણ. ૨૭૯
ચતુરેં નિવારી [2]ચ્યારે આહાર, વોસિરાવે વળી [3]પાપ અઢાર;
ફિરી કરિ મહાવ્રત ઉચ્ચારિ, સરણ પડિવજ્જિ સાચાં ચ્યારિ.[4]
અરિહંત સિદ્ધ મુનિવર ધર્મ, જે આપે અવિચલ [5]સિવસર્મ;
તેહનું ધ્યાન ન ચૂકિ ધીર, સંભારે ગુરૂ ગુણ ગંભીર. ૨૮૧
સહુ જીવસ્યું કરી ખામણાં, નિજ દુઃકર્મ ખપાવ્યાં ઘણાં;
સમાધિ ભાજ (સાજ) રાજરૂષિ નલો, [6]કાલધર્મ પુહુતુ નિર્મલો.

નલાદિ દેવલોકે ઉત્પન્ન—

સૌધર્મે સુરલોકિં સાર, પામ્યુ ધનદદેવ અવતાર;
પૂરવપુણ્ય વિલસવા[7] ભણી, દેવતણી રિદ્ધિ લાધી ઘણી. ૨૮૩
ઇણિપરિ દમયંતી-સાધવી, અતિ સમાધિ ભજતી સાહવી;
આપ અર્થ સાધી શુભમતી, સો સુરલોકિં ગઇ સા સતી. ૨૮૪
એ હુઇ ધનદદેવ-વલ્લભા, પુણ્યપ્રભાવેં લહી અતિપ્રભા;

---

૧ આંગોપાંગ હલાવ્યા વિના અને ખોરાક લીધા વિના પરમાત્માના ધ્યાનમાં એક ચિત્તે લીન થવું. અન્-અશન. જુઓ પ્રેમાનંદનું પણ કડવું ૬૪ મું.

" પછે પુત્રને રાજ આપી ગયા, તપ કરવા ગુણ્ય ગ્રામજી;
" અનશનવ્રત લેઇ દેહ મૂક્યો, આવ્યું દિવ્ય વિમાનજી;
" વૈકુંઠ નળ-દમયંતી પહોંત્યાં, પામ્યાં પદ અવિધાનજી."

૨ ખાદિમ, સ્વાદિમ, અસન, પાન. ૩ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પિશુન, રતિઅરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ, અને મિથ્યાત્વશલ્ય. ૪ અરિહંત, સિદ્ધ, સાધુ, અને કેવલીના ધર્મનું. એ ચાર શરણ. ૫ મોક્ષનું સુખ. ૬ દેહત્યાગ. ૭ ભોગવવા માટે.

રિતુપર્ણાદિ મુનિસ્વર જેહ, હવા ધનદ સામાનિક તેહ. ૨૮૫
મહાબલદેવતણી વળી પ્રિયા, હવી કેશની સાસત્ ક્રિયા;
સપરિવાર ઉત્તર દિગપાલ, હુઓ તેજોરાશિ ઝમાલ. ૨૮૬
જયજયકાર કરિ સહુ દેવ, સ્વામી! અમે કરસ્યું તુમ સેવ;
પુણ્યભંડાર તુમે અધિકા ભરિયા, તુ વિમાનિ [1]આપણે અવતરિયા.
સાસ્વત–જિનપૂજા સુવિવેક, દેવે મિલી કરિઓ અભિષેક;
નિજ વિમાનિ વરતી તસ આણ, સમકિતધર સો ધનદ સુજાણ.
[2]સહુ સુરલીલા ભોગવી આય,–પ્રમાણિ તિહાંથી ચવી નિજ કાય;
થોડા ભવમાંહિં સરસે કાજ, લહિસ્યે મુગતિ–રમાનાં રાજ.[3] ૨૮૯

---

૧ પ્ર૦ "આણિં અવતરિયા." ૨ પ્ર૦ "એ સહુ સુરલીલા ભોગવી, આયુ પ્રમાણિ તિહાંથી ચવી;" ૩ શ્રીમેઘરાજે દમયંતી માટે આ પ્રમાણે વિશેષ કથ્યું છે. જુઓ આ. કા. મ. મૌ ૩ જું પાનું ૩૭૨ મું.

" દવદંતી મોટી મહાસતી, સતીમાંહિ તે મોટી સતી;
" ચારિત્ર પાળી અણસણ મૂઇ, ધનદતણે ઘર દેવી હુઇ.–૧૩ "
" તે દેવી તિહાંથી ચવી, પુર પેઢાલ નિવાસ;
" હરિચંદ રાજા રાજીઓ, પૂરે પ્રજાની આશ. ૧
" તે નૃપઘરે બેટી હુઈ, કનકવતી તસ નામ;
" અન્યદા તિણ રાયે રચ્યો, સ્વયંવર અતિ અભિરામ. ૨
" ધનદ–લોકપતિ આવીઓ, ધરતો પ્રીતિ અપાર;
" કનકવતીને પરણિયો, યદુ વસુદેવ કુમાર. ૩
" બારવતી નગરી જઇ, વિલસે સુખ્ખ અશેષ;
" અન્યદા ભરતેંસરપરેં, ભાવન ચઢી વિશેષ. ૪
" ભાવબળે કર્મક્ષય કરી, પામી કેવળ સાર;
" કનકવતી મુગતેં ગઇ, પામી સૌખ્ય અપાર. ૫
" તે પણ ધનદસુરેસરો, પામી સમકિત સાર;
" આપણપૂં અજુઆલીને, લહશે નરઅવતાર. ૬
" ભવ થોડામાંહિ બૂઝશે, લહશે શિવપુરરાજ; ! " ૭

कविकथन—

સતી શિરોમણિના ગુણ કહિયા, જેવા ગુરૂપ્રસાદિ મિં લહિયા;
કહિયું **ધનદસુર**-પૂર્વચરિત્ર, ગાયું **પુણ્યશ્લોક** પવિત્ર. ૨૯૦
એ મિં અભિનવ મંગલકાર, ગ્રંથ **નલાયન** પેખી સાર;
તે માંહિ જે પરિં છિ અધિકાર[1], રચિઓ રાસ સો લેઈ અનુસાર.
**નેમિચરિત્રાદિક**માંહિ વળી, કાંઇએક ભિન્ન કથા સંભલી;
માહરૂ દોષ રખે કો લહિ, પ્રબંધ સતમુખ પંડિત કહે! ૨૯૨
પ્રથમ [2]બહુશ્રુત પૂછી કરી, સરસ કથા મન સાથે ધરી;
ગ્રંથ **નલાયન** મનિ અનુસરી, લખિયું **પુણ્યશ્લોક**નું [3]ચરી. ૨૯૩
વીતરાગનાં વચન વિરૂદ્ધ, જે મતિ કલ્પી હુયે અશુદ્ધ;[4]
તે 'મિચ્છાદુક્કડ' વળી વળી, ખામું સાખિ સદા કેવળી !. ૨૯૪
ચતુર ચમતકરિવા ચિત્તમાંહિ, એ મેં ગ્રંથ રચિઓ ઉછાંહિ;
ગુણ અવગુણ જાણી પરખયો, વાંચી [5]વિબુધજનો હરખયો ![6] ૨૯૫
સજ્જન દુર્જન છિ જગમાંહિ, પરગુણ-દોષ ગ્રહે સો પ્રાંહિ;
સ્વોચિત કર્મ કરેશિ દ્રોહ, નહીં મત્સર તસ ઉપરિ કોહ[7] ૨૯૬
જે [8]બહુશ્રુત ગતમત્સરી, તેહનિં કહું છું પ્રણમી કરી;
અશુદ્ધ હુવે તિહાં કરયો શુદ્ધ, સો મીઠું જિમ સાકર દુધ. ૨૯૭

रचनाकाल—

સંવત સોળ પાંસઠો જાણી, પોસ સુદિ અષ્ટમી વખાણી;

---

૧ વૃત્તાંત, ચરિત્ર. ૨ ઘણું વાંચવા, વિચારવા અને સાંભળવાથી ઘણું જ્ઞાન થયું હોય તેવા પંડિતો-શાસ્ત્રકારોને પૂછીને. અર્થાત્ બહુજ્ઞાનીને પૂછીને. ૩ ચરિત્ર. ૪ ખોટી, જૂઠી. ૫ પંડિતજનો. ૬ હરખજો.

૭ કવિ ભાલણે પણ આમજ કહ્યું છે. જુઓ કડવું ૨૭ મું–
"ક્રૂર કરમીને કડું હોશે, સુખિયાને હોશે સુખજી;
"નળની કથા ગાય મનોહર, જાશે દુખિયાનાં દુખજી ! ૯"

૮ વિવિધ શાસ્ત્રના જાણનાર છતાં ગર્વ રહિત.

તેણિ દિન મંગલ મંગલવાર, ઉડુ ઉત્તમ અસ્વિની ઉદાર. ૨૯૮
કુંજે જયા તિથિ વાર સુયોગિ, [1]ભૌમાશ્વની અમૃત સિદ્ધિ યોગ;
એકવીસમુ અમૃત ઉપયોગ, સુંદર સાધ્ય દિને સંયોગ.[2] ૨૯૯
તિણિ દિનિ ગ્રંથ સંપૂરણ થયુ, કવણુ ગચ્છ (કુણ) ગુરૂ કવિ કહિઉ;
વૃષભાદિક જિનવર ચઉવીસ, પહિલું તેહનેં નામું સીસ. ૩૦૦

**પ્રશસ્તિ-પટ્ટાવલિ—**

**મહાવીર** સાસન જયવંત, પ્રથમ શિષ્ય ગૌતમ ગુણવંત;
સ્વામિ સુધર્મા પંચમ સીસ, જંબૂસ્વામિ નમું નિશિદિસ. ૩૦૧
પ્રભવ શિયાંભવ શ્રુતકેવલી, યશોભદ્ર વડુ મનિ રૂલી;
શ્રીસંભૂતિવિજય ભદ્રબાહુ, થૂલીભદ્ર શ્રુતકેવલી સાહુ. ૩૦૨
આર્યમહાગિરિ આર્યસ્વહસ્તિ, વઈરસ્વામિની પ્રબલ પ્રશસ્તિ;
વઈરસેન તેહના સીસ ચ્યારિ, ચંદ્રનાગેંદ્ર નિવૃત્તિ વિચારિ. ૩૦૩
ચઉથી સાખા વિદ્યાધરી, એ માંહિ ચંદ્ર સબલ વિસ્તરી;
એણી શાખાયેં **ધનેશ્વરસૂરિ, ચૈત્રગચ્છ** થાપિઓ ગુણભૂરિ.
ભુવનચંદ્ર સુગુરૂ (કરૂં) વખાણ, દેવભદ્રગુરૂ આગમ જાણ;
ઠામ પ્રસાદ સકલ પરિહરી, જેણિ જગિ શુદ્ધક્રિયા ઉદ્ધરી. ૩૦૫
પ્રથમ સૂરિવર **શ્રીજગચંદ્ર**, સૂરીસ્વર બીજા **દેવેંદ્ર**;
**વિજયચંદ્ર** ગુરૂ ત્રીજા કહું, એક એક અધિકા ગુણ લહું. ૩૦૬
વિજયચંદ્રસૂરીસ્વરતણી, **વૃદ્ધતપાગચ્છ** સાખા ભણી;
[3]ક્ષેમકીર્તિ સદ્‌ગુરૂ તસ પાટિ, પ્રજ્ઞા વિયરસ્વામિનિ ઘાટિ. ૩૦૭
'વૃહત્કલ્પ ટીકા' જેણિં કરી, સહસ બિતાલીસ જગિ વિસ્તરી;
હેમકલસ રત્નાકરસૂરિ, પ્રજ્ઞાએ જીત્યુ સુરસૂરિ. ૩૦૮
[4]મણિશેખર ધર્મદેવ મુણિંદ, અભયસિંહ તપસી સૂરિંદ;

---

૧ મંગળવાર ને અશ્વિનીનક્ષત્રનો યોગ હોય ત્યારે અમૃતસિદ્ધિ યોગ કહેવાય છે. ૨ પ્ર૦ "ઉયોગ." ૩ પ્ર૦ "ક્ષમાકીર્તિં" ૪ પ્ર૦ "મુનિશેખર"

જેહના તપનું ન લહું પાર, શ્રીજયતિલકસૂરિ ગણધાર. ૩૦૯
રત્નસિંહ શ્રીસદ્ગુરૂતણા, **અહમ્મદશાહ** ગુણ બોલિં ઘણા;
પાતસાહ પ્રતિબોધકસૂરિ, સપ્રભાવ વંદુ મદ પૂરિ. ૩૧૦
ઉદયવલ્લભ જ્ઞાનસાગર નામ, ઉદયસાગર ગુરૂ કરૂં પ્રણામ;
લબ્ધિસાગર ગુરૂ લબ્ધિનિધાન, વંદુ [1]શ્રીધનસૂરિ પ્રધાન. ૩૧૧
શ્રીઅમરરત્નસૂરિ પ્રણમું પાય, શ્રીતેજરત્નસૂરીસ્વરરાય;
જિમ જિમ તે સદ્ગુરૂ સંભરિં, તિમ તિમ હરિખ હીયે વિસ્તરે.
ગચ્છપતિ **દેવરત્નસૂરિ**તણાં, ગુણ સંભારૂં હીયડે ઘણા;
શ્રીદેવસુંદરસૂરિ આણંદપૂરિ, વિજયમાન વિજયસુંદરસૂરિ. ૩૧૩
શ્રીધનરત્નસૂરીસ્વરતણા, સિસ્સ સકલ ગુણ સોહામણા;
**શ્રીભાનુમેરૂ** [2]વિબુદ્ધ ગુણરાજ, વંદ્યે સીઝે વંછિત કાજ. ૩૧૪
તસ જાણેય સીસ દો ભાય, **માણિકરત્ન** જેષ્ટ ઉવઝાય;
મહાતપેસ્વર મુનિવરરાય, પરમભાવિં વંદુ તસુ પાય. ૩૧૫
**નયસુંદર** લઘુબંધવ તાસ, વાણી થાપિ વચન વિલાસ;
પુણ્યસિલોક–સતી–અધિકાર, ગાયુ **ધનદ**–પૂર્વ–અવતાર. ૩૧૬
સો 'સમકિતધર' નિજ ગુણ સુણી, મનસ્યું પ્રેમ ધરી આફણી;
સંઘવિઘન અપહરચો ગુણી, મન કાંમિત દેયો નિધિ ઘણી! ૩૧૭
રાજ રિદ્ધિ રામા ભંડાર, જસ મહિમા જગમાંહિ અપાર;
બાહરિ એહની કીરતિ ભણે, તે સવિ લહિસ્યું પુણ્યે ઘણે. ૩૧૮

( રાગ–ધન્યાશ્રી. )

ઘણે પુણ્યે લહી નરભવ, વીરવચન આરાધીયે;
જિનરાજકેરૂં લહી દર્શન, બેહુ ભવ–ફલ સાધીયે. ૩૧૯
જિનરાજ–વાણી ચિત્તિ આણી, અશુભ–કર્મ ન બાંધીયે;
મહાસતી પુણ્યશ્લોક ગાઈ, પુણ્યે રિદ્ધિ ઘરિ બાંધીયે! ૩૨૦

---

૧ પ્ર૦ "શ્રીધનરત્નસૂરીસ પ્રધાન." ૨ પ્ર૦ "વિબુધ ગણિગ"

[1]ઉવઝાય **નયસુંદર**–વાણી, ભવિક પ્રાણી સંભલો;
ઉપગારમતિ ખરી સુ રાખો, દોષથી દૂરિં ટલો. ૩૨૧
શ્રીશાંતિજિનવર સદા સુખકર, પૂજતાં સંપદ મલો;
એ ચરિત્ર ભાવેં સુણે ગાવે, તાસ ઘરિ સુરતરૂ ફળો. ૩૨૨

( ચોપાઇ. )

શ્રીગ્રંથ **નલાયનનુ** ઉદ્ધાર, **નલચરિત્ર** નવરસ ભંડાર;
કવિ **નયસુંદર** સુંદરભાવ, એતલિં હવું ષોડસ પ્રસ્તાવ. ૩૨૩

**ઇતિ શ્રીકુબેરપુરાણે નલાયનોદ્ધારે નલચરિત્રે, દિગ્વિજય-
કરણ, ઘૂતક્રીડા જીપન, સ્વરાજ્યતિષ્ટન, વીરસેનરાય
પ્રતિબોધ દામન (!), દમનકસૂરિપાર્શ્વે દિખ્યા ગ્રહણ,
તત્ર ઉપસર્ગ કરણ, તં પ્રતિદોષ નિફલ કરણ,
અનશન ગ્રહણ, સ્વર્ગગમનો નામ
ષોડસ પ્રસ્તાવઃ સમાસઃ**




---

૧ સુરતના શ્રીમોહનલાલજી જૈનજ્ઞાન ભંડારની પ્રતિ, કે જેમાંથી પ્રત્યંતરો આપવામાં આવ્યા છે એ પ્રતિનું છેલ્લું પત્રું તે ભંડારમાં ન હોવાથી અમોને મલી શક્યું નથી. પહેલેથી ૮૫ સુધીના પત્રાં મળ્યાં તેમાં ૩૨૧ મી ગાથાના પહેલા પાદ સુધીની મેટર છે.

વાચકશ્રી નયસુન્દર-વિરચિત—

# શ્રીશત્રુંજયઉદ્ધાર-રાસ.

( મંગલ-વસ્તુછંદ. )

વિમલગિરિવર વિમલગિરિવર-મંડણુ જિનરાય,
શ્રીરિસહેસર પાય નમીય ધરીય ધ્યાન સારદાદેવી;
શ્રીસિદ્ધાચલ ગાયસ્યું એ હીયે ભાવ નિરમલ ધરેવી,
શ્રીશત્રુંજયતીરથ વડુંએ જિહાં સિદ્ધ અનંતી કોડિ;
જિહાં મુનિવર મુગતે ગયા તે વંદુ બે કર જોડી. ૧

## ઢાળ ૧ લી.

( આદનરાય પુહુત. એ દેશી. )

બે કર જોડીને જિનપાય લાગું, સરસતી પાસે વચનરસ માગું;
શ્રીશત્રુંજયગિરિ તીરથ સાર, [૧]થુણવા ઉલટ થયોરે અપાર. ૨
તીરથ નહીં કોઈ શેત્રુંજા તોલે, અનંત તીર્થંકર એણિપરે બોલે;
ગુરૂમુખે શાસ્ત્રનો લહિય વિચાર, વરણવું શેત્રુંજાતીરથ-ઉદ્ધાર. ૩
સૂરવરમાંહી વડો જિમ ઈંદ્ર, ગ્રહગણુમાંહિ વડો જિમ ચંદ્ર;
મંત્રમાંહિ જિમ શ્રીનવકાર, જલદાયક જિમ જગ જલધાર. ૪
ધર્મમાંહિ દયાધર્મ વખાણું, વ્રતમાંહિ જિમ બ્રહ્મવ્રત જાણું;
પર્વતમાંહિ વડો મેરૂ હોઈ, તિમ શેત્રુંજય સમ તીરથ ન કોઈ. ૫

## ઢાળ ૨ જી.

( રાગ. ત્રિણુ પલ્યોપમ. એ દેશી. )

આદિએ આદિ જિણેસર, નાભિ નરિંદ મલ્હાર;

---

૧ સ્તવવા.

શેત્રુંજેશિખર સમોસર્યા, 'પૂરવનવાણું' એ વાર. ૬
કેવલજ્ઞાન દિવાકરૂ, સ્વામી શ્રીરિષભજિણંદ;
સાથે ચોરાશી ગણધરા, સહસ ચોરાશી મુણિંદ. ૭
બહુ પરિવારે પરિવર્યા, શ્રીશેત્રુંજય એકવાર;
ઋષભજિણંદ સમોસર્યા, મહિમા ન લાભે એ પાર. ૮
સુરનર કોડિ મિલિયા તિહાં, ધર્મદેશના જિન ભાસે;
પુંડરિકગણધર આગળે, શેત્રુંજય-મહિમા પ્રકાસે. ૯
સાંભળો પુંડરિકગણધરા ! કાળ અનાદિ અનંત;
એ તીરથ છે સાસ્વતું, આગે અસંખ્ય અરિહંત. ૧૦
ગણધર મુનિવર કેવળી, પામ્યા અનંતી એ કોડી;
મુગતે ગયા ઇણે તીરથે, વળિ જાશે કર્મ વિછોડી.[1] ૧૧
ક્રૂર જિકે જગેં જીવડા, તિર્યંચ પંખી કહીજે;
એ તીરથ સેવ્યાથકી, તે [2]સીઝે ભવ ત્રીજે. ૧૨
દીઠા દૂરગતિ વારે, સારે વંછિત કાજ;
સેવ્યો શેત્રુંજગિરીવર, આપે અવિચળરાજ. ૧૩

## ઢાળ ૩ જી.

( સહીઅર સમાણી આવો વેગે. એ દેશી. )

'ઉત્સર્પિણી-અવસર્પિણી' આરો, બિંહુ મિલીને બારજી;
'વીસ કોડાકોડિ સાગર' તેહનું, માન કહ્યું નિરધારજી. ૧૪
પહેલો આરો 'સૂસમસૂસમા', 'સાગર કોડાકોડિ ચ્યારજી;'
ત્યારે એ શેત્રુંજગિરીવર, એંસીય જોયણ અવધારજી. ૧૫
'ત્રિણ કોડાકોડિ સાગર આરો,' બીજો 'સુસમ નામજી;'
તદ્દાકાળે એ શ્રીસિદ્ધાચલ, સીતેર જોયણ અભિરામજી. ૧૬
ત્રીજો 'સૂસમ-દુસમ' આરો, 'સાગર કોડાકોડિ દોયજી;'

---

૧ અશુભ અને શુભ કર્મોનો ત્યાગ કરીને. ૨ સિદ્ધ થાય.

સાઠિ જોયણનું માન શેત્રુંજે, તદાકાળે તું જોયજી. ૧૭
ચોથો 'દૂસમ-સૂસમ' જાણો, પાંચમો 'દૂસમ' આરોજી;
છઠો 'દૂસમ-દૂસમ' કહીએ, એ ત્રિણ થયિ વિચ્ચારોજી. ૧૮
'એક કોડાકોડ સાગર' કેરૂં, એહનું કહીએ માનજી;
ચોથે આરે શ્રીશેત્રુંજગિરી, પંચાસ જોયણ પરધાનજી. ૧૯
પાંચમે છઠે એકવીસ એકવીસ, સહસ વરસ વખાણોજી;
બાર જોયણ ને સાત હાથનો, તદા વિમલગિરી જાણોજી. ૨૦
તેહભણી સદાકાળ એ તીરથ, સાસ્વતુ જિનવર બોલેજી;
ઋષભદેવ કહે પુંડરિક! નિસુણો, નહિ કોઈ શેત્રુંજા તોલેજી. ૨૧
જ્ઞાન અને નિરવાણ મહાજસ, લહેસ્યો તુમ્હો ઇણ ઠામેજી;
એહ ગિરી તીરથમહિમા ઈણ જગે, પ્રગટ હોસે તુમ નામેજી. ૨૨

## ઢાળ ૪ થી.

( જિનવરસ્યું મેરો મન લીનો. એ દેશી. )

સાંભળી જિનવર-મુખથી સાચું, પુંડરિકગણધારરે;
પચકોડિ મુનિવરસ્યું ઈણ ગિરિ, અણુસણ કીધું ઉદારરે. ૨૩
નમોરે નમો શ્રીશેત્રુંજગિરીવર, સકળ તીરથમાંહી સારરે;
દીઠે દૂરગતિ દૂર નિવારે, ઉતારે ભવપારરે. નમો૦ ૨૪
કેવલ લહિ ચૈત્રી પુનિમ દિન, પામ્યા મુગતિ સુઠામરે;
તદાકાળથી [1]પુહવી પ્રગટિઉ, 'પુંડરિકગિરિ' નામરે. નમો૦ ૨૫
નયરી અયોધ્યાથી વિહરતા પહોતા, તાતજી ઋષભજિણંદરે;
સાઠિસહસ સમ ખટખંડ સાધી,ઘરિ આવ્યા ભરતનરિંદરે. નમો૦ ૨૬
ઘરે જઈ માયને પાયે લાગી, જનની! ઘો આશીશરે;
વિમલાચલ સંઘાધિપ કેરી, પહોંચજ્યો પુત્ર! જગીસરે.[2]નમો૦ ૨૭
ભરત [3]વિમાસે સાઠી સહસ સમ, સાધ્યા દેશ અનેકરે;
હવે હું તાતપત્યે જઈ પુછું, સંઘપતિતિલક વિવેકરે. નમો૦ ૨૮

---

૧ પૃથ્વીમાં. ૨ આશા. ૩ વિચારે.

સમોસરણે પહોતા **ભરતેસર**, વંદિ પ્રભુના પાયરે;
ઈંદ્રાદિક સુરનર બહુ મિલિયા, દેશના દે જિનરાયરે. નમો૦ ૨૯
શેત્રુંજે સંઘાધિપ યાત્રા-ફળ, ભાખે શ્રીભગવંતરે;
તવ ભરતેસર કરેરે [1]સજાઈ, જાણી લાભ અનંતરે. નમો૦ ૩૦

## ઢાળ ૫ મી.

### ( કનક કમલ પગલાં ઠવેએ. )
### ( રાગ ધનાશ્રી મારૂણી. )

**નયરી અયોધ્યાથી** સંચર્યા એ, લેઇ લેઇ રિદ્ધિ અસેસ;
ભરતનૃપ ભાવસ્યું એ, શેત્રુંજે યાત્રા રંગ ભરે એ–
આવે આવે ઉલટ અંગ, ભરતનૃપ ભાવસ્યું એ. ૩૧
આવે આવે **ઋષભનો** પુત્ર, વિમલગિરી જાત્રા એ;
લાવે લાવે ચક્રવર્ત્તીની રિદ્ધ, ભરતનૃપ ભાવસ્યું એ. એ આંકણી.
માંડળીક મુગટ વરદ્ધન ઘણા એ, બત્રીસ સહસ નરેસ;
ભરતનૃપ ભાવસ્યું એ, શેત્રુંજે યાત્રા રંગ ભરે એ. ભ૦ ૩૨
ઢમ ઢમ વાજે છંદસ્યું એ, લાખ ચોરાસી નિસાણ; ભ૦
લાખ ચોરાસી [2]ગજ [3]તૂરી એ, તેહના રત્નજડિત પલ્હાણ[4]. ૩૩
લાખ ચોરાસી રથ ભલા એ, વૃષભ[5] ધોરી સુકમાલ; ભ૦
ચરણે ઝાંજર સોનાતણાં એ, કોટે સોવન ઘુઘરમાલ. ભ૦ ૩૪
બત્રીસસહસ નાટિક સહી એ, ત્રિણલાખ મંત્રી [6]દક્ષ; ભ૦
દીવીધરા પંચલાખ કહ્યા એ, સોલસહસ સેવા કરે યક્ષ. ભ૦ ૩૫
દશકોડિ આલંબ ધજાધરા એ, પાયક છન્નું કોડિ; ભ૦
ચોસઠસહસ અંતેઉરી[7] એ, રૂપે સરિખી જોડિ. ભ૦ ૩૬
એક લાખ સહસ અઠાવીસ એ, વારાંગનાનાં રૂપ નિહાલ; ભ૦
સેખ તૂરંગમ સવિ મિલી એ, કોડિ અઢાર નિહાલ. ભ૦ ૩૭

---

૧ તૈયારી. ૨ હાથી. ૩ ઘોડા. ૪ હાથીની અંબાડી, ઘોડાના જીન વગેરે. ૫ બળદ. ૬ ડાહ્યા. ૭ રાણીઓ.

ત્રિણકોડિ સાથે વેપારિયા એ, બત્રીસકોડિ સૂઆર;[1] ભ૦
શેઠ સારથવાહ સમા એ, રાય રાણા નહિ પાર. ભ૦ ૩૮
નવનિધી ચૌદરયણસ્યું એ, લીધો લીધો સવી પરિવાર; ભ૦
સંઘપતિતિલક સોહામણું એ, ભાલે ધરાવ્યું સાર. ભ૦ ૩૯
પગિ પગિ કરમ [2]નિકંદતા એ, આવ્યા આસન[3] જામ; ભ૦
ગિરિ પેખી લોચન ઠર્યા એ, ધન ધન શેત્રુંજા નામ ! ભ૦ ૪૦
સોવનફુલ [4]મુગતાફલે એ, વધાવ્યો ગિરિરાજ; ભ૦
દેઇ પ્રદક્ષણા પાખતી એ, સીધ્યાં સઘળાં કાજ. ભ૦ ૪૧

## ઢાળ ૬ ઠી.

### ( જયમાળાની દેશી. )

प्रथमोद्धार—

કાજ સીધાં સકલ હવે સાર, ગિરિ દીઠે હરખ અપાર;
એ ગિરીવર દરિસણ જેહ, યાત્રા ફળ કહિયે તેહ. ૪૨
સૂરજકુંડ નદિય શેત્રુંજી, તીરથ જલે નાહ્યા રંજી;
રાયણ તળે ઋષભજિણંદા, પહેલાં પગલાં પૂજે નરીંદા. ૪૩
વળી ઇંદ્રવચન મન આણી, શ્રીઋષભજીણંદનું તીરથ જાણી;
તવ [5]ચક્રધર ભરતનરેશ, વાર્દ્ધિકને દીધો આદેશ. ૪૪
તિણે શેત્રુંજ ઉપરે ચંગ, સોવન પ્રાસાદ ઉત્તંગ;
[6]નીપાયો અતિ મનોહાર, એક કોસ ઉંચો ચોબાર. ૪૫
ગાઉ દો વિસ્તારે કહિયે, સહસ ધનુષ પહુલપણે લહિયે;
એકેકે બારણે જોઇ, મંડપ એકવીસ હોઈ, ૪૬
ઇમ ચિહુંદિસે ચોરાસી, મંડપ રચિયા સુપ્રકાસી;
તિહાં [7]રયણમેં તોરણમાલ, દીસે અતી આકઝમાલ. ૪૭

---

૧ રસોઇયા. ૨ તોડતા. ૩ નજીક, શત્રુંજયની પાસે. ૪ મોતી-વડે. ૫ ચક્રવર્તી. ૬ બનાવ્યો. ૭ રત્નમય.

વિચે ચિહુંદિસે મૂલ ગંભારે, થાપી જિનપ્રતિમા ચ્યારે;
[1]મણિમે મૂરતિ સુખકંદ, થાપ્યા શ્રીઆદિજિણંદ. ૪૮
ગણધરવર પુંડરિકકેરી, થાપી બિહુ પાસે મૂરતિ ભલેરી;
આદિજિનમૂરતિ કાઉસગિયા, નમિ–વિનમી બેહુ પાસે ઠવિયા.[2] ૪૯
મણિ સોવન રૂપ પ્રકાર, રચ્યું સમોસરણ સુવિચાર;
ચિહુંદસે ચઉધર્મ કહતા, થાપી મૂરતી શ્રીભગવંતા. ૫૦
ભરતેસર જોડી હાથ, મૂરતિ આગળે જગનાથ;
રાયણ તળે જિમણે પાસે, પ્રભુ પગલાં થાપ્યાં ઉલ્હાસે. ૫૧
[3]શ્રીનાભિ અને [4]મરૂદેવી, પ્રાસાદસ્યું મૂરતિ કરેવી;
[5]ગજવર–ખંધે લહી મુગતિ, કીધી આઈની મૂરતિ ભગતિ. ૫૨
[6]સુનંદા–સુમંગલામાતા, બ્રાહ્મિ–સુંદરી [7]બહિનિ વિખ્યાતા;
વળી ભાઇ નવાણું પ્રસિદ્ધ, સવી મૂરતિ મણિમય કીધ. ૫૩
નીપાઈ તીરથમાળ, સુપ્રતિષ્ઠા કરાવી વિશાળ;
યક્ષ ગોમુખ ચક્રેસ્વરીદેવી, તીરથ રખવાળ ઠવેવી. ૫૪
ઈમ પ્રથમ ઉદ્ધારજ કીધો, ભરતે ત્રિભુવન જસ લીધો;
ઈંદ્રાદિક કીરતિ બોલે, નહિ કોઈ ભરતનૃપ તોલે. ૫૫
શત્રુંજય માહાત્મ્યમાંહી, [8]અધિકાર જોજ્યો ઉછાંહિ;
જિનપ્રતિમા જિનવર સરિખી, જુઓ 'સૂત્ર ઉવાઇ' નિરખી. ૫૬

( વસ્તુછંદ. )

ભરતે કીધો ભરતે કીધો પ્રથમ ઉદ્ધાર,
ત્રિભુવન કીરતિ બિસ્તરી ચંદ સૂરજ લગે નામ રાખ્યું;
તિણે સમે સંઘપતિ કેટલા હુવા સો ઇમ શાસ્ત્રે ભાખ્યું,

---

૧ મણિમય, મણિરત્નની. ૨ બેસાડ્યા, પધરાવ્યા. ૩ ઋષભદેવના પિતા. ૪ માતાનું નામ. ૫ મરૂદેવામાતા હાથીપર બેઠાં બેઠાં મુક્ત થયાં તેથી તેની મૂરતી હાથી ઉપર બનાવી. ૬ ભરતેશ્વરની બંને માતાઓ. ૭ બહેનો. ૮ વૃત્તાંત, વિગત.

કોડિ નવાણું નરવર હુઆ નવ્યાસી લાખ;
ભરત [1]સમે સંઘપતિ વળી સહસ ચોરાસી ભાખ.[2] ૫૭

## ઢાળ ૭ મી.
### ( ચોપાઈની ચાલ. )

द्वितीयोद्धार—

ભરત પાટે હુઆ આદિતયસા, તસ પાટે તસ સુત મહાજસા;
અતીબલભદ્ર અને બલવીર્ય, કીર્ત્તિવીર્ય અને જલવીર્ય. ૫૮
એ સાતે હુઆ સરિખી જોડી, ભરતથકી ગયા પૂરવ છ કોડી;
દંડવીર્ય આઠમે પાટે હવો, તિણે ઉદ્ધાર કરાવ્યો નવો. ૫૯
ઇંદ્રે સોઇ પ્રશંસ્યો ઘણું, નામ અજવાળ્યું પૂર્વજતણું;
ભરતતણી પરે સંઘવી થયો, બીજો ઉદ્ધાર એહનો કહ્યો. ૬૦
ભરત પાટે એ આઠે વળી, ભુવન આરીસામાં કેવળી;
ઇણે આઠે સવિ રાખી રીતિ, એકે ન લોપી પૂર્વજ રીતિ. ૬૧

तृतीयोद्धार—

એકસો સાગર વોલ્યા જિસે, ઇસાનેંદ્ર વિદેહમાં તિસે;
જિનમુખે સિદ્ધગિરિ સુણ્યો વિચાર, તિણે કીધો ત્રિજો ઉદ્ધાર. ૬૨

चतुर्थोद्धार—

એક કોડિ સાગર વળી ગયાં, દીઠાં ચૈત્ય વિસરથળ થયાં;
માહેંદ્ર ચોથો સુરલોકેંદ્ર, કિધો ચોથો ઉદ્ધાર ગિરેંદ્ર. ૬૩

पंचमोद्धार—

સાગર કોડિ ગયાં દસ વળી, શ્રીબ્રહ્મેંદ્ર ઘણું મન રૂલી;
શ્રીશત્રુંજયતીરથ મનોહાર, કીધો તેણે પાંચમો ઉદ્ધાર. ૬૪

षष्ठोद्धार—

એક કોડિ લાખ સાગર અંતરે, ચમરેંદ્રાદિક ભવન ઉદ્ધરે;
છઠો ઇંદ્ર ભવનપતિતણો, એ ઉદ્ધાર વિમલગિરિ સુણો. ૬૫

---

૧ સમયમાં. ૨ ભાખ્યા, કહ્યા.

**सामान्यउद्धार—**

પંચાસકોડિ લાખ સાગરતણું, [1]આદિ–અજીત[2] વિચે અંતર ભણું;
તેહ વિષે સુક્ષિમ હવા ઉદ્ધાર, તે કહેતાં નવિ લહિએ પાર. ૬૬

**सप्तमोद्धार—**

હવે **અજિત** બીજો જિનદેવ, શ્રીશેત્રુંજે સેવામિસિ હેવ;
સિદ્ધક્ષેત્ર દેખી ગહિગહિયા, અજિતનાથ ચોમાસું રહિયા. ૬૭
ભાઈ પીતરાઇ **અજિત**જિનતણો, **સગર** નામે બીજો ચક્રવર્ત્તી ભણો;
પુત્ર મરણે પામ્યો વૈરાગ, ઇંદ્રે પ્રીછવ્યો મહાભાગ. ૬૮
ઈંદ્રવચન હિયડામાં ધરી, પુત્રમરણ ચિંતા પરિહરી;
ભરતતણી પરે સંઘવી થયો, શ્રીશેત્રુંજગિરિ યાત્રા ગયો. ૬૯
ભરત મણિમેં બિંબ વિશાલ, કર્યા કનકમેં[3] પ્રાસાદ ઝમાલ;
તે પેખી મન હરખ્યો ઘણું, નામ સંભાર્યું પૂર્વજતણું. ૭૦
જાણી પડતો કાળ વિશેષ, રખે વિનાશ ઉપજે રેષ;
સોવન ગુફા પશ્ચિમદિશિ જિહાં, રયણબિંબ ભંડાર્યાં તિહાં. ૭૧
કરી પ્રાસાદ સયલ રૂપના, સોવન બિંબ કરી થાપના;
કર્યા અજિત પ્રાસાદ ઉદાર, એ સગર સાતમો ઉદ્ધાર. ૭૨
પચાસકોડિ પંચાણું લાખ, ઉપર સહસ પંચોતિર ભાષ;
એટલા સંઘવી ભૂપતિ થયા, સગરચક્રવર્તી વારે[4] કહ્યા. ૭૩

**अष्टमोद्धार—**

ત્રીસકોડિ દસ લાખ કોડિ સાર, સગર અંતરે કર્યો ઉદ્ધાર;
વ્યંતરેંદ્ર આઠમો સુચંગ, [5]અભિનંદન–ઉપદેશ ઉતંગ. ૭૪

**नवमोद्धार—**

વારે [6]શ્રીચંદ્રપ્રભતણે, ચંદ્રશેખર–સુત આદર ઘણે;
**ચંદ્રજસા**રાજા મનિ રંગિ, નવમો ઉદ્ધાર કર્યો શેત્રુંજિ. ૭૫

---

૧ પ્રથમ તીર્થંકર. ૨ બીજા તીર્થંકર. ૩ કનકમય, સોનાના. ૪ સમયમાં. ૫ ચોથા તીર્થંકર. ૬ આઠમા તીર્થંકર.

दशमोद्धार—

શાંતિનાથ[1] સોલમા સ્વામી, રહ્યા ચોમાસુ વિમલગિરિ ઠામિ;
તસ સુત **ચક્રાયુધ** રાજિયો, તિણે દશમો ઉદ્ધારજ કીઓ. ૭૬

एकादश०—

કીઓ શાંતિ આસાદ ઉદ્દામ, હવે દસરથસુત રાજા **રામ;**
એકાદસમો કર્યો ઉદ્ધાર, [2]મુનિસુવ્રત વારે મનોહાર. ૭૭

द्वादश०—

નેમિનાથ[3] વારે જેદ્ધાર, **પાંડવ** પાંચે કર્યો ઉદ્ધાર;
શ્રીશેત્રુંજગિરિ પૂગી રળી, દ્વાદશમો જાણો વળી. ૭૮

## ઢાળ ૮ મી.

( રાગ વઇરાડી. )

પાંડવ પાંચ પ્રગટ હવા, ખોહી અખોહણી[4] અઢારરે;
પોતાની પૃથ્વિ કરી, દીધો માયને જુહારરે. ૭૯
કુંતામાતા ઇમ ભણે, વત્સ! સાંભળો અપારરે;
ગોત્ર નિકંદન તુમે કર્યો, તે કિમ છુટસ્યો પાપરે. કું૦ ૮૦
પુત્ર કહે સુણિ! માડલી! કહો અમ સ્યો ઉપાયરે;
તે [5]પાતિક કિમ છુટીયે, વળતું [6]પભણે માયરે. કું૦ ૮૧
શ્રીશેત્રુંજતીરથ જઈ, સૂરજકુંડિ સ્નાનરે;
ઋષભજિણંદ પૂજા કરી, ધરો ભગવંતનું ધ્યાનરે. કું૦ ૮૨
માત શિખામણ મન ધરી, પાંડવ પાંચે તામરે;
હત્યા પાતિક છૂટવા, પોહતા વિમલગિરિ ઠામરે. કું૦ ૮૩
જિનવર ભગતિ પૂજા કરી, દીધો બારમો ઉદ્ધારરે;
ભવન નિપાયો [7]કાઠમેં, લેપમેં પ્રતિમા સારરે. કું૦ ૮૪

---

૧ સોળમા તીર્થંકર. ૨ વીશમા તીર્થંકર. ૩ શ્રીકૃષ્ણબંધુ, બાવીસમા તીર્થંકર. ૪ એક જાતનું સૈન્ય પ્રમાણ. ૫ પાપથી. ૬ બોલે, કહે. ૭ કાષ્ઠમય, લાકડાનું.

તૃયોદશ૦—
પાંડવ વીર[1] વચ્ચે આંતરૂં, વરસ ચોરાસી સહસરે;
ચિંહુસેં સીતેર વરસે હવો, વીરથી **વિક્રમનરેશરે.** કું૦ ૮૫

## ઢાળ ૯ મી.

( રાગ ઉપરનો. )

ધન ! ધન ! શેત્રુંજગિરીવરૂ, જિહાં હવા સિદ્ધ અનંતરે;
વળી હોસ્યે ઇણુ તીરથે, ઇમ ભાખે ભગવંતરે. ધ૦ ૮૬
વિક્રમથી એકસોઆઠે, વરસે **જાવડશાહરે;**
તેરમો ઉદ્ધાર શેત્રુંજે કર્યો, થાપ્યા આદિજિનનાહરે. ધ૦ ૮૭
પ્રતિમા ભરાવી રંગસ્યો, નવા શ્રીઆદિજિણંદરે;
શ્રીશેત્રુંજશિખરે થાપિયા, આસાદે નયણાણંદરે. ધ૦ ૮૮
ચતુર્દશ૦—
પાંડવ જાવડ આંતરો, પંચવીસકોડિ મયાલરે;
લાખપંચાણું ઉપરે, પંચોતેર સહસ ભૂપાલરે. ધ૦ ૮૯
એટલા સંઘવી તિહાં હવા, ચોદશમો ઉદ્ધાર વિશાલરે;
બાર તેરેતરિ સોય કરે, મંત્રી **બાહડદે** શ્રીમાલરે. ધ૦ ૯૦
બારછયાશીએ મંત્રી [2]**વસ્તગેં,** જાત્રા શેત્રુંજગિરિ સારરે;
તિલકા તોરણસ્યું કર્યો, શ્રીગિરનારે અવતારરે. ધ૦ ૯૧
પંચદશ૦—
સંવત તેર ઇકોતરેં, શ્રીઓસવંશ-શૃંગારરે;
શાહ **સમરો** દ્રવ્ય વ્યય કરે, પંચદશમો ઉદ્ધારરે. ધ૦ ૯૨
**શ્રીરત્નાકર-**સૂરીસરૂ, વડતપગચ્છ-શૃંગારરે;
સ્વામી ઋષભજ થાપિયા, **સમરોશાહ** ઉદ્ધારરે. ધ૦ ૯૩

---

૧ ચોવીશમા તીર્થંકર. ૨ વસ્તુપાલ મંત્રિયે.

## ઢાળ ૧૦ મી.

( રાગ ઉલાલાનો. )

જાવડ સમરા ઉદ્ધાર, એહ વિચે ત્રિણલાખ સાર;
ઉપર સહસ ચોરાશી, એટલા સમકિતવાસી. ૯૪
શ્રાવક સંઘપતિ હુઆ, સતરસહસ ભાવસાર જૂઆ;[1]
ખત્રી સોલસહસ જાણું, પન્નરસહસ વિપ્ર વખાણું. ૯૫
કુલંબી બારસહસ કહિયે, લેઉઆ નવસહસ લહિયે;
પંચસહસ પિસતાળીશ, એટલા કંસારા કહીશ. ૯૬
એ સવિ જિનમત ભાવ્યા, શ્રીશેત્રુંજ જાત્રાએ આવ્યા;
અવરની સંખ્યા તે જાણું, પુસ્તક દીઠે વખાણું. ૯૭
સાતસે મેહર સઘવી, યાત્રા તલહટી તસ હવી;
બહુશ્રુત વચને રાચું, એ સવી માનજ્યો સાચું. ૯૮
ભરત સમરાશાહ અંતરિ, સંઘવી અસંખ્યાતા ઇણિપરિ;
કેવળી વિણ કુણ જાણે, કિમ છદ્મસ્થ વખાણે. ૯૯
નવલાખ બંધી બંધ કાપ્યા, નવલાખ હેમટંકા આપ્યા;
તો દેશિલહિરિએ અન ચાખ્યું, સમરાશાહે નામ રાખ્યું. ૧૦૦

षोडशोद्धार—

પંદરસત્યાસીએ પ્રધાન, બાદરસ્યા (?) દિએ બહુમાન;
કરમાશાહે જસ લીધો, ઉદ્ધાર સોલમો કીધો. ૧૦૧

अन्तीम-भावि-उद्धार—

એણી ચોવીસીએ વિમલગિરિ, [2]વિમલવાહનનપ આદરી;
દુપસહગુરૂ-ઉપદેશે, ઉદ્ધાર છેહલ્લો કરશે. ૧૦૨
એમ વળી જે ગુણવંત, તીરથ ઉદ્ધાર મહંત;
લક્ષ્મી લહી વ્યય કરશે, તસ ભવકાજ તે સરસે. ૧૦૩

૧ જૂદા, અર્થાત્ વિશેષ. ૨ પાટલીપુત્રના કલ્કીનો પુત્ર.

## ઢાળ ૧૧ મી.

(રાગ—માઇ ધન સુપન તું એ.)

ધન ! ધન ! શેત્રુંજગિરિ, સિદ્ધખેત્ર એ ઠામ;
કર્મ ક્ષય કરવા, ઘર બેઠા જપો નામ. ૧૦૪
ચોવીસી એણીએ, નેમ વિના જિન ત્રેવીસ;
તીરથ ભૂંઇ જાણી, સમોસર્યા જગદીશ. ૧૦૫
પુંડરિક પંચકોડિસ્યું, દ્રાવિડ વાલિખિલ્ લ જોડી;
કાર્તિક પૂનમ સિદ્ધા, મુનિવરસ્યું દસકોડી. ૧૦૬
નમિ વિનમી વિદ્યાધર, દોયકોડિ મુનિ સંજુત્ત;
ફાગણ શુદી દશમી, એણિ ગિરિ મોક્ષ પહુંત્ત. ૧૦૭
શ્રીઋષભવંસી—નૃપ, ભરત અસંખ્યાતા પાટ;
મુગતે ગયા ઇણ ગિરિ, એ ગિરિ શિવપુર—વાટ. ૧૦૮
રામમુનિ ભરતાદિક, મુનિ ત્રિણકોડિસ્યું ઇમ;
નારદસ્યું એકાણુ—લાખ મુનિવર તેમ. ૧૦૯
મુનિ શાંબ પ્રદ્યુમ્નસ્યું, સાઢી આઠ કોડિ સિદ્ધ;
વીસકોડિસ્યું પાંડવા, મુગતે ગયા નિરાબદ્ધ. ૧૧૦
વલી થાવચ્ચા—સુત, સૂકમુનિવર ઇણ ઠામી;
વળી સહિસસ્યું સિધ્યા, પંચસત સેલગનામિ. ૧૧૧
ઇમ સિદ્ધા મુનિવર, કોડાકોડિ અપાર;
વળી સિઝસ્યે ઇણ ગિરિ, કુણ કહી જાણે પાર ! ૧૧૨
સાત છઠ દોય અઠમ, ગણે એક લાખ નવકાર;
શેત્રુંજગિરિ સેવે, તેહને નહિ અવતાર ! ૧૧૩

## ઢાળ ૧૨ મી.

(રાગ વધાવાનો.)

માનવભવ મૈં ભલે લહ્યો, લહ્યો તે આરિજ દેસ;
વડકુલ લાધુ ભલું, જો પામ્યોરે વાલ્હો ઋષભજિણેશ કે—૧૧૪

ભેટયોરે ગિરિરાજ, હવે સિધાંરે માહરાં વંછિતકાજ કે;
મુને તૂઠોરે ત્રિભુવનપતિ આજ કે. ભે૦ એ આંકણી. ૧૧૫
ધન ધન વંશ કુલગરતણો, ધન ધન નાભિનરિંદ;
ધન ધન મરૂદેવી માડળી, જેણે જાયોરે વહાલો ઋષભજિણંદ ! કે. ભે૦
ધન ધન શેત્રુંજતીરથ, રાયણરૂખ ધન્ય ધન્ય;
ધન ધન પગલાં પ્રભુતણાં, જે પેખિરે મોહિઉં મુજ મન્ન! કે. ભે૦ ૧૧૭
ધન્ય ધન્ય તે જગે જીવડા, જે રહે શેત્રુંજ પાસિ;
હરનિસિ ઋષભ સેવા કરે, વલી પૂજેરે પ્રભુ મતિ ઉલ્લાસિ કે. ભે૦ ૧૧૮
આજ સખી ! મુજ આંગણે, સુરતરૂ ફલિયો સાર;
ઋષભજિણેસર વંદિયો, હવે તરિયોરે ભવજલધિ પાર ! કે. ભે૦ ૧૧૯
સોળ અડત્રીસે આસો માસમાં, શુદિ તેરસિ કુંજવાર;
અહમદાવાદનયરમાં મેં, ગાયોરે શેત્રુંજયઉદ્ધાર કે. ભે૦ ૧૨૦
વડતપગછ ગુરૂ ગચ્છપતિ, શ્રીધનરત્નસૂરીંદ;
તસુ સીસ તસુ પાટે જયકરૂ, ગુરૂ ગચ્છપતિરે અમરરત્નસૂરીંદ કે. ભે૦
વિજય(ધ)માન તસ પટોધરૂ, શ્રીદેવરત્નસૂરીશ;
શ્રીધનરત્નસૂરીશના, શિષ્ય પંડિતરે ભાનુમેરૂગણેશ કે. ભે૦ ૧૨૨
તસ પદકમલ-ભમર ભણે, નયસુંદર દે આશીશ !
ત્રિભુવનનાયક સેવતાં, પૂગીરે શ્રીસંઘ જગીશ કે. ભે૦ ૧૨૩

## કળશ.

ઇમ ત્રિજગનાયક મુગતિદાયક, વિમલગિરિપ્રભુ-ધણી;
ઉદ્ધાર શેત્રુંજ સાર ગાયો, સ્તવ્યો જિન ભગતિ ઘણી.
ભાનુમેરૂ પંડિત સીસ હરખે, કરજોડી કહે નયસુંદરો;
પ્રભુ પાય સેવા નિત્ય કરેવા, દેહિ દરસન જય કરો ! ૧૨૪

(ઇતિ જૈનગૂર્જર-સાહિત્યોદ્ધારે-ગ્રન્થાંકઃ ૬.)

# પૂર્વલા મૌક્તિકો માટે વિચારો.

(૨૫)*

(જૈનસાહિત્યની શોધનામા લેખમાંથી.)

× × × × ×

હાલમાં (શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ) જૈન ગૂર્જર સાહિત્યોદ્ધારની સંસ્થા તરફથી શ્રીઆનંદકાવ્યમહોદધિના મૌક્તિકો જે પ્રગટ થવા લાગ્યા છે, તેની અંદર આવતા પ્રાચીન રાસોના લેખોએ તે વિષે સારો પ્રકાશ પાડયો છે. અને તેઓ ભવિષ્યમાં ગુજરાતી ભાષામાં જૈન સાહિત્યને સારી પ્રતિષ્ઠા અપાવશે.

× × × × ×

આત્માનન્દપ્રકાશ માસિક–ભાવનગર.
પુસ્તક ૧૩, અંક ૪ થો, પેજ ૮૩/૮૫.
આત્મ સં૦ ૨૦,: વીર ૨૪૪૨ કાર્તિક.

(૨૬)

**શ્રીઆનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૪ થું. સંશોધક જૈનાચાર્ય યોગનિષ્ટ શ્રીબુદ્ધિસાગરસૂરિ, સંગ્રાહક જીવણચંદ સાકરચંદ ઝવેરી, પ્રકાશક શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ માટે નગીનભાઇ ઘેલાભાઈ ઝવેરી મુંબઇ. કિંમત ૦–૧૨–૦ શ્રીમાન્ જીનહર્ષજી-કૃત શ્રીશત્રુંજયતીર્થરાસ ગુર્જર ભાષામાં આ ગ્રંથમાં પ્રગટ કરવામાં આવ્યો છે. ગ્રંથની શરૂઆતમાં ગ્રંથોનો ટુંકસાર અને તેના કર્ત્તાનો ઐતિહાસિક દૃષ્ટિએ પરિચય કરાવવાને જે શ્રમ લેવાયો છે, તે બહુ કિંમતી શ્રમ છે. તથા બસો વર્ષ પહેલાની મૂળ ગ્રંથકર્ત્તાની હસ્તલિખિત પ્રત ઉપરથી એક પૃષ્ઠનો બ્લોક આપી સાહિત્યોત્કર્ષ માટે જૈન-મહાત્માઓના અંતિમશ્રમનો અભ્યાસ કરાવવાને જે યોજના કરી છે

* ૨૪ સુધીના મૌક્તિક ૫ મામાં છપાયાં છે. પ્ર૦ કર્તા.

તે ધન્યવાદને પાત્ર છે. ગ્રંથ લગભગ પચાસ ફૅર્મનો ઉંચા કાગળ ને પાકા બાઈન્ડીંગથી તેયાર કરવા પછી તેની કિંમત તદન નજીવી રાખી છે. શેઠ દેવચંદ લાલભાઇના સ્મરણાર્થે તેમના વારસોએ રૂ. એકલાખ જેટલું નાદર ફંડ પ્રાચીન જૈન સાહિત્યના ઉદ્ધાર અર્થે કાઢી આપી ટ્રસ્ટને સોંપવાની ઉદારતા જેટલી ઉપકારક અને પ્રશંસાને પાત્ર છે તે સાથે તે ફંડમાંથી નિયમીત આ ૨૦ મો ગ્રંથ પ્રગટ કરવા અને તેને તદન પડતર કીમતે ફેલાવવા માટે ટ્રસ્ટીઓની ખંત પણ ઓછી માનને પાત્ર નથી. આપણા જૈન સાહિત્ય પ્રસારકતું કાર્ય કરવાના અને તે નામે હજારોની મુડી ધરાવનારાં ખાતાંઓના વ્યવસ્થાપકો આ ફંડની કાર્ય-સેવાનો ખાસ અભ્યાસ કરશે તો આપણે કીમતી સાહિત્યનો વધારે છુટથી ફેલાવો થએલ જોઇ શકીશું.

જૈનપત્ર, ભાવનગર.
તા. ૩૦ મી જુલાઇ સને ૧૯૧૬.
પુસ્તક ૧૪ મું, અંક ૩૧ મો, પેજ ૬૦૫.

---

(૨૭)

અમદાવાદ, તા. ૨૬-૭-૧૬.

×જીવણચંદ સાકરચંદ ઝવેરી

મુંબઈ.

× × × × ×

શ્રીશત્રુંજયરાસાવાળૂં મૌક્તિક મુનિમહારાજ બુદ્ધિસાગરજીના પાસેથી મેં સહેજ જોયૂં હતૂં. એ એક રાસાનૂં પુસ્તક પણ કદમાં બહુ મોટૂં છે. એમાં અસલ પ્રતના એક પૃષ્ઠની પ્રતિકૃતિ તમે આપી છે, તે બહુ સારૂં કર્યું છે.

× × × × ×

લે. ×
કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

## ( ૨૮ )

### શ્રીઆનંદકાવ્યમહોદધિ (પ્રાચીન જૈન કાવ્ય સંગ્રહ)

મૌક્તિક ૪ થું—સંશોધક શ્રીબુદ્ધિસાગરસૂરિ, સંગ્રાહક જીવણચંદ સાકરચંદ ઝવેરી, કિંમત ૦–૧૨–૦ પૃષ્ઠ ૬૮૦.

આ કાવ્યમાળાનું ચોથું પુસ્તક હવે બહાર પડયું છે, અને તે જ સાથે શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડનો રીપોર્ટ પણ પ્રકટ કરવામાં આવ્યો છે. આટલી ટુંકી કિંમતે આવાં દળદાર પાકાં પુંઠાનાં પુસ્તકો આપવા માટે આ ફંડના મૂળ સ્થાપકનો તેમજ ત્હેની વ્યવસ્થા કરનાર × ઝવેરીનો આપણે આભાર માનવો ઘટે છે.

**નવજીવન અને સત્યમાસિક, મુંબઈ.**

ઑગસ્ટ ૧૯૧૬, પુ. ૨ જું, અંક ૨ જો.

---

## ( ૨૯ )

### શ્રીમાન જીનહર્ષપ્રણીત શત્રુંજયમાહાત્મ્ય.

"શ્રીમાન જીનહર્ષપ્રણીત શત્રુંજયમાહાત્મ્ય" નામનું પ્રાચીન ગુજરાતી જૈન સાહિત્યનું પુસ્તક, શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી અમને અવલોકનાર્થે મલ્યું છે તે અમે આભાર સાથે સ્વીકારીએ છીએ. એ ફંડ તરફથી અત્યારસુધીમાં આશરે ૩૦ પુસ્તકો પ્રગટ થયાં છે જેમાં આ છેલ્લું છે, જ્યારે પ્રાચીન જૈન કાવ્ય સંગ્રહ તરફથી આનંદકાવ્યમહોદધિ નામે પ્રગટ થતાં પુસ્તકોમાં આ ચોથું મૌક્તિક છે. આ પુસ્તકનું વિદ્વાન જૈન મુનિરાજ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનીષ્ટ શ્રીબુદ્ધિસાગરસુરિએ સંશોધન કર્યું છે જ્યારે તેના સંગ્રાહક તરીકે ઉપર જણાવેલા ફંડના એક ટ્રસ્ટી × જીવણચંદ સાકરચંદ ઝવેરીએ ઘણી મહેનત લીધેલી જણાય છે. શ્રીઆનંદકાવ્યમહોદધિના અગાઉ ત્રણ મૌક્તિકો પ્રગટ થયા હતા અને તેમાં જુદા જુદા રાસો પ્રગટ થઇ ચુક્યા છે, જ્યારે આ ચોથા મૌક્તિકમાં શત્રુંજયમાહાત્મ્યનો રાસ આપવામાં આવેલો છે. આ પુસ્તકોમાં જે "મુખબંધ

પ્રસ્તાવના રૂપે લખાય છે તે ખાસ ધ્યાન ખેંચનારા છે, જ્યારે "રાસ" પ્રાચીન ઇતિહાસ ઉપર ઘણીક બાબતનું અજવાળું પાડનારા જણાયા છે. આગળના ત્રણ મૌક્તિકોમાં, ગુજરાતી ભાષા ક્યારે ઉત્પન્ન થઇ, કેવી રીતે ઉત્પન્ન થઇ અને તેનાં સઉથી પ્રાચીન પુસ્તકો કયા હોઈ શકે, એ બાબતો ઉપર કેટલીક વિદ્વતાભરી બીનાઓ જણાવવામાં આવી હતી, અને તે ઉપર જો અન્ય સાક્ષરોનું ધ્યાન ખેંચાય તો ઉપલા સવાલો ઉપર ઘણું અગત્યનું અજવાળું પડયા વગર નહી રહે. હાલના શત્રુંજયમાહાત્મ્યના પુસ્તકમાં મુનિરાજશ્રી બુદ્ધિસાગરસૂરિએ કાઠીયાવાડમાં એક અગત્યના તીર્થ તરીકે ગણાતા " શત્રુંજય " પહાડ અને તે ઉપર આવેલા તીર્થો વીષે ઘણીક વિદ્વતાભરી અને ઐતિહાસીક દૃષ્ટિએ ઉપયોગી થઇ પડે એવી બીનાઓ આપી છે અને તે ઉપર પણ સાક્ષરોએ ધ્યાન આપવા જેવું છે. એ વાંચતાં " શત્રુંજયમાહાત્મ્ય " ક્યારે કયારે રચવામાં આવ્યું તે બાબત ઉપર અજવાળું પડે છે. તે ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે એ પુસ્તકની રચના શ્રીમહાવીરસ્વામીના શિષ્ય શ્રીસુધર્માસ્વામીએ પ્રથમ કરી હતી, જ્યારે ગુજરાતી ભાષામાં આ રાસ લખવાનો શ્રીમાન જીનહર્ષનો પ્રયાસ સંવત્ ૧૭૫૫ માં થયો હતો. શ્રીમહાવીરસ્વામીને થઇ ગયાને ૨૫૦૦ કરતાં વધુ વર્ષો થયાં છે, તે જોતાં "શત્રુંજય" નો મહીમા પ્રાચીનકાળમાં પણ મોટો હતો એ કોઇ પણ સમજી શકશે. શ્રીબુદ્ધિસાગરસૂરિએ પોતાની પ્રસ્તાવનામાં જે કેટલીક બીનાઓ જણાવી છે તે ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે અગાઉ અનાર્ય દેશોમાં—અને ખાસ કરીને ગીઝની ( કે જે તે વખતે તક્ષશીલાના નામથી ઓળખાતું હતું ) શહેરમાં પણ જૈન ધર્મનો પ્રચાર હશે. આ બાબત ઐતિહાસીક દૃષ્ટિએ તપાસવા જેવી છે. તે ઉપરાંત પ્રસ્તાવનામાં જણાવવામાં આવેલી બીજી બાબતો ઉપરથી એમ પણ માનવાને કારણ મળે છે કે શિલાદીત્ય રાજા, વીર વિક્રમ, શ્રીસિદ્ધસેનદિવાકર અને વલ્લભીના રાજાઓ જૈનો હતા, એટલુંજ નહીં પણ ચિતોડના પૂર્વ કાળના રાજ્યકર્તાઓ પણ એજ ધર્મના હતા. એ બાબત પણ ઐતિહાસીક દૃષ્ટિએ તપાસવા જેવી છે. વિદ્વાન સંશોધકે પ્રસ્તાવનામાં શિલાદીત્યની ઉત્પત્તિ,

કલ્પસૂત્રની વાંચના ક્યારે શરૂ થઈ, આગમો ક્યારે લખાયા, બૌદ્ધો અને જૈનો વચ્ચે કેવો સંબંધ હતો, વલ્લભીનો નાશ કેમ થયો, શીશોદીયાવંશની સ્થાપના કેમ થઈ, વિક્રમરાજા ક્યારે થયો વગેરે બાબતો ઉપર ઘણી ઉપયોગી ચર્ચા ચલાવી છે, અને શત્રુંજયના ઉદ્ધાર, સિદ્ધાચળના ૧૦૮ નામો, યતિ અને ગુરૂ, સંઘ અને સંઘપતિ, અને જીનહર્ષ નામના બીજા કેટલાક વિદ્વાનો વગેરે વિષયો ઉપર ઘણું ધ્યાન ખેંચનારૂ વિવેચન કર્યું જણાય છે. એ પછી "શત્રુંજય" રાસ આવે છે, જે લગભગ ૭૦૦ પાનાં રોકે છે. એ રાસ પ્રાચીન ગુજરાતી અને જૈન સાહિત્ય સંબંધમાં ઉપયોગી જણાય છે, અને જૈનો કે જેઓ શત્રુંજયને એક મોટા તીર્થ તરીકે ગણે છે, તેમને માટે તો ખાસ ઉપયોગી માલમ પડે છે. કપડાની પાકી બાંધણીના આશરે ૭૦૦ થી વધુ પાનાના આ પુસ્તકની કિંમત માત્ર બાર આનાજ રાખવામાં આવી છે, તે જોતાં એ પુસ્તક ઘણું સસ્તું કહી શકાય. અત્યાર સુધીમાં શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી આવા પ્રાચીન જૈન કાવ્યના આશરે ૨૨૦૦ પાનાના પુસ્તકો ચાર મૌક્તિકના રૂપમાં બહાર પડી ચૂક્યાં છે, અને બીજાં આશરે પોણોસો પુસ્તકો એનાજ રૂપમાં બહાર પાડવા જેટલું સાહિત્ય તેના સંગ્રહકર્તા જવેરી જીવણચંદ સાકરચંદ પાસે છે તે જોતાં ગુજરાતી ભાષાના સાક્ષરોએ આ સાહિત્ય તરફ ધ્યાન આપવું ઘટે છે.

**સાંજવર્તમાન પત્ર, મુંબઈ.**

પુ. ૧૫. અંક ૯૯. તા. ૨૩—ઑગસ્ટ ૧૯૧૫.

---

( ૩૦ )

**Shri Anand Kavya Mahodadhi, Pearl IV,** Published by Naginbhai Ghelabhai Jhaveri, Printed at the Surat Jain Printing Press, Cloth Cover, PP. 680 Price Re. 0—12—0 (1915).

This fourth book in the series of Old Jain Gujrati Literature contains the Shatrunjaya Máhátmya of Shriman Jinaharsha, and is edited by a well known Jain Suri, Shri Buddhiságar Suri. It is a Rasa, and is written in the last century. The introduction is both entertaining and informing.

*The Modern Review.*
*September 1916.*
*Vol. XIX, No. 3 P. 314.*

---

(૩૧)

**શત્રુંજયમાહાત્મ્ય** ( આનંદ કા. મ. મૌ. ૪ થું. ):—સંશોધક બુદ્ધિસાગરસૂરિ અને પ્રકાશક શેઠ. દે. લા. જૈન પુસ્તકોદ્ધાર ફંડ માટે નગીનભાઇ ઘેલાભાઈ ઝવેરી, ઝવેરી બજાર મુંબાઈ. ચીકણા કાગળ, પાકી બાઈન્ડીંગ, પૃ. ૬૮૦ અને કિ. માત્ર બારજ આના. આ શત્રુંજય-રાસની વિશેષ સમાલોચના અવકાશે પ્રકટ કરવામાં આવશે.

**દિગંબર જૈનમાસિક, સુરત.**
વર્ષ ૯ મું, અંક ૧૨ મો.
વીર સં. ૨૪૪૨, આશ્વિન માસ.

---

(૩૨)

**આનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૪ થું. (સંશોધક શ્રી. બુદ્ધિસાગરસૂરિ સંગ્રાહક જીવણચંદ સાકરચંદ ઝવેરી. પ્ર. શેઠ. દે. લા. જૈન પુ. ફંડ. સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ, પૃ. ૬૬+૬૮૦ મૂલ્ય બાર આના. ) આની અંદર ખરતરગચ્છીય જિનહર્ષગણિનો શ્રીશત્રુંજયતીર્થ-રાસ આખો મૂકવામાં આવ્યો છે. પ્રસ્તાવનામાં શત્રુંજયમાહાત્મ્ય લખનાર ધનેશ્વરસૂરિનો સમય અને તે કાળનો ઇતિહાસ રસ પડે તેવો આપ્યો છે. આજ માહાત્મ્ય પરથી ગુજરાતી કૃતિ અનુવાદિત થઈ છે. જિન-

ર્ષનો સમય જણાવી તેની કૃતિઓ વિસ્તારથી મૂકી છે. અમારે કહેવું જોઇએ કે યશોવિજયના પરિચયમાં જિનહર્ષ આવ્યા હોય અને તેથી રાસ લખવાની ઇચ્છા થઇ હોય એવો સંભવ ઉપસ્થિત કરવામાં આવ્યો છે પણ તેને કંઇ પણ કલ્પના સિવાય આધાર હોય એમ પ્રતીત થતું નથી; કૃતિઓ તરફ નજર નાંખતાં કર્ત્તા સં. ૧૭૪૦ થી, સં. ૧૭૬૦ સુધી અવશ્ય વિદ્યમાન હતા, એમ સ્પષ્ટ જણાય છે.

શ્રીબુદ્ધિસાગરસૂરિએ મહેનત ઘણી સારી લીધી છે અને આવી રીતે બીજી ગૂર્જર કૃતિઓ સંશોધિત કરી મૂકશે તો જૈનસાહિત્ય પર ઉપકાર થશે.

વિશેષમાં સૂચનારૂપે જણાવવાનું કે—

(૧) કોઈ પણ કૃતિનું સંશોધન એકજ પ્રતિ પરથી શુદ્ધ અને નિર્ણયપૂર્વક થતું નથી. તેથી જ્યાં સુધી બેચાર પ્રતો શુદ્ધ અને જૂની પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી સંશોધન કરવાની તસ્દી લેવી વ્યાજબી નથી.[૧] આ સૂચના કરવાનું પ્રયોજન, અશુદ્ધિ એક બે અશુદ્ધ પ્રત પર આધાર રાખવાથી આના પૂર્વાર્દ્ધમાં રહેલી છે તે છે. તે માટે પ્રસ્તાવનામાં જણાવેલું છે કે, “ શત્રુંજયરાસની છાપવા યોગ્ય નકલ જેના ઉપરથી કરવામાં આવી તે પ્રતિની અશુદ્ધતાથી, નકલ કરનારે કરેલી અશુદ્ધતાથી, છાપવાની અશુદ્ધતાથી તથા સુધારવામાં બીજી પ્રતિ ન મળવાથી ઘણા ખરોમાં શબ્દોની તથા પાઠોની અશુદ્ધતા રહી ગઇ

---

૧ સમાલોચકકારનો આવો વિચાર અમે વ્યાજબી લેખતા નથી ભલે અશુદ્ધ તો અશુદ્ધ પણ હાથ આવેલી પ્રતિઓને, શુદ્ધ પ્રતિઓ ન મળે ત્યાં સુધી સડવા દઇ મુદ્રિત ન કરીએ તો ભવિષ્યમાં તે પણ શું જતું ન રહે? અશુદ્ધિ તો છપાયા પછી પણ શુદ્ધ પ્રતો મળવાથી ભવિશ્યમાં જ્યારે સમય પ્રાપ્ત થાય ત્યારે શુદ્ધ થઇ શકે. પરતુ ધારો કે શુદ્ધ લાંબા સમય સુધી નજ મળી તો શું અશુદ્ધને પણ જતુ કરી સડવા દેવું? અમારા આટલા સમયના અનુભવથી જાણી શકાયું છે કે લગભગ ત્રણ ત્રણ ચાર ચાર વર્ષ પ્રયત્ન સેવ્યા છતાં પણ કેટલાકની બીજી મળતી નથી. છતાં પ્રયત્ન ચાલુ સેવ્યા કરવાથી લગભગ અડધો પોણો છપાયા પછી મળે છે તો તેનો ઉપયોગ અમો કરીયે છિયે. પ્ર. કર્ત્તા.

છે, એમ, પાટણવાળી પ્રતિ મળ્યા બાદ અને તે પૂર્વે અમને જણાયું છે.[૨]......કર્ત્તાની સ્વલિખિત પ્રત ઘણા ખંડો છપાઇ ગયા બાદ આવી તેથી શબ્દ અને પાઠોની અશુદ્ધિયો રહેવા પામી છે, અને અમને તેથી બરાબર સુધારવા માટે સન્તોષ થયો નથી. શુદ્ધ પ્રતિયોની પ્રાપ્તિ વિના અશુદ્ધિ દોષો રહેવા પામે એ સ્વાભાવિક છે. ”

( ૨ ) આ ગ્રન્થમાલામાં અગાઉ પ્રકટ થયેલાં મૌક્તિકો સંબંધે અમારી કરેલી સૂચનાઓ આમાં પણ અમલમાં મૂકવામાં નથી આવી જાણી દિલગીર છીએ.

અનુક્રમણિકા, શબ્દાર્થ કોષ, ઢાળ અને દેશીની અનુક્રમણિકા વિગેરે આપ્યાં હત તો ગ્રન્થનું મહત્ત્વ યથાયોગ્ય જળવાત.

( ૩ ) વિષયોવાર મથાળાં પાડવામાં આવ્યાં હત અને તે દરેક ખંડમાં મુકવામાં આવ્યાં હત તો વાંચકને લાભ થાત.

કર્ત્તા શ્રીજિનહર્ષના હસ્તાક્ષરનો ફોટો મુકવામાં આવ્યો છે તેથી તેના પ્રકાશકને મુબારકબાદી આપીએ છીએ.

પ્રસ્તાવનામાં જે કર્ત્તાની કૃત્તિઓ જણાવી છે તેમાં વિદ્યાવિલાસ રાજાનો રાસ સં૦ ૧૭૫૦ આસપાસ રચાયેલો જણાવી ઉમેરેલો છે પણ જણાવવાનું કે તે રાસ પંદરમાં સૈકામાં થયેલ ખરતરગચ્છીય જિનહર્ષે સં૦ ૧૫૧૧ માં રચેલ છે. તેની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે—

વાચક ગુણવર્ધન સુખદાયા,<br>
શ્રીસોમગણી સુપસાયા<br>
એમ જિનહર્ષ ગુણ ગાયા,

આટલું જણાવી ગ્રન્થમાલાનો વિજય ઇચ્છીએ છીએ.

**શ્રીજૈનશ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ, મુંબાઇ.**

પુ૦ ૧૨, અંક ૭, પેજ ૨૧૭.

વીરાત્ ૨૪૪૨ અશાડ, જુલાઇ ૧૯૧૬.

---

૨ આ ભાગ સમાલોચકકારેજ આવી રીતે ટપકાંઓથી પૂરેલો છે. પ્ર૦ કર્ત્તા.

(૩૩)

૧ શ્રીઆનંદકાવ્યમહોદધિ મૌક્તિક ૪ થામાં શત્રુંજય-માહાત્મ્ય પદ્યબંધ રચાયેલું છે તેનો સમાવેશ કરવામાં આવ્યો છે. શેઠ દે૦ લા૦ જૈન પુ૦ ફંડમાંથી આજ સુધીમાં ઘણાં પ્રાચીન પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે તેમાંનાં ચાર ગુજરાતી છે, પહેલા મૌક્તિકનું અવલોકન અમે વિસ્તારથી કર્યું હતું.

શત્રુંજયમાહાત્મ્યના કર્ત્તા શ્રીમાન્ જિનહર્ષજી છે. તેમણે ઘણા ગ્રન્થો રચેલા જણાય છે. આ કાવ્યમાં તીર્થનું માહાત્મ્ય હોવાથી જૈનેતર લોકોને તે વિશેષ ઉપયોગી ન થાય, પરંતુ તેમાંની બે બાબતો સર્વેને ઉપયોગી થઇ પડે એમ છે. પહેલી બાબત ઐતિહાસિક છે, તેનું દિગ્દર્શન પ્રસ્તાવનામાં સારી રીતે કરેલું છે. કેટલીક બાબતો જે રાસમાળામાં ને ટોડ રાજસ્થાનમાં અપાઇ નથી તે આ કાવ્યમાં છે. બીજી મોટી બાબત ભાષા સંબંધી છે. આવા ગુર્જર ભાષામાં લખાયલા ગ્રન્થો વડે સાહિત્યને સારૂં ઉત્તેજન મળે છે. શ્રીમાન્ જિનહર્ષજી મહા-કવિ પ્રેમાનન્દના સમકાલિન હતા, છતાં બન્નેની ભાષામાં આશમાન જમીનનો અંતર જોવામાં આવે છે, તેનું મુખ્ય કારણ શ્રીજિનહર્ષજીએ જૈનશૈલિની જૂની ગુજરાતીનો બહુધા ઉપયોગ કર્યો છે, એટલે તે ૧૮ મા સૈકાની નહીં પણ તે ૧૬ મા ૧૭ મા સૈકાની જૈનશૈલિ જણાય છે. વળી તે તેમણે મારવાડી આદિ બીજી ભાષાના શબ્દો ને પ્રયોગોનો પણ ઉ-પયોગ કર્યો છે, તેમણે ઢાળજ ઘણાખરા મારવાડી વાપર્યા છે; ઉદાહરણ તરીકે જુઓઃ—

" તણા દલ ચહડ લેહે યોવન જો ગિરહીડે ",
" ગહિયૂબ જાલિમ જોટિણી ",
" લુંગણીલ કરી લાલ ગાઢિ ગંદિવી સાસૂ બુરી મોરી ",
" સાસુ કાઢો હે તોડુ પીસા વિયા પણ નાસો માલ વિલોક્ નારી ભણે ",
" દલવાદલ વૂઠો હો નદીયાં નીર ચાલ્યાં ",
" રૂડુ રહો વાલહા ",
" આંબરીઆને વરસે રે ઉમાટે વડઃઃવુઇ રે ",
" મરણાં લીયા મુકારણા ચટે " ઇત્યાદિ.—

જૈન સાધુઓ જૂદા જૂદા પ્રદેશોમાં વિહાર કરનારા હોવાથી તથા જે તે ભાગના લોકો જે ભાષા બોલતા હોય તેનો તેઓ સ્વાભાવિક રીતે ઉપયોગ કરે તેથી પણ ભાષા શુદ્ધ ગુજરાતી ન રહે એમ પણ લાગે છે. કવિએ વાપરેલા કેટલાક શબ્દોની યાદી સંશોધક શ્રીબુદ્ધિસાગરસૂરિએ આપી છે તેમાં તત્સમયે તેમણે વાપરેલા કેટલાક શબ્દો એમ જણાવ્યું છે, પરંતુ તેમાંના કેટલાક તો હજી પણ વાપરવામાં [ આવે ] છે; જેમ કે—

આલે ( આપે–આલ્યું મેલ્યું સર્વે પહેરાવ્યું કન્યાને વળાવો રે )
રહિસ્યા ( ખેડૂતો બોલે છે )
કેડે ( પછાડી–સર્વત્ર વપરાય છે )
પહુલો ( પહોંચ્યો–તમારો કાગળ પહોત્યો )
કિહાં ( ક્યાં–ઉત્તર ગુજરાતમાં ).

ધર્મની બાબતમાં વિવાદ કરવો એ ઠીક નથી, તોપણ આટલું જણાવીશું કે સિદ્ધાચળ ઉપર મુક્તિ પામનારાઓમાં ભરતરાજા, નારદજી, વસુદેવ, વૈદર્ભી, રામ, ભરત, આદિનાં નામ આવે છે, તે વિષે જ્યાં સુધી બ્રાહ્મણ ગ્રન્થોમાંથી પુરાવો ન મળે ત્યાં સુધી તે શંકાસ્પદ ગણાય. વળી અજીતસેને સિદ્ધાચળ ઉપર સત્તર ક્રોડ મુનિના પારવારની સાથે શિવપદ પ્રાપ્ત કર્યું, તે ઉપરથી શંકા થાય છે કે તે વખતે હિંદુસ્તાનની વસ્તી હાલના કરતાં પણ ઘણી વધારે હોવી જોઇએ. બધા દેશના સર્વે મુનિઓ મળ્યાં નહીં હશે, છતાં સત્તર ક્રોડ મુનિની સંખ્યા બતાવી છે.

આ ગ્રન્થમાં વધારે ખુલાસાવાર ટીકા અપાઈ હોત તો સારૂં થાત. વળી દરેક ખંડનો સાર આપ્યો હોત તો વાંચનારને સરળતા મળત. શ્રીમાન્ જિનહર્ષજીના હસ્તાક્ષરનું એક પૃષ્ઠ છાપવામાં આવ્યું છે તે પ્રમાણે તેમણે સ્વહસ્તે આખો ગ્રન્થ લખેલો તે પ્રત પાછળથી મળી આવી, તો ગ્રન્થનો પાછલો ભાગ પણ તે પ્રમાણે છાપવામાં આવ્યો હોત, તો સાહિત્યના કામને ઘણો લાભ થાત.

ગ્રન્થ ઘણો મોટો (૫૦૦ પૃષ્ઠનો) છતાં તેની કિંમત માત્ર

બાર આના રાખવામાં આવી છે. સંશોધક, સંગ્રાહક અને પ્રકાશકોને ધન્યવાદ આપીએ છીએ.

સાહિત્ય-માસિક, વડોદરા.
પુસ્તક ૪, અંક ૧૧, પેજ ૬૧૪.
નવેમ્બર સને ૧૯૧૬.

---

(૩૪)

**શ્રીઆનંદકાવ્યમહોદધિ મૌક્તિક ૫ મું.** ( સંશોધક અને સંગ્રાહક જીવણચંદ સાકરચંદ ) શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી આ ૩૨ મુ ( જૈન ગુર્જર-સાહિત્યોદ્ધારનું ૫ મુ ) પુસ્તક મળ્યું છે. આ ગ્રન્થમાં સંઘવી ઋષભદાસ કવિ વિરચિત શ્રીહીરસૂરિનો રાસ આપવામાં આવ્યો છે. અને શ્રીમાન્ હીરવિજયસૂરિ, દિલ્હીપતિ અકબર બાદશાહ તથા અન્ય અધિકારીઓની મંડળીનું ભેગું ચિત્ર આદિમાં આપેલ છે. તેમજ ન્યાય-વ્યાકરણ તીર્થ પંડિત શ્રી બેચરદાસ જીવરાજ દોસીનો ગુજરાતી ભાષા સંબંધીનો આદિ ક્ષેપ તથા શ્રાવક કવિ ઋષભદાસનો પરિચય પણ આપવામાં આવેલ છે. " ગુજરાતી ભાષા " નુ દોહન કરતાં આ ભાષાની પ્રાચીનતા તથા તેનો ભિન્ન ભિન્ન ભાષાઓ સાથેના સંબંધનો પરિચય થાય છે. રાસની અંદરના કઠણ શબ્દોનો નીચે અર્થ આપવામાં સંશોધકે સારો પરિશ્રમ સેવ્યો છે.

એકંદરે આ ગ્રન્થ જૈન સાહિત્યના શૃંગારરૂપ થઇ પડે તેવો છે. આ પુસ્તકનું કદ ઘણું મોટું તથા પાકું બાઇન્ડીંગ છતાં તેની કિંમત માત્ર ૦-૧૦-૦ રાખવામાં આવી છે, તે તદ્દન નહીં જેવીજ છે. જૈન સાહિત્યના આવા ઉપયોગી ગ્રન્થ સર્વત્ર સ્થાન પામે એ ઉદ્દેશને જાળવવાને છેક નામની કિંમત રાખવી એ ફંડનો હેતુ પ્રશંસાપાત્ર છે. અને અમને વિશ્વાસ છે કે ફંડના વ્યવસ્થાપકો જૈન પ્રાચીન સાહિત્યને બહાર લાવવા માટે દત્તુપણુ વિશાળ પ્રયત્ન કરશે, તો તેના બહોળા ફંડથી અમૂલ્ય સેવા બજાવી શકે તે તેમની કાર્યશૈલી બતાવી આપે છે.

આપણા સમાજ માટે સાહિત્યપ્રકાશનનું કાર્ય કરતા ઘણાં ખ. .

છે. અને તેઓ હજારોનું ફંડ ધરાવવા સાથે બહાર પાડતાં ગ્રંથોના અંગે પુરી મદદ મેળવે છે છતાં તેઓ ગ્રંથની કિંમત મોટી રાખી શ્રીમંત થવાનો ધંધો લઇ બેઠા છે તેમને શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડની પદ્ધતિનું અનુકરણ કરવા પ્રસંગોપાત ભલામણ કરવી અસ્થાને ગણાશે નહિ.

જૈનપત્ર, ભાવનગર.
તા. ૭ મી જાન્યુઆરી સને ૧૯૧૭.
પુ૦ ૧૫ મું, અંક ૧ લો, પેજ ૪ થું.

---

( ૩૫ )

**શ્રીઆનંદકાવ્યમહોદધિ મૌ. ૫ મું;** સંઘવી ઋષભકવિ પ્રણીત–શ્રી હીરસૂરિરાસ; સં. અને સં. જીવણચંદ સાકરચંદ ઝવેરી. પૃષ્ટ ૩૯૯ કિમ્મત ૦—૧૦—૦

આ જૈન કાવ્યમાળાનો પાંચમો ભાગ બહાર પડયો છે. જે વિદ્વતા અને શ્રમથી આ ગ્રન્થો પ્રકટ કરવામાં આવે છે તે ખરેખર પ્રકાશકોને માટે માન ઉપજાવે છે. પુસ્તકના કદ અને સુંદર બાંધણીના પ્રમાણમાં કિંમત જુજ છે એ માટે જૈનદાતાઓના આપણે આભારી છીએ.

નવજીવન અને સત્યમાસિક, મુંબાઇ.
જાનેવારી ૧૯૧૭, પુ. ૨ જું, અંક ૭ મો.

---

( ૩૬ )

**Shri Anand Kavya Mahodadhi, Part V,** edited by Jivanchand Sakarchand Jhaveri, and printed at the City Printing Press, Ahmedabad. Cloth bound, pp. 399. Price As. 10 (1916).

This is the fifth book in the series which the Trustees of Sheth Devchand Lalbhai are publishing, of old Jain Manuscripts. The well-known Jain poet, Rishabhdas of Cambay has written a poem (Rasa)

in connection with the famous event in the reign of Akbar, viz., the interview between the Emperor and the Jain saint, Shri Hirsurivijay. It is this Rasa ( written in 1685 Vikram Era ) which is published in this volume. It is preceded by an introduction by a Gujarati writer, who has spent his whole life in the study of Prakrit and Pali, which is worth reading. Its writer Mr. Bechardas Jivraj, who possesses the degrees of Nyayatirth and Vyakarantirtha, tries to shew that Gujarati was never an original language but is the result of the many changes undergone by the several old languages of India. This view will not pass unchallenged, we think, by those who have studied this subject.

*The Modern Review.*
*February, 1917.*
*Vol. XXI, No 2. p. 209.*

---

( ૩૭ )

### આનન્દકાવ્યમહોદધિમૌક્તિક પાંચમું.

સુરતનિવાસી સ્વર્ગવાસી શેઠ દેવચંદ લાલભાઈ ઝવેરીના સ્મરણાર્થે ઉઘાડવામાં આવેલા જૈન પુસ્તકોદ્ધાર ફંડના ૩૨ મા પુસ્તક તરીકે અને જૈન ગુર્જર સાહિત્યોદ્ધારે ૫ મા ગ્રન્થ તરીકે, દશ આનાની માત્ર નામની કિંમતે બહાર પાડવામાં આવેલા, ૪૦૦ પાનાનો પાકી બાંધણીનો; અને એક ઉત્તમ ચિત્ર સાથેના ગ્રંથની એક પ્રત અમને અભિપ્રાય અર્થે મળી છે, જે અમે આભાર સાથે સ્વીકારીએ છીએ. એ ગ્રંથમાં મંત્રી ઋષભકવિ પ્રણીત શ્રીહીરવિજયસૂરિ રાસ આપવામાં

આવ્યો છે અને તે જૈનો માટે એક ઘણું ઉપયોગી અને કેટલેક દરજ્જે ઇતિહાસીક વાંચન પુરૂં પાડી શકે એમ છે. મહાન મોગલ બાદશાહ અકબરને જુદા જુદા ધર્મો તરફ એક સરખો પ્રેમ હતો, અને કોઇ પણ ધર્મ તરફ તીરસ્કાર હતો નહી એ બીના તો ઇતિહાસીક છે. તેમના વખતમાં જૈનોના મહાન આચાર્ય શ્રીહીરવિજયસૂરિ મોગલ શહેનશાહતમાં બાદશાહી માન મેળવવા પામ્યા હતા, અને તેમના પ્રતાપે જીવદયાના સંબંધમાં, તેમજ જૈન તીર્થો સંબંધમાં, કેટલાક ઉત્તમ હકો જૈન કોમ મેળવવા પામી હતી, એ પણ એક ઇતિહાસીક સત્ય છે. એ સત્યને રાસ રૂપે ગોઠવનાર શ્રીમાન જૈન સંઘવી રૂપભદાસ કવિ હતા, અને તેમને લખેલો રાસ, આ પાંચમા મૌક્તિકમાં છાપવામાં આવેલો છે. એ રાસમાં મંગળાચરણ કરી કવિ,હીર વંશનું વર્ણન આપી, ગુરૂ ઉપદેશના પરિણામે હીરવિજયજી કેવી રીતે જૈન સાધુની દીક્ષા લે છે અને વૈરાગ્ય પ્રાપ્ત કરે છે તે દર્શાવી અકબર સાથેના, હીરવિજયના મેળાપનું, વાર્તાલાપનું, અને તેના પ્રભાવનું વર્ણન આપે છે, જે ઘણું અગત્યનું વાંચન છે. આગલા મૌક્તિકોની માફક આ મૌક્તિકમાં ગુજરાતી ભાષા ઉપર એક ઘણોજ વિચારણીય લેખ ન્યાયતીર્થ પંડિત બેચરદાસ જીવરાજે લખેલો છે. જે ગુજરાતી ભાષાની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે બાબત ઉપર કેટલુંક વિચારણીય અને ગુર્જર સાક્ષરો માટે અગત્યનું વિવેચન પુરૂં પાડે છે. ગ્રંથમાં અકબર બાદશાહ સાથે હીરવિજયસૂરિના મેળાપનું એક ચિત્ર આપવામાં આવ્યું છે, જે એક જુના ચિત્ર ઉપરથી ઘણી ઉત્તમ રીતે તૈયાર કરવામાં આવ્યું છે, અને તેથી પુસ્તકની શોભામાં મોટો વધારો થાય છે. એ પુસ્તક સુરત બડેખાં ચકલા—ગોપીપરામાં આવેલી શેઠ દેવચંદ લાલભાઇની ધર્મશાળાના લાઇબ્રેરીઅન પાસેથી દશ આનાની કિંમતે મળી શકશે.

**સાંજવર્તમાન પત્ર,—મુંબાઇ.**

પુ. ૧૫. અંક. ૨૫૩. પેજ ૬.

તા. ૨૨ ફેબ્રુઆરી ૧૯૧૭.

---

(૩૮)

× × × × દેવચંદ લાલચંદ સ્મારક ફંડ તરફથી પ્રસિદ્ધ થતા આનંદ (કાવ્ય) મહોદધિ મૌક્તિક નં. ૪ અને ૫ ગુજરાતી સાહિત્યમાં ઉપયોગી ઉમેરો કરે છે અને સાહિત્યના અભ્યાસ માટે નવીન સાધનો પૂરાં પાડે છે. × × × ×

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ કૃત—
(સાહિત્ય અને કેળવણી વિષયક)
સન ૧૯૧૬ નું દિગ્દર્શન.

---

(૩૯)

શ્રીઆનંદકાવ્ય મહોદધિ.

મૌક્તિક (પુસ્તક) ૫ મું.

સંગ્રહ કરનારઃ—જીવણચંદ સાકરચંદ ઝવેરી.

પ્રકાશકઃ—નગીનભાઈ ઘેલાભાઈ ઝવેરી.

વેતન (કિમ્મત) ૦—૧૦—૦.

પ્રાચીન જૈન કાવ્યના સંગ્રહનું આ લગભગ ૪૦૦ પાનાનું દળદાર પુસ્તક છે અને તેમાં કાવ્યદોહનની રીતીએ અસલવારેના જૈનપદોનો સારો સંગ્રહ કીધેલો જોવામાં આવે છે. ચોપડીની શરૂઆતમાં ગુજરાતી ભાષા ઉપર એક લંબાણ નિબંધ આપવામાં આવ્યો છે, જેમાં લેખકે કેટલીક વિગત બહુ સ્પષ્ટ રીતે લંબાણથી સમજાવવાની કોશેષ કીધી છે. કારણ કે લેખક જેવું કથન કરવા માગે છે તેનાં મૂળ ઉપરથી તેનો વિકાસ શી રીતે થયો તે જેમ પોતે માને છે તેમ યથાર્થ રીતે સમજાવે છે, જેનો એકજ ઉદાહરણ લેશું:—

"ભાષા શબ્દ મૂળ વ્યક્ત બોલવા અર્થવાળા ભાષિ ધાતુ ઉપરથી નીપજ્યો છે. આર્યાવર્તના સમર્થ વૈયાકરણો (પાણિનીય, પતંજલિ, અને હેમચંદ્ર) એ પોતપોતાના સંગ્રહમાં વ્યક્ત બોલવા અર્થ-

વાળો 'મ્લેચ્છ' ધાતુ મૂકયો છે." આ સિવાય પ્રાકૃત અને સંસ્કૃત અને ગુજરાતી શબ્દોનાં રૂપાંતરો પણ તેમાં આપેલાં છે. તે સઘળું જોતાં પુસ્તક ઉપયોગી માલૂમ પડે છે. અમે જેમ સંસ્કૃત વ્યાકરણના કલેવર નથી, તેમ જૈન સાહિત્યથી પરિચિત હોવાનો દાવો પણ કરવા માંગતા નથી. ઉભયના અભાવે પુસ્તકનો સારાસાર જોવા કરતાં અમે ખુલાં અંતઃકરણે કહીએ છીએ કે જૈન સાહિત્ય સંબંધી અમને આ પુસ્તક કંઇક અજવાળું પાડે છે. સંશોધકનો પ્રયાસ જોતાં આ પુસ્તક જૈનને માટે અતિ ઉપયોગી થઇ પડે [એમ] માની શકીએ છીએ.

**દેશી વેપારી ચેમ્બરનું માસિક, મુંબાઈ.**

ઑગસ્ટ ૧૯૧૭. પુ૦ ૧૦ મું, અંક ૨ જો. પૃષ્ઠ ૫૬.

---

## (૪૦)

૨ **શ્રીહીરસૂરિરાસઃ**—શ્રી આનંદકાવ્ય મહોદધિના મૌક્તિક ૫ મા તરીકે સંઘવી-ઋષભ-કવિ-પ્રણીત આ રાસ સંગ્રાહક અને સંશોધક જીવણચંદ સાકરચંદ ઝવેરીએ તૈયાર કરેલો, તે પ્રકાશક નગીનભાઇ ઘેલાભાઇ ઝવેરીએ પ્રસિદ્ધ કર્યો તેનો સ્વીકાર અમે હર્ષભેર કરીએ છીએ; કેમકે તેથી ગૂજરાતી સાહિત્યમાં અગત્યનો વધારો થયો છે. જુની જૈન શૈલીની ભાષા તરીકે જેમ તે ઉપયોગી છે, તેમ એક ઐતિહાસિક પુસ્તક તરીકે તેમાંથી ઘણું જાણવાનું મળે છે. મહાન બાદશાહ અકબર, શ્રી હીરસૂરિ, તેમના શિષ્યો ને બાદશાહના માણસોની છબી આપી છે તે ખરેખર આકર્ષક છે. તેમાં સાક્ષર બેચરદાસ જીવરાજ ન્યાયતીર્થ વ્યાકરણતીર્થનો ગૂજરાતી ભાષા વિષેનો લાંબો લેખ અતિ અગત્યનો ને મનન કરવા જોગ છે. તેમાં મ્લેચ્છની જાતો ને વિશાળ દેશો બતાવવામાં આવ્યા છે. ગૂજરાતી શબ્દની વ્યુત્પત્તિ गरैचि ધાતુ ઉપરથી ગૂર્જર થઇ તેનો અપભ્રંશ ગૂજરાત અથવા ગૂર્જર ઉપરથી ગૂર્જરત્રા ને તે પરથી ગૂજરાત થયો છે. ગૂર્જરત્રાનો અર્થ ગૂર્જરોને પાળનાર એવો થાય છે. વિદ્વાન લેખક જણાવે

છે કે "જે કાળે મનુષ્યો જે શબ્દથી સહજમાં વ્યવહાર ચલાવી શકે તે કાળે બીજા અપ્રસિદ્ધ શબ્દોનો ઉમેરો કરવા કરતાં તે પરભાષાના શબ્દોને જ આપણે સ્વભાષાના સમજવા એ અધિક સરસ છે અને એમ કરવાથીજ ભાષાનો વિકાસ થાય છે." ફારસી, અરબી વગેરે આવતા શબ્દોનો તિરસ્કાર કરનારા અને સંસ્કૃતમાંના અપ્રસિદ્ધ કે જોડી કાઢેલા શબ્દો વાપરનારાને આ વાકય ધડો લેવા સરખું છે. **ક્રિયારત્નસમુચ્ચયમાં** જેમ સંસ્કૃત ધાતુના રૂપોનો સંગ્રહ છે તેમ તેમાં ભાષા (તે વખતની ગૂજરાતી) ના ધાતુનાં રૂપો પણ આપ્યાં છે એમ લેખકે જણાવી ઉદાહરણો આપે છે, જેમ—એક કરઇ, લિઅઇ, દિઅઇ, જાયઇ, આવઇ, જાગઇ, સુઅઇ; એ ઘણાં કરઇં, લિઇં, તૂં કરૈં, લિઅૈં, દિઅૈં; તુમ્હી [ તુમ્હે ] કરઉ, લિઅઉ, દિઅઉ; હું કરઉં, લિઉં, દિઉં; અમ્હે કરઉં (એનાં ચાલુરૂપ—એ કરે, લે, દે, જાય, આવે, જાગે, સુએ; એ ઘણાં કરે, લે, તૂંકર, લે, દે; તમે કરો, લ્યો, દ્યો; હું કરૂં, લઉં, દઉં; અમે કરીએ.) આ ગ્રંથ સં. ૧૪૬૬ માં ખ્રડરમાં લખાયેલો છે. તેમાં ભાષાને પ્રાકૃત કહી છે. જુની ગૂજરાતીને ઘણા ગ્રંથકારોએ પ્રાકૃતજ કહેલી છે.

લેખક ભાષાના બાર પ્રકાર જણાવે છે, જેમકે પ્રાકૃત સંસ્કૃત, માગધી, પૈશાચી, શૂરસેની અને દેશોની ભિન્નતાને લીધે અનેક પ્રકારની ભિન્નતાવાળી છઠ્ઠી અપભ્રંશ છે, અને તે ગદ્ય તથા પદ્ય રૂપે વપરાવાથી તે બાર પ્રકારની ગણાય છે. વળી કહે છે કે બંને પ્રકારની પૈશાચી, (ચૂલિકા પૈશાચી સાથે) અને આભીર વગેરે ભાષાઓનો જે સમૂહ તે અપભ્રંશ ભાષા છે. અપભ્રંશ ભાષાનો સંબંધ બીજી પાંચે ભાષાઓ સાથે છે. ખરૂં કહીએ તો પાંચે ભાષાની ખીચડી તેજ એક અપભ્રંશ ભાષા છે. બીજા વિદ્વાનોના મતથી આ વાત જૂદી પડે છે તે વિચાર કરવા યોગ્ય છે.

પ્રાકૃતના ત્રણ પ્રકાર બતાવી દેશી પ્રાકૃતને ચાલુ ગૂજરાતીનો સંબંધ બતાવવા યાદી આપી છે જેમકેઃ—

| દેશી પ્રા. | ચાલુ ગૂજરાતી. | દેશી પ્રા. | ચાલુ ગૂજરાતી. |
|---|---|---|---|
| ઉલ્લુટ | ઉલટું | કડચ્છૂ | કડછો-કડછી |
| ઉમ્મર | ઉમરો | કડઇઅ | કડીઓ |
| ઉક્કુરડી | ઉકરડો [ડી] | ગગ્ગરી | ગાગર |
| ઓજ્જરી | હોજરી | ઘરોળી | ગરોળી |
| ઉલટ્ટપલટ્ટ | ઉલટપાલટ | જોવારી | જુવાર |
| ઉત્થલ્લા | ઉથલો | ણક્ક | નાક |
| ઓસા | ઉસ | દેવરાણી | દેરાણી |
| ભાઉજ્જા | ભોજાઇ | રોજ્ઝ | રોજ |
| વઇંગણ | વેંગણ | હુડ્ડા | હોડ (સરત) |
| | | ઉત્તરવિહિ | ઉત્તરેડ |

પ્રાકૃત ભાષાનું સાહિત્ય વિશાળ છે, તેમાં મુખ્ય ભાગે જૈન સાહિત્ય છે. તે સિવાય વૈદિક વિદ્વાનોએ પણ તેમાં ગ્રંથો રચેલા છે. સંસ્કૃત પ્રાકૃત ને ગૂજરાતીનાં થોડાંક રૂપ આપ્યાં છે. તે-નીતિશાળા, નીઇસાલા,નીશાળ; ગ્રહિલ, ગહિલ, ઘેલો; વૈવાહિક, વેવાહિઅ, વેવાઈ; ભગિનીપાત, બહિણીવઇ, બનેવી; માતૃષ્વસૃ, માઉસિઆ, માસી; દૌષ્યિક, દોસિઅ, દોસી; અધિકરણી, અહિઅરણી, એરણ. અપભ્રંશમાં ળ નહોતો, તે પૈશાચીમાંની આપણી ભાષમાં આવેલો છે, એટલે કેટલાક વિદ્વાનો કહે છે તેમ તે આધુનિક નથી. લેખક જણાવે છે કે જ્યાં સુધી કેટલીક પ્રાંતિક ભાષાઓનું અસ્તિત્વ ન હતું ત્યાં સુધી ભારતના ઘણાખરા ભાગમાં આ અપભ્રંશ ભાષાનુંજ પ્રધાનવટું હતું. તેનું સાહિત્ય પણ ખેડાએલું હશે એમ જણાવી રા. બેચરદાસ કહે છે કે **ઋષભપંચાશિકા, દ્વયાશ્રય મહાકાવ્યનો પ્રાંત ભાગ,** જયતિહુઅણ સ્તોત્ર તથા શ્રીહેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણના અપભ્રંશ પ્રકરણમાં આ ભાષાની અનેક ગાથાઓ ટાંકી છે. અપભ્રંશ અને ગૂજરાતીના મળતાપણા વિષે વચન વિભક્તિના સરખા પ્રત્યયો જણાવી બંનેના શબ્દોની યાદી આપે છે, જેમકે-

| સંસ્કૃત. | અપભ્રંશ | ગૂજરાતી. |
|---|---|---|
| એવમ્ | એમ્વ | એમ |
| પશ્ચાત્ | પચ્છઇ | પછી |
| એવ | જિ | જ |
| કિમ | કાંઇ, કવણુ | કાંઇ, કોણુ |
| યુષ્મેહ્ | તુહું; તુમ્હે, તઇં | તું, તમે, તેં |

લેખક જણાવે છે કે ગૂજરાતી કાંઇ મૂળ ભાષા નથી, પણ પ્રાચીન ભાષાઓના વિકારના પરિણામ રૂપે તે છે. ગૂજરાતી ભાષાના શાબ્દિક ઇતિહાસની સંપ્રાપ્તિ માટે વિશેષે કરી પ્રાકૃત ( દેશ્ય પ્રાકૃત વગેરે ) તથા અપભ્રંશ ભાષાના સતતભ્યાસની ઘણી અગત્ય છે. ગૂર્જર ભાષાની માતા પ્રાકૃતને જેમ જૈનોએ સેવી છે, તેમ વરરૂચિ, ચંડ, કાત્યાયન, વાકપતિ વગેરે વૈદિક વિદ્વાનોએ પણ સેવી છે, અને તેને વિશ્વવિદ્યાલયમાં સ્થાન મળવું જોઇએ.

ગ્રંથના કર્ત્તા શ્રાવક કવિ ઋષભદાસનું ટુંકામાં ચરિત્ર આપ્યું છે તેમાં તેમનું નિવાસસ્થાન ખંભાત, તેમના ગુરૂ શ્રીવિજયાનંદસૂરિ, પિતાનું નામ સાંગણુ, માતાનું નામ સરૂપા છે. અને ભાઇનું નામ વિક્રમ આપ્યું છે. તેઓ જાતના પોરવાડ ( પ્રાગવાટ ) વણિક હતા. તેમણે આ ગ્રન્થ સં૦ ૧૬૮૫ માં રચ્યો હતો, અને તેમણે બીજા પણ રાસા રચેલા છે.

ગ્રન્થની ભાષા પૂર્વના ગ્રન્થોની માફક જૈન શૈલિની છે. તેમાં કહેશ, કહિસ્યું, ઇસ્યું, પોઢું, બાંભણુ, બાઇક, તિણિ, લખિમિ, પઢિલી, પરભવ, કહિવાય, રહિવાણું, હાર્કલિ, હરમતિ ( લાજ ), પરતખ, આવોયે જેવાં રૂપો પુષ્કળ નજરે પડે છે. વળી આ રાસામાં યાવની શબ્દો ઠેર ઠેર જોવામાં આવે છે, તેનું કારણુ બાદશાહ સાથેનો સંવાદ વગેરે હશે.

વણિકના અવતાર વિષે કવિ લખે છે કેઃ-

રાગ. ઇસ નગરીકા વણઝારા–એ દેશી.

ધન્ય વણિગનો અવતાર, કરે સકળ પ્રાણીની સાર;
વણિગ બંધ થકી છોડાવે, નર સહુને કર ઓડાવે.

વણિગ દેતા ભિક્ષુ લક્ષ, વળી ઉતારે દુરભિક્ષ;
વાણિગને નામે રાણારાય, ટાળે અકર અને અન્યાય.

ચઢયાં કટક તેહને ફેરવતા, નર દરિદ્રપણું નિર્ગમતા;
તિણે વાણિગનું કુળ સાર, જિણ કુળે હુવા બહુ દાતાર.

શાહ સારંગની કિરતિ રહી, બંધ નવલખ છોડાવ્યા સહી;
શાહ સમરા કરમા જગસાર, જિણે શત્રુંજે કર્યા ઉદ્ધાર.

જગડૂનો યશ બોલાય, જીવાડયા પૃથવીનાં રાય;
ભીમ શેઠ ગુજ્જરમાં હુઆ, દીધા જલેબી ને લાડૂઆ.

હેમ ખેમ અંબડ જગપાળ, કઢાવી સાયરથી જાળ;
એ વણિગ કુળમાંહિં હોય, કુળ વણિગ મોટું જોય.

શ્રીહીરસૂરિનો જન્મ સંવત્ ૧૫૮૩ માં થયો હતો. એ સમર્થ સાધુની ખ્યાતિ જાણી દિલ્હીના મહાન અકબરબાદશાહે તેમને તેડું મોકલ્યું. પોતે દિલ્હી ગયા. બાદશાહે આસન તેમને માટે મંડાવેલું તે પર પોતે બેસતા નથી. અકબર કારણ પુછે છે. તે કહે છે–નીચે જીવ હોય તો હિંસા થાય. બાદશાહે તળે જીવ છાનામાના રખાવેલા તે હીરસૂરિએ જાણ્યા, તે પરથી બાદશાહની શ્રદ્ધા બેઠી. અકબરને પોતે લંબાણથી બોધ આપે છે, સાધુના ધર્મ વર્ણવે છે, અકબરના પ્રશ્નોના ઉત્તર આપે છે. બાદશાહ વર માંગવાનું કહે છે, ત્યારે તે શ્રાવકો માટે પુસ્તકો (જૈન ધર્મના) માગે છે. બીજીવાર પજુસણના દિવસોમાં જીવ રક્ષા માગે છે, ત્રીજીવાર મારે ધન ન જોઇએ કહી "કીજેરે કીજેરે જગ સારેકું બહુ સુખી" એવું માગે છે. પછી અકબર ખુશી થઇ છ ફરમાન દેશદેશ મોકલે છે, તેમાં શ્રાવણ વદ દશમીથી બાર દિવસ જીવહિંસાની મના કરે છે. વળી સૂરિની ઇચ્છા-

થી બાર ગાઉના ડામર તળાવમાં જાળ નાંખવાની મના કરે છે. સૂરિ કહે છેઃ—

ઇસા દિન કોઇભી આયગા, કો કિસકું નહું ખાય;
હીર કહે જનમ પેગંબરિ, સહુનિં શાતા થાય.

અકબર કહે છે,

રાક્ષસ મુગલ હય હમ તણે, કરતે બહુત ગુસ્સાય;
સસતે સસતે છોડુંગા, જ્યું સબકું સુખ થાય.

બાદશાહ પસ્તાવો કરે છેઃ—

પહિલે મેં પાપી હુઆ બોહોત, આદમકા ભવ યુહીં ખોત;
ચિતોડગઢ લીના મેં આપ, કહ્યા ન જાને વો મહાપાપ.

જોરૂ મરદ કુત્તાબી હણ્યા, અશ્વ ઊંટ લેખે નહિં ગણ્યા;
ઐસે ગઢ લીને મેં બોહોત, બડા પાપ ઉહાં સહી હોત.

બહોત શિકાર ખેલે મેં સહી, બાંટે તુમ દેખાવે કહી;
કુણુ પિંડે આએ કહો ધાટ, હમ આએ મેડનેકી બાટ.

દેખે હજુરે હમારે તુઝ, એકસો ચૌદ કીએ વે હમ્મ;
એકેકે સિંગ પંચસે પંચ, પાતિક કરતા નહિં બલમંચ[ખલખંચ],

ખેલે શિકાર કીએ બહુ કરમ, છત્રીસ હજાર હરણુકે ચરમ:
ઘર ઘર દીઠ હમ લહિણા કીઆ, દોઇ સિંગ હમ સોનઇઆ દીઆ.

ચિડી પંચસેં પંખી જીવ, ખાતા જીભ ઉનકીજ સદીવ;
ઇસા પાપી થા મેં બહુ આપ, તુઝ દિદારથી છોડયા પાપ.

સાધુની શીખનું પરિણામઃ—

આહેડી વન નવિ ફરે, સુખે ચરે વન ગાય;
માછી મીન ન પરાભવે, સો ગુરૂ હીર પસાય.

અજા મહિષા મહિષ ઘણુ, વૃષભ તુરંગમ ગાય;
પંખી કહે ચિરંજીવજો. દિગ્વિજય મુનિરાય.

સસલા સેલા શૂકરા, હીરતણા ગુણ ગાય;
ઋષભ કહે બહુ પંખિઆ, પ્રણમે જગગુરૂ પાય.

ઐતિહાસિક બાબતો આ ગ્રન્થમાં ઘણી સમાએલી છે, અને તે ચાલુ ઇતિહાસોમાં આવેલી બાબતો સાથે સરખાવવા જેવી છે.

સાહિત્ય માસિક—વડોદરા.
પુસ્તક ૫ મું, અંક ૯ મો.
સપટેંબર ૧૯૧૭, પૃષ્ઠ ૫૨૬—૨૯.

---

(૪૧)

**૭–શત્રુંજયતીર્થરાસ,** આનન્દકાવ્યમહોદધિકા ચૌથા મૌક્તિક. જૈનગ્રન્થોંકો છપાછપાકર મિટ્ટીકે મોલ બેચનેવાલે બમ્બઇકે 'સેઠ દેવચન્દ લાલચન્દ પુસ્તકોદ્ધાર ફણ્ડ' કી ઓરસે યહ ગ્રન્થ પ્રકાશિત હુઆ હૈ. ક્રાઉન સોલહ પેજી સાહજકે ૭૫૦ પૃષ્ઠકે ઇસ કપડેકી પક્કી જિલ્દવાલે ગ્રન્થકા મૂલ્ય કેવલ બારહ આને હૈ. ઇતને સસ્તે દામોંમેં શાયદ હી કોઇ સંસ્થા પુસ્તકપ્રચાર કરતી હોગી, ઇસિકે લિએ સંસ્થાકે સંચાલકોંકો જિતના ધન્યવાદ દિયા જાય ઉતના થોડા હૈ. વિક્રમ સંવત્ ૧૭૫૫ મેં જિનહર્ષગણિ નામકે એક શ્વેતામ્બરસાધુને ઇસ રાસકી રચના કી હૈ. ગ્રન્થકી ભાષા ગુજરાતી હૈ. ઇસકા સમ્પાદન 'શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ શ્રીબુદ્ધિસાગરસૂરિ' ને કિયા હૈ. આપને પુસ્તકકે પ્રારંભમેં કોઇ ૬૪ પૃષ્ઠકી વિસ્તૃત પ્રસ્તાવના લિખી હૈ, સૂરિ મહાશયકી પદવિયોંને હમેં પ્રસ્તાવનાકો પઢનેકે લિએ વિવશ કિયા; પરન્તુ પઢકર હમેં નિરાશ હોના પડા. હમ ઉસમેં કોઇ બાત ઐસી ન પા સકે જિસમેં ઉનકી સદસદ્વિવેચનાશક્તિકા યા સત્યાન્વેષણશીલતાકા પરિચય મિલતા. ગ્રન્થકર્ત્તાકી પ્રત્યેક બાતકો આપને નિર્ભ્રાન્ત સમઝા હૈ; ઇતના હી નહીં બલ્કિ ઉસકી ભ્રાન્તિકો સત્ય સિદ્ધ કરનેકા પ્રયત્ન કિયા હૈ. યહ ગુજરાતી રાસા ધનેશ્વરસૂરિકે સંસ્કૃત 'શત્રુંજયમાહાત્મ્ય' નામક વિશાલ સંસ્કૃત ગ્રન્થકા પ્રાયઃ અનુવાદ હૈ. ઇસિમેં ઔર મૂલ ગ્રન્થમેં શત્રુંજયકી અમર્યાદિત પ્રશંસા કી હૈ ઔર ઉસકે માહાત્મ્યકો

બઢાનેકે લિએ બહુતસી ઝૂઠી સચ્ચી કથાયેં ભી ગઢ ડાલી હૈ; પરન્તુ સમ્પાદક મહાશયકી દૃષ્ટિમેં વે સોલહ આને સચ્ચી જંચી હૈ, ધનેશ્વરસૂરિકે વિષયમેં કહા ગયા હૈ કિ ઉન્હોંને વિક્રમ સંવત્ ૪૭૭ મેં વલ્લભીપુરકે રાજા શિલાદિત્યકી પ્રાર્થનાસે યહ ગ્રન્થ બનાયા થા; પરન્તુ યહ નિરી ગપ્પ હૈ. મૂલ શત્રુંજય મહાત્મ્યમેં કુમારપાલ, બાહડમંત્રી, વસ્તુપાલમંત્રી ઔર સમરાશાહકે ઉદ્ધારોં તકકા વર્ણન કિયા હૈ, ઇનમેંસે સબસે પિછલે સમરાશાહકા કિયા હુઆ ઉદ્ધાર વિવિધતીર્થકલ્પ આદિ અનેક ગ્રન્થોંકે કથનાનુસાર વિ૦ સં૦ ૧૩૭૧ મેં હુઆ હૈ, અત એવ શત્રુંજયમાહાત્મ્યકે કર્તા ધનેશ્વરસૂરિ ઇસકે બાદ હી કિસી સમય હુએ હોંગે, યહ સુનિશ્ચિત હૈ. ઉન્હેં વિ૦ સં૦ ૪૭૭ મેં પ્રથમ શિલાદિત્યકે સમયમેં સિદ્ધ કરનેકે લિએ ભૂમિકાકે લેખક મહાશયકો બડી બડી ઉલઝનોંમેં પડના પડા હૈ ઔર ઉનસે સુલઝનેકે લિએ અનેક ઓંધી–સીધી સચ–ઝૂઠ બાતેં લિખની પડી હૈં. ધનેશ્વરસૂરિને શિલાદિત્યકો પ્રતિબોધિત કરકે જૈન બનાયા ઔર બૌદ્ધોંકો હરાકર ઉન્હેં સૌરાષ્ટ્ર દેશસે નિકાલ દિયા; લેખક ઇસ બાતકો ભી સચ માનતે હૈં ઔર ચન્દ્રપ્રભસૂરિકૃત પ્રભાવકચરિતમેં લિખા હૈ કિ મલ્લવાદિ નામકે આચાર્યને શિલાદિત્યકી સભામેં બૌદ્ધોંકો હરાયા ઔર ઉસે જૈન બનાયા, સો ઇસમેં ભી કોઇ સન્દેહ નહીં કરતે! જાન પડતા હૈ, મલ્લવાદિકી કથાકો હી કિસીને ધનેશ્વરસૂરિકા માહાત્મ્ય બઢાનેકે લિએ ઉનકે સાથ જોડ દિયા હૈ, ધનેશ્વરસૂરિકા શત્રુંજયમાહાત્મ્ય બડા હી વિચિત્ર હૈ. ઇસકો પઢતે સમય ઐસા નહીં માલૂમ હોતા કિ હમ કોઇ જૈનગ્રન્થ પઢ રહે હૈં. યહ બ્રાહ્મણોંકે બદ્રી, કેદાર, પ્રભાસ આદિ તીર્થોંકે માહાત્મ્યકા બિલકુલ અનુકરણ માલૂમ હોતા હૈ. શત્રુંજયકી ખૂબ અનાપ–શનાપ મહિમા ગાઇ ગઇ હૈ. કુછ શ્લોક દેખિએઃ—

नास्त्यतः परमं तीर्थं सुरराज ! जगत्त्रये ।
यस्यैकवेलं नाम्नापि श्रुतेनांहःक्षयो भवेत् ॥ ५६
कथं भ्रमसि मूढात्मन् धर्मो धर्म इति स्मरन् ।
एकं शत्रुंजयं शैलमेकवेलं निरीक्षय ॥ ६१

बाल्येऽपि यौवने वार्ध्ये तिर्यग्जातौ च यत्कृतम् ।
तत्पापं विलयं याति सिद्धाद्रेः स्पर्शनादपि ॥ ८१

तावद्गर्जन्ति हत्यादिपातकानीह सर्वतः ।
यावत्शत्रुंजयेत्याख्या श्रूयते न गुरोर्मुखात् ॥ ९४

न भेतव्यं न भेतव्यं पातकेभ्यः प्रमादिभिः ।
श्रूयतामेकवेलं श्रीसिद्धक्षेत्रगिरेः कथा ॥ ९५

एकैकस्मिन् पदे दत्ते पुण्डरीकगिरिं प्रति ।
भवकोटिकृतेभ्योऽपि पातकेभ्यः स मुच्यते ॥ ७८

અર્થાત્ શત્રુંજયકે સમાન શ્રેષ્ઠ તીર્થ તીનોં જગતમેં કોઇ નહીં હૈ જિસકે એક બાર નામ સુનને માત્રસે પાપોંકા ક્ષય હો જાતા હૈ. અરે મૂર્ખો, ધર્મધર્મકા સ્મરણ કરકે ક્યોં ભટક રહે હો ? શત્રુંજય તીર્થકે કેવલ એક બાર દર્શન કર ડાલો, બસ. બચપન, જવાની, બુઢાપા ઔર પશુપર્યાયમેં કિયે હુએ પાપ ઇસ તીર્થકે સ્પર્શમાત્રસે નષ્ટ હો જાતે હૈં. હત્યાદિ પાપ તભી તક છોડે જાતે હૈં, જબ તક ગુરૂકે મુંહસે ' શત્રુંજય ' ઇતના શબ્દ નહીં સુન પાયા હૈ. અરે પ્રમાદિયો, પાપોંસે મત ડરો, મત ડરો, કેવલ એક બાર શત્રુંજયકી કથા સુન લો. શત્રુંજયકી યાત્રાકે લિએ એક એક પૈર બઢાનેસે કરોડોં ભવોંકે પાપોંસે પ્રાણી મુક્ત હોતા ચલા જાતા હૈ !

એક જગહ લિખા હૈ કિ " ચાર હત્યાકે કરનેવાલે પરસ્ત્રીગામી ઔર અપની બહિનકે સાથ વ્યભિચાર કરનેવાલે ચન્દ્રશેખર રાજાકા ભી ઇસ તીર્થસે ઉદ્ધાર હુઆ હૈ ! "

પાઠક દેખેં કિ ઇસ પ્રકારકી મહિમા જૈનધર્મકી કર્મફિલાસફીસે કિતના સમ્બન્ધ રખતી હૈ; ઔર ભી સોચેં કિ ઇસ તરહકે ઉપદેશ લોગોંકે હૃદયમેં પાપોંકી ગ્લાનિ કિતની કમ કર દેંગે. જબ શત્રુંજયકે

નામ માત્રસે બડે બડે પાપ કટ જાતે હૈં, તબ ફિર પાપોંસે ડરનેકી આવશ્યકતા હી ક્યા હૈ ?

નીચેકે શ્લોકોંમેં શિથિલાચારી ગુરૂઓંકી પૂજાકા ઉપદેશ દિયા હૈ, જિસસે સાફ માલૂમ હોતા હૈ કિ ગ્રન્થકર્ત્તા મહારાજ પાઁચવીં સદીકે નહીં કિન્તુ ચૌદહવીં શતાબ્દિકે લગભગકે કોઇ જતી હૈં, જો અપની ઔર અપને ભાઇયોંકી-ગુણહીન શિથિલાચારી હોને પર ભી-પૂજા કરાનેકે લિએ વ્યાકુલ થે.

सहस्रलक्षसंख्यातैर्विशुद्धैः श्रावकैरिह ।
यद्भोजितैर्भवेत्पुण्यं मुनिदानात् ततोऽधिकम् ॥

यादृशस्तादृशो वापि लिङ्गी लिङ्गेन भूषितः ।
श्रीगोतम इवाराध्यो बुधैर्बोधसमन्वितैः ॥

वर्तमानोऽपि वेषेण यादृशस्तादृशोऽपि सन् ।
यतिः सम्यक्त्वकलितैः पूज्यः श्रेणिकवत् सदा ॥

गुरोराधानात्स्वर्गो नरकश्च विराधनात् ।
द्वे गती गुरुतो लभ्ये गृहीतैकां निजेच्छया ॥

અર્થાત્ હજારોં લાખોં વિશુદ્ધ શ્રાવકોંકે ભોજન કરાનેસે જો પુણ્ય હોતા હૈ, ઉસસે અધિક એક મુનિકો દાન દેનેસે હોતા હૈ. ચાહે જૈસા મુનિ હો, યદિ વહ મુનિકા વેષ ધારણ કર રહા હૈ, તો જ્ઞાની શ્રાવકોંકો ચાહિએ કિ ઉસકી ભગવાન ગૌતમ ગણધરકે સમાન આરાધના કરેં. યતિ જૈસા તૈસા ભી હો, પરન્તુ યદિ વહ અપને વેષમેં વર્તમાન હૈ અર્થાત્ ઉસને સાધુઓંકે કપડે પહન રક્ખે હૈં તો વહ સમ્યક્ત્વસહિત પુરૂષોંકે દ્વારા રાજા શ્રેણીકકે પૂજ્ય સમાન સર્વદા હૈ ! ગુરુકા આરાધનાસે સ્વર્ગ મિલતા હૈ ઔર વિરાધનાસે નરક; ઇસ તરહ યે દો ગતિ, ગુરૂઓંસે પ્રાપ્ત હોતી હૈં. ઇનમેંસે ઇચ્છાનુસાર કિસી એકકો ગ્રહણ કર લો. બુદ્ધિમાન્ પાઠકોંકો યહ સમઝનેમેં વિલમ્બ ન

હોગા કિ ગુરૂઓંકી યહ મહિમા બતલાનેમેં ગ્રન્થકારકા ક્યા અભિપ્રાય હૈ.

ઇસ ગ્રન્થકી કથાઓંકે તથા ભવિષ્ય પ્રાણિયોં આદિકે સમ્બન્ધમેં ભી બહુત સી બાતેં લિખી જા સકતી હૈ; પરન્તુ ઇસ છોટીસી આલોચનામેં ઉનકે લિએ સ્થાન નહીં હૈ. શ્વેતામ્બર સમ્પ્રદાયકે વિદ્વાન્ સજ્જનોંસે હમારી પ્રાર્થના હૈ કિ વે અપને યહાંકે ઇસ પ્રકારકે સાહિત્યકી પરીક્ષા કરેં ઔર સમયકે અનુકૂલ અબ લોગોંમેં વચનપ્રધાનતાકી જગહ પરીક્ષાપ્રધાનતાકે ભાવોંકા પ્રચાર કરેં. ઇસ પ્રકારકે સાહિત્યકે જૈન ધર્મને મુલ સિદ્ધાન્તોંકો ઢંક રકખા હૈ !

જૈનહિતૈષી માસિક—મુંબાઈ.

અંક ૮, ભાગ ૧૩, પૈજ ૩૫૬-૫૮.

ઓગસ્ટ ૧૯૧૭. શ્રાવણ ૨૪૪૩.



# શેઠ દેવચંદ લાલભાઇ જૈનપુસ્તકોદ્ધાર ફંડમાંથી હમણાં મળતાં પુસ્તકોનું સૂચીપત્ર.

નંબર નામ કિંમત વગેરે.

૧૩ ધીકર્મફિલોસોફી–by મી. વીરચંદ રાઘવજી ગાંધી યુરોપમાં આપેલા ભાષણો વગેરે (અંગ્રેજી) ૦–૫–૦

૧૪ શ્રીઆનંદકાવ્યમહોદધિ—મૌક્તિક ૧ લું. જેમાં શ્રીમતિસારકૃત શાલિભદ્ર, મુનિ શ્રીગંગવિજયકૃત કુસુમશ્રી, શ્રીજ્ઞાનવિમલકૃત અશોક-રોહિણી અને શ્રીદર્શવિજયકવિકૃત પ્રેમલાલચ્છી એમ ચાર રાસાઓ છપાયા છે. (પ્રાચીન ગૂજરાતી કાવ્યો.) ... ૦–૧૦–૦
આ બુક મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સેકન્ડરી સ્કૂલ લાયબ્રેરી માટે મંજુર કરી છે.

૧૮ શ્રીકલ્પસૂત્ર-મૂલમાત્ર અથવા બારસાસૂત્ર— જાડા સુન્દર કાગળ પર મોટા ટાઇપથી. કાલિકાચાર્યકથાયુક્ત ... ... ... ...૦–૮–૦

૨૦ શ્રીઆનંદકાવ્યમહોદધિ—મૌક્તિક ૨ જું (રામાયણ) જેમાં વિજયગચ્છીયમુનિશ્રીકેશરાજજીકૃત રામરાસ છપાયેલો છે. રા૦ બા૦ હરગોવિંદદાસ કાંટાવાલાના. "જૈન સાહિત્યની પ્રસિદ્ધિનામાં" લેખ સહિત. (પ્રાચીન ગૂજરાતી કાવ્ય) ... ... ૦–૧૦–૦

૨૨ શ્રીઆનંદકાવ્યમહોદધિ—મૌક્તિક ૩ જું જેમાં શ્રાવક ઋષભદાસકૃત ભરતબાહુબલી, કવિ વાનાકૃત જ્ઞાનંદકેવલી, શ્રીલાવણ્યસમયકૃત વચ્છરાજ દેવરાજ.

શ્રીનયસુન્દરજીકૃત સુરસુન્દરી, શ્રીમેઘરાજકૃત નળદમયંતી અને શ્રીજિનહર્ષજીકૃત હરિબળમાછી એમ ૭ રાસાઓ છે. ( પ્રાચીન ગુજરાતી કાવ્યો ) ... ૦—૧૦—૦

૨૪ **શ્રીષટ્પુરુષચરિત્ર**—શ્રીક્ષેમંકરકૃત ...૦—૨—૦

૨૫ **શ્રીસ્થુલિભદ્રચરિત્ર**—શ્રીજ્યાનંદકૃત ...૦—૨—૦

૨૯* **શ્રીલલિતવિસ્તરાચૈત્યવન્દન વૃત્તિ**— શ્રીમન્મુનિચન્દ્રસૂરિવિરચિત પંજિકાયુતા, યાકિનીમહત્તરાસૂનુભગવચ્છ્રી હરિભદ્ર સૂરિકૃતા ૦—૮—૦

૩૦ **શ્રીઆનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૪ થું ( **શત્રુંજયરાસ** ) જેમાં ખરતરગચ્છીય મુનિશ્રી જિનહર્ષકૃત શત્રુંજયરાસો છપાયો છે. કાઉન ૧૬ પેજી આશરે ફરમા ૪૮ સંશોધક આચાર્યશ્રી બુદ્ધિસાગરજી. ( **પ્રાચીન ગુ૦ કાવ્ય** ) ૦—૧૨—૦

૩૧* **શ્રીઅનુયોગદ્વાર વૃત્તિ**—ગૌતમસ્વામિવાચનાનુગતમ્, મલધારીય હેમચન્દ્રસૂરિસંકલિત વૃત્તિ યુતમ્. પ્રથમ ભાગ ઉંચા બ્લૂ કાગલ ઉપર ફરમા ૧૭. ૦—૧૦—૦

૩૨ **શ્રીઆનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૫ મું ( **હીરસૂરિરાસ** ) જેમાં શ્રાવક ઋષભદાસકૃત શ્રીહીરવિજયસૂરિનો રાસ છપાયો છે. **પ્રાચીન ગુજરાતી કાવ્ય.** ) ૦—૧૦—૦

૩૩* **શ્રીઉત્તરાધ્યયનસૂત્રવૃત્તિ**—પુર્વોદ્ધૃત જિનભાષિત, ભદ્રબાહુસ્વામિકૃત નિર્યુકિતયુતા, શાન્ત્યાચાર્ય વિહિત 'શિષ્ય હિતાખ્ય' વૃત્તિયુત. ૧લો ભાગ. ઉંચા બ્લૂકાગલ ઉપર. અધ્યયન ૪ પૂરા૦ ૧—૫—૦

૩૪* **શ્રીમલયસુન્દરીચરિત્ર**—આગમિકગચ્છીય શ્રીજયતિલકકૃત—કાવ્યગ્રન્થ. ... ... ... ૦—૭—૦

* ખલાસ.

૩૫* શ્રીસમ્યક્ત્વસપ્તતિટીકા—શ્રીમદ્ રૂદ્રપલ્લિય સંઘતિલકાચાર્ય વિરચિત વૃત્તિયુત્તા, શ્રીહરિભદ્રસૂરિ પ્રણીતા. સંશોધક મુનિ લલિતવિજયજી આદિમાં છૂટું મૂલ પણ આપ્યું છે. ... ... ... ... ... ૧–૦–૦

૩૬* શ્રીઉત્તરાધ્યયન સૂત્રવૃત્તિ—વાદિ વેતાળશ્રી શાંતિસૂરિ વિહિત વૃત્તિયુત. ૨જો ભાગ, અધ્યયન પાંચથી ત્રેવીશ પૂરા ઉંચાબ્લુ કાગળ.... ... ... ૧–૧૨–૦

૩૭* શ્રીઅનુયોગદ્વાર વૃત્તિ—મલધારિય હેમચન્દ્રસૂરિસંકલિતવૃત્તિયુતમ્, દ્વિતીય ભાગ. સંપૂર્ણ ગ્રંથ... ૧–૦–૦

૩૮ શ્રીગુણસ્થાનક્રમારોહઃ—બૃહત્ ગચ્છીય શ્રીરત્નશેખરસૂરિ સૂત્રિતઃ સ્વોવજ્ઞવૃત્તિયુતઃ ... ... ૦–૨–૦

૩૯ શ્રીધર્મસંગ્રહણી—પૂર્વાર્દ્ધ. પત્ર ૨૧૦ સંશોધક શ્રીમત્કલ્યાણવિજયજી. શ્રીમદ્હરિભદ્ર સૂરિવિરાચતા, આચાર્ય મલયગિરિ પ્રણીતયા ટીકયા સમલંકૃતા ...૧–૮–૦

૪૦* શ્રીધર્મકલ્પદ્રુમઃ—આગમગચ્છિય ઉદયધર્મગણિ વિરચિત. ... ... ... ... ... ૧–૦–૦

૪૧* શ્રીઉત્તરાધ્યયનસૂત્રવૃત્તિ—વાદિવેતાળશ્રી શાંતિસૂરિ વિહિત વૃત્તિયુત. તૃતીય ભાગ: અધ્યયન ૨૪થી ૩૬ પુરા. ... ... ... ... ... ૧–૧૪–૦

૪૨ શ્રીધર્મસંગ્રહણી—ઉત્તરાર્દ્ધ. સંશોધક શ્રીમત્કલ્યાણ વિજયજી, શ્રીમદ્હરિભદ્રસૂરિવિરચિતા, આચાર્ય શ્રીમલયગિરિ પ્રણીતયા ટીકયા સમલંકૃતા... ...(પ્રેસમાં)

•૪૩ શ્રીઆનંદકાવ્યમહોદધિ—મૌક્તિક ૬ ઠું. જેમાં કવિવર શ્રીનયસુંદરજી પ્રણીત રૂપચંદ કુંવરરાસ, નળદ-

* ખલાસ.

મયંતીરાસ, અને શત્રુંજય ઉદ્ધારસાર રાસ સમાયેલાં છે (પ્રાચીન ગુજરાતી કાવ્યો) ... ... ૦-૧૦-૦

૪૪ શ્રીપિંડનિર્યુક્તિવૃત્તિઃ—શ્રીમદ્ ભદ્રબાહુસ્વામિ પ્રણીતા સભાષ્યા શ્રીમન્મલયગિર્યાચાર્ય વિવૃતા. ... ૧-૮-૦

મળવાનું ઠેકાણુંઃ—

શા. માનચંદ વેલચંદ,

શેઠ દેવચંદ લાલભાઇ ધર્મશાળા,

ઝવેરી વાડ, ગોપીપુરા, સુરત.



ઇતિ શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધારે—ગ્રન્થાંકઃ ૪૩.

(ઇતિ જૈન ગૂર્જર—સાહિત્યોદ્ધારે—ગ્રન્થાંકઃ ૬.)